


ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદની વિનયન વિદ્યાશાખાના ઈતિહાસ વિષયમાં
પીએચ.ડી.ની પદવી માટે રજૂ કરવામાં આવનાર મહાશોધનિબંધ

# "ગુજરાત અને નિમાડ-માળવાના પાટીદારો - એક અધ્યયન"
# (૧૮૫૦-૧૯૯૦)

: પ્રસ્તુતકર્તા :
પટેલ દક્ષા પ્રભુદાસ
(એમ.એ.,એમ.ફીલ., બી.એડ્.)
અધ્યાપક,ઈતિહાસ વિભાગ, સરકારી વિનયન કૉલેજ, સેક્ટર-૧૫,
ગાંધીનગર




: માર્ગદર્શક :
ડૉ. કે.સી.બારોટ
(એમ.એ.,એલ.એલ.બી., એમ.ફીલ., પીએચ.ડી.)
અધ્યાપક, ઈતિહાસ વિભાગ, એલ.ડી.આર્ટ્સ કૉલેજ
અમદાવાદ-૦૯




૨૦૦૨



certificate

# પ્રમાણપત્ર

આથી પ્રમાણપત્ર આપવામાં આવે છે કે, પટેલ દક્ષા પ્રભુદાસે મારા માર્ગદર્શન નીચે "ગુજરાત અને નિમાડ-માળવાના પાટીદારો : - એક અધ્યયન (૧૮૫૦-૧૯૯૦)" વિષય ઉપર પીએચ.ડીની પદવી માટેનો સંશોધિત મહાનિબંધ તૈયાર કરેલ છે. આ ઐતિહાસિક મહાનિબંધ તૈયાર કરવા માટે તેમણે સતત ચાર સત્ર મારી સાથે સંપર્કમાં રહીને સંશોધન કાર્ય કરેલ છે. જે કુલસચિવશ્રી, ગુજરાત યુનિવર્સિટીને આજરોજ સુપ્રત કરેલ છે.

તા:૨૦ ડિસેમ્બર, ૨૦૦૨
સ્થળ :- અમદાવાદ


માર્ગદર્શક
(ડૉ. કે.સી. બારોટ)
(એમ.એ.,એલ.એલ.બી., એમ.ફીલ., પીએચ.ડી.)
અધ્યાપક, ઈતિહાસ વિભાગ, એલ.ડી.આર્ટ્સ કોલેજ
અમદાવાદ-૦૯

DR. K. C. BAROT
C/53 Bhagvatnagar
Opp. Gulab Tower, Sola Road,
Ahmedabad-380 061.

Contents

# ગુજરાત અને નિમાડ-માળવાના પાટીદારો : - એક અધ્યયન
## (૧૮૫૦-૧૯૯૦)

## અનુક્રમણિકા

Introduction

# પૂર્વભૂમિકા

ઈતિહાસ એ જ્ઞાનના ચયનની પ્રક્રિયા છે. સ્થળ અને કાળના સંદર્ભમાં જ્ઞાન કેવી રીતે વિકસતું રહે છે તેનું સંશોધન કરવાનું તેનું મુખ્ય કાર્ય છે. વળી એક રીતે કહીએ તો તે જ્ઞાનનો વિષય હોવાથી ભૂતકાળમાં થયેલ અનુભવ પણ છે. માટે સંશોધન વિવિધ અર્થસભર કરવામાં આવ્યું હોવા છતાં તેનો પ્રમુખ ઉદ્દેશ તો ભૂતકાળમાં ઘટેલી ઘટના કે બનાવને વર્તમાન સમયમાં ઐતિહાસિક રીતે પ્રસ્તુત કરી સારા પાસાને સમાજ સામે પ્રત્યક્ષરૂપે મૂકી બોધ આપવાનો અને ઉચ્ચ આદર્શ ઊભો કરવાનો છે.

ઈતિહાસલેખનના ઉદ્દેશ અને સંદર્ભો બદલાઈ રહ્યાં છે અને વિસ્તૃત બની રહ્યાં છે ત્યારે ઈતિહાસ હવે કેવળ રાજા-મહારાજા કે ગગનચુમ્બી ઈમારતોના નિર્માણ કરતા કે પરાક્રમકર્તાઓ પૂરતો સીમિત નથી રહ્યો. પરંતુ ઈતિહાસના કેન્દ્રમાં 'સંપૂર્ણ માનવ' આવી ગયો છે. તે જોતા કહી શકાય કે માનવીની વિકાસગાથા એ જ સાચો ઇતિહાસ છે.

હવે જ્યારે આપણો ૨૧મી સદીમાં પ્રવેશ થઈ ચૂક્યો છે ત્યારે બુદ્ધિજીવીઓને જરૂર પ્રશ્ન થાય કે જ્ઞાતિને કેન્દ્રસ્થાને રાખી કરેલા અભ્યાસનું મહત્ત્વ કેટલું હોઈ શકે? તેના જવાબમાં એમ કહી શકાય કે જ્ઞાતિનું સંગઠન જ્યારે સમાજનું વિઘટન કરતો હોય ત્યારે તે નુકસાનકર્તા છે, પરંતુ જ્યારે તેમાંથી નવાં પરિમાણો **(Dimensions)** નિપજતાં હોય અને જ્ઞાતિ દ્વારા સમાજમાં પરિવર્તન લાવવાનો શુભ આશય જળવાતો હોય ત્યારે તેના અભ્યાસનું મહત્ત્વ અનેકગણું વધી જાય છે.

ઈતિહાસ અનેક અભ્યાસો સાથે જોડાયેલો એક વૈવિધ્યયુક્ત **(Multifarious)** વિષય છે. આ સંદર્ભે ભારતના ઇતિહાસનું સામાજિક અધ્યયન અત્યંત રોચક બની રહે છે.કારણ કે ભારતવર્ષમાં દરેક જ્ઞાતિ પાસે પોતાનો આગવો ઈતિહાસ છે. જ્ઞાતિનો ઉદ્‌ભવ, વિકાસ અને સિદ્ધિઓને લઈને દરેક જ્ઞાતિ પોતાના ગૌરવનો અનુભવ કરી રહી છે. ભારતીય સમાજની વિવિધ જ્ઞાતિઓના ઈતિહાસ લેખન બાબતે એમ કહી શકાય કે જવાહરલાલ નહેરૂએ "માય સ્ટોરી"માં, ભારતેન્દુ હરિશ્ચન્દ્રે "અગ્રવાલોંકી ઉત્પત્તિ"માં, તેમજ હરિવંશરાય બચ્ચને "ક્યા ભૂલુ ક્યા યાદ કરૂ"માં, સહજાનંદ સરસ્વતી તેમજ સ્વામી વિવેકાનંદે "ભૂમિહાર બ્રાહ્મણ પરિચય"માં, સચ્ચિદાનંદ સિન્હાએ ઈ.સ.

૧૯૦૦માં "કાયસ્થ" સમાચાર પત્રિકામાં અને દ્વિપનારાયણ ચૌધરીએ ૧૯૦૬માં "ક્ષાત્રકુલાદર્શ"માં અને પુરુષોત્તમ પરીખે "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ" જેવા પુસ્તકોમાં લેખકોએ સ્વજ્ઞાતિનું અધ્યયન કર્યું છે. આ સંદર્ભે સ્વજ્ઞાતિ સંશોધનકાર્ય આગળ વધારવાની ખેવના સાથે કરેલા કડવા પાટીદાર જ્ઞાતિના મારા આ સંશોધનકાર્યમાં મેં માનવીય વિજ્ઞાન ઉપરાંત સમાજશાસ્ત્રીય તેમજ ઐતિહાસિક અધ્યયન પર સવિશેષ ભાર મૂક્યો છે. અને તેમાંય ખાસ કરીને ગુજરાત અને મધ્યપ્રદેશના પાટીદારોમાં રહેલું સામ્ય, સામાજિકરણ, સાંસ્કૃતિક એકતા, ભાષા, રહેણીકરણી અને રીતરિવાજો વગેરેનું વર્ણન કર્યું છે. જેને કારણે ગુજરાત અને માળવા-નિમાડના પાટીદારો વચ્ચે સંબંધો હતાં તે ઐતિહાસિક રીતે પૂરવાર થાય છે. તેમની ભાષા અને બોલી તેમજ ભવાઈ દ્વારા રજૂ થતી વાતો, આ બંન્ને વિસ્તારના પાટીદારો વચ્ચેના સંબંધો વિશે વધારે પ્રકાશ ફેંકે છે.

પાટીદાર જ્ઞાતિ પાસે પણ પોતાનો આગવો ઈતિહાસ હતો અને છે. આંદોલનો અને પરિષદો દ્વારા પાટીદારોએ પોતાની જ્ઞાતિના રીતરિવાજોમાં અનેક સુધારા અને પરિવર્તન લાવવાનો પ્રયાસ કર્યો છે. જેનો વિશેષ અભ્યાસ કરવા અત્રે પ્રયાસ કરવામાં આવ્યો છે.

મારો આ શોધ નિબંધ મુખ્યત્વે કુલ છ પ્રકરણમાં વહેંચાયેલો છે.

જેમાંના પહેલા પ્રકરણમાં મેં પાટીદાર જ્ઞાતિનું વિશ્લેષણ કર્યું છે અને જ્ઞાતિની ઓળખ આપવા પ્રયાસ કર્યો છે. વળી તેમના મૂળ નિવાસની અત્રે મેં પણ વિશદ્ ચર્ચા હાથ ધરી છે. આ ઉપરાંત 'કૂર્મી' શબ્દનો અર્થ, 'કૂર્મી'ની મહત્તા, કણબી અને ક્ષત્રિયની ઓળખ, 'કૂર્મી' ક્ષત્રિય હોવાના ઐતિહાસિક સંદર્ભો અને પટેલ અને પાટીદાર શબ્દની અનેક સંદર્ભો ટાંકી ઝીણવટ ભરી છણાવટ તથા સ્પષ્ટતા કરેલ છે.

બીજા પ્રકરણમાં ભારતમાં કૂર્મીઓનો વ્યાપ અને વસવાટ ક્યાં ક્યાં છે તે વિશે વિસ્તૃત ઉલ્લેખ કર્યો છે. સાંપ્રત સમયે કૂર્મીઓ ઉત્તરપ્રદેશ, બિહાર, બંગાળ, આસામ, આંધ્રપ્રદેશ તેમજ પશ્ચિમ બંગાળમાં પણ વસવાટ કરે છે અને તે જુદા જુદા પ્રાંતમાં જુદા જુદા ઉપનામોથી ઓળખાય છે તે દર્શાવ્યું છે. આ દરમ્યાન મારા વિષય સંદર્ભે મેં મધ્યપ્રદેશના કૂર્મીઓનો ઉલ્લેખ સવિશેષ રીતે કર્યો છે.

ત્રીજા પ્રકરણમાં મેં ગુજરાતના પાટીદાર જ્ઞાતિના રીત રિવાજો આલેખવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. આમાં કડવા, લેઉવા, આંજણા અને મતિયા પાટીદાર જ્ઞાતિના રીત રિવાજો સવિશેષપણે દર્શાવ્યા છે.

ચોથા પ્રકરણમાં માળવા-નિમાડના પાટીદારોના રીત રિવાજો વિશે ઉલ્લેખ કર્યો છે. તેમાં માંવદી પ્રથા, વીરપસલી પ્રથા અને પુનઃવિવાહનો રિવાજ વગેરે વિશે ચર્ચા કરી છે.

પાંચમાં પ્રકરણમાં ગુજરાત અને મધ્યપ્રદેશમાં પાટીદાર જ્ઞાતિમાં રહેલા કુરિવાજો દુર કરવા

માટે વિવિધ સંમેલનો યોજવામાં આવ્યા હતા તેનો મેં ઉલ્લેખ કર્યો છે. મધ્યપ્રદેશમાં માળવા-નિમાડની પરિષદો કુંવા અને સુંદેલ સ્થળે થઈ તેનો ઉલ્લેખ પણ કર્યો છે.

આ ઉપરાંત પાટીદાર જ્ઞાતિ પત્રિકાઓ દ્વારા સામાજિક કુરિવાજો નાબૂદ કરવા માટે, શિક્ષણનો પ્રચાર કરવા, સ્ત્રી શિક્ષણને પ્રોત્સાહન આપવા તથા ખેતીમાં સુધારણા લાવવા, જુદા જુદા લેખો આપવામાં આવતા હતા તેનો ઉલ્લેખ કર્યો છે. એમાં વિશેષતઃ મધ્યપ્રદેશના જ્ઞાતિ માસિક સામયિકોનો પણ સમાવેશ કર્યો છે.

છઠ્ઠા પ્રકરણમાં ૧૮મી શતાબ્દીના શ્રી ઉમિયા માતાજી મહોત્સવ પછી માળવા-નિમાડમાં આવેલા પરિવર્તનનો ઉલ્લેખ કર્યો છે. મધ્યપ્રદેશના વિવિધ જિલ્લાઓના સંમેલનો દ્વારા નક્કી થયેલા નિયમો તેમજ આચાર સંહિતા દ્વારા આવેલ ધાર્મિક તેમજ શૈક્ષણિક પરિવર્તનનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે.

આ છ પ્રકરણમાં મેં પ્રાપ્ત એટલી મહત્તમ સામગ્રીને આધારે "ગુજરાત અને નિમાડ-માળવાના પાટીદારોના-એક અધ્યયન" નામ સાથેના મારા સંશોધનમૂલક વિષયને ન્યાય આપવા યથા બુદ્ધિ પ્રયત્ન કરેલો છે. ઉક્ત બન્ને પ્રાંતના સમાજમાં વેરવિખેર પડેલા લખાણોને મેં ભેગા કરી મારા સંશોધનને યથાસંભવ ન્યાય આપવા પ્રયાસ કર્યો છે.

આ સંશોધન દરમ્યાન મેં ગુજરાત તેમજ મધ્યપ્રદેશના પાટીદાર જ્ઞાતિના મુખપત્રો જેવાં કે 'કડવા વિજય', 'પટેલ', 'ચેતન', 'બુદ્ધિપ્રકાશ', 'પાટીદાર જાગૃતિ' તથા 'પાટીદાર લોક' વગેરેનો છુટથી ઉપયોગ કર્યો છે. આ ઉપરાંત આ સંશોધન દરમ્યાનમાં ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા અને ઉજ્જૈન સ્થિત રામ-મંદિરમાં સચવાયેલું કેટલુંક સાહિત્ય અને ફોટાઓ પણ મને અત્યંત ઉપયોગી નિવડ્યા છે. આ બન્ને પ્રદેશમાં સતત સંપર્કમાં રહેલા મોટાભાગના નેતાઓ પાસેથી મૌખિક માહિતી પણ સંકલિત કરવાની તક મેં ઝડપી લીધી છે. જેમ કે છેલ્લા કેટલાંય વર્ષોથી ઉમિયા સંસ્થાના કાર્યકર્તાઓમાં શેઠ શ્રી કેશવલાલ વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી મણિભાઈ પટેલ(મમ્મી), શ્રી વિક્રમભાઈ પટેલ, પૂર્વ કારભારી ચિમનભાઈ પટેલ, શ્રી માધવલાલ પટેલ, ડૉ. મફતલાલ પટેલ, ડૉ. મંગુભાઈ પટેલ, ડૉ. અમૃતભાઈ પટેલ, શ્રી જયંતિભાઈ પટેલ અને ઊંઝાના અન્ય આગેવાનો તેમજ ધરતીના કાર્યકર્તાઓમાં શ્રી હર્ષદભાઈ પટેલ, શ્રીમતી હર્ષાબેન પટેલ, શ્રીમતી પાર્વતીબેન પટેલ તે સર્વેએ મને પુરી પાડેલ અમૂલ્ય સામગ્રી તેમજ માહિતી બદલ હું એમની આભારી છું. શ્રીમતી લીલાબેન પટેલ કે જેમણે મધ્યપ્રદેશની સભાઓમાં હાજરી પણ આપેલ હતી તેમનો પણ અત્રે આભાર વ્યક્ત કરું છું.

ઉજ્જૈનનું રામ મંદિર એ મધ્યપ્રદેશ માટે ગુજરાતની ઉમિયામાતા સંસ્થાન, ઊંઝાની જેમ કડવા પાટીદારોની પ્રવૃત્તિ માટે કેન્દ્રસ્થાન સમાન ગણાય છે. મધ્યપ્રદેશમાં જે કોઈ અધિવેશનો મળ્યાં છે. એનું સાહિત્ય અહીં સુપેરે સચવાયેલું પડ્યું છે. વળી મધ્યપ્રદેશના નિષ્ઠાવાન અને ઉત્સાહી કાર્યકરો

જેવા કે શ્રી કિશનસિંહ પટેલ, શ્રી ખેમચંદભાઈ પાટીદાર, શ્રી પરશુરામ પાટીદાર, શ્રી પ્રહલાદભાઈ પટેલ, શ્રી શાંતિલાલ ગામી, શ્રી માંગીલાલ પટેલ, શ્રી ચતુર્ભૂજજી તેમજ અન્ય કાર્યકર્તાઓનો મને સહયોગ મળ્યો છે તેમનો પણ અત્રે આભાર માનું છું. તેઓ અવારનવાર પ્રવાસ લઈને ગુજરાત કડવા પાટીદાર સંસ્થાના અભ્યાસ માટે ગુજરાતના અધિવેશનમાં આવતા હતા.

આ ઉપરાંત ગુજરાત વિદ્યાપીઠ, ગુજરાત વિદ્યાસભા, પાટડી દરબારની લાયબ્રેરી તેમજ ગુજરાત રાજ્ય દફતરભંડારમાંથી મને જે સહયોગ મળ્યો છે તે બદલ તેના સંબંધિત અધિકારી અને કર્મચારીઓનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ તમામ હકીકતોને આધારે સામગ્રીનું તર્કશુદ્ધ અધ્યયન અને તુલનાત્મક અભ્યાસનું યોગ્ય પૃથ્થકરણ કરીને આધારભૂત તથ્યો આપવાનો મેં અહીં પ્રયાસ કર્યો છે.

સાચા અર્થમાં માર્ગદર્શક એવા સ્નેહી અને મળતાવડા સ્વભાવના મારા વિદ્વાન માર્ગદર્શક શ્રી ડૉ.કે.સી. બારોટ સાહેબનો અત્રે આભાર માનું છું. તેઓશ્રીએ તેમના અત્યંત વ્યસ્ત કાર્યક્રમમાંથી સમય કાઢીને ઉત્સાહ પ્રેરક નિર્દેશન કર્યું છે. જેથી હું મારા માટે મહાકાર્ય ગણાય એવા આ કાર્યમાંથી આજે સુપેરે પસાર થઈ શકી છું. આથી ડૉ.બારોટ સાહેબની હું આજીવન ઋણી બની છું.

હંમેશા મારા કાર્યમાં ઉત્સાહપૂર્વક સાથ આપનાર મારા મમ્મી-પપ્પા, મારા પતિ, મારા ભાઈ-ભાભી,મારા શોધકાર્યને જહેમત અને ચિવટપૂર્વક નિહાળનાર નિવૃત્ત રીડર ડૉ. મંગુભાઈ પટેલ સાહેબ તથા તે છાપવાનું કાર્ય કરનાર શ્રી પંકજભાઈ શુક્લનો અને પ્રુફ રીડરશ્રી હર્ષદભાઈ શાહ, તેમજ આ કાર્યમાં પ્રત્યક્ષ કે પરોક્ષ સહાયક બનનાર સર્વે સુજ્ઞજનોની હું આભારી છું.

**પટેલ દક્ષા પ્રભુદાસ**

વ્યાખ્યાતા- ઈતિહાસ વિભાગ

સરકારી વિનયન કૉલેજ

ગાંધીનગર

Chapter-1

# ૧. કૂર્મી શબ્દની ઉત્પત્તિ અને અર્થઘટન (કણબી, પાટીદાર, પટેલ)

## કૂર્મી શબ્દની ઉત્પત્તિનો ઈતિહાસ:-

પ્રાચીન ભારતની અસલ સ્થિતિનો ચિતાર જાણવા માટે આધારભૂત અને પ્રમાણિત ગ્રંથો તરીકે આપણી પાસે આપણા વેદો મોજૂદ છે. પૂર્વે જ્યારે યુરોપ અને અમેરિકા જેવા દેશો સુધારાની બાબતમાં પ્રારંભિક અવસ્થામાં હતા ત્યારે આર્યાવર્ત સંપૂર્ણ રીતે ઉન્નતિના શિખરે પહોંચી ચૂક્યો હતો, એમ આપણા વેદો ઉપરથી દુનિયાએ નિઃશંકપણે કબૂલ કરવું પડે છે. તે વખતે આપણી ધાર્મિક સ્થિતિ પ્રધાનપદે હતી. જ્ઞાનના ભંડારરૂપ આપણા ઈશ્વરપ્રણિત વેદો, પરંપરાથી બ્રહ્માજી, કશ્યપ-મન્વાદિ અને તેમના પુત્રોને કંઠસ્થ હતા; અને તે ક્રમશઃ એક પછી એક લેખનશૈલી વિના વિદ્યાર્થીને મુખપાઠ દ્વારા જ મોઢે કરાવવામાં આવતા હતા. પરંતુ જ્યારે લેખનશૈલી શરૂ થઈ ત્યારે પહેલ વહેલો આપણો ઋગ્વેદ લખાયેલો હોવાથી, આપણો પ્રાચીન ઈતિહાસ જાણવાનું તે મુખ્ય સાધન મનાય છે. તેના અભ્યાસ પરથી માલૂમ પડે છે કે આર્યોનો પ્રથમ વસવાટ અફઘાનિસ્થાનમાં હતો અને ત્યાંથી હિન્દુકુશ પર્વતમાળા ઓળંગી ખૈબરઘાટને માર્ગે આવી તેમણે પંજાબમાં વસવાટ કર્યો હતો. કેટલાક સમય પછી ત્યાંથી પણ ક્રમે ક્રમે પૂર્વ તરફના ગંગા-જમનાના રસાળ પ્રદેશમાં આગળ વધતા તેઓ છેક બંગદેશ સુધી વિસ્તર્યા હતા.

આ બાબતે કેટલાક ઈતિહાસકારો એવું પણ અનુમાન કરે છે, કે આર્યો, ઈરાનીઓ અને યુરોપીઅન પ્રજાના પૂર્વજો મધ્ય એશિયામાં આમુ નદી પાસે પામીર નામના ઉચ્ચપ્રદેશમાં સાથે સાથે વસતા હતા અને સ્થાઈ થયા હતા. ત્યાંથી એક ટોળી યુરોપ તરફ, બીજી ટોળી ઈરાન તરફ અને ત્રીજી ટોળી અફઘાનિસ્થાન થઈ પંજાબમાં આવી એમ જાણીતા સંશોધક અને ઈતિહાસવિદ પ્રા. ડૉ.

ભગવાનદાસ ગિડવાની (**SWARD OF TIPU SULTAN** ના લેખક) પોતાના સંશોધનમૂલક ગ્રંથ **'RETURN OF THE ARYANS'** માં લખે છે અને દર્શાવે છે કે આર્યો મૂલતઃ ભારતના નિવાસી હતા. પરંતુ પશુપાલનના વ્યવસાયના હેતુથી મધ્ય એશિયા તરફ ગયા હતા. જયાંથી કાળક્રમે સપ્ત સિંધુ તરફ પાછા ફર્યા હતા. આર્યો પ્રથમ હિન્દમાં જ વસતા હોય કે મધ્ય એશિયાના પામીર પ્રદેશમાં વસતા હોય પરંતુ વેદો જોતાં તેમના અસલ સ્થળનું નામ ભરતખંડ હોય તેમ માલૂમ પડે છે. તે પરથી એમ માની શકાય કે ભરતખંડની મર્યાદા હાલ જે પંજાબની સરહદ પર સુલેમાન, હાલા પર્વત તથા હિમાલયથી અંકાય છે તેને બદલે અફઘાનિસ્થાન તથા તેની ઉત્તરના પામીરવાળા ઉચ્ચપ્રદેશનો ભાગ પણ તેની હદમાં જ હોવો જોઈએ તેમ માની શકાય. રામાયણ અને મહાભારતના વખતની ભરત ખંડની હદ હાલના હિંદુસ્તાન જેટલી જ ન હતી, પરંતુ છેક વર્તમાન રશિયા સુધી વિસ્તૃત હતી તેમ ઋગ્વેદના મંત્રો પરથી જણાય આવે છે. જોકે આર્યોએ અફઘાનિસ્થાનના પ્રદેશમાં પ્રાચીન કુંભા (કાબુલ) નદી પર ઘણા કાળ સુધી શાંતિથી વસવાટ કર્યા બાદ આર્યોએ પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓ પશ્ચિમમાં પંજાબ તરફ ફેલાવી હતી અને ત્યારબાદ પંજાબમાંથી ક્રમે ક્રમે મથુરા તરફ આગળ વધ્યા હોવાનું માલૂમ પડે છે. તેમના મૂળ પુરુષ ભગવાન કશ્યપ ઋષિ હોવાનું આપણા શાસ્ત્રો બતાવે છે. તેથી લગ્ન પ્રસંગે પાટીદારોમાં આજે પણ કશ્યપ ગોત્રનો ઉલ્લેખ કરવામાં આવે છે. કૂર્મી ચંદ્રવંશીય અને સૂર્યવંશીય જાતી ગણાય છે.[1] એ જોતાં ભારતના કૂર્મીઓ કશ્યપ ઋષિના વંશજો હોવાની વાતને સમર્થન મળે છે.

પ્રખર સ્વાતંત્ર્ય સેનાની અને સંશોધક એવા શ્રી લોકમાન્ય બાળગંગાધર ટિળકે " વેદમાં આર્યોનું ઉત્તર ધ્રુવ નિવાસ" નામના પુસ્તકમાં યુરોપીય વિદ્વાનોનાં સામાન્ય તારણોનો સ્વીકાર કર્યો હોવા છતા પોતાની વિદ્વત્તાપૂર્ણ દલીલોમાં આર્યોના મૂળ નિવાસ સ્થાન તરીકે ઉત્તર ધ્રુવને દર્શાવેલ છે. વેદકાલીન આર્યોની મુખ્ય આજીવિકા પશુપાલન અને કૃષિ મનાય છે. આર્યો અસંખ્ય નાનામોટા કબીલાઓમાં વહેંચાયેલા હતા. સિંધુ સંસ્કૃતિના પુરાતન અવશેષો માનવજીવનના ક્રમશઃ વિકસીત સ્તરને પ્રગટ કરે છે. તે અવશેષ પરથી જણાય છે કે તેઓ મોટી વસ્તીના જથ્થામાં તેમજ ઊંચાં અને પાકાં મકાનોમાં નિવાસ કરતા હતા. નાની નાની ઔદ્યોગિક વસાહતો અને સામૂહિક આનંદપ્રમોદનાં સ્થળો પણ તેમણે વિકસાવ્યા હતાં. આ સમયગાળામાં હડપ્પામાં દેવી-દેવતા, લિંગ-યોની અને મૂર્તિના ચિહ્નો તેમજ પશુઓથી ઘેરાયેલા શિવ તથા પૌરાણિક મૂર્તિઓની પૂજા પ્રચલિત હોવાના આધારો મળે છે પરંતુ ઋગ્વેદમાં મૂર્તિપૂજાનું પ્રત્યક્ષ સમર્થન મળતું નથી. અર્થાત્ તેઓ પ્રકૃતિ પૂજક હતા. સિંધુખીણની સંસ્કૃતિના આ નિવાસીઓ સમુદ્રનું પણ જ્ઞાન ધરાવતા હતા. સમુદ્ર મારફતે તેઓ મેસોપોટેમિયા અને મિસર જેવી પ્રાચીન સંસ્કૃતિ ધરાવતા દેશો સાથે પરસ્પરના વેપાર અને તેમના આવાગમનને સમર્થન મળે છે.

ભારતીય પરંપરા અનુસાર વેદમંત્રોના શબ્દો પરથી પૃથ્વી પર મોજૂદ સર્વ પ્રકારના પદાર્થો, અને તેના ગુણધર્મો અને કર્મોના ઉપયોગના સંદર્ભમાં આર્યોના નામકરણ કરાયેલાં જોવા મળે છે.[૨]

મહાભારતના આદિપર્વમાં એવું વર્ણન મળે છે કે, જગતપિતા બ્રહ્માથી જયારે કર્તવ્ય શક્તિ ઉત્પન્ન થઈ જેનું નામ વૈવસ્વત મનુ હતું, તેણે ત્યારબાદ તેના દ્વારા પ્રાણીસૃષ્ટિનું સર્જન કર્યું હતું. જોકે આ પહેલા જીવ અને વનસ્પતિ સૃષ્ટિ ઉત્પન્ન થઈ ચૂકી હતી. આમ, અનેક પ્રકારની સૃષ્ટિના સર્જન બાદ બ્રહ્માજીએ દસ પુત્રોનું સર્જન કર્યું. બ્રહ્માના આ દસ પુત્રોમાં છ ઋષિઓ હતા જે અમૈથુન સૃષ્ટિક્રમથી ઉત્પન્ન થયા હોવાથી માનસપુત્રો કહેવાયા. વેદની ઋચાઓ સાંભળીને તેનું માનવભાષામાં અર્થઘટન કરવા આ ઋષિઓને કહેવામાં આવ્યું. જેથી આ ઋષિમુનિઓએ માનવભાષા દ્વારા પોતાના જ્ઞાનનો લાભ લોકો સુધી પહોંચાડ્યો. આ છ ઋષિઓ પૈકીના એક મરીચિ ઋષિ પણ હતા. તેમનો પુત્ર કશ્યપ હતો. જેની ઉત્પત્તિ પણ અમૈથુનીય હતી આ કશ્યપથી બાકીની બધી પ્રજા ઉત્પન્ન થઈ હોવાનું મનાય છે તે જોતાં કૂર્મ અને કશ્યપ એક જ શક્તિ અને વ્યક્તિનાં નામ છે એમ મનાય છે. તેથી કશ્યપે જ બાકીની પ્રજા ઉત્પન્ન કરી એમ કહી શકાય.

આપણાં શાસ્ત્રોમાં મૂળ પુરુષ તરીકે ભગવાન કશ્યપ ઋષિ હોવાનું બતાવ્યું છે તેથી આપણા મૂળ પુરુષ ભગવાન વિષ્ણુ અને ચંદ્રવંશીય કૂર્મઋષિ સુધીનો ઇતિહાસ આ પ્રમાણે છેઃ-

પુરુષોમાં શ્રેષ્ઠ એવા શ્રીમાન પુરુખા રાજાને ત્રપુ નામે પુત્ર થયો. ત્રપુને આયુ નામનો લઘુ ભ્રાતા પણ હતો. આ ત્રપુ તથા આયુના વંશની આગળ વૃદ્ધિ થયેલી છે. તેમાં આયુના વંશનો વિસ્તાર મહાભારતના વિસ્તારમાં સવિશેષ વર્ણવ્યો છે. જયારે ત્રપુના વંશનું વિવેચન સ્કંદપુરાણમાં કરેલું છે. આ ત્રપુનું નામ વામ હતું. અને વામનો પુત્ર કુશ થયો. એના વંશની વૃદ્ધિ કરનારા મહાપુરુષોની સ્કંદપુરાણમાં સારી સ્તૃતિ કરી છે. જેમકે તેઓ ધૈર્યવાન, પ્રાકૃત, પરાક્રમી, લોકપ્રસિદ્ધ, પુરુષાર્થી અને દીર્ઘદૃષ્ટિવાળા મહાત્માઓ હતા.

આ રીતે મહાન પ્રભાવશાળી મહાપુરુષોમાં કૂર્મ ઋષિના વંશનું સ્કંદપુરાણમાં વિવરણ કરવામાં આવ્યું છે. તેમના કુળમાં પ્રથમ પ્રાણનાથ નામે રાજા થયા. ત્યાર પછી બાહુશાલી નામધારી રાજા થયા અને આગળ જતા તેમના વંશમાં દીર્ઘબાહુ જેવા પરાક્રમી રાજવીઓ પણ થયા.

આ રીતે જોતાં કૂર્મીઓ કૂર્મ ઋષિના વંશમાંથી ઊતરી આવ્યા હોવાથી કૂર્મીઓ ક્ષત્રિયો પણ છે તેવું સાબિત થાય છે.[૩]

**<u>કૂર્મી શબ્દનો અર્થ :-</u>**

'कूर्मी' શબ્દ સંસ્કૃત ભાષાનો છે ને કણબી શબ્દ કૂર્મીમાંથી ઊતરી આવ્યાનો મત છે અને કણબીઓ ખેતી કરતા હોવાથી તેઓને कृषिकर्मी પણ કહેતા. એ શબ્દ પરથી અપભ્રંશ થઈ કુરમી,

કરમી અને કણબી શબ્દ પ્રચલિત થયા છે. જ્યારે નરસિંહભાઈ ભોળાનાથના મતે કણબી શબ્દ સંસ્કૃતના 'कुटुम्बिन्' શબ્દ ઉપરથી ઊતરી આવ્યો છે કે, જેનો અર્થ ઘરવાળો કે કુટુંબવાળો થાય છે અને કુટુમ્બિન્‌માંથી કુટુંબી, કુડુબી,કુળુબી,કુણબી અને પછી અપભ્રંશ થઈ કણબી શબ્દ બન્યો છે. તેમજ તેઓ આગળ લખે છે કે ઈ.સ. પૂર્વે ૬૨૩ થી ઈ.સ પૂર્વે ૫૪૪માં રચાયેલ બુદ્ધજાતકોમાં કુટુંબિકો ખેતી સાથે વેપાર પણ કરતા હતા. અને ઈ.સ. પૂર્વે ૩૨૧થી ઈ.સ.પૂર્વે ૨૯૭ દરમ્યાન લખાયેલ " કૌટિલ્ય અર્થશાસ્ત્ર"માં પણ કુટુંબીન શબ્દનો ઉલ્લેખ છે તેથી કુટુંબીનમાંથી કણબી શબ્દ બન્યો છે. વળી ચંદ્રગુપ્ત મૌર્યના ગ્રીક રાજદૂત મેગેસ્થનીસના વૃત્તાંતોમાં બ્રાહ્મણો પછી બીજે નંબરે કુટુમ્બિકોને એટલે કણબીઓને મૂક્યા છે. ઉપરાંત પ્રાકૃત સાહિત્યમાં 'કુટુંબીય' શબ્દ આવેલો છે. જ્યારે સંસ્કૃતમાં ब्रह्मणादि कुटुम्बिनश्च कारुकश्च । બ્રાહ્મણો પછી કુટુંબીન શબ્દ મૂક્યો છે અને પછી કારુક એટલે કારીગર શબ્દ મૂકેલો છે. આપણા સાહિત્ય શિરોમણિ હેમચંદ્રસૂરિજીએ પણ ૧૨મી સદીના પોતાના 'અભિધાન ચિંતામણિ 'નામના ગ્રંથમાં કુટુંબીન શબ્દ વાપર્યો છે. અને કહ્યું છે કે 'कुटुम्बी कर्षकः क्षेत्रीहली कृषिक कार्ष सौ लाकापि ' જે માણસ ખેતી કરે અગર તો કરાવે તે કુટુંબીન. ઉપરોક્ત આધારોથી ફલિત થાય છે કે કુટુંબીનમાંથી કણબી શબ્દ બનેલ છે. મહારાષ્ટ્રમાં કુળુંબી અને કણબી બન્ને શબ્દો વપરાય છે. જ્યારે બંગાળ, બિહાર, માળવા, ગુજરાત અને મદ્રાસ સુધીના જૂના લેખો કે તામ્રપત્રોમાં કુટુંબીન શબ્દ વપરાયેલો જોવા મળી આવે છે.

સંસ્કૃત શબ્દકોશમાં પ્રો. મોનીઅર વિલિયમ્સ કૂર્મી શબ્દના ત્રણ-ચાર અર્થો નીચે પ્રમાણે બતાવે છે.

૧. કૂર્મઃ એટલે પૃથ્વી, કૂર્મી એટલે પૃથ્વીનું પાલન કરનાર પૃથ્વીપતિ કે રાજા.

૨. કૂર્મઃ એટલે શક્તિ. કૂર્મી એટલે શક્તિવાન માણસ, વીર્યવાન, પરાક્રમી, વીર પુરુષ.

૩. કૂર્મઃ એટલે સ્વર્ગ, કૂર્મી એટલે વિવસ્પતિ, ઇન્દ્ર અને સ્વર્ગપતિ.

૪. કૂર્મીઓ સંગ્રામ કે યુદ્ધમાં વિવિધ પ્રકારનાં કર્મ કરનાર વીરપુરુષ.

ઉપરોક્ત દરેક અર્થમાં કૂર્મી શબ્દ ક્ષત્રિયની ગુણસંપત્તિ દર્શાવે છે તેમજ કૂર્મી શબ્દ ક્ષત્રિયો માટે વપરાયેલો છે. ઇન્દ્ર પણ ક્ષત્રિય જ હતા. કૃષ્ણ, રામ, બુદ્ધ, મહાવીર પણ ક્ષત્રિય હતા. ક્ષત્રિયોનો ધર્મ પૃથ્વી પરના લોકોનું રક્ષણ કરવાનો હતો ને તેઓ રક્ષણ પણ કરતા. જરૂર પડે યુદ્ધ લડતા. આમ, કણબીઓ મૂળે ક્ષત્રિયો હતા એવું પુરાણો અને પ્રાચીન ઇતિહાસો પરથી સાબિત થયું છે.[૪]

## કૂર્મીઓ વિશે વિવિધ અભિપ્રાયો :

કણબીઓ પ્રામાણિક અને ઉદાર હતા; બીજાને મદદરૂપ થતા, ન્યાયની બાબતમાં સ્પષ્ટ કહેતા તેમજ શોખીન પણ હતા. તેથી કૂર્મીની મહત્તા વિશે અંગ્રેજ ઇતિહાસકારોએ નીચે પ્રમાણે અભિપ્રાયો આપ્યા છે :

**૧. 'હન્ટર્સ સ્ટેટિસ્ટિકલ એકાઉન્ટ ઑફ બેન્ગાલ ભા-૧૧મો'**

જેમાં શિવાજી અને ગ્વાલિયર તેમજ સતારાના રાજાઓ કણબી વંશમાંથી ઊતરી આવેલા હતા તેમ બતાવેલ છે.

**૨. 'કોર્નેગીઝ રેસીઝ ટ્રાઈબ્ઝ ઍન્ડ કાસ્ટસ ઑફ આઊધ.'**

ગ્વાલિયરના (સિંધિયા) તથા સતારા અને નાગપુર(ભોંસલે)ના શાસકો કણબીઓ હતા અથવા તેઓના જેવા જ હતા. મિ. કેમ્પબેલે દર્શાવ્યું છે કે મરાઠાનું મૂળ કૂર્મી જ્ઞાતિમાં હતું અને શિવાજી અને તેનાં ઘણા સરદારો કણબી હતા, તેમજ ગોરખપુર અને ગુજરાતમાં પણ કણબી રાજાઓ થઈ ગયેલ છે.

**૩. 'ઈલીઅટ્સ હિસ્ટરી ફોકલોર ઍન્ડ ડિસ્ટ્રીબ્યુશન ઓફ રેસીઝ.'**

મરાઠામાં કેટલાક કણબીઓ છે અને ગ્વાલિયર તેમજ સતારાના વંશજો પણ આ જ વર્ણના છે.

**૪. 'રેવ, શેરિંગ્ઝ, ટ્રાઈબ્ઝ એન્ડ કાસ્ટસ- ભા.૨જો'(મુંબઈ ઈલાકો અને મધ્ય પ્રાંત)**

પૂના જિલ્લામાં વારંવાર મરાઠા અને કણબી શબ્દો એકબીજાને માટે બોલાય છે. કૂર્મી અને કણબી ખરી રીતે એક જ વર્ગના લોકો છે. તેઓમાં કેટલીક જાતો છે. તેઓ પરસ્પર પરણતા નથી. તેઓ ઘણા ઉદ્યમી, ખંતીલા, સાધારણ કરકસરવાળા, તંદુરસ્ત અને વ્યાવહારિક રીતે સુખી છે.

**૫. 'ધ પ્રિન્સિપલ નેશન્સ ઓફ ઈન્ડિયા.' અનુસાર**

કણબી પોતાની સ્વતંત્રતા મેળવવાના શોખીન છે. તેથી તેને લગતી કહેવતો પણ પ્રચલિત બનવા પામી છે જેમકે-

'જયાં ગાજવીજ થાય છે ત્યાં કણબીઓ જમીનદાર છે.'

'કણબી વાંસે કરોડ, કણબી કોઈને કેડે નહીં.'

**૬. એજ રીતે પ્રાશ્ચાત્ય સંશોધક 'કર્નલ ડાલ્ટન'**

બંગાળમાં પહેલવહેલા આવેલા આર્યો બિહારના કણબીઓ હોવાનું જણાવતા ડાલ્ટન કહે છે કે તેઓ ઘઉંવર્ણા રંગના, સામાન્ય ઊંચાઈ ધરાવતા, સારા બાંધાવાળા, જરા ઊંચા કાઠાવાળા અને સાધારણ દેખાવડા હતા. તેમની વ્યાવહારિક રીતભાત માન ભરેલી છે. આર્યો પોતાના ગુરુ સિવાય અન્ય બ્રાહ્મણના હાથનું રાંધેલું તેઓ ખાતા નથી. તેમ છતાં કેટલાક આર્યો ગુરુ સિવાયના અન્ય બ્રાહ્મણોના હાથની મીઠાઈ ખાય છે છતાં ક્ષત્રિયો તરીકે જાણીતા છે. પરંતુ અન્ય જ્ઞાતિઓ કોઈપણ તરેહની આનાકાની સિવાય કોઈ પણ બ્રાહ્મણના હાથની બનાવેલી મીઠાઈ ખાય છે. આવા લોકો ઉતરતી કક્ષાના ગણાતા.આવા

આર્યો ડાલ્ટનના મતે અયોધ્યામાં ઘણા જૂના વખતના જમીનદારો છે. આ બાબતે મિ. બૂટ પણ કહે છે કે, લખનૌમાં પણ આર્યોજ કણબી તરીકે જમીનદારો છે. છતાં ત્યાં આગળ તેઓ ઉતરતી જ્ઞાતિના ગણાતા નથી.

**૭. સરકારી હુકમ નંબર ૨૫૧૮-૧૮૬-અ-૬નો સાર(આઊઘ.તા.૨૧-૩-૧૮૯૬)**

નામદાર સરકાર જણાવે છે કે કણબીઓ એક ઉચ્ચ ખાનદાન કુટુંબના છે માટે તેમને સરકારી નોકરીઓમાંથી બાદ કરવા તે દિલગીર થવા જેવું છે.

**૮. 'હિંદુસ્તાનનું ઇમ્પિરીઅલ ગેઝેટીઅર'અમદાવાદ ડિસ્ટ્રિક્ટ' (નવી આવૃત્તિ) પુસ્તક ૫મું, (પૃ- ૯૭-૯૮)**

હિન્દુઓમાં કૃષિકારોનો મુખ્ય વર્ગ કણબી, રાજપૂત અને કોળી છે. તેમાં બીજાઓ કરતાં કણબીઓ ખાસ અગત્યનો વર્ગ છે. કેટલાક સરકારી નોકરીમાં ઊંચી જગ્યાએ ચડેલા છે. કેટલાક લોકોએ વેપારમાં પૈસા મેળવેલા છે, પણ મોટો ભાગ ગુજરાતના ખેડૂત એવા જમીનદારો તરીકે ખેતીવાડી કરે છે. જોકે,પાટીદાર અને કણબી એક હોવા છતાં અંદરોઅંદર પરણતા નથી. અને બંનેમાં કાંઈ ખાસ તફાવત જેવું નથી, છતાં કણબીઓ રાજપુતો કરતા વધારે ચડિયાતા છે.

**૯. 'રેવ. શેરિંગ્ઝ હિન્દુ ટ્રાઈબ્ઝ ઍન્ડ કાસ્ટસ'- ભા-૩જો. (પૃ- ૨૫૮) :**

ખેતી કરતી જાતિઓમાં કૂર્મી કણબી મુખ્ય છે. ખેતીવાડીનો ધંધો કરતી સઘળી જ્ઞાતિઓમાં કૂર્મીઓ આગળ પડતા છે. કણબીઓના પંજા પોતાના ધંધાને અનુરૂપ કુદરતી રીતેજ મજબૂત હોય છે. તેમની ચામડીનો રંગ ઘઉં વર્ણો છે. કાળો નહિ, તેમજ કાળાશ પડતો પણ નહિ. કૂર્મીઓ ઈંગ્લેંડના ખેડૂતોની સરખામણીમાં આર્થિક રીતે સારા, ઉંચા અને રૂઆબદાર પણ છે. રાજપૂતોની મગરૂબી અને બ્રાહ્મણોના મિથ્યાભિમાનમાં ન મળતું માન કૂર્મીઓને તેમની ઉચ્ચ પદવીને લીધે મળે છે.

**૧૦. 'ફાર્બસ સાહેબની રાસમાળા :ભા-૨જોઃ (પૃ- ૨૮૬-૯૩)**

ગુજરાતમાં ઘણાખરા ખેડૂતો કણબી છે, છતાં તેમની ઉત્પત્તિ ક્ષત્રિયથી થયેલી છે. તેઓ ઘણાખરા ક્ષત્રિયો જેવાં વિશેષણોથી ઓળખાય છે. તેમાંના અન્ય જે તદ્દન ગરીબ ખેડૂત છે. તેમને પણ ઈશ્વરે જે સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિને તેઓ આશ્ચર્યકારક રીતે અનુકૂળ થાય છે.

**૧૧. 'બોમ્બે ગવર્મેન્ટ ગેઝેટીઅર' ભા-૪થો અમદાવાદ (પૃ-૩૬૧-૫૧)**

કેટલાક કણબીઓ કારીગર છે, કેટલાક સરકારી નોકરીમાં મોટા હોદ્દેદારો છે, કેટલાકે વેપારવણજમાં સારી પકડ જમાવી છે, બાકીના બધા ખેડૂતો છે, તો પણ તેઓ ઘણા

સદ્‌ગુણી, શરમાળ, શાન્ત, ઉદ્યમી, લગ્ન અને મરણના ખર્ચા વિનાના સાદા અને કરકસરયુક્ત પ્રસંગો ઉજવતા, ગુના અને અપલક્ષણોથી દૂર રહેનાર અને કેળવાયેલા, ઉત્તમ ખેડૂતો છે. પહેલાં જયારે ગામડાઓમાં કાઠી વગેરેનાં ધાડાં પડતાં ત્યારે કાં તો તેમનું સમાધાન કરી સંતોષતા, કે પછી બહાદૂર કણબીઓ અને રાજપૂતો મળી જીવ ઉપર આવી લડીને તેમને મારી હઠાવતા.

૧૨. 'બૉમ્બે ગર્વમેન્ટ ગેઝેટીઅર' વૉ-૧, ભાગ-૧, (પૃ-૪)'

"The main Gujarat underlayer are the levas and kardvas, the two leading divisions of the important class of Gujarat kunbis."

સારઃ-

"ગુજરાતમાં આવી વસેલા ગુર્જરોનો મુખ્ય ભાગ કડવા અને લેઉવા છે, જેઓ ગુજરાતની કણબી જ્ઞાતિના બે અગત્યના આગેવાન વિભાગ છે."[૫]

અંગ્રેજ ઇતિહાસકારોએ કૂર્મીની મહત્તા વિશે ઉપરોક્ત જે અભિપ્રાયો આપ્યા છે તે સિવાય કેટલાક અન્ય ભારતીય વિવેચકો તેમજ ઇતિહાસકારોના અભિપ્રાયો પણ છે. જે કૂર્મી શબ્દની ઉત્પત્તિ, અર્થ અને મહત્તા સંદર્ભે આપણે જોઈશું, જે આ પ્રમાણે છેઃ

"કૂર્મી-કણબી-પાટીદાર આ તમામ ક્ષત્રિય સંતાનો છે. દા.ત. રાવબહાદુર શ્રી બહેચરદાસ લશ્કરી(સી.એસ.આઈ.એ.) માનનીય વિઠ્ઠલભાઈ પટેલ, રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, શ્રી વેંકટરમણ નાયડુ (બાર-એટ લૉ) વગેરે કૂર્મી આગેવાન ક્ષત્રિયો છે."

કૂર્મીની ઉત્પત્તિ બાબતે લેખકશ્રી હરિકૃષ્ણ શર્મા તેમના પુસ્તક "બ્રાહ્મણો ઉત્પત્તિ માર્તંડ"માં જણાવે છે કે કડવા તથા લેઉવા પાટીદારો લવકુશમાંથી ઉત્પન્ન થયા છે જેઓ ઊંઝાના ઉમિયા માતાના દર્શને આવ્યા હતા અને પૂજા પણ કરી હતી.

આ ઉપરાંત લસુન્દ્રાના ભટ્ટ ગોવર્ધનરામે લેઉવા પુરાણ કાવ્યની રચના કરી ભીમ કવિનો આધાર લીધો છે. તેમના મતે અયોધ્યાના રાજા રામચંદ્રના પુત્ર લવના વંશજ એવા પુરુંજય નામે રાજા થયો. પુરુંજયને કોઈ પુત્ર ન હતો. શિવની પૂજા કરવાથી પુરુજયને બલિ અને ભદ્ર એવા બે પુત્ર થયા. પછી બલિ રાજા બન્યો. બલિને લેહક અને ભદ્રને કૈટક નામનો પુત્ર થયો. લેહકને તેર અને કૈટકને આઠ રાણીઓ હતી. ૧૩ સ્ત્રીથી ૧૨૧ અને ૮ સ્ત્રીથી ૮૦ પુત્રો થયા. આ ૧૨૧ પુત્રોના વંશજો લેહક એટલે લેઉવા અને ૮૦ પુત્રોના વંશજો કૈટક પરથી કડવા કહેવાયા વળી નીચેના કાવ્ય પરથી કૂર્મીનો અર્થ વધુ સ્પષ્ટ થશે.

"ક્ષત્રિયથી તમે વૈશ્ય થયા છો,

મુનિ દુર્વાસા શાપેજી.

જે બગડ્યું તે હવે ન સુધરે,

બળશો નહિ સંતાપેજી

કૃષિ અને વ્યાપારે મહીં,

તમે ઉત્તમ જશને પામો જી.

સંપ ધરીને સુખ વધારો,

વેદના સઘળી વાળો જી.

લેહક પુત્ર સરવ કહાવે

લેવાથી ઓળખાય જી.

કૈટભથી હોય કડવા

જગમાં જાહિર થાયે જી.

ઉપર્યુક્ત દૃષ્ટાંતો જોતાં કહી શકાય કે તેમાં કાલ્પનિકતાનું પ્રમાણ વિશેષ છે; જેમાંથી ઐતિહાસિક પુરાવા મળી શકે નહીં. તેમ છતા અત્રે તેનો ઉલ્લેખ જરૂરી હોવાથી કર્યો છે.

એજ રીતે પાટીદારોની ઉત્પત્તિને લગતા ઉપલબ્ધ અન્ય સાહિત્ય સ્ત્રોત જોઈએ તો રાજસ્થાનના ઈતિહાસ સંશોધક અને આંગ્લ લેખક એવા કર્નલ જેમ્સ ટોડ દ્વારા "સચકૂર્મા"ના પ્રજાપતિ અને કશ્યપ વા કૂર્મી એ બંને શબ્દોમાં કડવાઓને કુશના અને લેઉવાઓને લવના વંશજો બતાવે છે. જ્યારે અન્ય એક સંશોધક ગૌવર્ધનરામ સદારામ ભટ્ટ (લેઉવા પુરાણ : ડાકોર, ૧૮૯૭, પૃ-૧૩૯) અનુસાર 'કણબી' શબ્દ કુટુંબીનમાંથી ઉતરી આવ્યો હોવાનું જણાવે છે. તદ્અનુસાર જેનો અર્થ ઘર અથવા કુટુંબવાળો થાય છે. એજ રીતે ગુજરાતના મૂર્ધન્ય સાહિત્યકાર નરસિંહરાવ ભોળાનાથે 'કણબી' શબ્દનો અર્થ અને સમજૂતી "ધી હિસ્ટરી ઑફ ગુજરાતી લેંગ્વેજ"નામના પોતાના પુસ્તકમાં આપ્યો છે. તેઓ 'કણબી' શબ્દની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપે છે.:-



ઉપરોક્ત વિદ્વાનોના ઉલ્લેખો અને વિવરણો ઉપરાંત પ્રાચીન સાહિત્ય ઋગ્વેદ અને અવેસ્તામાં પણ 'કણબી' શબ્દ 'આર્ય' શબ્દના પર્યાયરૂપે પ્રયોજાયેલ મળી આવે છે. જ્યારે ભારતના વિવિધ વિસ્તારો જેવાકે ઉત્તરપ્રદેશ, બિહાર, ઓરિસ્સા, મધ્યપ્રદેશ, ગુજરાત, મૈસુર, મહારાષ્ટ્ર વગેરેમાં મહ્દ અંશે વપરાતા શબ્દો જેવાકે કૂર્મી, કુનબી, કુળબી, કુટુંબી એકજ હોય એમ માની શકાય. આ વસ્તુને જરા વિગતે જોઈએ તો મુખ્યત્વે મહારાષ્ટ્રમાં 'કૂળુબી' અને 'કણબી' બંને શબ્દો વપરાય છે. જ્યારે બંગાળ, બિહાર, માળવા, ગુજરાત અને મદ્રાસ સુધીના જૂના લેખો કે તામ્રપત્રોમાં માત્ર "કુટુંબીન" શબ્દ વપરાયેલો જોવા મળે છે.આ સંદર્ભે આગળ જોઈએ તો ઈ.સ. પૂર્વે લખાયેલ બુદ્ધ અને જૈન સાહિત્યમાં એક વર્ગ તરીકે કુટુંબી અથવા ગૃહપતિ શબ્દ વપરાયેલો જોવા મળે છે. જ્યારે ઈ.સ. પૂર્વે ૬૨૩થી ઈ.સ. પૂર્વે ૫૪૪માં રચાયેલ બુદ્ધ જાતકકથાઓના ઉલ્લેખ મુજબ કુટુંબીકો ખેતી સાથે વેપાર કરતા હોવાના ઘણા દાખલા ઉપલબ્ધ છે. એજ રીતે ઈ.સ. પૂર્વે ૩૨૧થી ઈ.સ.પૂર્વે ૨૯૭ દરમ્યાન લખાયેલા કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં પણ કુટુંબીન શબ્દનો ઉલ્લેખ છે. તેમજ ચંદ્રગુપ્ત મૌર્યના ગ્રીક રાજદૂત મેગેસ્થનીસના વૃત્તાંતોમાં બ્રાહ્મણો પછી બીજા નંબરે કણબીઓ એટલે કે કુટુમ્બિકોને મુકવામાં આવેલા જોવા મળે છે. જયારે પ્રાકૃત સાહિત્યમાં કુટુંબીય શબ્દ વાપરવામાં આવેલો જોવા મળે છે.

વળી, સંસ્કૃતભાષામાં પ્રયોજાતા શબ્દ 'અર'નો અર્થ "ખેડવું" એવો થાય છે.આ 'અર' ધાતુ પરથી આર્ય શબ્દ થયેલો હોવાનું માની શકાય. માટે ખેતીની શોધ થયા પછી સ્થાયી જીવન જીવતા લોકો 'આર્ય' તરીકે અને ભટકતું જીવન જીવતા લોકો 'અનાર્ય' તરીકે ઓળખાયા હોવાનું અનુમાન કરી શકાય. એજ સંદર્ભમાં હૂણ પ્રજાના ભારતમાંના આગમન પહેલાં પાંચમી સદીના તામ્રપત્રોમાં કૂર્મી લોકોનાં વર્ણનો આ પ્રમાણે છે.:

શ્રી નરસિંહરાવ ભોળાનાથે કણબી શબ્દનો અર્થ અને સમજૂતી 'ધી હીસ્ટરી ઑફ ગુજરાતી લેંગ્વેજ'માં આપ્યો છે તે પ્રમાણે કુટુંબીનમાંથી કણબી શબ્દ બન્યો છે. ઉપરાંત બુદ્ધ જાતકકથાઓના કુટુંબીન જૈનસુત્રો પરથી મળતી 'કુટુંબીય' શબ્દ સહિતની નોંધ આ પ્રમાણે છે. "સિદ્ધપુરથી દક્ષિણે સાત માઈલ દૂર આવેલું એક મોટું ગામ ઊંઝા છે અને તે મોટે ભાગે ગુજરાતના કડવા 'કુટુંબીઓ' અને કણબીઓનું મૂળ સ્થાન મનાય છે." અત્રે પ્રયોજાયેલ શબ્દ 'કુટુંબી' શબ્દમાંથી અપભ્રંશ થતાં કણબી શબ્દ મળ્યો હોવાનું માનવામાં આવે છે. તેમજ કવિ દલપતરામે તેમના 'જ્ઞાતિ નિબંધ' નામના પુસ્તકમાં લખ્યું છે કે, "વૈશ્યો એટલે ખેતી કરનાર લોકો પરંતુ ગુજરાતમાં ખેતી કરનાર મુખ્ય કણબીઓ છે." એટલે જ્યારે પરશુરામે પૃથ્વી નક્ષત્રિય કરવાનું હાથ ધર્યું ત્યારે વૈશ્યો પોતે ક્ષત્રિય નથી એમ બચાવ પક્ષે કહેવા લાગ્યા આથી તેઓ બચી ગયા. છતાં આ પ્રચલિત કથા પણ ક્ષત્રિયોમાંથી કણબી થવાનો ઉપક્રમ દર્શાવે છે.

એજ રીતે પાશ્ચાત્ય વિદ્વાન જે. એચ. હટનના મત મુજબ "પશ્ચિમ હિંદની એક ખેડુત કણબી જ્ઞાતિ ઉત્તર, હિંદના બહોળા વિસ્તારમાં ફેલાયેલી ખેડૂત જ્ઞાતિ જે કૂર્મી નામે ઓળખાય છે. તેને મળતી આવે છે.જેથી પશ્ચિમ હિંદ પ્રાંતના ગુજરાતમાં વસેલા કણબીઓ એ જ કૂર્મી જ્ઞાતિના છે તેમ કહી શકાય."

વિશેષમાં વેદોના વિખ્યાત ભાષ્યકાર સાયણે વેદોમાં આપેલ "તૂવિ કૂર્મી"ની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે. કૂર્મી એટલે "એક એવો પરમવીર પુરુષ જે યુદ્ધમાં વેદો અનુસાર પરમવીર, અજેય, દેવ-દેવતાઓનો રક્ષક તથા મિત્ર તેમજ એક સાચા આદર્શ ક્ષત્રિયોના જેમ સંપૂર્ણ ગુણસંપન્ન કહેવાયો છે. તેમજ આચાર્ય શંકરના મત અનુસાર -"ઇન્દ્રો માયત્વિ પુરુરૂપ ઈયતે" અર્થાત્ ઇન્દ્ર પરમેશ્વર છે. જે માયાસ્વરૂપ હોઈ કુમ્બી જેવા શબ્દો દ્વારા અનેક સ્વરૂપને ધારણ કરી શકે છે.[૬]

"કુમ્બી" શબ્દનો અર્થ થાય છે એક ગૃહસ્થ(વેદોપરાન્ત કાળનો સંસ્કૃત શબ્દ "કુટુમ્બિક") જે પશ્ચિમ ભારતની એક મહાન કૃષક જ્ઞાતિ છે. જોકે કુટુંબીક શબ્દ સંસ્કૃત ભાષાનો હોઈ શકે છે. આ ઉપરાંત આ નામ ઉત્તર ભારતમાં કૂર્મી(કૂરમી) રૂપે પણ પ્રચલિત છે. જ્યાં આ જ્ઞાતિના લોકો ગંગા નદીના કિનારાના વિસ્તારમાં, તેના તટપ્રદેશમાં બહોળી સંખ્યામાં વસેલા છે.'[૭] આ કૂર્મી જ્ઞાતિના લોકોને ગુજરાતમાં કણબી-કુનબી-કુણબી તથા મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશમાં કુનબી તરીકે ઓળખાય છે આ કૂર્મીઓની સરખામણી દક્ષિણ ભારતના મદ્રાસ તેમજ તેલગુ પ્રદેશના નાયડુ, કામ્મુસ, રેડ્ડી વગેરે સાથે થઈ શકે છે. આ સંદર્ભ જોતાં કણબી અને અન્ય જ્ઞાતિઓના ઉલ્લેખવાળું આ કાવ્ય રસપ્રદ બની રહેશે :

"કુર્મવંશ, કુશવંશ, રાના પવાર આદિ,
ઠાકુર, ચંદેલ, ગુજરાતી જય સવાર હૈ,
છોડે ચડે સિંગશોર, કાન્યકુબ્જ કચ્છવાહ,।
ઓર સૈંગર, સોલંકી,યદુવંશ, સૈઢવાર હૈ.।
કર્મકુલ લવવંશ તેલંગ, મૈસલ આંન્ધ્ર,
કૂર્મી ચંદેરી ચન્દ્રનીય કટિયાર હૈ।
વૈસવાર, વંસબાર, ઔધિયા સયાન ઔર,
ચૌધરી, ચૌહાણ, રાજપૂત પરુવાર હૈ." [૮]

પાદરી ડૉ. જહોન વિલિયમના મત અનુસાર 'કૂર્મી' 'કુનબી' અને 'કુમ્બી' (કણબી) એક જ જ્ઞાતિના રૂપાન્તરિત નામ છે. જોકે સંસ્કૃત ધાતુ 'કૂમ' યા કુલમીથી બને છે જેનો અર્થ થાય છે. કૃષિય કાર્ય કરનાર. પાછળથી હિંદીમાં કૂર્મી, ગુજરાતીમાં કણબી અને મરાઠીમાં 'કુનબી' થઈ ગયું.

અન્ય પ્રાશ્ચાત્ય વિદ્વાન પ્રો. જે. એફ હેવિટે પોતાના સંશોધન કાર્યમાં ખાસ કરીને પ્રાચીન કાળમાં કૂર્મીઓની શું ભૂમિકા રહી છે તે પર વિદ્વત્તાપૂર્ણ અભ્યાસ કર્યો છે. તેમના મત મુજબ કૂર્મી કુરમ્બસ, કુદમ્બસ, કુદમ્બીસ, વગેરે સિંચિત ખેતી કરનારી ભારતની આગેવાન જ્ઞાતિઓ હતી. (Where the great irrigriting agricultural races of india) જે કુર (કશ્યપ) એટલે કે કૂર્મના સંતાનો છે. તેઓ આગળ લખે છે કે :-

"કૂર્માવતાર ભગવાન વિષ્ણુનો જન્મ કૂર્મ એટલે કે કશ્યપ રૂપમાં થયો હતો જેથી પ્રો. હેવીટના મત મુજબ પ્રાચીનકાળમાં કૂર્મીઓ ભગવાન કૂર્માવતારના ઉપાસકો હતા. આ લોકો પોતાના ઈષ્ટદેવ કૂર્મ ભગવાનના ઉપાસક હોવાને કારણે પાછળથી કૂરમી તથા કૂર્મી જ્ઞાતિ બોધક નામથી ઓળખાવા લાગ્યા. કૂર્મીઓની વધુ ઓળખાણના સમર્થમાં તેઓ લખે છે. : "પુરાતન અને પરમ પવિત્ર જૈન પૂજા સ્થળ ઊન જિલ્લામાં આવેલું છે. જૈન પ્રાચીન કાળમાં આ સ્થળને સિંધુ, સુવર્ણ અને સૌરાષ્ટ્ર કહેતા હતા. જેની સીમા ઉત્તરમાં જયાં શતલજ નદી અને પશ્ચિમ ઘાટના બંદરોની આસપાસના પ્રદેશોના વિસ્તારો સુધી હતી. આ વિસ્તારને મહાભારતમાં ભગવત કહ્યો છે. જોકે ભગ શબ્દ ખાદ્ય ફળોનો દેવતા છે. આ ભગવત ગણાતા વિસ્તાર દ્વારા પ્રાપ્ય ઉદ્યાન ભૂમિ કે જેમાં કપાસ, ગળી, શેરડી જેવા પાકો થતા હતા. આ પુરાતન સૌરાષ્ટ્ર ગણાતા કાઠિયાવાડ અને ગુજરાતની આ ફળદ્રુપ ભૂમિમાં આ તમામ પાકો કૂર્મીઓ પકવતા હતાં."[૯]

પુરાણમાં વિષ્ણુ ભગવાનના પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે. જો શરીરમાં આધારસ્થંભ (કરોડરજ્જૂ) ન હોય તો આ પૃષ્ઠભાગ (શરીર) સીધો ઊભો રહી શકે નહિ. શરીરને સીધું રાખવાનું કામ આ પૃષ્ઠ સમા મેરુદંડનું છે. એટલા માટે તેને કૂર્મ કહ્યો છે.[૧૦] શરીરની જેમ સમાજને પણ સારી રીતે ચલાવવા માટે મેરુદંડ અને પૃષ્ઠ ભાગની જવાબદારી જે જ્ઞાતિને આપી છે તે કૂર્મ નામે પ્રચલિત બનેલ છે. જેમનું દાયિત્વ ખાદ્ય અનાજ ઉત્પન્ન કરવાનું, સમાજને પોષવાનું, દુશ્મનોના આક્રમણથી રક્ષણ કરવાનું અને શત્રુનો નાશ કરવાનું હોવાથી ફલિત થાય છે કે કૂર્મી લોકો દાતરડું અને તલવાર કુશળતાથી ચલાવી શકતા.[૧૧]

વધુમાં વિષ્ણુભગવાન એટલે કૂર્મભગવાન કઠોરતા, કર્મકતા, સહનશીલતા, પૌરુષતા અને લોકકલ્યાણની ભાવનાના દ્યોતક હતા. સાગરમંથનના હેતુથી કૂર્મરૂપ ધારણ કરીને જગતના કલ્યાણની રક્ષા કરનાર વિષ્ણુને આદિકૂર્મ તરીકે સંબોધિત કરવામાં આવે છે.

વિશેષમાં વેદોમાં કૂર્મી શબ્દ વિશેષ ગુણોથી સંપન્ન દેવરાજ ઇન્દ્ર માટે પ્રયોજાયો છે. ઇન્દ્રને પરાક્રમી ક્ષત્રિય તથા કુશળ ખેડૂત પણ કહ્યો છે અને તે પોતાના અનુયાયીઓને બધા પ્રકારની વિપત્તિઓમાંથી સુરક્ષા આપે છે. તે ઉપરથી કહી શકાય કે કૂર્મી શબ્દને બદલે દેવરાજ ઇન્દ્રને માટે

ઋગ્વેદમાં'તૂવી કૂર્મી' અથવા 'તુવી કૂર્મીન' અને 'તુવી કૂર્મતમ' જેવાં શબ્દો વારંવાર વપરાયા છે. અહી 'તૂવી' શબ્દ મહાનતાનું સૂચક છે અને 'કૂર્મી' પૃથ્વીને ખેડનાર કર્મશીલ ખેડૂત માટે પ્રયુક્ત થયો છે. તે જ પ્રમાણે વિદ્વાન વિવેચક સાયણાચાર્યના મત મુજબ તુવી કૂર્મનો અર્થ છે સંગ્રામે અનેક વિવિધ કર્મો કરનાર(ઇન્દ્ર) અને તેજ પ્રમાણે 'તૂવી કૂર્મીન' અને 'તૂવી કૂર્મતમ'નો અર્થ બહુકર્માન્દ્રિય થાય છે. એજ રીતે જોઈએ તો અતિશય અને બહુવિધિકર્મા ઇન્દ્રના સ્તુતિ પ્રસંગમાં ઋગ્વેદના ગૃત્સમધ ઋષિની અનંત દૃષ્ટિ પોકારી પોકારીને કહી રહી છે. કે જેમ ઇન્દ્રએ ચલાયમાન પર્વતોને સ્થિર કર્યા છે. તેમ આર્યો એ કરેલ સમાજના વિભાજન અનુસાર કૂર્મીઓ ક્ષત્રિય હોવા છતાં કૂર્મી (કૃષિ) વ્યવસાયમાં સ્થિર થયા છે. વળી વ્યાકરણ અનુસાર 'કૂ' શબ્દનો અર્થ ' ભૂ' અથવા ધરતી અને 'રમી' શબ્દનો અર્થ રચનાર અર્થાત્ 'ભૂપતિ' એટલે 'કૃષક'.[૧૨] એ જોતાં પણ આ વ્યુત્પતિ વધારે અર્થસભર હોવાનું જણાયા વિના રહેતું નથી.

## <u>પાટીદાર અને પટેલ શબ્દ પ્રયોગ</u>

ઋગ્વેદમાં પરિવારને કુટુમ્બ અથવા કુળ કહ્યું છે. પ્રત્યેક કુળના વડાને કુલુપ અથવા ગૃહપતિ કહેવાતો. તેવા પ્રકારના કુળ ભેગા થાય તો ગ્રામ બનતું અને ગ્રામનો વડો ગ્રામણી કહેવાતો. આજે પણ મોટા ભાગના ગામોમાં પટેલ અને મુખીનાં મહત્ત્વનાં પદો પર પાટીદારો છે. આ પાટીદારો શબ્દના જુદા જુદા અર્થો આ પ્રમાણે છેઃ

૧. પુ. ખાતેદાર

૨. પુ. ખેડૂત

૩. પાટી-ટોળી+દાર-વાળું

પુ. ખેતરોની હારની હાર જેના તાબામાં હોય તે જમીનદાર કે વતનદાર.

૪. પુ. વંશ પરંપરાથી બનતો જમીનનો માલિક

૫. સ્ત્રી. એ નામની એક ખેડૂત જાતિ ખેતી કરનારી એક ઊંચ વર્ણ.

પાટીદાર અથવા કણબીના ત્રણ પ્રકાર : લેઉ, કડવા અને આંજણા

૬. ન. એ નામની જાતિનું માણસ

૭. વિ. સેનાની જાતિનું

આ જોતાં પાટીદાર અને પટેલ બંને શબ્દો એક જ છે, એવું સામાન્ય રીતે ઘણા લોકો માને છે. પણ આ માન્યતા ખોટી છે. જેમ કણબી શબ્દ ઘણા પુરાણા કાળથી ચાલતો આવે છે તેમ પટેલ શબ્દ પણ એટલો જ જૂનો છે. પટેલ માટે મૂળ સંસ્કૃત શબ્દ પટ્ટલિક છે. ગામનાં ખેતરોની જમીન અને ઘરથાળની જમીનના જે વેચાણ કે ગીરો દસ્તાવેજ થતા તેની એક નકલ ગામમાં રહેતી અને તે નકલ

ગામનો જે મુખ્ય માણસ હોય તેની પાસે રહેતી. આ માણસને પટ્ટલિક કહેતા, કારણ કે પટ્ટાઓ (પટ્ટ-વસ્ત્ર) ઉપરના લેખો સાચવવાની જવાબદારી એની હતી. સેંકડો વર્ષથી આ શબ્દ ગામના આગેવાન માટે વપરાતો આવ્યો છે અને તે આજે પણ ચાલુ છે.

કણબીઓને વેચાણ કે ગીરો દસ્તાવેજ સાચવવાનું કામ રાજાઓ એટલા માટે સોંપતા હતા કે તેઓ પ્રામાણિક અને ઉદાર હતા. કોઈનું કદી હરામનું પડાવી ન લેવું, બીજાને મદદરૂપ થવાની ભાવના રાખવી, ન્યાયની બાબતમાં સ્પષ્ટ કહેવું- આ બધા જન્મજાત ગુણોથી કણબીઓ તરફ બીજી જ્ઞાતિઓ આકર્ષાઈ હતી ને ગામનો વહીવટ જયાં કણબીઓ હોય ત્યાં તેઓને સોંપાતો. આ પટ્ટલિક ઉપરથી 'પટેલ' શબ્દ આવ્યો છે. પટેલોના આ ગુણોથી પ્રભાવિત થઈ વીર વિક્રમે હૂણ અને શક જેવી આક્રમક પ્રજાને હરાવીને હિન્દુસ્તાનની સરહદ બહાર જયારે કાઢી મૂકી અને અર્વની(માળવા)નો ઉજ્જડ પ્રદેશ કબજે કર્યો, ત્યારે તેને ફળદ્રુપ બનાવવા શું કરવું? તે વિચારથી કણબીઓને જો આ વિસ્તારમાં વસાવવામાં આવે તો તેઓ આ વિસ્તાર પોતાની મહેનતથી ફળદ્રુપ બનાવશે. એમ માનીને પંજાબમાંથી કૂર્મી કુટુંબોને માળવામાં તેડાવ્યાં ને તેઓનું સન્માન કર્યું અને દરેક કુટુંબીને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી. તેથી કૂર્મીઓએ પોતાની યોગ્યતા પ્રમાણે નાનાં મોટાં ગામો વસાવ્યાં. રાજાએ ત્રણસો ગામોના કૂર્મીઓને પટેલના ખિતાબો આપ્યા. સમય જતાં તેમની વસ્તી વધતી ગઈ અને પોતે પટેલ તરીકે પોતાની અટક લખાવવા લાગ્યા. માળવામાંથી પટેલો ગુજરાતમાં આવ્યા અને ગુજરાતમાં પણ પટેલ અટક શરૂ થઈ.

પાટીદાર શબ્દ હિંદીમાં 'પત્તિદાર' તરીકે વપરાય છે જે અપભ્રંશ થઈ 'પતીદાર' બન્યો 'પતી', અગર 'પાતી' એટલે ગુજરાતીમાં 'પાંતી' શબ્દ તરીકે પ્રચલિત છે. આમ, પતીદાર શબ્દ ઉપરથી ગુજરાતીમાં 'પાટીદાર' શબ્દ થયો. જેમાં પાટી એટલે જમીનનો એક ટૂકડો એવો અર્થ થાય છે.

રાજાઓ પાટીદારોને જમીનનો મોટો ભાગ ખેડવા આપતા અથવા જમીન ખેડતા પાટીદારો પાસેથી રાજાઓ રાજયભાગ માંગતા. રાજયભાગ તરીકે પાટીદારોએ અનાજ કે રોકડ રકમ ચૂકવવી પડતી હતી. રાજયભાગ કેટલો લેવો તે જે તે રાજા નક્કી કરતો. જુદા જુદા વિભાગોમાં રાજયભાગ જુદી જુદી રીતે લેવાતો હતો. ૧/૧૦, ૧/૮, ૧/૬ કે ૧/૪, ભાગ લેવાતો. જયાં વધારે ભાગ લેવાતો ત્યાંથી પાટીદારો પોતાનું સ્થાન બદલીને ઓછો ભાગ લેવાતો હોય તે રાજયમાં ચાલ્યા જતા. જયાં જતા ત્યાં તેઓને પૂછવામાં આવતું, તમારો ધંધો શો ? ત્યારે તેઓ પત્તિદાર છીએ અને જમીનની કોઈ પાટી રાખીને ખેતી કરનારા પાટીદારો છીએ તેમ કહેતા.

આ ઉપરથી સમજી શકાય છે કે 'પાટીદાર' શબ્દ ધંધા ઉપરથી આવ્યો છે ને 'પટેલ' શબ્દ ખિતાબ કે પદવી ઉપરથી આવ્યો છે. સમય જતાં પાટીદાર શબ્દ લખવામાં લાંબો હોવાથી તેમજ પટેલ

શબ્દમાં ખુમારી અને સત્તાનો ભાવ છુપાયેલો હોવાથી સમગ્ર પાટીદાર કોમે આજે પટેલ શબ્દને અપનાવી લીધો જણાય છે.

વાસ્તવમાં કુટુંબ એ સંસ્કાર અને સંસ્કૃતિનો પાયો છે. કુટંબના સભ્યોને કુટુંબી કહેતા તેમાંથી વખત જતાં 'ટુ' નીકળી ગયો અને કુમ્બી, કૂર્મી અને કણબી શબ્દો પ્રચલિત થયા. તેજ પ્રમાણે કુટુંબનો અર્થ છે 'કુલ' અને 'કુલ'થી 'કુલમ્બી' થયો અને પછી 'કુલુમ્બી'માંથી 'કુલવદી', 'કુલમી', 'કુલમ્બી', 'કૂરમી', 'કુમ્બી', 'કૂર્મા', 'કાપુ', 'કમ્મા', 'કૂર્મી', ક્ષત્રિય અને કૂર્મવંશીય-ક્ષત્રિય વગેરે શબ્દો ભારતના જુદા જુદા ભાગોમાં જાણીતા બન્યા. કૂર્મી એટલે એવી વ્યક્તિ કે જેનું કર્મક્ષેત્ર જ્ઞાતિ અને કર્મથી ભૂમિ છે.[૧૩]

વળી વખત જતાં વંશવૃદ્ધિ થવાને કારણે આ પ્રદેશ નાનો પડવા લાગ્યો એટલે કે જનસંખ્યા વધતાં જમીન ઉપર ભારણ વધ્યું. પરિણામે ધીરે ધીરે આ પ્રદેશને છોડીને પાટીદારો દક્ષિણ ભારતના કેટલાક પ્રદેશોમાં તેમજ પૂર્વભારતમાં બંગાળ સુધી આગળ વધતા રહ્યા અને વસવાટ કરતા રહ્યા. જર્મન વિદ્વાન પ્રો. મેક્સમૂલર લખે છે કે, આ પાટીદાર જ્ઞાતિના લોકો આરંભમાં સીધા સાદા, વીર અને ઉદ્યમી ભારતીયો હોવાથી સિંધુ અને તેમાં જોડાતી અન્ય નદીઓના ઉપજાઉ પ્રદેશમાં ખેતી અને પશુપાલનથી પોતાના જીવનનો નિર્વાહ કરતા હતા. તેમણે હિમાલયથી કન્યાકુમારી સુધી પોતાની સંસ્કૃતિનો પ્રચાર કર્યો હતો. પાંચ નદીનાં આ વિસ્તારના આ કૃષિ કુટુમ્બો ભારતના વિભિન્ન ભાગોમાં ફેલાયેલા હતાં અને 'કુમ્બી', 'કુન્બી' અને 'કૂર્મી' જેવા વિવિધ નામોથી ઓળખાતા હતા. ગુજરાતમાં વસતા પાટીદારોની અટકો જોતાં તેમની બાવન શાખાઓના કૂર્મીઓનું મૂળ સ્થાન પંજાબ તથા ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં હતું, તે નીચેની શાખાઓ કે અટકો અને સ્થળ પરથી સાબિત થાય છે.

| ક્રમ | શાખા | ગ્રામ | સ્થાન |
|---|---|---|---|
| ૧. | રૂહાત | રોહાતગઢ | ઝેલમ નદી પર |
| ૨. | માંડલોત | માંડલેહ | ઉત્તરી મેવાડ |
| ૩. | ભેમાત | ભામ | હોશિયારપુરની પાસે |
| ૪. | મુંજાત | મુંજા | ગુજરાંવાલની પાસે |
| ૫. | વિજયાત | વજીરપુરા | જિલ્લા આગરા |
| ૬. | ડાકોતર | - | - |
| ૭. | ગામી | ગમ્બાર | માઉન્ટ ગોમરીની પાસે |
| ૮. | ગોઠી | ગોઠ | શરીફપુરની પાસે |

| | | | |
|---|---|---|---|
| ૯. | ફોક | ફુક | લારખાનની પાસે |
| ૧૦. | મોખાત | - | - |
| ૧૧. | ટિલાટ | ટિલાથુ | શાહબાદની પાસે |
| ૧૨. | અમૃતિયા | - | અમૃતસર - પંજાબ |
| ૧૩. | મુંગલા | મંગલપુરા | લાહોરની પાસે |
| ૧૪. | ભૂત | ભૂતના | લુધિયાણાની પાસે |
| ૧૫. | કડવાતર | - | - |
| ૧૬. | પહાણ | પાન | ગોંડાબલરામપુરની પાસે |
| ૧૭. | ભૂવા | ભોવા | લાહોરની પાસે |
| ૧૮. | ચેંચાટ | - | - |
| ૧૯. | જુવાતર | જુવા | ઈટાવાની પાસે |
| ૨૦. | સોરઠા | સોનથા | પુરનીઅલની પાસે |
| ૨૧. | લારી | લાર | ગોરખપુરની પાસે |
| ૨૨. | લાકોડા | લાખદર | લાહોરની પાસે |
| ૨૩. | ગોગડા | ગોધા | ભાવલપુરની પાસે |
| ૨૪. | સાકરિયા | - | - |
| ૨૫. | મજીઠિયા | મજીઠમંડી | અમૃતસરની પાસે |
| ૨૬. | મનવર | - | - |
| ૨૭. | કતવર | કાતના | મથુરાની પાસે |
| ૨૮. | દાણી | દાણાવલ | જલંધરની પાસે |
| ૨૯. | ચેંણિયા | - | - |
| ૩૦. | ચપલા | ચપલ | મહુની પાસે |
| ૩૧. | હરણિયા | હર | મેદનીપુરની પાસે |
| ૩૨. | હોતી | હોતી | પેશાવરની નજીક |
| ૩૩. | ચેપેલિયા | - | - |
| ૩૪. | શેઠિયા | - | - |
| ૩૫. | લહુઓટ | લાહોર | પંજાબની પાસે |
| ૩૬ | કલારા | કાલ | ઝેલમના કિનારા પર |

| | | | |
|---|---|---|---|
| ૩૭. | કાલંપૂંજા | કાળસાયા | લુધિયાનાની પાસે |
| ૩૮. | વગદા | - | - |
| ૩૯. | ગોદાળ | ગોન્દા | અલીગઢની પાસે |
| ૪૦. | સીખી | - | - |
| ૪૧. | ભક્કા | ભક્કા | ગોપાલગંજની પાસે |
| ૪૨. | કુંવારા | - | - |
| ૪૩. | ઢઆન ટોડવા | ઢાનાપુર | ગોંડાબલરામપુરની પાસે |
| ૪૪. | કુંવારા | - | - |
| ૪૫. | કરણાવત | કરંડી | ઘાસીપુરની પાસે |
| ૪૬. | ધોલુ | ધોળ | મુઝફ્ફરપુરની પાસે |
| ૪૭. | દેવાણી | - | - |
| ૪૮. | ઢેકાઠ | ઢેખાલ | ફરીદપુરની પાસે |
| ૪૯. | પોકાર | - | - |
| ૫૦. | ચોપડા | - | - |
| ૫૧. | કેદાલ | - | - |
| ૫૨. | માંડવિયા | માંડી | પંજાબ |

ઉપરોક્ત શાખા અને વિસ્તારનો અભ્યાસ કરતા વર્તમાન સમયે ભારતના ખૂણે ખૂણે કૂર્મીઓ ફેલાયેલા માલૂમ પડે છે. એક અંદાજ અનુસાર તેમની સંખ્યા લગભગ છ કરોડથી પણ વધારે છે.[૧૪]

**<u>કૂર્મી શબ્દના અર્થઘટનો:</u>**

અગાઉ જણાવ્યા પ્રમાણે કૂર્મ અને કશ્યપ એક જ છે. કારણ કે કૂર્મ-કશ્યપ માનવજાતિના આદિ પુરુષ વિષ્ણુ ભગવાન પોતે હતા અને બધી જ પ્રજાઓ કૂર્મ-કશ્યપથી ઉત્પન્ન થયેલી છે. માટે કશ્યપને સંપૂર્ણ માનવ જાતિના પૂર્વજ કહેવું ઉચિત છે. આ બંન્ને શબ્દોની વ્યુત્પત્તિ ચકાસતાં જણાય છે કે કૂર્મનો શાબ્દિક અર્થ, 'કર્મશીલ' અને કશ્યપનો શાબ્દિક અર્થ 'દ્રષ્ટા' છે. કર્મશીલતા અને દૂરદર્શિતાના બળ પર પરમાત્માએ સૃષ્ટિની રચના કરી એટલા માટે તેમને કૂર્મ અને કશ્યપ કહેવામાં આવે છે.[૧૫]

કૂર્મ અને કશ્યપ એક જ છે. વૈદિક સાહિત્યમાં સૃષ્ટિ કર્તા બ્રહ્માને કૂર્મ-કશ્યપ કહ્યા છે. કારણકે તેમનામાં જ્ઞાનના બળ પર સૃષ્ટિ સંચાલન કરવાની અદ્ભુત ક્ષમતા અને યોગ્યતા છે. શતપથ બ્રાહ્મણમાં પણ કહ્યું છે કે, "આ સૃષ્ટિના કર્તાનું નામ પણ કૂર્મ છે". સૃષ્ટિ અને પ્રજાનું પાલન કરતા હોવાથી તેને

પ્રજાપતિ તરીકે પણ ઓળખવામાં આવે છે. કુળમાં અત્યંત તેજસ્વી હોવાથી તેને આદિત્ય એટલે સૂર્ય પણ કહ્યો છે.[૧૬] યજુર્વેદમાં તેમણે પ્રજાપતિ અને આદિત્ય બન્ને કહ્યા છે. ઋગ્વેદ ૧/૨૭માં રાજર્ષિ કૂર્મીને ગૃત્સમદના સુપુત્ર કહ્યા છે.

ઉપર્યુક્ત વિવેચનથી એ સાબિત થાય છે કે, અતિ પ્રાચીન કાળથી આ મહાન ઋષિ કૂર્મ-કશ્યપના વંશજો પૈકી એક 'કૂર્મવંશી' કહેવાયા. અને કૂર્મ એટલે સૂર્ય ગણતાં બીજા સૂર્યવંશી તરીકે ઓળખાયા. વ્યાકરણની દૃષ્ટિએ પણ કૂર્મ શબ્દમાં ઇનિ(ઇન્) પ્રત્યય લાગવાથી 'કૂર્મીન' શબ્દ બને છે. કૂર્મીનની પ્રથમ વિભક્તિના એક વચનનાં પુલિંગ શબ્દમાંથી કૂર્મી બને છે. આમ કૂર્મી અત્યંત પ્રાચીન શબ્દ છે.

'કૂર્મ' શબ્દના અનેક અર્થો થાય છેઃ પૃથ્વી, રસ, સ્વર્ગ, અને પ્રાણ. એટલે કૂર્મી શબ્દનો અર્થ થયો અત્યંત પરાક્રમી, તેજસ્વી, પ્રાણવાન, બળવાન, પૃથ્વીપતિ, ભૂપતિ આ તમામ ગુણો એક ક્ષત્રિયના ગણાતા હોવાથી કૂર્મ વંશી નિસંદેહ ક્ષત્રિય છે.

હવે આપણે કૂર્મીના ક્ષત્રિય હોવાના ઐતિહાસિક સંદર્ભો જોઈશું:-

**<u>કૂર્મી ક્ષત્રિય હોવાના ઐતિહાસિક સંદર્ભો</u>**

કોઈ પણ સમાજના જ્ઞાતિ અધ્યયન માટેની જ્ઞાતિની પરિભાષા જાણવી ખૂબ જ આવશ્યક બને છે. ચાર્લ્સ કૂલેના મત મુજબ જ્યારે એક વર્ગ દૃઢતાપૂર્વક વંશાનુક્રમણ પર આધારિત હોય ત્યારે આપણે તેને જ્ઞાતિ કહીએ છીએ. આવી એક પાટીદાર જ્ઞાતિ પણ છે આ પાટીદાર ક્ષત્રિય છે કે નહિ? તેના વિશે ઘણા વાદવિવાદો ચાલ્યા છે. તેના સંદર્ભમાં વિવિધ ઐતિહાસિક આધારો તપાસતાંએ તો તેઓ ક્ષત્રિય હોવાનું માલૂમ પડ્યું છે.

જેમકે આગળ જણાવ્યું તેમ કશ્યપના વંશજો પૈકી કૂર્મ ઋષિના પુત્રો અસલ પૃથ્વીપતિ હતા અને પાછળથી તેઓ પંજાબના એક ભાગમાં રાજ્ય ભોગવતા થયા હતા અને કૃષિકારની જેમ જીવન ગાળતા હતા તેમ છતાં તેઓ વર્તમાનમાં દરબારશ્રી, દેસાઈશ્રી, રાજા જાગીરદાર, દેશપતિ વતનદાર, તાલુકદાર, જમીનદાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરી રહ્યા છે.

વળી, મહર્ષિ કશ્યપ એક મહાન વિચારક, અઠંગ વૈજ્ઞાનિક, વિદ્વાન, કલાકાર, સાહિત્યકાર, કવિ અને અત્યંત કુશળ કૃષિકાર હતા. ઉપરાંત સાધક, નાયક અને મહાન સમાજસેવક પણ હતા. તેમણે જનહિત માટે પોતાની જાતને ઘસી નાંખી હતી. મહર્ષિ કશ્યપ માટે સાગર, કુમુન્દી, કુર્રમ પર્વત અને કુમાચલ પ્રદેશ જેવા વિસ્તારો તેમની કીર્તિના યશસ્વી કીર્તિસ્તંભો ગણાય છે અને પાટીદારો તેમના વંશજો હોવાથી કૂર્મવંશી ક્ષત્રિયો છે એમ માની શકાય.[૧૭]

**કણબી કોણ છે?**

આંગ્લ વિશ્વકોશમાં 'કુનબી' જ્ઞાતિ માટે કહ્યું છે, 'કુનબી, મહાન હિન્દુ કૃષક જ્ઞાતિ છે' જે મુખ્યત્વે પશ્ચિમ ભારતમાં જોવા મળે છે. તે મદ્રાસના તેલુગુ પ્રદેશમાં 'કાપૂ', બેલગામમાં 'કુલમી', દક્ષિણભારતમાં 'કુલબી', દક્ષિણ કોંકણમાં 'કુબવદી', ગુજરાતમાા 'કણબી' તથા ભરૂચમાં 'પાટીદારો' તરીકે પ્રચલિત છે. આવા કણબીઓમાં વિધવાવિવાહ અને બહુપત્ની પ્રથાને સામાજિક સ્વીકૃતિ અપાયેલી છે. જોકે બહુપત્નીત્વની પ્રથા વ્યવહારમાં ઓછી જોવા મળે છે. વર્ષાઋતુના મધ્યમાં મનાવાતો 'પોલા' એમનો મુખ્ય ઉત્સવ છે. તેમાં હળ- બળદનું સરઘસ કાઢે છે. દમણીયાદોડની હરિફાઈ કરે છે. ગુજરાતમાં પણ હળોતરા, શ્રાવણી, અખાતરી (અખાત્રીજ- અક્ષયતૃતીયા) અને વસંતપંચમી ખેડૂતોના મુખ્ય તહેવારો મનાય છે. નૃવંશીઓની દષ્ટિએ ઉચ્ચવર્ગીય મહરટ્ટી(મરાઠા) તથા કૃષિકૂર્મી અને કણબી એક જ જ્ઞાતિના છે. બંનેમાં વિશિષ્ટ મૌલિક ગુણ 'પૈતૃક' (વારસાગત) છે.[૧૮]

કુનબી પશ્ચિમ ભારતની મહાન કૃષક જ્ઞાતિ છે. ઉત્તરભારતમાં ગંગાની આસપાસ અને તેની દક્ષિણભારતના મદ્રાસ-તેલગુ પ્રદેશમાં તેની સંખ્યા ઘણી છે. કુનબીનું નામ કૂર્મી થઈ ગયું છે. કૂર્મી શબ્દની વ્યુત્પત્તિ આપણે આગળ જોઈ ગયા છીએ, તેમ છતાં બૃહત્ હિન્દીકોશમાં કણબીના પર્યાયી કૂર્મ શબ્દનો અર્થ નીચે મુજબ આપ્યો છેઃ

કૂર્મ - વિષ્ણુના દસ અવતારોમાંનો બીજો અવતાર, કશ્યપાવતાર

કૂર્મક્ષેત્ર - એક હિન્દુ તીર્થ

કૂર્મ પુરાણ- અઢાર પુરાણોમાંથી એક

આવા કૂર્મીઓ વિશુદ્ધ ક્ષત્રિયો પણ છે. જેના સંદર્ભો હવે આપણે જોઈશુંઃ-

**કૂર્મીઓ ક્ષત્રિય હોવાના આધારો :-**

ક્ષત્રિયના ગુણ, કર્મ અને સ્વભાવનું આલેખન ભારતના વિદ્વાનોએ આ પ્રમાણે કર્યું છેઃ

'ક્ષાત્રવટથી, મુશ્કેલીથી અને ઝઘડાઓથી બીજાને બચાવે તે ક્ષત્રિય'.

ભગવદ્ગીતામાં સૌની રક્ષા કરનાર, યુદ્ધમાં પાછો ન પડનાર, શૌર્ય-તેમજ ધર્મના ગુણો ધરાવનારને ક્ષત્રિય કહ્યો છે.[૧૯] ક્ષત્રિયનો ધર્મ દુષ્ટોને દંડવાનો છે. માથું મુડાવી સંન્યાસી બનવાનો નથી.[૨૦]

તે સંદર્ભમાં ઐતિહાસિક પ્રમાણોથી તે સિદ્ધ થયું છે કે, કૂર્મી જ્ઞાતિ વિશુદ્ધ ઉચ્ચ કોટિની પરાક્રમી અને શૂરવીર ક્ષત્રિય જ્ઞાતિ છે. તે વિશુદ્ધ ક્ષત્રિય વર્ણની છે. આપણા શાસ્ત્રીય ગ્રંથોના આધારો લેવાથી આ હકીકતને પણ પુષ્ટિ મળે છે.

**<u>કૂર્મી શબ્દની વ્યાકરણ સંમત વ્યાખ્યા :-</u>**

કૂર્મ તથા કૂર્મી શબ્દની વ્યાકરણ સંમત વ્યાખ્યા આપતા વેદના ભાષ્યકાર સાયણાચાર્ય લખે છે કે :- "કૂર્મ રસોવીર્ય તેજો વા અસ્તિ, અસ્ત ઇતિ કૂર્મી" એટલે કે રસવાન, વીર્યવાન, તેજવાન હોય તે કૂર્મી. કૂર્મી એટલે કે જેની પાસે જીવનરસ, વીર્યબળ તથા તેજસ્વિતા રહે છે. તે ઉપરાંત જેના આધિપત્યમાં પ્રાણ, બળ અને ક્ષત્રિયત્વ છે તે કૂર્મી છે. કૂર્મ નામનું ભારત વર્ષ જેના આધિપત્યમાં છે તે કૂર્મી છે. સાયણાચાર્યના આ મતથી સિદ્ધ થાય છે કે, કૂર્મી અથવા કૂર્મ શબ્દ ક્ષત્રિયોનું સૂચક છે અથવા સમાન અર્થી છે. ખેતીવાડી માટે વપરાયેલો 'ક્ષેત્રિ' શબ્દ વ્યવહારમાં લુપ્ત થઈ ગયો અને ક્ષત્રિય શબ્દ પ્રચલિત બન્યો. ક્ષેત્રપતિ હોવાથી તેઓ ખેતીમાં કુશળ હતા.[૨૧]

કૂર્મી શબ્દનાં અનેક રૂપ જેવાં કૂર્મી, કુલમી, કુનબી, કુલવી, કુમ્બી, કુલવદી, કણબી વગેરેનું પ્રચલિત થવું ભાષા વિજ્ઞાનની દૃષ્ટિએ સ્વાભાવિક છે. આ બધા જ શબ્દો સમાન અર્થી છે. વ્યાકરણના નિયમાનુસાર આ બધા જ શબ્દોનો એક જ અર્થ કર્મશીલ, પરાક્રમી, શાસક, સંગ્રામ, વિજેતા, શૂરવીર, તેજસ્વી વગેરે જેવો થાય છે.

**<u>ઈ.સ. ૧૯૦૬- કુર્મી ક્ષત્રિય છે તેનો ફેંસલો :</u>**

૨૫ મે ૧૯૦૬માં ઉત્તર પ્રદેશમાં મિર્ઝાપુર જિલ્લાના અંતરગત ચુનારની પાસેના ભરહેટા ગામમાં કૂર્મી જ્ઞાતિનું એક વિશાળ સંમેલન ભરાયું હતું. પ્રશ્ન એ હતો કે, કૂર્મી જ્ઞાતિને વિધિવત્ રીતે યજ્ઞોપવિતનો સંસ્કાર કેમ ન આપી શકાય? આ સંમેલનમાં બંને પક્ષોના કાશી, કલકત્તા, મથુરા, વૃંદાવન વગેરે સ્થાનોથી અનેક પંડિતો ભેગા થયા હતા. વિવાદનો પ્રશ્ન એ હતો કે, કૂર્મી લોકો ક્ષત્રિય વર્ણનો એક ભાગ છે કે નહિ ? બે દિવસ સુધી શાસ્ત્રાર્થ થયો. અંતમાં સંસ્કૃત તથા હિન્દીના પ્રખર પંડિત તેમજ અનેક ધાર્મિક તથા ઐતિહાસિક ગ્રંથોના રચયિતા વિદ્યાવ્યાસંગી અને ઓનરરી મેજિસ્ટ્રેટ વિદ્વાન અધ્યક્ષ શ્રીમાન પંડિત રાધાચરણ ગોસ્વામી મહારાજે(વૃંદાવન) નીચેનો નિર્ણય આપ્યો અને સર્વ માન્ય સિદ્ધાંત નિરૂપિત કર્યો.

કશ્યપના વંશજો પૈકી કૂર્માઋષિના પુત્રો અસલ પૃથ્વીપતિ હતા અને પંજાબમાં એક ભાગમાં રાજ ભોગવતા હતા. આધુનિક સમયમાં તેઓ દરબારશ્રી, હાથીમલ્લ, દેસાઈશ્રી, રાજા, જાગીરદાર, દેશપતિ, વતનદાર, તાલુકાદાર,જમીનદાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરતા હતા. આ ઉપરથી તેમની પૂર્વગત મહત્તાની પ્રતિતી થઈ આવે છે. તેઓ ક્ષત્રિય હોવાથી ઉપવિત ધારણ કરી દ્વિજ તરીકેનાં નિર્મિત કર્મો કરવા લાગ્યા છે જે માટે શ્રીમદ્ શંકરાચાર્યજી અને શ્રીમદ્ વલ્લભાચાર્યજીના વંશજો ઉપરાંત શ્રીમદ્ નથુરામ શર્મા અને શ્રીમદ્ નૃસિંહાચાર્યજી વગેરે આચાર્યો અને મહાત્માઓ સંમત હતા. આથી ૨૫ અને ૨૬મી મે, ૧૯૦૬ના દિવસોમાં એક જાહેર સભા બોલાવવામાં આવી

હતી. જેના અધ્યક્ષ તરીકે ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રી રાધાચરણ વિદ્યાવાગીશ, ઓનરરી મેજિસ્ટ્રેટ હતા. તેમાં આ સિદ્ધાંતથી વિરોધી અભિપ્રાય ધરાવનારાને પણ સામેલ રાખવામાં આવ્યા હતા. આ સભામાં "કણબીઓ ક્ષત્રિય હોવાથી યજ્ઞોપવિતના અધિકારી છે" એ વિષય પર બંને પક્ષો વચ્ચે વાદવિવાદ થયો હતો જેની વિગતો આ પ્રમાણે છેઃ

સભાના સેક્રેટરી મિ. દીપનારાયણસિંહજીએ કણબી જ્ઞાતિ ક્ષત્રિય વર્ગમાં છે અને તેમને ઉપવિત કરવાનો અધિકાર છે. એ વિષય પર શાસ્ત્રોનાં ઘણાં પ્રમાણો સહિત સારું ભાષણ કર્યું. તેના સમર્થનમાં કાશી નિવાસી વિદ્વાન પંડિત દામોદર શાસ્ત્રીએ સ્કંદપુરાણ વગેરેના દાખલા આપી કણબી જ્ઞાતિ ક્ષત્રિય છે તેવું બતાવી આપ્યું. આ બંને મહાશયોના ઉપર્યુક્ત સિદ્ધાંતની વિરૂદ્ધમાં કાશીના પંડિત મદનમોહન પાઠકે થોડા સમય સુધી ભાષણ આપ્યા બાદ દર્શાવ્યું કે,

૧. જો કણબી ક્ષત્રિય હોય તો એ લોકોની રીતભાત અને ધંધા-રોજગાર બીજા ક્ષત્રિયો જેવા કેમ નથી?

૨. તેઓ સઘળા જનોઈ કેમ પહેરતા નથી?

૩. તેઓ જાતે ખેતી કરવાનું હલકું કામ કરે છે અને હાલના જમાનાના બીજા ક્ષત્રિયો સાથે રોટીબેટી વ્યવહાર કેમ રાખતા નથી ?

આ ઉપરથી હું એવા સિદ્ધાંત પર આવું છું કે તેઓ ક્ષત્રિય નહિ પણ અન્ય વર્ણના છે.

તેમની શંકાનું સમાધાન કરતાં કાશીના પ્રસિદ્ધ પંડિત મહામહોપાધ્યાય સ્વામી રામમિશ્ર શાસ્ત્રીના શિષ્ય પંડિત રાજારામ શાસ્ત્રીએ નીચે પ્રમાણેના શાસ્ત્રોક્ત પ્રમાણોથી, પધારેલા સઘળા પંડિતો અને સભાસદોને સાબિત કરી આપ્યું કે પંડિત મદનમોહનના કહેવા પ્રમાણે કણબીઓ અન્ય વર્ણના નથી પણ ક્ષત્રિય જ છે, જે કારણ કે --

૧. ઉપનયન(જનોઈ) સંસ્કારની બાબતમાં મુસલમાનોના જમાનામાં ભલભલા સમશેર બહાદુર ક્ષત્રિયોએ પોતાની સમશેરો મ્યાન કરી કૃષિકર્મ કરવા માંડ્યું હતું અને સમર્થ પંડિતોએ પણ પ્રાણ બચાવવા ખાતર ઉપવિતને ઉતારી પાઘડીમાં છુપાવી હતી. તેવી વિવિધ પ્રકારની આફતોને લીધે ઘણાખરા દ્વિજોએ સમયસૂચકતાથી પોતાનાં કર્તવ્યો અમુક સમયને માટે અલગ કર્યાં હતાં. તેથી દ્વિજોમાં ગણાતા કેટલાક અન્ય વર્ણો હજુ સુધી પણ ઉપવિત ધારણ કર્યા વિના ચલાવ્યે જાય છે. તેવી જ રીતે આ જ્ઞાતિને માટે પણ અમુક સમયથી એવા જ પ્રકારનું અંધેર ચાલતું હતું. હાલમાં જેમ ક્ષત્રિય મનાતી કેટલીક ઉપવિત નહિ ધારણ કરનારી જાતિઓ, શાસ્ત્રોક્ત કર્મ કરતી વખતે(યજ્ઞયાગાદિ, લગ્નપ્રસંગે, શ્રાદ્ધ-સંવત્સરીમાં) અલ્પ સમયને માટે જનોઈ ધારણ કરે છે. તેમ આ જ્ઞાતિ પણ કરે છે, માટે એ જ્ઞાતિ પર આવા પ્રકારનો આક્ષેપ આવી શકતો નથી.

૨. અન્ય ક્ષત્રિય વર્ગની સાથેના રોટી-બેટીના વ્યવહારની બાબતમાં જે શંકા બતાવવામાં આવી છે. તેના સમાધાન માટે મારે આપને જણાવવું જોઈએ કે આજકાલ બ્રાહ્મણ, ક્ષત્રિય, વાણિયા- જ્ઞાતિઓનો અમુક વર્ગ પોતાની જ્ઞાતિના જુદા જુદા વર્ગમાં પણ આપસ આપસમાં બેટી વ્યવહાર રાખતો નથી, તે જ પ્રમાણે કણબી જ્ઞાતિ પણ પોતાના વર્ગ સિવાય અન્ય વર્ગ સાથે રોટીબેટી વ્યવહાર રાખતી નથી એટલે એ શંકા પણ વજૂદ વિનાની જણાઈ આવે છે.

૩. કણબીઓ જાતે ખેતી કરે છે. માટે તેઓ ક્ષત્રિય નથી એમ કહેવું ભૂલભરેલું છે. કારણકે આ વર્ણમાંનો અમુક ભાગ તો જમીનદાર તરીકે અન્યની પાસે ખેતી કરાવે છે અને કેટલોક ભાગ જાતે પણ ખેતી કરે છે. પરંતુ ખેતી કરવી તે નિંદનીય કર્મ નથી. તેમનો એ ધંધો પણ અસલના સમયની તેમની જમીનદારીનો પ્રત્યક્ષ પુરાવો આપે છે. એ ઉપરાંત આપતકાલમાં ખેતી કરવાની સ્મૃતિકારોએ પણ છૂટ આપી છે. ક્ષત્રિયોઙપિ કૃષિ કૃત્વા ।।૧૮।। કૃષિ વાણિજ્ય શિલ્પકમ્ યજ્ઞઃ ।।૧૯।। એટલે કે ક્ષત્રિયો ખેતી, વ્યાપાર અને સુતરાદિકનું પણ કર્મ કરી શકે છે. વળી ગીતાના અધ્યાય-૭માં પણ લખે છે કે, 'રાજન્યો વૈશ્યકર્મા' એટલે રાજાઓ પણ વૈશ્યનાં કર્મો કરી શકે છે. વળી મનુ ભગવાન પણ પોતાની સ્મૃતિનાં ૧૦માં અધ્યાયમાં કહે છે કે -

> અજીવંસ્તુ યથોકતેન બ્રાહ્મણઃ સ્વેન કર્મણા ।
> જીવેત્ક્ષત્રિયધર્મેણ સ હ્યસ્ય પ્રત્યનન્તરઃ ।।૮૧।।
> ઉભાભ્ય મપ્યજીવંસ્તુ કથં સ્યાદિતિ ચેદ્દભવેત્ ।
> કૃષિગોરક્ષમાસ્થાય જીવેદ્વૈશ્યસ્ય જીવિકામ્ ।।૮૨।।
> જીવેદેતેન રાજન્યઃ સર્વેણાપ્યનયં ગતઃ
> ન ત્વેવ જયાપસી વૃત્તિમભિમન્યત કર્હિચિત્ ।।૯૫।।

અર્થાત્ બ્રાહ્મણો પોતાના યથોક્ત કર્મ વડે નિર્વાહ ન ચલાવી શકે તો, આફતના સમયમાં ક્ષત્રિયનાં કર્મો વડે તે પોતાનું ગુજરાન ચલાવી શકે છે, કારણકે તે વર્ગ તેની પોતાની નજીકનો વર્ગ છે.।।૮૧।। બ્રાહ્મણ અને ક્ષત્રિય બંને પોતપોતાના ધર્મ વડે પોતાનું ગુજરાન ન ચલાવી શકે તો તેવા વિટંબણાના વખતમાં શી રીતે નિર્વાહ કરી શકે ? આવી શંકા થાય ત્યારે સમાધાન એ છે કે ખેતી કરવી, વ્યાપાર કરવો અને પશુપાલન કરવું એ વગેરે જે વૈશ્યનાં કર્મો છે તે વડે નિર્વાહ કરી નિભાવવું ।।૮૨।। ઉપાધિવશ ક્ષત્રિય પણ એ જ રીતે વૈશ્યનાં કર્મો વડે પોતાના કુટુંબનું પોષણ કરી શકે છે.।।૯૫।।



જેથી આજકાલ દરેક જગ્યાએ જોવા મળે છે કે બ્રાહ્મણો ક્ષત્રિયના કર્મો કરી શકે છે અને મુશ્કેલીના પ્રસંગે બ્રાહ્મણ તથા ક્ષત્રિય બન્ને જન વૈશ્યનાં કર્મો કરી શકે છે. જેમકે વરાહપુરાણની કથા અનુસાર ખુદ જનક રાજા અને તેમનાં પટરાણીએ પણ પ્રસંગોપાત્ત જાતે ખેતી કરી પોતાનું અને પોતાની પ્રજાનું કલ્યાણ કરેલું છે એમ પંડિત રાજારામનો મત છે. આ હકીકતને પણ પંડિત બંસીધર શાસ્ત્રી બાજપાઈ અને કેલા બ્રહ્મચારી કાશીવાળાએ પણ અનુમોદન આપ્યું છે અને કહ્યું કે, ધર્મશાસ્ત્રોના વચન પ્રમાણે એ પ્રાચીન સમયથી તમામ કોમો ખેતી કરતી આવી છે, અલબત્ત લોકાચાર પ્રમાણે જોતાં ખેતી કરવી એ કાંઈ હલકું કામ નથી. તેથી સદરહુ પંડિતજીનો સિદ્ધાંત અમારે પણ માન્ય છે.

બાદ પ્રેસિડેન્ટ સાહેબની ઇચ્છાનુસાર કાશીના શ્રીમાન પંડિત રામનાથ શાસ્ત્રીએ કૂર્મીઓની વંશાવલી અર્થ સહિત સંભળાવી, એટલે કાશીનિવાસી પંડિત વીરભદ્ર શર્માએ પણ ઉપર્યુક્ત મતને અનુમોદન આપ્યું હોવા છતાં સઘળા પંડિતોની વિરૂદ્ધમાં કાશીનિવાસી પંડિત પદ્મનાભ શાસ્ત્રીએ શંકા કરી કે, કણબી જ્ઞાતિને કૂર્મઋષિનો પરિવાર માનવામાં કોઈ પણ આધાર નથી, કારણ જ સ્કંધપુરાણમાં લખ્યું છે એ 'મુખ્યવંશે સુમચ્છિન્ને નીચયોનૌ સ્થિતોઽભવત્', કૂર્મ ઋષિનો મૂળ વંશ નાશ થઈ ગયો છે, ત્યારથી તે વંશની ગણના નીચ કક્ષામાં થાય છે. ત્યારે આધારભૂત માનવામાં આવેલા સ્કંધપુરાણથી જ એવું પ્રતિપાદન થાય છે ત્યારે એ લોકો કૂર્મ ઋષિનો પરિવાર છે તેવું શી રીતે પુરવાર થઈ શકે? ઉપર્યુક્ત પંડિત પદ્મનાભ શાસ્ત્રીની કાઢેલી શંકાને પંડિત ભગવાનદત્તે પણ અનુમોદન આપ્યું છે.

પરંતુ આ વાતને રદિયો આપતા કાશીનગવાસાન્ગવેદ વિદ્યાલ્યાધ્યાપક શ્રીમાન પંડિત દેવીપ્રસાદ શાસ્ત્રીએ સદરહુ બંને પંડિતોની શંકાનું સમાધાન કરતાં દર્શાવ્યું છે કે કણબી જ્ઞાતિને નીચ જ્ઞાતિ ઠરાવવાને સદરહુ પંડિતોએ સ્કંધ પુરાણનું જે પ્રમાણ આપ્યું છે તે અનર્થ છે. જો પોતે કહ્યો તે શ્લોક પૂરેપૂરો કહ્યો હોત તો વાતનો ખુલાસો સત્યથી આપોઆપ થઈ જાત. તેમણે તે શ્લોક પૂર્ણ કરતા આગળ કહ્યુ.

અજિતાત્સુર મિત્રશ્ચ પક્ષજિચ્ચ તતોઽભવત્ ।
મુખ્યવંશે સમુચ્છિન્ન નીચયોનો સ્થિતોઽભવત ।।

આ શ્લોક તો સહ્યાદ્રિ ખંડના ચોત્રીસમા અધ્યાયમાં પહેલાં છે અને કૂર્મ ઋષિનો કર્તા તો તેત્રીસમા અધ્યાયમાં છે. તેથી આ કૂર્મી વંશની કથા સાથે આ શ્લોકનો કાંઈ પણ સંબંધ થઈ શકતો નથી. માટે પંડિત પદ્મનાભ શાસ્ત્રીએ આ શ્લોકનો આધાર તદ્દન અપ્રાસંગિક આપ્યો છે, કારણકે તેમના અર્ધશ્લોકનો સંબંધ ચોત્રીસમાં અધ્યાયમાં વર્ણવેલા ત્રાયણ ઋષિની સાથે થાય છે, છતાં પણ પંડિતજી ત્રાયણ ઋષિના વંશજોના નાશને બદલે કૂર્મઋષિના વંશજોનો નાશ થયેલો બતાવે છે તે તેમણે ગંભીર પ્રકારની ભૂલ કરી છે.

પંડિત દામોદર શાસ્ત્રીએ સહ્યાદ્રિખંડના તકરારી શ્લોકોનું ભાષાંતર સૌને કરી બતાવ્યું અને તેથી કણબીઓની નીચ યોનિ બાબતમાં પંડિત પદ્મનાભ શાસ્ત્રીના પ્રમાણ સર્વથા અપ્રાસંગિક છે એ પૂરેપૂરું સાબિત થયું.

વળી, સદરહુ પંડિત પદ્મનાભ શાસ્ત્રીએ કહ્યું કે, કણબી જ્ઞાતિ કૂર્મ ઋષિનો પરિવાર છે એ વાત માની લઈએ તો પણ તેમનો ઉપનયન સંસ્કાર થઈ શકે નહીં. કારણ ધર્મશાસ્ત્રોના વચન પ્રમાણે બાવીસ વર્ષ સુધીમાં ક્ષત્રિયનો ઉપનયન સંસ્કાર થઈ જવો જોઈએ, તે ઉપરાંત ઉંમર થવાથી તેઓ પતિત થઈ જાય છે. કણબી જ્ઞાતિ તો કેટલાંય વર્ષોથી વ્રાત્ય થતી આવી છે. તેથી તેમને સંસ્કાર થઈ શકતો નથી.

આના પ્રત્યુત્તરમાં પંડિત દેવીપ્રસાદજીએ કહ્યું કે, પંડિત પદ્મનાભજી હવે કૂર્મ ઋષિના વંશજો તરીકે કણબીઓને કબૂલ કરે છે, પરંતુ વ્રાત્ય તરીકે તેમનો ઉપવીત સંસ્કાર થઈ શકે નહિ તેવું દર્શાવે છે. તેમના પ્રત્યુત્તરમાં નીચે મુજબ ખુલાસો છે :

જે વખતે ભીનગાના રાજાએ કાશી નિવાસી પ્રતિષ્ઠિત પંડિત મહામહોપાધ્યાય સ્વામી રામમિશ્ર શાસ્ત્રીને વ્રાત્યોના સંસ્કારની બાબતનો પ્રશ્ન પૂછ્યો હતો ત્યારે શાસ્ત્રીજીએ વ્રાત્ય સંસ્કાર મીમાંશા નામનું શાસ્ત્રોના આધારવાળું પુસ્તક રચીને છપાવીને એ શંકા દૂર કરી છે.

આ સિવાય પંડિત મહાશયોના ધ્યાનમાં હશે કે, સંવત ૧૯૬૧ના જયેષ્ઠ માસમાં શ્રી મચ્છંકરાચાર્ય સ્વામી ગોવર્ધન મઠાધીશ્વરે વાંસવાડામાં પચાસ-સાઠ પંડિતોની સમક્ષમાં કણબીઓને જનોઈ પહેરાવી હતી. જયાં ઘણા પંડિતોએ શંકા લીધી હતી. તેમની શંકાનું નિરાકરણ કરી તેમના જ હાથથી સંસ્કાર કરાવ્યો હતો. તે સિવાય શંકેશ્વર મઠાધીશ્વર શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્ય સ્વામી અને સનાતન ધર્મના મોટા આગેવાન આચાર્યો અને પંડિતો વગેરેએ વ્રાત્યોને સંસ્કાર કરાવે છે. તેથી આ શંકા પણ ટકી શકતી નથી.

પછી પંડિત મદનમોહનજીએ પ્રશ્ન પૂછ્યો કે, કણબી જ્ઞાતિ ક્ષત્રિયમાં ગણાય છે તો એ જ્ઞાતિમાં થયેલા રાજા મહારાજા વિષે ઇતિહાસમાં કેમ કાંઈ ઉલ્લેખ નથી ?

આના જવાબમાં સદરહુ સભાના સેક્રેટરીએ કેટલાક અંગ્રેજ વિદ્વાનોના અભિપ્રાયો રજૂ કર્યા. છેવટે આ વિષયમાં જેને શંકા હોય તેને પ્રશ્નોત્તર કરવા માટે પ્રેસિડેન્ટસાહેબે સૂચના કરી તેથી બંને પક્ષના પંડિતોએ પોતાને સંતોષ થયેલો જાહેર કર્યો, જે ઉપરથી પ્રેસિડેન્ટસાહેબે નીચે પ્રમાણે પોતાનો અંતિમ ખુલાસો જાહેર કર્યો :

ઉપર્યુક્ત સભાના પ્રેસિડેન્ટ તરીકે મારી પસંદગી થયા બાદ મારી સમક્ષમાં બંને પંડિતોએ કણબીઓ ક્ષત્રિય છે કે નહિ તે વિષય પર શાસ્ત્રોક્ત વાદવિવાદ કર્યો, જે ઉપરથી હું નિશ્ચય પર આવું

છું કે તેઓ ક્ષત્રિય તરીકે સિદ્ધ થઈ ચૂક્યા છે અને તેઓને ઉપનયન સંસ્કારોમાં કશો બાધ નથી.[૨૨]

(સહી)શ્રી રાધાચરણ ગોસ્વામી,

પ્રેસિડેન્ટ

**કૂર્મ વંશી ક્ષત્રિયોના વંશોઃ-**

મહર્ષિ કૂર્મ વંશજો કૂર્મવંશી ક્ષત્રિય તરીકે ઓળખાય છે. વળી, સૂર્યવંશી અને ચંદ્રવંશી જેવા બે મુખ્ય વંશોમાંથી ક્ષત્રિયોની ઉત્પત્તિ માનવામાં આવે છે. લવ વંશના લેઉવા અને કુશ વંશના કડવા પાટીદાર ગણાયા. રામચંદ્રના બે પુત્રોમાંથી કુશને કુશાવતી અને લવને અવંતિકા રાજ આપ્યાનાં પ્રમાણો મળે છે.જેના સમર્થનમાં કહેવાય છે કે

કુશકો દઈ કુશાવતી, નગર કોશલ દેશ,<br>
લવકો દઈ અવન્તિકા, ઉત્તર ઉત્તમ વંશ.

કૂર્મી(કણબી) લોકોની કુલ શાખો ૨૯૨ નામની છે, આ સંખ્યામાંથી સંખ્યામાંથી ૧૦૨ની ઉત્પત્તિ ચંદ્ર દ્વારા અને ૪૮ની ઉત્પત્તિ સૂર્યથી જયારે ૮૧ની ઉત્પત્તિ બ્રહ્મા દ્વારા મનાય છે. બાકીનાં ૩૧ કુળોના સંબંધ અન્ય વિવિધ વંશો સાથે સંકળાયેલા છે જેવા કે :-

| કૂર્મી | કુળનું નામ | મુખ્ય વંશ |
|---|---|---|
| ૧. | કૂર્મવંશ | સૂર્ય |
| ૨. | સૂર્યવંશ | સૂર્ય |
| ૩. | કુશ વંશ | સૂર્ય |
| ૪. | લવ વંશ | સૂર્ય |
| ૫. | કૂર્મવંશ | ચંદ્ર |
| ૬. | કુરુ વંશ | ચંદ્ર |
| ૭. | શાકાવંત | બ્રહ્મ |
| ૮. | યશવંત | યદુ |
| ૯. | પટેલ | યદુ |
| ૧૦. | ચૌધરી | સૂર્ય અને ચંદ્ર |
| ૧૧. | ઠાકુર | શેષ |
| ૧૨. | દેશમુખ | શેષ |

આગળ જતાં આમ, ૭૨ કુળોનું વર્ણન કરેલું જોવા મળે છે. તેમાંથી કેટલાક મહત્ત્વના વંશોનો અભ્યાસ કરતાં આપણને પાટીદારોનું મૂળ પણ જાણવા મળે છે.

**કૂર્મવંશ(સૂર્યવંશ)**

સૂર્યનું નામ જ કૂર્મ છે, સૂર્યના નામે સૂર્યવંશ ચાલ્યો. રામ પોતે પણ સૂર્યવંશી ક્ષત્રિય હતા. તેમના પુત્રો કુશે કુશાવતી અને લવે લવપુર નગરી વસાવી હતી. લવ અને કુશના વંશજો આજે પણ સમગ્ર ગુજરાત તથા મધ્યપ્રદેશના ધાર, ખરગોન, નિમાડ અને માળવા જેવા જિલ્લામાં જોવા મળે છે. ઉપરાંત પંજાબ અને અયોધ્યામાં પણ તેના વંશજો જોવા મળે છે. કેટલાક કૂર્મીઓનાં નામો ઋષિમુનિઓની સાથે પણ જોડાયેલાં હતાં અને તે ઋષિઓ પોતાને સૂર્યવંશી કહેતા હતા. આજદિન સુધી ઘણા પ્રદેશોમાં સૂર્યવંશી ક્ષત્રિયોમાં પોતાનાં નામ પાછળ સિંહ લખવાનો રિવાજ છે. જેથી ક્ષત્રિય એવા પાટીદારો પણ તેમના નામ પાછળ સિંહ શબ્દ લખે છે. દા.ત. પાટડી દરબારો અને વિરમગામના દેસાઈઓ આજે પણ પોતાના નામ પાછળ સિંહ શબ્દનો પ્રયોગ કરે છે.

અંગ્રેજ લેખકોએ પણ કૂર્મ જ્ઞાતિનો સૂર્યવંશી તરીકે ઉલ્લેખ કર્યો છે. ઈ.જી. જેન્કિશન લખે છે કે, ઝાંસી પ્રદેશના કૂર્મીઓ પોતાને સૂર્યવંશી કહે છે અને પોતાની ઉત્પત્તિ ત્રેતાયુગના બલભદ્ર નામના સૂર્યવંશી રાજાની માને છે.[૨૩]

**કુશવંશઃ-**

કુશવંશ એ સૂર્યવંશનો અંતર્ગત છે. કુશને કુશાવતીનું રાજય આપવામાં આવ્યું હતું. કુશવંશમાંથી ઉત્પન્ન થયેલા ‘કૂર્મી’ ગુજરાત અને મધ્યપ્રદેશમાં કડવા નામે ઓળખાય છે અને ઉત્તરપ્રદેશમાં પણ તેઓ જોવા મળે છે.

**લવવંશ :-**

આ વંશ રામના પુત્ર લવથી શરૂ થયો છે અને તે પણ સૂર્યવંશનો એક ભાગ છે. નેપાળના રાજા પોતાને લવવંશી માને છે.

લવવંશના કૂર્મી ક્ષત્રિયો વર્તમાનમાં ગુજરાતમાં ખાસ જોવા મળે છે. ગુજરાતમાં તેઓ લેઉવા કૂર્મી તરીકે ઓળખાય છે. બૉમ્બે ગેઝેટીઅરમાં જૂનાગઢ નિવાસી શ્રી હેમાભાઈ અજભાઈ વહીવટદારનું ૧૮૮૯માં કરેલું કથન અંકિત છે. રામચંદ્રને બે પુત્રો હતા. એકનું નામ લવ અને બીજાનું કુશ. લવથી લવ ગણ અને કુશથી કડવા કુશ વંશી ઉત્પન્ન થયા.[૨૪]

બૉમ્બે ગેઝેટિયરમાં કહ્યું છે. ગુજરાતમાં કણબી લોકોમાં મુખ્ય ચાર ભેદ છે. : કડવા, લેઉવા, આંજણા, મતિયા. તે હિન્દુઓની કુલ આબાદીના ૧૪.૨૬ ટકા છે. ૧૯૦૧માં ગુજરાતમાં કડવા કણબી ૪,૦૦,૦૯૫ હતા. લેઉવા કણબી ૫,૬૮,૧૮૫ હતા. લેઉવામાં બે ભેદ છેઃ પાટીદાર અને કણબી. વિધવા સાથે લગ્ન કરનાર કણબી તરીકે ઓળખાયા અને વિધવાવિવાહનો વિરોધ કરનારને પાટીદાર તરીકે ઓળખવામાં આવતા. આંજણા કણબીની સંખ્યા ૩૧,૪૮૧ હતી. તેઓ પોતાના

નામ પાછળ સિંહ લખતા હતા. તે ૨૩ કુળોમાં વહેંચાયેલા છે તથા તેઓ ચરિત્ર અને વ્યવસાયમાં રજપૂતો કરતાં શ્રેષ્ઠ છે. મતિયા કણબીની સંખ્યા ૪૦૨૬ છે. તેઓ કડવા અને લેઉવાની જેમ શુદ્ધ શાકાહારી છે.[૨૫]

**<u>કૂર્મકુળ(ચંદ્રવંશનો ભાગ)</u>**

કશ્યપના પુત્ર અત્રિ, અને અત્રિના પુત્ર ચંદ્રથી ચંદ્રવંશ થયો. ચંદ્રના પુત્ર બુધ અને તેના પુત્ર પુરુરવા. આમ તે વંશ આગળ વધતો ગયો.

**<u>કુરુવંશઃ-</u>**

ચૌધરી દેવી પ્રસાદસિંહના મત મુજબ, કુરુગણ એ હિમાલય પર્વતથી ઉત્તર તરફના પ્રદેશના આદિ નિવાસીઓ હતા. તે લોકોએ ત્યાંથી આવીને દિલ્હી પાસે હસ્તિનાપુરમાં શક્તિશાળી રાજ ચલાવ્યું.[૨૬]

**<u>પવિત્ર જનોઈ તોડી નાખવાનો રસપ્રદ કેસઃ-</u>**

ઈ.સ. ૧૮૯૬માં મુન્સીફ ન્યાયાલય લખનૌમાં ચાલ્યો હતો. તેમાં વાદી તરીકે રામાધીનસિંહ કૂર્મી અને પ્રતિવાદી તરીકે સીતારામ, રૂપનારાયણ, બબ્બુ મહારાજ અને બિરહમન વચ્ચે ઇન્ડિયન પિનલ કોડ ૨૯૮/૫૦૪ મુજબ ચાલેલો તેનો ફેંસલો નીચે મુજબ આપેલો છે :

**ફેસલાનું વિવરણ :-**

પ્રતિવાદીઓએ ૧૧ જૂન, ૧૮૯૬માં ચૌધરી રામાધીનસિંહની જનોઈ એમ કહીને તોડી નાખી કે, જ્ઞાતિય આધાર પર તેમને જનોઈ ધારણ કરવાનો અધિકાર નથી અને અપમાનજનક શબ્દોનો પ્રયોગ કર્યો. બન્ને પક્ષોને સાંભળનાર સાક્ષર અંગ્રેજ મુન્સી ફેંસલા પર આવી ગયા અને ફેંસલો થવાની તૈયારીમાં હતો ત્યારે બ્રાહ્મણ પ્રતિવાદીઓએ સર્વથા જુઠ્ઠી ધારણા બનાવી કે જનોઈ ધારણ કરનાર રામાસિંહને આવું કરવાનો કોઈ હક્ક નથી તેથી પ્રતિવાદીઓએ જબરજસ્તીથી તેની જનોઈ તોડી નાખી હતી અને તેની બેઇજ્જતી કરી અને આવી ગેરકાનૂની કાર્યવાહી દ્વારા વાદીને માનસિક અને સામાજિક ક્ષતિ પહોંચાડી છે તેથી પ્રતિવાદીઓ ઇન્ડિયન પિનલ કોડના ભાગરૂપે ઉચિત દંડના અધિકારી છે અને વાદી પોતાની ક્ષતિપૂર્તિ માટે ન્યાયાલય પાસેથી આદેશ મેળવવાને હક્કદાર છે. જ્યારે બ્રાહ્મણોને સમજાયું કે, આ ગુના માટે તેમને કારાવાસ કે ઉચિત ભારે દંડ મળે તેમ છે ત્યારે તેઓ તરત જ ચૌધરી રામાધીનસિંહને પગે પડ્યા અને સમાધાન કરવા તૈયાર થયા જેના પરિણામ સ્વરૂપ માફીનામું અંગ્રેજ મુન્સી સમક્ષ રજૂ કર્યું અને બધાએ તેનો સ્વીકાર કર્યો.

**માફીનામું :-**

૧૧ જૂન, ૧૮૯૬માં અમે પ્રતિવાદીઓએ અમારી અજ્ઞાનતા અને જ્ઞાતિય ઝનૂનથી પવિત્ર જનોઈ એટલા માટે તોડી કે, તે ધારણ કરવાનો રામાધિનસિંહને હક્ક નથી. આ અધમ કુકર્મથી અમે

માત્ર આપના જ માન-અપમાનને ઠેશ પહોંચાડી છે તેવું નથી, પરંતુ સન્માનનીય તમામ કૂર્મી કોમને પણ વિના કારણે ચોટ લગાડી છે. જેનાથી હિંદુસ્તાનભરની કૂર્મી કોમમાં રોષ ઉત્પન્ન થયો છે જેથી અમે અભણ, અજ્ઞાન પ્રતિવાદીઓ અહીં ખૂબ ખેદ અને દુઃખ પ્રગટ કરીએ છીએ. તમારા તરફ કરેલ ગેરકાનૂની દુષ્ટ કર્મ માટે અને આપના દ્વારા થયેલ હુકમના આચરણભંગ માટે અમને ખૂબ પશ્ચાત્તાપ છે અને લજ્જિત પણ છીએ. હવે અમને ખબર પડી છે અને વિશ્વાસ થયો છે કે કૂર્મી લોકો ક્ષત્રિય જ્ઞાતિના છે અને તેમને જનોઈ ધારણ કરવાનો પૂરેપૂરો હક્ક છે.

અમે આપના અપરાધ માટે શર્મિન્દા છીએ અને તમારી ક્ષમાની યાચના કરીએ છીએ કે અમારાં દુષ્કર્મો માફ કરવામાં આવે. અને અમે પવિત્ર જનોઈની આપને ભેટ કરીએ છીએ. એ આપને સ્વીકારવા અને ધારણ કરવા માટે છે. આપના થયેલા અપમાનની ક્ષતિપૂર્તિ કરવી સંભવ નથી પણ આ બાબતમાં આપને જે કોર્ટ ખર્ચ થયો હોય તે આપવા માટે અમને સ્વીકાર્ય છે. અમને આશા છે કે, આપ અમને ક્ષમા પ્રદાન કરશો. અમારા આ દુષ્કર્મ માટે અમને ખેદ છે અને વાસ્તવમાં અમે લજ્જિત છીએ.

તમારા આશીર્વાદને પાત્ર,<br>
પ્રતિવાદી ગણ<br>
(હિન્દી હસ્તાક્ષર)

દિનાંક ૬ જુલાઈ, ૧૮૯૬ ઈ.સ.ના રોજ આ વિવરણ કૂર્મી સમાચારપત્રિકા લખનઉ ૧૫ જુલાઈ, ૧૮૯૭, અંક-૫, પૃ-૮-૧૦માં આપવામાં આવ્યું છે.) ઉપરોક્ત ચુકાદાને આધારે અત્રે એ વાત નોંધવી ખૂબ જરૂરી બને છે કે, ગુજરાતમાં સુરત ખાતે કેટલાક પાટીદારો આર્યસમાજિસ્ટ બની ગયા હતા. તેઓએ જનોઈ પણ ધારણ કરી હતી. છતાં જ્ઞાતિવાળાઓ તેમને સહભોજનથી બહિષ્કૃત કરતા હતા. પરંતુ પાછળથી જ્ઞાતિવાળાઓને નમતું આપવું પડ્યું હતું અને આર્ય સમાજીઓની સાથે ભોજન લેવા સ્વીકાર્યું હતું. આમ આ પ્રસંગથી ક્ષત્રિય જ્ઞાતિ પ્રાચીન કાળથી જનોઈ ધારણ કરતી હતી.[૨૭] તેમ સાબિત થાય છે.

૧.

પોલિટિકલ ડિપાર્ટમેન્ટ બમ્બઈ કાઉન્સિલ ૨ જૂન, ૧૯૩૧

પ્રેષક : સી. ડબલ્યુ. એ ટર્નર મહોદય સી. આઈ. ડી. સેક્રેટરી ટુ બૉમ્બે ગવર્નમેન્ટ રાજનૈતિક વિભાગ.

વિષય : સરકારી કાગળોમાં 'કૂર્મી' શબ્દના સ્થાનમાં 'કૂર્મી-ક્ષત્રિય' લખવામાં આવે.

મહાશય,

૧૫ મે, ૧૯૩૧ના આપના ક્રમાંક પત્ર ૨૨૩૩માં વર્ણિત ઉપરોક્ત બાબતના સંદર્ભમાં સપરિષદ ગવર્નરે મને એ સૂચના આપવાની આજ્ઞા આપી છે કે, મુંબઈની ગવર્નમેન્ટ ઉક્ત વિષયોમાં સાર્વજનિક આજ્ઞા પ્રગટ કરવાની આવશ્યક્તા નથી લાગતી. કારણકે આ પ્રાંતમાં એવું ચલણ છે કે જે લોકો પોતાને જે જ્ઞાતિથી બોલે છે તે જ જ્ઞાતિ લખવામાં આવે છે.

હસ્તાક્ષર

વતી સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ

બમ્બઈ પોલિટિકલ ડિપાર્ટમેન્ટ

૨.

ન.પ.ઈ.એન.એમ. કાર્યાલય, ભારત સેસન્સ કમિશ્નર

પ્રેષક : જે. એસ. હટન ડી.યસ્સી સી.આઈ. ઈ.

ભારતવર્ષના સેસન્સ કમિશન

સેવામાં,

પ્રધાનમંત્રી

અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભા, દેવાસ સિનિયર,

દિલ્હી, ૨૫ નવેમ્બર, ૧૯૩૦ ઈ.સ.

મહાશયજી,

આપના ૬-૧૧-૧૯૩૦ના પત્ર સંખ્યા ૧૯૪૪ના ઉત્તરમાં વિનંતી કે સેસન્સની જનરલ શિડ્યુલ (અર્થાત્ સાધારણ નકશે)માં કૂર્મી સમાજને 'કૂર્મી ક્ષત્રિય' લખવામાં મને કોઈ હરકત નથી. જો કૂર્મી ક્ષત્રિય શબ્દ ઉપરાંત સ્થાનિક જ્ઞાતિનું નામ અર્થાત્ ઉપજાતિનું નામ પણ જોડી શકાશે જેમકે રાજવંશી કૂર્મી અને રેડ્ડી વગેરે આ વિના વસ્તી ગણતરી કરવી અને જ્ઞાતિની સંખ્યા મેળવવી મુશ્કેલ ને અસંભવ છે. સેસન્સના બધા સુપરિન્ટેન્ડેન્ટોને આ સૂચના આપવામાં આવી છે.

ભવદીય

હસ્તાક્ષર જે. એસ. હટન

સેસન્સ કમિશન ફોર ઇન્ડિયા

૩.

એલ.એ.એફ ઝેડ.૨૦૧૧

પી કડીર્સ- ડિપાર્ટમેન્ટ

મેમોરેન્ડમ

ડી.આર.ઓ.

લખનઊ

શ્રીમંત હિઝ હાઇનેસ સદાશિવરાવ પવાર

સભાપતિ, કૂર્મી ક્ષત્રિય કોન્ફરન્સ

ફરુખાબાદ

નં.-૨૪૫૬૬, સ્થાન લખનઉ, ૩-૧-૧૯૧૮

હિઝ એક્સેલેન્સી ભારતના વાઇસરોય અને ગવર્નર જનરલની પાસે આપનો તાઃ- ૩૧ માર્ચ ૧૯૧૮ ઈ.સ.ના રોજ મોકલાયેલ આવેદનપત્ર એડજુટેન્ડ જનરલ ઇન્ડિયા સિમલાથી કાર્યવાહીના હેતુસર પ્રાપ્ત થયો છે. જેથી આપને સૂચના આપવામાં આવે છે કે, એડજુટેન્ડ જનરલનો પત્ર નં-૩૨૬/૯(એ.જી. ૨) તા. ૨૬ એપ્રિલ, ૧૯૧૮થી કૂર્મીઓની ખાસ કંપની સ્થાપિત કરવાનું સ્વીકારાયું છે. જે ૨૦/૧૧ રાજપુર અને સીતાપુર સાથે જોડાયેલી રહેશે. જે કૂર્મી રિક્રુટ માટે આવશ્યક કદના છે અને બીજી રીતે યોગ્ય છે તેમને પલટનમાં મોકલવામાં આવે છે.

વાઈસરોય ભવન, સિમલા

૪ એપ્રિલ, ૧૯૧૮

૪.

સ્ટેટિસ્ટિકલ એકાઉન્ટ ઑફ બંગાલ વૉલ્યૂમમાં હન્ટર્સન લખે છે કે, "શિવાજી કૂર્મી હતા અને ગ્વાલિયર અને સતારાના રાજાઓ પણ રાજવંશના હતા."

'રેસેજ ટ્રાઈબ્સ અને કાસ્ટ્સ ઑફ અવધ'ના લેખક કરનેગીનું કથન છે કે, 'મિસ્ટર કેમ્પબેલે બતાવ્યું છે કે, મરાઠા રાજ્યના પાયામાં કૂર્મી તત્ત્વ હતું અને શિવાજી તેમજ તેમનું પ્રધાન મંડળ કૂર્મીઓનું હતું.'

**<u>કૂર્મી જ્ઞાતિની અર્વાચીન ઓળખઃ-</u>**

કૂર્મી અને કુનબી પોતાની સ્વતંત્રતાના ચાહકો હતા. નીચેની કવિતા ઉપરથી જેનો ખ્યાલ આવે છે :

- કૂર્મ- સર્વત્ર ભૂપતિ
- બનત મલ્લ, બિગડલ કુરમી
- પટેલની એકતા એટલે કાળંગાનો ભોર,

- પાટીદારોનું ખાવું ભૂત, બ્રાહ્મણનું નાવું ભૂત, અને વાણીયાનું લડવું ભૂત.

- કુલમી કો સાત ગાંઠ.

- ખેડૂત જગતનો તાત

- કોટિ ચલૈ કૂર્મી કે પીછે, કુનબી નહીં કાહુ કે પીછે.

ઉપરોક્ત કવિતાનો ઉલ્લેખ અંગ્રેજ અધિકારીઓએ ભારતમાં ઈ.સ ૧૯૦૧-૧૧-૧૯-૨૧-૩૧ અને ૪૧ના વસ્તી ગણતરીના રિપોર્ટમાં કરેલા છે.[૨૮]

**કૂર્મી જ્ઞાતિની પેટાજ્ઞાતિઓ:-**

ભારત વર્ષમાં અન્ય હિન્દુ જ્ઞાતિઓની જેમ કૂર્મી જ્ઞાતિ પણ અનેક પેટા જ્ઞાતિઓમાં વહેંચાયેલી છે અને તેમાં પણ અનેક ગોત્ર છે. સારાયે દેશમાં કૂર્મીઓની વસ્તી સારા પ્રમાણમાં છે. આ જ્ઞાતિ ૧૫૦૦ જેટલી પેટાજ્ઞાતિઓમાં વહેંચાઈ અને તેણે ભિન્ન ઉપનામો અને પદો ધારણ કર્યાં છે. મધ્યપ્રદેશના કૂર્મીઓમાં ખાસ કરીને માળવામાં જ્ઞાતિ-સંગઠન મજબૂત છે, છતા તેઓ તેમનો રાજકીય પ્રભાવ પાડી શક્યા નથી. માળવા અને નિમાડના સમગ્ર પાટીદારોની સંખ્યા ચૌદ લાખ કરતાં પણ વધારે છે, અને જ્ઞાતિ સંગઠનના આધારે જ ચૂંટણીમાં તેના પ્રમુખ ભાગ લે છે. તેમજ જો ભારતભરના કૂર્મીઓને એકત્ર કરવા હોય તો જ્ઞાતિ બંધારણ અપનાવવા જેવું છે. જોકે, ગુજરાતમાં રાજકીય પ્રવાહમાં પાટીદારોનું ઠીક ઠીક પ્રભુત્વ જોવા મળે છે.[૨૯]

**કૂર્મી જ્ઞાતિનાં ઉપનામો, પદો અને અટકો :-**

આપણા દેશમાં નામ સાથે ઉપનામ અથવા અટક લખવાનો રિવાજ અર્વાચીન છે. કારણ કે અંગ્રેજોના સમયમાં પ્રતિષ્ઠિત વ્યક્તિઓને પોતાના પક્ષમાં લેવા માટે અને પોતાનાં કાર્યોને બિરદાવવા માટે અંગ્રેજો લાયક વ્યક્તિઓને ઉપનામ આપતા. આ માટે ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ પણ બંગાળમાં સૌપ્રથમ બંગાળીઓમાં ઉપનામનું પ્રચલન શરૂ કર્યું.

ગુજરાતના કણબી બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ અંગ્રેજોને શિક્ષણ દ્વારા બાળલગ્નો બંધ કરવા અને બાળકી અત્યાચાર બંધ કરવામાં સહયોગ આપ્યો. તેમનાં આ કાર્યોની કદર કરીને તેમને રાવ બહાદુરનો ખિતાબ કંપનીએ આપ્યો. ત્યાર બાદ, રાણી વિક્ટોરિયાએ પણ તેમને દિલ્હી દરબારમાં સી.એસ.આઈ. એટલે કે કંપેનિયન સ્ટાર ઓફ ઈન્ડિયાનો ખિતાબ આપ્યો. પાટીદાર કોમમાં હાથીમલનો ખિતાબ મેળવનાર પણ બેચરદાસના જ પૂર્વજો હતા. વેણીબાજી બહુ બાહોશ પાટીદાર હતા. આ રીતે રાવબહાદુર, રાજરત્ન, રાવસાહેબ, દીવાન, સર સાહેબ, વીરરત્ન, પદ્મશ્રી જેવાં પદ મેળવનાર પાટીદાર કોમમાં ઘણાં માનવરત્નો થઈ ગયાં. આઝાદ ભારતમાં આપણે જાણીયે છીએ તેમ સ્વ. સરદાર પટેલને 'ભારત રત્ન'નો ખિતાબ પણ અપાયો છે.

આ ઉપરાંત પટેલ અને ચૌધરી જેવાં ટાઈટલ અન્ય કોમના આગેવાનો પણ ધરાવે છે. આ શબ્દ અટક માટે વપરાયેલો નથી. પણ હોદ્દા માટેનો છે. ક્યારેક ધંધા ઉપરથી, પ્રદેશ ઉપરથી અથવા ગામના નામ પરથી અટકો પડતી હોય છે. બેચરદાસ લશ્કરીના પૂર્વજો, મોગલો-મરાઠાઓ અને અંગ્રેજોના લશ્કરને ઘાસદાણો પૂરો પાડતા હોવાથી તેમની અટક લશ્કરી પડી. મશરુનો ધંધા કરનાર મશરુવાળા કહેવાયા, એજ રીતે રૂ વાળા, ચામડાવાળા, જરીવાલા અને રસકપૂર વગેરે અટકો ધંધા પરથી પડી. તે જ રીતે ઈશ્વર પેટલીકર, માળવીયા, નીમાડિયા જેવી અટકો ગામના નામ ઉપરથી પડી હોવાનું જણાય છે. જયારે દેસાઈ, અમીન અને દેશમુખ જેવી અટકો રાજકીય સન્માન અને વ્યવસાયના કારણે પડી. [૩૦]

કૂર્મી જ્ઞાતિનો અભ્યાસ કરતાં માલૂમ પડશે કે, તેમાં લગભગ દોઢ હજાર અટકો છે. તેનું મૂળ કારણ એ છે કે, આ જ્ઞાતિ કૃષિ વ્યવસાય સાથે જોડાયેલી હોવાથી તેનું વારંવાર સ્થળાંતર થતું હતું. પરિણામે મૂળ સ્થાનની ઓળખ રાખવા માટે તેઓ તેવી અટકો રાખતા હતા. દા.ત., ઉત્તર ભારતના કૂર્મી(ગુજરાત સાથે), અવધિયા(અવધ સાથે), કનોજિયા (કનોજ સાથે), પટનવાર(પટના સાથે), ગંગવાર(ગંગા સાથે) અને વૈસવાર(વાંસવાડા ક્ષેત્ર સાથે) ઓળખાતા પરંતુ પાછળથી કેટલાક કૂર્મી ભૂમિહીન થતાં તેમણે પોતાના વ્યવસાયો બદલ્યા અને તેમના ધંધા પરથી નવી અટકો પડી અને તે સાથે તેમની નવી ઓળખ નક્કી થવા લાગી જેમકે મશરૂનું કામ કરનાર મશરૂવાલા અને આંગડિયાનું કામ કરનાર આંગડિયા વગેરે. તે પ્રમાણે પતરિયા, ઢેલફોરા અને સંધોવા જેવી અટકો પણ ધંધાલક્ષી છે. જ્ઞાતિ ઓળખવી એટલા માટે અનિવાર્ય છે કે, તે ઉપરથી જ્ઞાતિનો અભ્યાસ કરી તેમનામાં શિક્ષણ તેમજ સામાજિક સ્થિતિનો અભ્યાસ કરી શકાય છે. તેમજ સ્થાનિક અને અખિલ ભારતીય સ્તરે પોતાના જ્ઞાતિબંધુઓનો પરિચય મેળવી શકાય છે. કૂર્મીઓ સમક્ષ સૌથી મોટો પડકારએ ઊભો થયો છે કે કયું, એકજ ઉપનામ નક્કી કરવામાં આવે કે જેથી ભારતભરના તમામ કૂર્મીઓને તે ગ્રાહ્ય હોય. અત્રે નોંધવું જરૂરી લાગે છે કે મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ અને બિહારમાં મોટા ભાગના કૂર્મીઓએ પટેલ ઉપનામ સ્વીકાર્યું છે.

ભારતમાં સૌ પ્રથમ 'હિંદુ કણબી સભા'ની સ્થાપના ઈ.સ. ૧૮૭૦માં થઈ અને ઈ.સ. ૧૮૯૦થી 'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સભા'ને નામે પાછળથી જાણીતી બની. આ સભા આજદિન સુધી ચાલે છે પણ તેનું કાર્ય ક્ષેત્ર ઉત્તર ભારત, બિહાર, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્ર હોવાથી ગુજરાત તેનાથી પરિચિત રહ્યું નથી.[૩૧] ગુજરાતમાંથી આ સભા સંમેલનો દીપવનાર શ્રી કુંવરજી કલ્યાણજી મહેતા, છોટુભાઈ પટેલ, રાવજીભાઈ પટેલ, હીરાલાલ વસંતભાઈ જેવા અનેક ઉત્સાહી કાર્યકર્તાઓ ઉત્તર ભારત અને મધ્યપ્રદેશના સભા-સંમેલનમાં જાણીતા બન્યા હતા. પ્રા જેઠાલાલ સ્વામિનારાયણે,

મગનભાઈ ચતુરભાઈ પટેલે(બાર એટ લૉ) શ્રીમાન સંપતરાવ ગાયકવાડે અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલે આ સભાનાં પ્રમુખપદો પણ શોભાવ્યાં હતાં.

આમ, કૂર્મી શબ્દ કાલાન્તરે અપભ્રંશ થતોજ રહ્યો છે. આજે પણ કાળ, સ્થળ અને ભાષાભેદને કારણે દેશમાં કૂર્મી, કૂરમી, કુણબી, કણબી અને કૂલબી વગેરે અટકોથી આ જ્ઞાતિને જુદી જુદી રીતે ઓળખવામાં આવે છે.



## પાદ નોંધ :

૧. પરીખ પુરુષોત્તમ લલ્લુભાઈ : 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ', વિરમગામ, બીજીઆવૃત્તિ, ૧૯૮૬, પૃ-૩૧-૩૨

૨. 'મનુસ્મૃતિ', ૧-૨૧-૨૩

૩. 'મહાભારતના આદિપર્વ',૬૫-૧૦-૧૧

૪. પટેલ ઈશ્વરભાઈ,: 'શ્રી ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ', કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયામાતાજી સંસ્થાન, ઊંઝા, પ્રથમ આવૃત્તિ, ૧૯૮૩, પૃ-૧૩૭-૧૩૮

૫. વધુ વિગત માટે પરિશિષ્ટ-૧

૬. ડૉ.બર્જેસ, 'પ્રવાસ નોંધ',૧૮૬૯, પૃ-૫૩-૬૧

૭. 'એન્સાઈકલોપીડિયા ઑફ બ્રિટાનિકા' વોલ્યુમ-૧૩, પ્રથમ આવૃત્તિ, ૧૯૨૯, પૃ-૫૧૭

૮. 'કૂર્મી ક્ષત્રિય હિતૈષી', ઈ.સ. ૧૯૧૨, અંક-૧૪

૯. પ્રો. જી.વી. પર્ટ : 'ઓરિજીનલ ઈન્હેબીટન ઑફ ભારતવર્ષ', ભાગ-૨, પૃ-૩૨૪

૧૦. 'પદ્મપુરાણ', સ્વર્ગખંડ, પૃ-૩૯૯

૧૧. 'આલ્તેકર ઈન્ડિયન પોલિટિક્સ'

૧૨. ડૉ. રાઘેય રાઘવ,: 'પ્રાચીન ભારતીય પરંપરા અને ઈતિહાસ', પૃ- ૯૭

૧૩. ડૉ. મુકરજી રાધાકુમુદ,: 'હિન્દુ સિવિલિઝેશન ના ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલ દ્વારા કરેલ અનુવાદિત ગ્રંથ'(હિન્દુસભ્યતા, પૃ-૭૦

૧૪. 'શ્રી ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ', ઉપર્યુક્ત, પૃ-૧૩૬-૧૩૭

૧૫. 'તૈ-તરિક આરણ્યક',૧-૮-૮

૧૬. 'શતપ્રથ બ્રાહ્મણ', ૭-૫-૧-૬

૧૭. 'મહાભારત', ભીષ્મ પર્વ ૬-૧૧

૧૮. કાલિપ્રસાદ. સંપાદક : 'બૃહત હિન્દીકોશ- જ્ઞાનમંડળ', વારાણસી

૧૯. 'ભગવત્ ગીતા', ૧૮-૪૩

૨૦. 'મહાભારત', શાંતિપર્વ, ૨૩-૪૬

૨૧. 'ક્ષત્રિયો કૂર્મ શૌનકો- લઘુ નારદીય- ઉપપુરાણ, ચંદ્રવંશી રાજર્ષી વર્ણન', શ્લોક-૪

૨૨. ડૉ. પટેલ મંગુભાઈ, : 'કુલમી ક્ષત્રિય પાટીદારનો ઈતિહાસ', અમદાવાદ -૧૯૯૧

૨૩. ઈ.જી. જેન્કિસન : 'એક્વાયર ડિસ્ટ્રિક્ટ કમિશ્નર એન્ડ સેટલમેન્ટ અધિકારી, ૨૦ એપ્રિલ, ૧૮૬૬ના લેખ,', 'ફેલો ઓન ધી કાસ્ટ્સ પ્રિવેલિંગ ઇન ધ ડિસ્ટ્રિક્ટ ઓફ ઝાંસી'

૨૪. 'બોમ્બે ગેઝેટિયર', ભાગ-૯, પૃ-૧૧

૨૫. રાવ બહાદુર બેચરદાસ અંબાઈદાસ લશ્કરી (૧૮૧૯-૧૯૮૮), 'સામાજિક અને ઔદ્યોગિક નેતા', ગુ. યુનિ, અમદાવાદ

૨૬. દેવીપ્રસાદ સિંહ, 'ક્ષત્રકુલાદર્શ', બીજી આવૃતિ, લખનૌ (૧૯૭૮), પૃ-૪૦

૨૭. 'કડવાવિજય', ૧૯૦૫

૨૮. ડૉ. દિલાવરસિંહ જયસ્વાલ, 'કુરમી જાતિ અતીત સે આજ તક વિહંગમૃદષ્ટિ', દિલ્હી(૧૯૯૨)

૨૯. 'કુરમી ક્ષત્રિય જાગરણ', જાન્યુ-ફેબ્ર., કાનપુર, તંત્રી. જે.પી. કનોજિયા, (૧૯૯૨)

૩૦. નીલકંઠ વિનોદીની બહેન, 'ગુજરાતની અટકોનો ઈતિહાસ', ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ (૧૯૪૪), પૃ-૪૮

૩૧. ડૉ. દિલાવરસિંહ જયસ્વાર, 'કૂરમી ચેતના કે સૌ વર્ષ', નવી દિલ્હી (૧૯૯૪)



Chapter-2

# ૨. ભારતમાં કૂર્મીઓનો વ્યાપ
# (મધ્યપ્રદેશના કૂર્મીઓના વિશેષ ઉલ્લેખ સાથે)

**ભા**રત વિવિધતાપૂર્ણ સમાજ રચના ધરાવતો વિશ્વનો એક અદ્ભૂત દેશ છે. તેની પ્રાકૃતિક રચનાની માફક સામાજિક રચના નોંધપાત્રતા વિવિધતા ધરાવે છે માટે જ આ વિશાળ દેશમાં બધી જ્ઞાતિઓનું સ્થાન સમાજમાં હંમેશા એકસરખું જોવા નથી મળતું. જોકે તેનો આધાર જેતે વખતના, તે પ્રદેશના શાસકો અને સમાજરચના પર પણ રહેતો હોય છે. જેમ કે બ્રાહ્મણ બધી જગ્યાએ ઉચ્ચ અને સવર્ણ ગણાય છે. પરંતુ ઉત્તરપ્રદેશમાં તેની એક ઉપજાતિ 'ગોંસાઈ' ત્યાના સમાજમાં કથિત નિમ્નકક્ષાની ગણાય છે. તેવી જ રીતે ક્ષત્રિયો બધી જ જગ્યાએ સવર્ણ છે જયારે ક્ષત્રિયોની કેટલીક જ્ઞાતિઓ ને કોઈ કોઈ સ્થળે પછાત વર્ગમાં ગણવામાં આવે છે. મધ્યપ્રદેશમાં પાટીદારને 'અધર ધેન બેકવર્ડ' ગણવામાં આવે છે. જયારે ગુજરાત અને મહારાષ્ટ્રમાં તે ઉજળિયાત જ્ઞાતિ ગણવામાં આવે છે. એટલે કે બધી જગ્યાએ કૂર્મીઓ ક્ષત્રિય હોવા છતાં તેમનું સામાજિક સ્થાન એક જ પ્રકારનું નથી. કોઈ પ્રદેશમાં તેઓ પછાત છે તો કોઈ પ્રદેશમાં ઉજળિયાત ગણાય છે. આમ પાટીદાર જ્ઞાતિ સમગ્ર ભારતમાં વસેલી એક વિવિધતા સભર જ્ઞાતિ છે એમ કહી શકાય. તેની આ વિવિધતા પર અત્રે એક નજર કરવા પ્રયાસ કર્યો છે.

**૧.ઉત્તર પ્રદેશના કૂર્મીઓનાં ઉપનામો અને અટકો :**

ઉત્તરપ્રદેશના કૂર્મીઓ ખાસ કરીને નીચેની અટકોનો પ્રયોગ કરે છે. ગંગવાર, જયસવાર, પટનવાર, સચાન, ઉત્તમ, ચંદોલ, કનોજિયા, ઉમરાવ, નિરંજન, મલ, રાઠૌડ, રાવત, યદુવંશી, અથૈયાર, ચનઉ, ઘોડચઢે, જયસ્વાલ, સેંથવાર, વૈશવાર, ગુજરાતી, ખરેવિન્દ, પતરિયા, સિંગરોર, મહતો, ગપેલ, મઉઆર, સવકિયા વગેરે.

ઉપરોક્ત અટકો ઉપરાંત અહીંના કૂર્મી વર્મા, ચૌધરી વગેરે અટકોનો પ્રયોગ કરે છે. ઉત્તરપ્રદેશમાં જયસ્વાલ કૂર્મીઓની સંખ્યા વધારે છે. વર્મા, ચૌધરી પોતાના નામ પાછળ સિંહ લખે છે. સૌથી સારી વાત એ છે કે ઉપજ્ઞાતિના ભેદભાવો અહીંથી અદશ્ય થવા લાગ્યા છે. સામાજિક સ્થિતિ જોઈને ઉપજ્ઞાતિઓમાં પણ રોટી-બેટી વ્યવહાર શરૂ થયો છે. આઝાદી પછી ઘણી ખરી ઉપજ્ઞાતિઓ પટેલ અટકનો ઉપયોગ કરે છે. ઉત્તરપ્રદેશમાં ઠેર ઠેર શિવાજી જંયતી અને સરદાર પટેલ જયંતી ધામધૂમથી ઉજવાય છે. ખાસ કરીને સરદાર પટેલ નામની અનેક શાળાઓ, કૉલેજો, સંસ્થાઓ ધર્મશાળાઓ અને પુસ્તકાલયો જોવા મળે છે. આ વસ્તુ સ્પષ્ટ કરે છે કે પટેલો સાથે તેમને કેટલો લગાવ છે. સરદારને તેઓ રાષ્ટ્રીય નેતા તો માને છે, પરંતુ તેઓ સ્વજ્ઞાતિના નેતા માનવાનું અભિમાન લે છે.

**૨. બિહાર પ્રદેશમાં કૂર્મી અટકો અને ઉપનામ :**

બિહારમાં ઊંચનીચના ભેદભાવ સંકુચિતપણે વિદ્યમાન છે. આઝાદી પછી પણ તેમાં ખાસ પરિવર્તન આવ્યું નથી. ગરીબોની સ્થિતિ અત્યંત દયાજનક છે. ત્યાંના કૂર્મીઓ અવધિયા, જયસવાર, સમસવાર, ધમેલા, કોચૈરા, ચંદેલ, ઘોડેચઢે જયસ્વાર, પટનવાર, મહતો, તૈલંગ, રમૈયા, ધાનુકમંડળ, દોજવાર, ચંદેલમંડળ, ચપરિયા, સેંથવાર, મથુરાવાર, વડવાળ, સંખવાર, ટિંડવર વગેરે. ઘણા કૂર્મીઓ પોતાના નામ પાછળ સિંહા, પ્રસાદ, રામ, રાય, સિંહ, રાવ જેવું લખે છે જેના કારણે તેઓ કૂર્મી છે તે ઓળખવાનું સહેલું બને છે. ઉત્તરપ્રદેશની જેમ બિહારમાં પણ આઝાદી પછી પણ લોકોએ પટેલ અટક લખવાનો પ્રયોગ મોટા પ્રમાણમાં કર્યો છે તેમાં ખાસ કરીને જયસ્વાર કૂર્મી બંધુઓ આ અટક વધારે ધારણ કરે છે. રોટી-બેટીના સંબંધો પણ શરૂ થયા છે.

**૩. પશ્ચિમ બંગાળના કૂર્મીઓનાં ઉપનામો અને અટકો :**

બંગાળ(વર્તમાન પશ્ચિમ બંગાળ)નો એક માત્ર વ્યવસાય ખેતી છે. મેદનીપુર જિલ્લાના કૂર્મીઓનો કૃષિ મુખ્ય વ્યવસાય છે. અને તેઓ અર્ધ જન જાતિના છે. બાકુડ જિલ્લાના કૂર્મીઓ જંગલ પેદાશ એકઠી કરી તેને વેચવાના ધંધામાં રોકાયેલા છે. ખાસ કરીને પહેલાંના વસેલા કૂર્મી મહતો અટકનો ઉપયોગ કરે છે. પાછળથી રોજીરોટીની શોધમાં બિહાર બાજુ આવ્યા. જયાં કૂર્મી , મહેતા, સિંહ, સિંહા, ચૌધરી વગેરે અટકોથી જાણીતા બન્યા. પુરુલિયા, મિદનાપુર, મુર્શિદાબાદ, બાકુડા, નાદિયા, વર્ધમાન તથા માલદા જિલ્લાના કૂર્મીઓની બોલચાલની ભાષા 'કૂર્માલિ' છે. જ્યારે લખવા-વાંચવાની ભાષા બંગાળી છે.[૧]

**૪. ઝારખંડના કૂર્મીઓ :**

ઝારખંડના 'કુડમિ' અને પશ્ચિમ બંગાળના બંગલાભાષી તથા મૂળનિવાસી 'મહતો' કૂર્મીઓની

આર્થિક, સામાજિક તથા શૈક્ષણિક સ્થિતિ દેશના અન્ય કૂર્મીઓ કરતાં ભિન્ન પ્રકારની છે. આ લોકો શતાબ્દીઓ સુધી અન્ય કૂર્મીઓથી વંચિત રહ્યા. પરિણામે તેઓ દૂર ને દૂર ફેંકાતા ગયા અને વધુ ને વધુ પછાત બનતા ગયા. આજે પણ આ કૂર્મીઓનો રોટી-બેટીનો વ્યવહાર અન્ય પ્રદેશના કૂર્મીઓ સાથે બંધાયો નથી. તેમની બોલી તથા રીતરિવાજ, ખાન-પાન વગેરે બાબતોમાં સ્પષ્ટ ભિન્નતા અન્ય દેશી કૂર્મીઓ કરતાં જુદી જોવા મળે છે. શિક્ષણનું પ્રમાણ તો ઘણું જ નીચું છે.

ઝારખંડના કૂર્મીઓની સાથે અનેક જ્ઞાતિઓ દ્વારા અન્યાય થઈ રહ્યો છે. વાસ્તવમાં સન ૧૯૨૯માં અખિલ ભારતીય કૂર્મી મહાસભાના સંમેલનમાં છોટાનાગપુરના પ્રતિનિધિના રૂપમાં માનભૂમિ(અત્યારે પશ્ચિમ બંગાળનો ભાગ)ના ત્રણ મહતો 'કુડમિ'ને બોલાવીને યજ્ઞોપવીત કરાવી જાહેર કરવામાં આવ્યું કે, આ કુડમિ બંધુઓ દેશના અન્ય ભાગના કૂર્મીઓની સમાન છે. તેમનું દુર્ભાગ્ય એ રહ્યું છે કે કોઈ કૂર્મીઓ તેમની સાથે રોટી-બેટીનો સંબંધ સ્થાપિત કરતા નથી. તેઓની બોલી કૂર્માલિ છે. ૧૯૨૯માં તેમનું ક્ષત્રિયકરણ કરવાથી તેઓ આજે વધારે દુઃખી છે. કારણ તેમને પછાતને મળતા લાભોથી વંચિત કરી દેવામાં આવ્યા છે. પોતાને મળવાપાત્ર હક્ક મળે તે માટે તેમની લડાઈ ચાલુ છે. ભારત સરકારના સુપ્રિમ કોર્ટના હાલના ચુકાદા અનુસાર પછાત જ્ઞાતિઓમાં ક્રિમીલેયર દૂર કરવાની પ્રક્રિયા લાગુ કરવાની વિધિ શોધાઈ રહી છે. પણ ઝારખંડના કૂર્મી ડબલ ટોન્ડ(મલાઈ વગરનું દૂધ) છે માટે તેમને વિશેષ સુવિધાઓ મળવી જોઈએ.[૨]

### ૫. આસામના કૂર્મીઓ અને તેમની અટકો :

સર્વપ્રથમ ૧૭મી સદીમાં અંગ્રેજો દ્વારા સ્થાપિત ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ચાની સારી ખેતી માટે નિપુણ કૂર્મીઓને બિહાર યુનાઇટેડ પ્રોવિન્સસ અને અવધ અને આગ્રા(વર્તમાન ઉત્તરપ્રદેશ)થી લાવી વસાવ્યા. ચાના બગીચાના વિકાસ સાથે કૂર્મીઓની જનસંખ્યા વધતી ગઈ. આગળ જતાં આ પરિવારો અહીં સ્થાયી સ્વરૂપમાં વસી ગયાં. બીજી બાજુ બહારથી આવેલા કૂર્મીઓનું ધ્યાન બીજા વ્યવસાયો તરફ ગયું. તેવું પણ કહેવાય છે કે, ઈંટોના ભઠ્ઠા ઉપર કૂર્મી લોકોની માલિકી સવિશેષ છે. નાનામોટા સિવિલ ઠેકેદારોમાં પણ તેમની ગણના થાય છે. ખનિજ તેલના કૂવાઓનાં કેન્દ્રો પર પણ તેઓ સારી માત્રામાં જનસંખ્યા ધરાવે છે. આસામના કૂર્મીઓ પોતાના નામ પાછળ કૂર્મી, ચૌધરી અને મહતો લખે છે. બહારથી આવીને સ્થિર થયેલાઓએ પણ આ નામોનો સ્વીકાર કર્યો છે. અહીંના સ્થાયી નિવાસી કૂર્મીઓ અસમિયા ભાષા અને વેશભૂષા તેમજ ખાવાપીવાની તેમજ રહેવાની પદ્ધતિમાં અસમિયા સંસ્કૃતિ અપનાવી છે. અત્રે એ વાત નોંધવી જોઈએ કે રાજનીતિમાં ખાસ તેમનો કોઈ પ્રભાવ નથી.

## ૬. ઓરિસ્સાના કૂર્મીઓની અટકો અને ઉપનામો :-

ઓસ્સિામાં માત્ર બાલેશ્વર અને બલાગોર જિલ્લાને બાદ કરતાં બાકીના અગિયાર જિલ્લાઓમાં કૂર્મી જ્ઞાતિના લોકો વસવાટ કરે છે. તેમાંથી ચાર જિલ્લાઓમાં 'માહત' અટકનો અને બે જિલ્લામાં પટેલ અટકનો ઉપયોગ કરે છે. આ લોકો 'આગરિયા'ના નામથી ઓળખાય છે. કદાચ તેમનો સંબંધ આગ્રાની આસપાસના પ્રદેશો સાથે રહ્યો હોય અથવા મીઠાના અગરના વેપાર સાથે સંકળાયેલ હોય એમ માની શકાય. બાકી જિલ્લાના કૂર્મીઓમાં નાયક, રાવત, રાહુત, રાણા, સિંહ, પ્રધાન, આરુખ, બોહરા, માનસિંહ, દલબહેરા, પાત્ર, ચૌધરી, માટિયા, મેદિન, રાય, ઉદનરાય વગેરે. ઉડિયા અહીંનાં કૂર્મીઓની માતૃભાષા છે. તેમનાં રીતભાત અને વેશભૂષા ઉડિયા સંસ્કૃતિને અનુરૂપ છે. આ લોકો દેશના અન્ય લોકોની જેમ ખેતી સાથે જોડાયેલા છે. અહીંના કૂર્મી સમાજનો સંબંધ અન્ય સમ સંસ્કૃત જ્ઞાતિની સાથે જોડાયેલો છે. એ સંગઠનનું નામ 'ખડાયત ક્ષત્રિય કૃષક સમાજ' રાખ્યું છે. આ લોકો બિહારના કૂર્મીઓથી જુદા પોતાને ક્ષત્રિય વર્ણના માને છે. છત્રપતિ શિવાજીને પોતાના પ્રેરણાપુરુષ માને છે. તેમનું જ્ઞાતિ સંગઠન ખૂબ જ મજબૂત છે. થોડાકને બાદ કરતાં અહીંના કૂર્મીઓની આર્થિક સ્થિતિ સારી નથી. ખેતી તેમનો મુખ્ય વ્યવસાય છે.

ગંગામ જિલ્લામાં 'ખડાયત ક્ષત્રિય કૃષક સમાજ' ઘણો કાર્યરત છે. ત્યાં ૨૪,૨૫ મે ૧૯૭૯માં ભંગનગર નામના સ્થાને દક્ષિણ ભારતના પ્રસિદ્ધ સાહિત્યકાર અને હિન્દી 'ચાંદામામા' પત્રિકાના સંપાદક શ્રી બાલશૌરી રેડ્ડીની અધ્યક્ષતામાં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું ૩૧મું અધિવેશન મળ્યું હતું.

ઐતિહાસિક મહત્ત્વપૂર્ણ બાબત એ છે કે કૂર્મી જ્ઞાતિનું નામ વિશ્વપ્રસિધ્ધ જગન્નાથ પવિત્ર મંદિર સાથે જોડાયેલું છે. શ્રી ક્ષેત્ર(જગન્નાથ મંદિરના પ્રાંગણ)માં કૂર્મ તળાવ વગેરે અનેક સ્થળ આ જ્ઞાતિના નામ સાથે જોડાયેલાં છે. કારણ કે, આ જ્ઞાતિના કુશળ કારીગરોને બોલાવીને આ મંદિરનું નિર્માણ કરાયું હતું. ઇતિહાસકારોના મત મુજબ 'મન્દ્રામાનજી' માં વર્ણિત છે કે, અનેક શતાબ્દી પૂર્વે ઇન્દ્ર દેવે કનોજના કુશળ કૂર્મી કારીગરોને બોલાવી તેમની પાસે આ મંદિરનું નિર્માણ કરાવ્યું હતું. આ કાર્યથી પ્રસન્ન થઈ રાજાએ તેમને સપરિવાર મંદિરની પાસે વસવાટ કરવા દીધો. આજે પણ મંદિરની અંદરની દીવાલને 'કૂર્મ પ્રાચીર' તથા શ્રી જગન્નાથજીને કૂર્માવતાર પણ કહેવામાં આવે છે. મંદિરના ગર્ભગૃહમાં 'નીલચક્ર'ની નીચેના પીઠાસને 'કૂર્મપીઠ' તરીકે ઓળખવામાં આવે છે.

અહીંના કૂર્મીઓમાં ગોત્ર, કાતિયા, વંશિયાર, હિંદુ યાર, કનૌજિયા, સંખ્યઉઆર, ચનચૌતરા વગેરે છે.[૩]

**૭. મહારાષ્ટ્રમાં કુનબી અને મરાઠા :-**

મરાઠા સ્વરાજ્યના સ્થાપક છત્રપતિ શિવાજી મહારાજ પોતે કૂર્મી હતા. પ્રસિદ્ધ ઈતિહાસકાર હન્ટરની નોંધ અનુસાર શિવાજીમહારાજ પણ જાતે કૂર્મી હતા આ ઉપરાંત કહેવાય છે કે, સતારા અને ગ્વાલિયરના રાજા પણ આ જ કૂર્મી વંશના હતા. એજ રીતે મહારાજા સિંધિયા (ગ્વાલિયર) સતારા ના ભૂતપૂર્વ રાજા અને નાગપુર ના ભૂતપૂર્વ રાજવીઓ પણ કૂર્મીઓ હતા.[૪]

મિ. કેમ્બેલે પોતાના પુસ્તકમાં જણાવ્યું છે કે, મહારાષ્ટ્ર શક્તિ સંસ્થાપન કૂર્મી હતા અને શિવાજી અને બીજા ઘણા સરદારો કૂર્મી હતા. ગોરખપુર અને ગુજરાતમાં પણ કૂર્મી રાજાઓ હતા.

'કૂણબી' સમાજનું પ્રથમ અધિવેશન નાગપુરમાં ૧૧ ડિસેમ્બર ૧૯૬૬માં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાના ૨૧મા અધિવેશનની સાથે યોજવામાં આવ્યું હતું. તેના અધ્યક્ષ ડૉ. ખૂબચંદ બધેલ તત્કાલિન સંસદસભ્ય હતા. આ સંયુક્ત અધિવેશનના ઉદ્દ્ઘાટક માનનીય અશોક મહેતા તે વખતના ભારત સરકારના યોજનામંત્રી અને સમાજશાસ્ત્રી હતા. અત્રે એ વાત નોંધવી ઘટે કે, તેમના પિતા રણજિતભાઈ મહેતા સૌરાષ્ટ્રમાં ભરાયેલ પાટીદાર પરિષદના પ્રમુખ હતા. નાગપુરના આ અધિવેશનના સ્વાગત પ્રમુખ શ્રીમાન મારોતરાવ વિઠોબા અને ઉપાધ્યક્ષ બાબાસાહેબ નિકમ વકીલ હતા. માનનીય બાબાસાહેબ નિકમે પોતાના ભાષણમાં કહ્યું, આ નાગવિદર્ભ પ્રદેશમાં પોતાની સેવા કરનાર કૃષક-કુલમ્બી-કુલબી વર્ગ મોટી સંખ્યામાં રહે છે. મહારાષ્ટ્ર નાગવિદર્ભ, ખાનદેશ, કોંકણ, મરાઠાવાડ આ પ્રદેશોમાં આમને કુલંબી કે કુણબી નામથી ઓળખવામાં આવે છે. 'કુલ-બીજ' આ સંસ્કૃત શબ્દથી બનેલો છે. તેને આર્ય દ્વારા દક્ષિણમાં લાવવામાં આવ્યા. ઉત્તર ભારતમાં કૂર્મી સંજ્ઞા તરીકે જાણીતો બન્યો. બધાં જ બીજનું કુળ ઉદ્દ્ગમ સ્થાન એવો કુલમ્બી એટલે કુણબીનો અર્થ થાય છે. કોંકણ અને પશ્ચિમ મહારાષ્ટ્રમાં કુલબી નાગવિદર્ભમાં કુણબી ખાનદેશમાં લેવા કુણબી, આમ જુદા જુદા પ્રદેશોમાં જુદાં જુદાં નામોથી ઓળખાય છે. તેઓને મરાઠા દેશમુખ પાટીલ(પટેલ) તરીકે પણ ઓળખવામાં આવે છે. પરંતુ આ કોઈ અલગ જ્ઞાતિઓ નથી. કૃષિ વ્યવસાય કરનારા કુમ્બી, કણબી યુદ્ધના મેદાનમાં લડનારા મરાઠા અને વિદર્ભમાં રહેનારા દેશમુખ જેવાં નામ આપવામાં આવ્યાં છે. અંગ્રેજો આવતાં વાતાવરણ શાંત થયું અને વારસાગત મળેલ ખિતાબો ત્યજી દઈ મરાઠા તરીકે ઓળખવાનું ઉચિત માન્યું.પરંતુ આજે મરાઠા દેશમુખ અને પાટીલ તરીકે જ ઓળખાય છે. તે બધા કુણબીઓ છે. ખાનદેશના કુણબીઓ ગુજરાત સાથે સંબંધો ધરાવે છે. તેઓ પાટડીના રાજાને પોતાનો રાજા માનતા. પાટીદાર પરિષદોમાં હાજરી આપતા તેઓ આજે પણ ઉમિયા માતાને પોતાની કુળદેવી માને છે.

શ્રી નિકમ કહે છે કણબીઓને કોઈ દાવપેચ તેમજ જુઠ્ઠું બોલતાં કે ચાલાકી તેમજ છેતરપિંડી

કરતાં આવડતું નથી તેથી તે બધાનો શિકાર બન્યો. કુણબીઓની વાણી મધુર અને શ્રવણીય હોય છે. માટે તો કહેવાય છે, "ચાર બેઠે કુણબી તો ઉનકી બાત બડી ઉમદી" અંગ્રેજી શાસન વખતે આ જ્ઞાતિની ખૂબ ઉપેક્ષા કરવામાં આવી. મરાઠીમાં એક કવિતા છે :

શેતકારી દુઃખી સંસારી, તુજ ઠાવે ઈશ્વર ।
બોલતી ભટેં ટોંચુનિ, શબ્દ તેંમની સુરીચ્યા ધારા ॥

તેનો સારાંશ એ છે કે હે પ્રભુ તને માલૂમ છે કે, ખેડૂતનો સંસાર ખૂબ જ દુઃખી અને દરિદ્ર છે અને બ્રાહ્મણ સમાજ પોતાનાં વાક્બાણથી તેના હૃદયને ટાંચી ટાંચી ચારણી જેવું બનાવી દે છે. ગામમાં અધિકારી વર્ગ આવે તો તેની સેવામાં તૈયાર રહેવાનું , વેઠ માટે તૈયાર રહેવાનું, જુદા જુદા લાગા આપવા તૈયાર રહેવાનું સ્વાતંત્ર્યોત્તર કાળમાં ભારતવર્ષમાંથી જમીનદારી દૂર થઈ. પણ ખેડૂતનું દર્દ દૂર થયું નહીં. ઘણા મજૂરોના દીકરાઓએ નાગપુરનો આશરો લીધો અને શિક્ષણ તરફ વળ્યા. પરિણામે કુણબી સમાજમાં શિક્ષણનો પ્રચાર થયો. આજે આ સમાજના ઘણા માણસો ઊંચી પદવીઓ ધરાવે છે. વકીલ, ડૉકટર, પ્રાધ્યાપક અને સરકારી અધિકારીઓ બન્યા છે. મરાઠીમાં કહેવત છે - 'પેરીલ જૈ શેતકારી ન કાંહી તૈ ખાવયાલા મિલણાર નાહીં.' જો ખેડૂત કંઈ વાવશે નહીં તો ખાવા માટે કોઈને કશું નહીં મળે. પરંતુ કોઈને આ વાતની ચિંતા નથી. સ્વરાજ આવ્યું તે પહેલાં કોંગ્રેસ નેતાઓએ ખેડૂતોને વચનો આપેલાં કે તમારાં ઘર સોનાનાં નળિયાંથી મઢી દેવામાં આવશે, પણ બિચારો જગતનો તાત હજુ ધૂળમાં જ આળોટે છે. આજના સંદર્ભમાં ખેડૂતોએ પોતાના હક્ક માટે સંગઠિત થવું ખૂબ જ જરૂરી છે. સ્વર્ગસ્થ પુરુષોત્તમદાસે સૌપ્રથમ પાર્લામેન્ટમાં ખેડૂત લોબી ઊભી કરી હતી અને ખેડૂત આંદોલનમાં સક્રિય બની ખેડૂત સમાજની સ્થાપના કરી હતી. શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ, શ્રી મગનભાઈ ચતુરભાઈ વગેરેએ ખેડૂત પ્રવૃત્તિમાં ભારે રસ લીધો હતો.

આ સંમેલનમાં કુણબી યુવાનોને સંદેશ આપતાં શ્રી નિકમે કહેલું : 'મને જોવા મળ્યું છે કે, કુણબી સમાજના કેટલાક શિક્ષિત જુવાનિયાઓને પોતાને કુણબી તરીકે ઓળખાવવામાં શરમ આવે છે. કુણબી શબ્દનો અર્થ તમે જાણો છો ? આપણી જ્ઞાતિ કનિષ્ક નથી, નીચી પણ નથી. પવિત્ર છે અને ક્ષત્રિય છે.'

બૉમ્બે ગેઝેટિયરમાં સર જે. કૈમ્પવેલે સ્પષ્ટ લખ્યું છે કે મરાઠા શબ્દ મૂળ સંસ્કૃત શબ્દ મહારાષ્ટ્રનો અપભ્રંશ છે. જેનો અર્થ થાય છે મહા-મોટો કરથા = મોટો યોદ્ધો [૫]

'પ્રિન્સિપલ નેશન ઓફ ઇન્ડિયા' નામના ગ્રંથમાં ઉક્ત મરાઠાની બાબતમાં લખ્યું છે કે, મરાઠા ખેતી સાથે સંબંધ રાખનારી કુનબી અહીંની પ્રધાન જ્ઞાતિ છે, જે ઉત્તર ભારતના કૂર્મીઓથી જુદી નથી. મરાઠા સંજ્ઞા મુખ્ય કૂનબ લોકોની છે, જે સોળમી સદીના મધ્ય ભાગમાં શિવાજીના નેતૃત્વમાં મરાઠાઓએ

આ શક્તિ પુનઃપ્રાપ્ત કરી હતી.

રેવરન્ડ શેરિંગ લખે છે, 'કુનબી' અને 'મરાઠા' શબ્દ પૂના પ્રદેશમાં ખાસ કરી એક જ અર્થમાં વપરાય છે.

કૂર્મી અને કૂનબી વાસ્તવમાં એક જ જ્ઞાતિના છે. બૉમ્બે ગૅઝેટિયરમાં લખ્યું છે કે મહારાષ્ટ્રમાં કૂનબી અને મરાઠા બંને સમાવિષ્ટ છે. તેઓ એકબીજા સાથે રોટી-બેટી વ્યવહાર પણ બાંધે છે અને તેમના દેખાવ અને રિવાજોમાં કોઈ અંતર લાગતું નથી. આ જ પ્રકારનું લખાણ બૉમ્બે ગૅઝેટિયર વૉલ્યુમ અઢારમાં લખ્યું છે કે, "કૂનબી સંજ્ઞામાં કૂનબી અને મરાઠા આમ બે મુખ્ય સમુદાયનો અંતર્ભાગ છે. તેમાં કોઈ વિભિન્નતા દેખાવી મુશ્કેલ છે. મરાઠા અને કૂનબીઓ એકબીજા સાથે ખાય-પીએ છે. અંદરો અંદર વિવાહ સંબંધો કરે છે અને આકાર, ધર્મ અને રિવાજોમાં કંઈ ભેદ નથી."[૬] પાછું બોમ્બે ગૅઝેટિયરમાં (સતારા વોલ્યુમ૧૯)જણાવ્યું છે કે, "મરાઠા સારાય સતારા પ્રદેશમાં જોવા મળે છે. ૧૮૮૧ની વસ્તી ગણતરી તેમને કૂર્મી લોકોમાં સમાવે છે. એટલે કે વિભિન્ન જ્ઞાતિ નથી." ઈમ્પીરિયલ ગૅઝેટિયર ઑફ ઇન્ડિયા, (કોલાપુર વૉલ્યુમ ૧૫)માં લખ્યું છે કે, "હિન્દુ લોકોમાં મરાઠા અધિક સંખ્યામાં છે. મોટા ભાગના ખેડૂત છે અને પોતાને કૂનબી કહેવડાવે છે." આ પ્રકારના વૉલ્યુમ ૧૬માં લખ્યું છે કે, મહારાષ્ટ્ર મરાઠાઓનો દેશ છે. તેઓ સોએ ત્રીસ જણા છે. પહેલાં તેઓ યોદ્ધાઓ હતા. હવે તે ખેતી સાથે જોડાયેલા છે અને કૂનબી નામે વિખ્યાત છે.

મરાઠાઓ અનેક કુળમાં વહેંચાયેલા છે. સૂર્યવંશી, સોમ(ચંદ્રવંશ), બ્રહ્મવંશ, શેષવંશ આમાંનાં ઘણાં કુળોએ રાજગાદીઓ પણ ભોગવી છે અને રાજવંશો પણ ચલાવ્યા છે.

સર જદુનાથ સરકારે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે : મરાઠાઓ વાસ્તવમાં ઊંચા દરજ્જાના કૂણબીઓ છે. તે આધુનિક મરાઠા સૈનિક અને કૃષક સંબંધમાં લખે છે, શિવાજીની સેનાના મેરુદંડ ખેડૂતો હતા. જે મરાઠા અને કૂનબી નામની બે નિમ્ન જ્ઞાતિઓના હતા. એટલે જ્ઞાતિય માપદંડથી કનબી અને મરાઠા એક જ જ્ઞાતિ છે. માત્ર સામાજિક સ્તરનાં ઊંચાંનીચાં ધોરણોને કારણે ક્રમશઃ કૂનબી અને મરાઠા જેવા ભેદ ઊભા થયા. ઉત્તર ભારતના કૂર્મીઓમાં આવી કહેવત છે કે, બનતમલ બીગડલ કૂર્મી અર્થાત્ મલ્લ જો ગરીબ થઈ જાય તો તે કૂર્મી કહેવાતો અહીં પણ આવું થયું લાગે છે.

મરાઠાઓ અને કૂનબીઓમાં ઉપનામ અને અટકો ઘણી છે. તેમાં મુખ્ય દેશમુખ, ભોંસલે, પાટીલ, પવાર, સિંદે, ચૌહાણ, રાણે, સાંઠે, રાવત, કાકડે, કદમ, નિકમ, ગાયકવાડ, જગતાપ, જાધવ, થારાત, દલવી, પરદેશી, રાવત, પાનસરે, પીંગળે, મોરે, લાવશે, સાવંત, તેંડુંલકર વગેરે.[૭]

**<u>૮. કર્ણાટકના કૂર્મી બંધુઓ અને તેમનાં ઉપનામ :</u>**

કર્ણાટકના વક્કીલગર લોકો પોતાને કૂર્મીની એક જ્ઞાતિ જ માને છે. નાયડુ તેમની અટક ગણાય

છે. અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું પાંચમું અધિવેશન ડિસેમ્બર ૧૯૦૯માં ચુનાર (જિલ્લા મિરઝાપુર) ઉત્તર પ્રદેશમાં ભરાયું હતું. તેની અધ્યક્ષતા બેરિસ્ટર શ્રી બી. નાગપ્પા, સબોર્ડિનેટ અને આસિસ્ટન્ટ સેશન્સ જજ બેંગલોર અને મૈસૂર લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્યે કરી હતી. ત્યારે તેમણે પોતાના અધ્યક્ષીય ભાષણમાં ઘોષણા કરી હતી કે, "મને ગર્વ છે કે હું વક્કીલગર કૂર્મી છું. એ મારી જ્ઞાતિને કોઈની પાસેથી મોટાઈનું પ્રમાણપત્ર લેવાની જરૂર નથી. અમે જે છીએ તે છીએ. હિન્દુ જ્ઞાતિનું એક આવશ્યક અંગ છીએ."

'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય મહાસભાનું છઠ્ઠું અધિવેશન પીલીભીત(ઉત્તરપ્રદેશ)માં ડિસેમ્બર ૧૯૧૦માં ભરાયું હતું. [૮]

તે અધિવેશનના અધ્યક્ષ નાગપુરના બેરિસ્ટર સી.બી નાયડુ છતા. તેમણે પોતાના ભાષણમાં સમગ્ર દેશમાંથી આવેલા કૂર્મીઓ અને સ્થાયી કૂર્મીઓને આહ્‌વાન આપતાં કહ્યું, "આપણે કૂર્મી ક્ષત્રિયો દેશની કુલ વસ્તીનો દસમો ભાગ છીએ. મને એ કહેતાં ગર્વ થાય છે કે હું નાયડુ ક્ષત્રિય છું. જે હિન્દુઓની તેલંગ અને કાપુ જ્ઞાતિને નામે વિખ્યાત છે. અમારી પહેલી જવાબદારી એ છે કે, આપણા વિશાળ સમાજનાં બધાં અંગોને એકત્રિત કરવા ચાહે અમારી માતૃભાષા,વેશભૂષા, ચાલચલગત અલગ અલગ ભલે હોય પણ આપણે બધા એક જ છીએ. ક્ષત્રિય સારા દેશમાં ફેલાયેલા છે. જેઓને વિભિન્ન ક્ષેત્રોમાં જુદા જુદા નામે ઓળખવામાં આવે છે."

કૂર્મી જ્ઞાતિની બાબતમાં ભાતભાતની ભ્રાંતિઓ વર્ણવ્યવસ્થા પર આધારિત હિન્દુ સમાજના પંડિતોએ કરી નાખી છે. તેનું ખંડન કરવાની જવાબદારી બુદ્ધિજીવીઓ પર વધારે આવે છે. જો બુદ્ધિજીવીઓ પોતાનું દાયિત્વ ન નિભાવે તો તે ભ્રાંતિ લાંબા ગાળે સત્યનું રૂપ ધારણ કરી લેશે. જ્ઞાતિવાદની દૃષ્ટિએ સાંપ્રત કાળમાં ભારત દેશ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ રહ્યો છે. ત્યારે આપણે સૌ ભારતીયો છીએ તે દેશદાઝ કેમ ભુલાય? કૂર્મી ઇતિહાસના પાને ક્યારેય સંકુચિત માનસવાળો નોંધાયો નથી અને નોંધાશે પણ નહીં.

**૯.આંધ્રપ્રદેશના રેડ્ડી કૂર્મી અને તેમની અટકો :**

આંધ્રપ્રદેશના મૂળ નિવાસી રેડ્ડી લોકો છે. જેનો ઉલ્લેખ વિશાળ કૂર્મી સમાજના મહત્ત્વપૂર્ણ દક્ષિણવાસી ઘટકના રૂપમાં કરવામાં આવે છે. તે વંશની ઉત્પત્તિની કથા ઐતરેય બ્રાહ્મણમાં આ પ્રમાણે આપવામાં આવી છે. : એક વાર ઋષિ વિશ્વામિત્ર પોતાના પુત્રો દ્વારા ભૂલ થવાથી તેઓ ક્રોધિત થઈ ઊઠ્યા અને પોતાના પુત્રોને આર્યાવર્ત છોડી દક્ષિણ પ્રદેશમાં જવાનો આદેશ આપ્યો. તે બદલ ઋષિપુત્રો સામૂહિકરૂપે દક્ષિણમાં જઈ વસ્યા. ત્યાંની સ્ત્રીઓ સાથે વિવાહ કરી ત્યાં વસી ગયા. આંધ્રવાસી રેડ્ડી તેઓની ક્ષત્રિય સંતતિ છે. આ રેડ્ડી કૃષિકોને આંધ્રપ્રદેશને

'રાઈઝ બાઉલ ઑફ ઇન્ડિયા' બનાવવાનું શ્રેય જાય છે.

રેડ્ડી બંધુઓનો ઇતિહાસ બતાવે છે કે, આ લોકો નાની નાની જમીનોના સ્વામી હતા. ત્યારે તેઓ 'રટ્ટાગુડી' કહેવાતા હતા. તેલુગુમાં 'રડા' નો અર્થ રાજ્ય અને 'ગુડી'નો અર્થ 'ગુતા' એટલે ઠેકો. મતલબ રાજ્યની ખેતી-ભૂમિની વ્યવસ્થા ઠીક રીતે સંચાલન કરવા માટે પુરાતન કાળમાં તેઓને ખેતીલાયક જમીનોનો ઠેકો આપવામાં આવતો હતો. ગુજરાતમાં પણ 'નરવા' પદ્ધતિ હતી. શરૂઆતના રટ્ટાગુડી કાળાંતરે રેટ્ટાડી અને રટ્ટડિ અંતે રેડ્ડી બન્યા. ગુજરાતમાં કૂણબીઓ શતાબ્દી પૂર્વે જમીનના પટ્ટા પ્રાપ્ત કરવાથી પટેદાર બની ગયા. પાછળથી પાટીદાર બન્યા.

રેડ્ડી રાજાઓએ ઈ.સ. ૧૩૨૪થી ૧૪૨૪ સુધી આંધ્રપ્રદેશના ઘણા ભાગો પર શાસન કર્યું હતું. રેડ્ડી રાજાઓના શાસનકાળને ઇતિહાસકારો આ પ્રદેશનો સુવર્ણયુગ માને છે.

ઇમ્પીરિયલ ગેઝેટિઅરમાં જણાવ્યા મુજબ "કાપૂ અને કૂનબી જે આ રાજ્યની મહાન કૃષક જ્ઞાતિઓ છે' તેમની જનસંખ્યા ૨૮ લાખ ૫૦ હજાર છે. જે કુલ સંખ્યાના ૨૬ ટકા છે. આ આંકડાઓ ૮૫ વર્ષ પહેલાના છે. આજે તો તેઓની સંખ્યા ચાર ગણી વધી ગઈ છે.

સ્વતંત્રતા પૂર્વે આધુનિક આંધ્રનો મોટો ભાગ હૈદ્રાબાદ સ્ટેટનો ભાગ હતો. વર્તમાન આંધ્રની રાજધાની હૈદ્રાબાદ તે વખતે પણ નિઝામ રાજ્યની રાજધાની હતી. ઇ.સ ૧૯૨૦માં હીઝ એક્સલન્સી નિઝામ હૈદ્રાબાદને પોતાના સ્ટેટની વસ્તીગણતરી કરાવી હતી. તે આંકડાઓના વિવરણોના આધાર પર હીઝ એક્સલન્સી નિઝામ શાહીકોર્ટ ઑફ જુડી કેચરના જજ તથા સેશન્સ કમિશ્નર જસ્ટીસ સૈયદ સિરાજુ-ઉલ-હસને 'ધી કાસ્ટ એન્ડ ટ્રાઈબ્સ ઑફ હીઝ એક્સલન્સી ધી નિઝામ્સ ડોમીનિયન' નામનું પુસ્તક લખ્યું હતું. આ પુસ્તક ૧૯૨૦માં મુંબઇ ધી ટાઈમ્સ પ્રેસે પ્રગટ કર્યું હતું. આ પુસ્તકમાં વેદ અને પુરાણોના આધારોએ હૈદ્રાબાદ સ્ટેટમાં વસવાટ કરતા કૂર્મીઓ વિશે શોધપૂર્ણ માહિતી આપી છે.તેમના મત અનુસાર હૈદ્રાબાદ સ્ટેટની પ્રજામાં જે કૂર્મી ક્ષત્રિય અથવા પોતાને કુનબી કહેનાર લોકો છે તેઓ કુશળ ખેડૂતો છે. તેઓ મોટી મોટી જમીનોના સ્વામી છે. આ લોકોના પૂર્વજ ઉત્તર ભારતમાંથી આવી અહીં વસ્યા હતા. સ્થાનિક કૂર્મીના પૂર્વજો બાદશાહ ઔરંગઝેબના લશ્કરમાં જોડાઈ પહેલાં વિજાપુર અને ગોવળકુંડલા રાજ્યના વિરુદ્ધ લડાઈ લડ્યા હતા. ત્યાર બાદ મરાઠાઓ સામે લડાઈમાં પણ ભાગ લીધો હતો. તેમાંથી ઘણા કૂર્મીઓને તેમની બહાદુરી અને રણકુશળતા જોઈ બઢતી આપી જમાદાર, સૂબેદાર તથા હજારી જેવાં મહત્ત્વપૂર્ણ પદો પર નિયુક્ત કરવામાં આવ્યા હતા. કેટલાક કૂર્મી યોદ્ધાઓને વિભિન્ન કિલ્લાઓના કિલ્લેદાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા. ઔરંગઝેબના મૃત્યુ બાદ દક્ષિણ ભારતમાં લડાઈઓ ખતમ થઈ ગઈ અને આ ઇલાકામાં નિઝામશાહી સ્થપાઈ અને શાંતિ સ્થાપિત થતાં તેમને સિપાઈઓની જેમ છૂટા કરવામાં આવતા. તેઓ પોતાના મૂળ નિવાસસ્થાને પાછા ન

ફરતાં હૈદ્રાબાદ રાજ્યમાં યોદ્ધાનું રૂપ છોડી દઈને કુશળ ખેડૂતનું રૂપ ધારણ કરી લીધું. કૃષિ કાર્ય તેના જીવન સાથે વણાયેલું હતું, એટલે તેને આત્મસાત્ કરતાં વાર લાગી નહીં.

આ વિદ્વાન જસ્ટીસ સિરાજ-ઉલ-હસને સ્પષ્ટ શબ્દોમાં પોતાના પુસ્તકમાં લખ્યું છે કે આ કૂર્મી લોકો પોતાના પ્રાચીન ક્ષત્રિય વંશની સંતતિ છે. ઋગ્વેદમાં વર્ણિત શબ્દ કૂર્મીના ગુણોના આધાર પર આ જ્ઞાતિનો નામ-પ્રયોગ કરવામાં આવ્યો છે. શતપથ બ્રાહ્મણમાં પણ કૂર્મીને સર્વોચ્ચશાસક સર્વ શક્તિમાન અધિનાયક, અતિ શક્તિશાળી, વીર્યવાન યોદ્ધા વગેરે ગુણોથી સંબોધિત કરવામાં આવ્યા છે. કૂર્મીઓનો દેખાવ અને તેમની રીતભાતનું વર્ણન કરતાં તેઓ લખે છે.("The physical appearance of the kurmis tends to support the view of their kshatriya origin. They are tall, well built, with regular features and generally fair complexious". "The forgoing description hold good as regards the kurmi of this state, who are on the whole a fine manly race, conforming to the usages and manners of brahmans, wearing the sacred thread and forbidding their widows to remarry."

કૂર્મીઓની આકૃતિ અથવા શારીરિક બનાવટ તેનું ક્ષત્રિયપણું પ્રમાણિત કરે છે. તેઓ કદમાં લાંબા, હૃષ્ટ-પુષ્ટ શરીરવાળા એક જ પ્રકારના તથા સુંદર રૂપરંગવાળા હોય છે.

ઉપર્યુક્ત વર્ણન એ કૂર્મીઓ વિશે છે. જેઓ હૈદ્રાબાદ સ્ટેટમાં વસે છે. તેઓ બધા મહેનતકશ અને ઉત્તમ જ્ઞાતિના છે. તેઓનો વહેવાર અને આચરણ બ્રાહ્મણો જેવાં છે. તેઓ જનોઈ ધારણ કરે છે અને વિધવાવિવાહ તેમનામાં નિષેધ ગણાય છે.

આંધ્રપ્રદેશના મૂળ નિવાસી કાપૂ અને રેડ્ડી તેમાં મોટા ભાગના રેડ્ડી અટક લખે છે. ચૌધરી અટકનો પણ કેટલાક પ્રયોગ કરે છે. ઉત્તર ભારતમાંથી આવેલા કેટલાક પ્રવાસી કૂર્મીઓ અહીં વસ્યા છે. તેમાં વર્મા, સિંહ અને ચૌધરી અટકનો પ્રયોગ કરે છે. તેલુગુદેશમ્ પક્ષના ચૂંટાયેલા સંસદસભ્ય ડૉ. કે.વી.આર. ચૌધરી, દિલ્હી કૂર્મી ક્ષત્રિય સમાજના સમારોહમાં ભાગ લે છે અને બધા પ્રદેશના કૂર્મી સંસદસભ્યો આવા કાર્યક્રમોમાં ભાગ લઈ પોતાની જ્ઞાતિનું ગૌરવ લે છે. ગુજરાતના પાટીદાર સંસદસભ્યો પણ તેમાં ભાગ લે છે.[૯]

### ૧૦. ગુજરાતના કણબી પાટીદાર-પટેલ અને તેનાં પદો :

ગુજરાતના કણબીઓની બાબતમાં મહાત્મા ગાંધીના અંગત રહસ્ય મંત્રી શ્રી મહાદેવભાઈ દેસાઈ પોતાના પુસ્તકમાં લખે છે કે. :

"બારડોલી તાલુકાના કણબીઓમાં લેઉવા, કડવા, મતિયા, ભક્ત પાટીદાર, ચરોતરિયા એવા

વિભાગ છે. પણ દરેક કોમનું બંધારણ આજના સુધારાના જમાનામાં પણ એવું ટકી રહ્યું છે કે તેની મારફતે કાંઈ સારુ કામ કરાવવાની કોઈનામાં શક્તિ હોય તો કરાવી શકે. બહિષ્કારનું શસ્ત્ર તે લોકોને અજાણ્યું નથી. સમાજની સામા થઈ દુરાચાર કરનારને એ તેના વંશને વર્ષોનાં વર્ષો સુધી બહિષ્કૃત કર્યાના દાખલા આ કોમોમાં મળે છે. શ્રી વલ્લભભાઈને આ બંધારણ પોતાના પ્રયોગને માટે સારા સાધન તરીકે કામ આવ્યા. એ સ્ત્રીઓની વિશિષ્ટતા તેમને ગુજરાતની સ્ત્રીઓમાં વિશિષ્ટ સ્થાન આપે તેવી છે. સવારથી સાંજ સુધી ઘરમાં અને ખેતરમાં પુરુષોની સાથે કામ કરનારી એ બહેનોમાં એક પ્રકારની નમ્રતા અને વીરતા છે, જે બીજી કોમોમાં ઓછી જોવામાં આવે છે. આખી કોમને વિશે એમ કહી શકાય કે, તે ધર્મભીરુ કોમ છે. કદાચ વહેમી પણ હશે પણ એ વહેમમિશ્રિત ધર્મભીરુતામાં પણ પ્રતિજ્ઞાને પવિત્ર સમજીને તેને ગમે તે ભોગે પાળવાની શક્તિ ભળેલી છે. આવા લોકોમાં સત્યાગ્રહનું બીજ ઊગી નીકળે અને ફળે તેમાં આશ્ચર્ય નથી."

એજ રીતે અમદાવાદ જિલ્લાના કણબીઓના સામાજિક અને આર્થિક બાબતોના પ્રકાશ પાડતા ધી ઈમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયામાં નોધ્યું છે કે : 'કણબી લોકો જેમની વસ્તી ૪,૦૧,૦૦૦ છે તે એક મહત્ત્વપૂર્ણ વર્ગ છે. કેટલાક લશ્કરી ઉચ્ચ પદો સુધી પહોંચી ગયા છે અને ખેતીમાંથી ધન ઉપાર્જન કરનાર સંપન્ન ખેડૂતોમાં તેઓનું પ્રમાણ અધિકાંશ જેવું છે. કણબી અને પાટીદારમાં જ્ઞાતિય આધાર પર કોઈ અંતર નથી. તેમ છતાં પાટીદાર લોકો સામાન્ય કણબીઓ સાથે વિવાહ સંબંધ બાંધવા ઉત્સુક નથી હોતા. તેમની ત્રણ મુખ્ય ઉપજાતિઓ છે. લેઉવા, કડવા, આંજણા. પાટીદાર સમાજમાં સુધારા માટેનું આંદોલન રાવબહાદુર શેઠ શ્રી બેચરદાસ અંબાદાસ લશ્કરી , સી.એસ.આઈના નેતૃત્વમાં શરૂ થયું હતું. તેમના જ પ્રયત્નથી ૧૮૭૦માં પુત્રી રક્ષક કાયદો આવ્યો હતો. તેમની સુધારાત્મક પ્રવૃત્તિને કારણે વિદ્યાર્થીઓ માટેનાં છાત્રાલયો, ખેડૂત સંગઠનો, પાટીદાર પરિષદો અને જ્ઞાતિ મુખપત્રોના પ્રકાશન જેવી પ્રવૃત્તિઓ શરૂ થઈ હતી".[૧૦]

ગુજરાતના કુલ હિન્દુઓની વસ્તીના ૧૪.૨૬ ટકામાં ૧૪,૧૦,૪૨૨ જનસંખ્યા કણબીઓની છે. તેમાં ચાર પેટાજ્ઞાતિઓ છે. આંજણા, કડવા, લેઉવા અને મતિયા. તેઓ પોતાને ક્ષત્રિય વર્ગમાં માને છે. એક માન્યતા અનુસાર તેઓ રામના વંશજ છે અને સૂર્યવંશી છે. બીજી બાજુ તેઓ લવ-કુશના વારસો મનાય છે. તેમને અયોધ્યામાંથી કાઢી મૂકવામાં આવ્યા ત્યાંથી તેઓ મથુરા આવ્યા અને ત્યાંથી ગુજરાતમાં આવી વસ્યા.[૧૧]

"વડોદરા સ્ટેટ ગેઝેટિયર" અનુસાર પાટીદારો જે હકીકતમાં કણબી હતા તેમના સહકારથી વડોદરાની ગાદી પિલાજીરાવ ગાયકવાડે પ્રાપ્ત કરી હતી આ લોકોએ તન-મન-ધનથી પિલાજીરાવ ગાયકવાડને મદદ કરી. જેના પરિણામે તેઓ મોગલ ગવર્નર હુસેન-દિન-બાબીને આ ઇલાકામાંથી



ખસેડવામાં સફળ થયા. પાદરામાં દલા પાટીદારે આમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એક પ્રસિદ્ધ કહેવત છે કે, ઉપર અલ્લાહ અને નીચે દલ્લા. પ્રસિદ્ધ કથાઓમાં મરાઠા અને પાટીદારોએ કેવી રીતે મુસ્લિમ શાસનને ખતમ કર્યું તેનું વર્ણન આવે છે. તેના લોકગીતો પણ જાણીતાં છે.

મુસલમાન શાસકોના જમાનામાં ગુજરાતના કણબીઓને પટ્ટા પર જમીન ખેતી કરવા માટે ફાળવવામાં આવતી. મહમ્મદ બેગડા વખતે 'વાંટા' પદ્ધતિ દાખલ થઈ. આ જમીનના નવા માલિક બનતા તેઓ પટ્ટેદારમાંથી પાટીદાર બન્યા. ગામનો માલિક પણ પટેલ કે અમીન નિયુક્ત થતો. પટેલ અટક તેને એવી ગમી ગઈ કે પાટીદાર ભણ્યા-ગણ્યા પછી પટેલ અટકનો ઉપયોગ કરવા લાગ્યો. તેમની અનેક અટકો છે. સૌરાષ્ટ્રમાં કચ્છમાં વિવિધ અટકો જોવા મળે છે. કાલરિયા, વેકરિયા, વિરાણી, જસાણી, બુટાની, જરીવાલા, પાટણવાડિયા, શિતલિયા. આમ ઘણી અટકો ધંધા ઉપરથી પણ ચાલે છે. લશ્કરી, એન્જિનિયર, અમીન, દેસાઈ, પારેખ, ચૌધરી, મશરૂવાલા જેવી અટકો પણ જાણીતી છે. પાટડી નરેશ જોરાવરસિંહજી વિરમગામના દેસાઈ, વસોના બાજી પટેલ, ભૂખણ વસનજી પટેલ વેણી પટેલ અને દરબાર ગોપાળદાસ, વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઈ પટેલ, ભાઈકાકા, દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ, વિહારીદાસ દેસાઈ, મોતીભાઈ અમીન, નરસિંહભાઈ પટેલ, એચ.એમ. પટેલ, કુંવરજી મહેતા, શામળદાસ દેસાઈ, પુરુષોત્તમ પરીખ, મગનભાઈ ચતુરદાસ, જેઠાલાલ સ્વામીનારાયણ અને છગનભા તેમજ મફત ગગલ, જયકૃષ્ણ હરિવલ્લભ, નિરમાના કરસનભાઈ પટેલ, આઈ. જી. પટેલ, રમણભાઈ પટેલ (કેડીલાવાળા), શ્રી ચીમનભાઈ પટેલ પણ કૂર્મી પાટીદારો તરીકે ખ્યાતનામ છે.

## <u>પાટીદાર આર્ય, ગુર્જર કે હૂણ ? રજપૂત કે અન્ય ?</u>

ગુજરાતના કણબી પાટીદારોના સંબંધમાં એક સામાજિક આગેવાન અને વિદ્વાનશ્રી ભીમાભાઈ કીરપારામ જણાવે છે કે "The reasons given in the appendix article, the kunbis are of the race of the great convering white huna tribe of gujjars or mihiras, who during the second half of the sixth century passed south through the punjab and settle in malwa and in Bombay Gujarat."

પરિશિષ્ટમાં આવેલા "ધી ગુજ્જર" નામના લેખમાં દર્શાવેલ કારણો એવા મતને સબળ પુષ્ટિ આપે છે કે, છઠ્ઠા સૈકાના બીજા વિભાગમાં પંજાબમાં થઈને દક્ષિણ તરફ માળવા અને મુંબઈ ગુજરાતમાં જે જાતિ વસી તે મિહિર કે ગુર્જરોની ગૌરાંગ હૂણ નામે ઓળખાતી મહાન વિજેતા શાખા હતી કે જેના વંશજો કણબીઓ છે. જોકે કેટલાક ઇતિહાસકારોએ પાટીદારોને The khazar or white huna(A.D 450-550)' (ખાઝાર કે ગૌરાંગ હૂણ) હોવાનું સ્વીકારવા તૈયાર નથી.

સોલંકી વંશના ગૂર્જરોને પણ કુણબી પાટીદારોની જેમ ગૂર્જર તરીકે ઉપરના પુસ્તકમાં આલેખવામાં આવ્યા છે. તે ઉપરથી જણાય છે કે સોલંકી વંશની તે શાખાનો મૂળ પુરુષ સંવત ૮૦ના અરસામાં 'ટુકટોડા'માં હતો.

'ગૂર્જર'ના મથાળા નીચે મુંબઈ ગેઝેટિયરના સંપાદકે પોતાની પુરવણીમાં દલીલ કરી છે કે : "That the Gujarat kunbis are Gujjars is supported by the similarity between the sharehold tenures in punjab Gujgar villages and the bhagdar and narwadar tenures in kunbi village in kaira."

પંજાબમાં ગૂર્જર ગામડામાં ચાલતી ભાગીદારી પદ્ધતિ અને ખેડામાં ચાલતી ભાગીદાર અને નરવા પદ્ધતિ વચ્ચેનું સામ્ય, ગુજરાતના કણબીઓ ગુજ્જર છે એ વાતને પુષ્ટિ આપે છે.

કણબી પાટીદારના વહીવંચાઓના ચોપડામાં જે દાખલો સામાન્ય રીતે જોવામાં આવે છે. તેમાં જણાવવામાં આવે છે કે, "કણબી પાટીદારના મૂળ પૂર્વજો અયોધ્યા પ્રાંતમાં છપૈયા નજીકના અડાલજ ગામમાં હતા.(અમદાવાદ શહેર નજીક આવેલું અડાલજ તો નહીં જ) કર ન આપી શકવાને કારણે તેમને આ સ્થાન છોડવું પડ્યું." આ સંજોગોમાં કણબી પાટીદારના મૂળ પૂર્વજોનું અસલ સ્થાન નહીં અયોધ્યા પ્રાંત લેખાય.

પરંપરાથી કણબી પાટીદાર વર્ગ પોતાને રાજપૂત માનતો આવ્યો છે. એ વાતની નોંધ ગેઝેટિયર પૃ.-૯ ભાગ-૧માં ભીમભાઈએ પૃ.-૧૧૪ ઉપર નોંધી છે. They claim to be of kshatriya stock(તેઓ ક્ષત્રિય વંશના હોવાનો દાવો કરે છે.) પાટીદારોની રહેણીકરણી, રિવાજો અને સ્વભાવ આ વાતને ટેકો આપે છે.

એ જ ગેઝેટિયરમાં પૃ.-૪૮૫ ઉપર જણાવ્યું છે કે, Again the passage in the Rasamala describing how the headman of the kudva gujjaras at Una near anhilwada called siddharaj (A.D. 1028-1143) his uncle ad sat on the state cushion seems to imply some stock or family connection between the Gurjars and solanki.

વળી, અણહીલવાડ પાસેના ઊંઝા ગામના કડવા ગુજ્જરોના મુખીએ સિદ્ધરાજને કાકા નામથી સંબોધ્યો તથા તેની રાજગાદી ઉપર તેની સાથે બેઠાં. એવી મતલબની રાસમાળાનો ફકરો સૂચવે છે કે ગુર્જરો(કણબીઓ) અને સોલંકીઓ વચ્ચે કોઈ વંશ સંબંધ હોવો જોઈએ.

ઉપરની હકીકતોથી એ વાત સાબિત થાય છે કે, 'પાટીદાર' આર્ય હોઈ રજપૂત હોવાનો વધુ સંભવ છે.[૧૨] કેટલાક કણબીઓ કારીગર છે. કેટલાક સરકારી નોકરીઓમાં મોટા હોદ્દેદારો છે, કેટલાકે

વેપાર-વણજમાં સારી દોલત જમાવી છે, બીજા પણ ઘણા ખેડૂતો છે. તોપણ તેઓ ઘણા સદ્‌ગુણી, શરમાળ, શાંત, ઉદ્યમી, લગ્ન અને મરણના ખર્ચ સિવાયના સાદા અને કરકસરિયા, ગુનાહ અને અપલક્ષણોથી દૂર રહેનારા, કેળવાયેલા ઉત્તમ ખેડૂતો છે. પહેલાં જ્યારે ગામડાઓમાં કાઠી વગેરેનાં ધાડાં પડતાં ત્યારે તેમનું સમાધાન કરી સંતોષતા. તે પછી બહાદુર કણબીઓ અને રાજપૂતો મળી જીવ ઉપર આવી લડીને તેમને હઠાવતા.[૧૩]

ગુજરાતમાં ઘણાખરા કણબી છે. છતાં તેમની ઉત્પત્તિ ક્ષત્રિયથી થયેલી છે. તેઓ ઘણાખરા ક્ષત્રિયો જેવાં વિશેષણોથી ઓળખાય છે. તેમાં અન્ય જે ગરીબ ખેડૂતો છે. તેમને પણ ઈશ્વરે જે સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિ આશ્ચર્યકારક રીતે માફક આવે છે.

ગુજરાતમાં આવી વસેલા ગુર્જરોનો મુખ્ય ભાગ કડવા અને લેઉવા છે. તેઓ ગુજરાતી કણબી જ્ઞાતિના બે અગત્યના આગેવાન વિભાગ છે. [૧૪]

**<u>૧૧. રાજસ્થાનના કૂર્મીઓ :</u>**

રાજસ્થાનની અનેક દંતકથાઓ અનુસાર રાજસ્થાનના કૂર્મી ભાઈઓ મોટા ભાગે ઉત્તરપ્રદેશ, મેરઠ, આગ્રા, ફરુખાબાદ, મિર્ઝાપુર અને શાહજહાંપુર જિલ્લાઓ અને મધ્યપ્રદેશના માળવા, ગુજરાત રાજયના જિલ્લાઓમાં આવીને વસ્યા છે.

જૂના ગૅઝેટિયરો અને લેખકોનાં લખાણોમાંથી જે માહિતી મળે છે તે આ મહાન જાતિની વિશિષ્ટતાઓ દર્શાવે છે. આ સંદર્ભમાં ઉલ્લેખનીય વિચારો આ પ્રમાણે છે.

શ્રી એમ. એ. શેરિંગના વિચારો પણ આને મળતા આવે છે. 'ખાસ કરીને અરવલ્લીની દક્ષિણમાં જે ખેડૂતો મળી આવ્યા છે તે મૂળ મધ્યપ્રદેશ અને દક્ષિણ ભારતમાંથી આવ્યા છે, ડુંગરપુરના ખેડૂતો મોટે ભાગે કૂર્મી છે.'

જનસંખ્યાની ગણતરીમાં બિહાર અને ઉત્તરપ્રદેશની તુલનામાં રાજસ્થાનમાં પણ સમૃદ્ધિ છે. શ્રી. ઈ.એ.ગેટ, આઈ.સી.એસ.નો ઉલ્લેખ કર્યો છે કે કૂર્મીઓની જુદી જુદી શાખાઓમાં ૧,૨૬,૫૨૧ કૂર્મીઓ રાજસ્થાનમાં વસી રહ્યા છે.

ભારતના અન્ય પ્રદેશોની જેમ રાજસ્થાનના કૂર્મીઓ પણ અનેક ઉપજાતિમાં વહેંચાયેલા છે. તેમ છતાં તેમનામાં વૈવાહિક સંબંધો ચાલુ છે. આમ તે જ્ઞાતિ વચ્ચે ભાવાત્મક એકતા જોવા મળે છે. રાજસ્થાનના કૂર્મીઓ સામા તથા સમવચાર, સિંહ, વર્મા, કટિયાર, કુર્મી, પાટીદાર, પટેલ વગેરે સંજ્ઞાઓનો ઉપયોગ કરે છે. રાજસ્થાનવાળાઓનો સંબંધ ઉત્તર પ્રદેશ સાથે છે. આંજણા કૂર્મીઓ શિરોહી, ઝારોલ, બાડમેર, પાલી, જોધપુર, ચિત્તોડગઢ, ઝાલાવાડા, ડુંગરપુર અને કોટામાં તેમની વસ્તી છે. તેઓ ચૌધરી, આંજણા અથવા પટેલની સંજ્ઞાથી જાણીતા છે. ગુજરાતમાં બનાસકાંઠા, સાબરકાંઠા,

મહેસાણા, ભરૂચ, સુરત, અમદાવાદ તથા મધ્યપ્રદેશમાં ઉજ્જૈન, મંદસોર, રતલામ, ઝામ્બવા અને ઇન્દૌરમાં આંજણાઓ ચૌધરી અને પટેલની સંજ્ઞા ધરાવે છે. ચૌધરી એ જાતિ નથી પણ માનદ્ સંજ્ઞા છે. શ્રી રામકૃષ્ણ મહંતોના પુસ્તક 'સમાજ કે અનમોલ રત્ન'માં રાજસ્થાન પ્રદેશના કણબીઓ ભીનમાલથી આવ્યા છે તેવો ઉલ્લેખ કરેલો છે. તે ઉપરાંત તેમનું એવું માનવું છે કે થોડોક સમય અહીં નિવાસ કરીને આ કૂર્મીઓએ પાટણ તરફ પ્રસ્થાન કર્યું. ૧૮૯૧ના વસ્તી ગણતરીના રિપોર્ટ વૉલ્યુમ-બીજામાં પણ કણબીઓનું મૂળ નિવાસસ્થાન મારવાડ અથવા ભિલમાલ અથવા આજનું જસવંતપુરા હોય તેમ મનાય છે અને ત્યાંથી તેઓ પાટણ ગયા હોય. તેમનામાં પણ બે ઉપશાખાઓ છે. :

૧. દેશી કણબી　　　　૨. મારવાડી કણબી

મારવાડથી આવી ગુજરાતમાં  વસતા કણબીઓ મારવાડી કણબીને નામે ઓળખાય છે. શ્રી ખેમારામ સોલંકી 'કુલમી વંશકા ઈતિહાસ' નામના પુસ્તકમાં લખે છે. "અમે રાજસ્થાની કણબી કૂર્મી અથવા કલબી-કૂર્મી"ના વંશજો છીએ, પણ કાલાંતરે સ્થળાંતર થવાથી અમારી સંજ્ઞા બદલાઈ ગઈ છે અને વિચારોમાં પણ પરિવર્તન આવ્યું છે. અમે મંદસોરના હોવા છતાં ઉત્તર ગુજરાત સુધી ફેલાઈ ગયા છે. અનજાન, અજાન્ય, આંજાનો શબ્દ અપભ્રંશ થઈને આંજણ જ્ઞાતિવાચક શબ્દ બન્યો છે અને ભિનમાલના પતન બાદ રાજસ્થાનમાં આજે કણબીઓની સંખ્યા લાખોમાં છે. શિક્ષણનો અભાવ છે. સ્ત્રી શિક્ષણનું નામોનિશાન નથી. તેમનામાં અફીણ ખાવાનો પણ રિવાજ છે. તેમણે પણ અખિલ ભારતીય કૂર્મી મહા અધિવેશનમાં મુંબઈમાં ભાગ લીધો હતો. તેના કાર્યકર્તાઓ રાજસ્થાનના રાજારામ આંજન આશ્રમ દ્વારા સમાજના ઉત્થાનનો પ્રયાસ કરી રહ્યા છે.

પટણામાં બારમી ફેબ્રુઆરી-૧૯૯૪ના 'કૂર્મી મહાચેતના રેલી'નું આયોજન કરવામાં આવ્યું હતું. સારાયે ભારતમાં કુનબી, કુણબી, કુલમી, કમ્મા, કાપૂ, કૂર્મિ, રેડ્ડી, નાયડુ અને મરાઠા પાટીદારની ૧૮ કરોડ જેટલી વસ્તી થાય છે. આ રેલીનો ઉદ્દેશ સત્તામાં ભાગીદારી અને રાજનૈતિક ચેતના હતો. તેનું ઉદ્ઘાટન લાલુપ્રસાદ યાદવે કર્યું હતું. સીતારામ કેસરી પણ હાજર હતા અને નવ લાખ કૂર્મીઓએ ભાગ લીધો હતો. તેના અધ્યક્ષપદે સતીશકુમાર હાજર હતા. આ રેલીએ રાજનીતિજ્ઞોનું ધ્યાન ખેંચ્યું હતું. પટણાના ગાંધી મેદાનમાં ભરાયેલી રેલીમાં ખાસ સૂત્રો હતાં, "જો કૂર્મી કા ઘાત કરેગા, વો અપના સર્વનાશ કરેગા", " આજ કા નેતા કૈસા હો, શિવા પાટિલ જૈસા હો.", "જો સામાજિક ન્યાય મેં ભેદ કરેગા, હમ સે વહ વેર કરેગા" ટાઈમ્સ ઑફ ઇન્ડિયા, હિન્દુસ્તાન ટાઈમ્સ, સરિતા જેવાં મુખપત્રોએ આ રેલીની ભારે પ્રશંસા કરી.

આ રેલીમાં સર્વસંમતિથી સામાજિક ન્યાય માટેના, શિક્ષણ માટેના અને મહિલા ઉત્કર્ષ માટેના ઠરાવો પસાર થયા હતા. ઉપરાંત, પ્રત્યેક કૂર્મી પોતાના નામ સાથે પટેલ સંજ્ઞા લખે તેવો ઠરાવ થયો હતો.[૧૫]

## મધ્યપ્રદેશના કૂર્મીઓ :

મધ્યપ્રદેશમાં ઉત્તરપ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાતી પાટીદાર તથા દક્ષિણ ભારતના કૂર્મી ક્ષત્રિયો આવીને સ્થિર થયા છે. મધ્યપ્રદેશમાં કૂર્મી ક્ષત્રિયોની મુખ્ય શાખાઓમાં મરાઠા, બરારના કૂર્મી, કોહેરા, દેશીઅથ ધલવાર, ઝરી, કૂરમી, કનોજિયા, ચંદ્રનાહૂ, ચંદેલ, ઔરિયા, બુંદેલખંડી, પરદેશી, દેશહા, મનવા, મનવાર,દિલ્લવાર, દરબારીયા, સિંગરો, ગૌરે, તિલ્લોરી, ચંદ્રાર્ય, તિલોટિયા,ગહવૈ, પાટીદાર, ઉસરેટ, બિસેને રાઠોડ, ચૌહાણ, બઘેલ, પરિહાર, મહલહા, હવેલિયા, પટેલ, ગવેલ, ખેર, બાંધેકર વગેરે.

મધ્યપ્રદેશના વિવિધ જિલ્લાઓમાં જુદી જુદી શાખાઓ અને જુદાં જુદાં ઉપનામો તેમજ અટકો જોવા મળે છે. મધ્યપ્રદેશના રીવા વિભાગમાં કૂર્મવંશી ક્ષત્રિયોની ચાર શાખાઓ છે. સિંગરોર, ચંદનઉ, ગૌહઈ, અને બહરગઈયા.[૧૯]

**૧. બુંદેલખંડ :**

વર્તમાન રીવા, હૌશંગાબાગ, જબલપુર, સાગર, દમોહ, સતના, સીધી, વેતૂલ વગેરે વિભાગ આ ક્ષેત્રમાં આવે છે. ત્યાં કૂર્મીઓની ઓળખ મહતો, ગૌર, ચૌરે, પટેલ, ચૌધરી, વધેલ, કુસમરિયા, વૈશ વગેરે છે.

જબલપુરમાં મોહનભાઈ અને હરિભાઈ નામના બે કડવા પાટીદારોએ આજથી સો વર્ષ પૂર્વે બીડી ઉદ્યોગ શરૂ કર્યો હતો. તેમણે સમાજ માટે અને શિક્ષણ માટે ખૂબ જ દાન આપ્યાં હતાં. સમાજસેવક તરીકે કૃષ્ણકુમાર પટેલ, પરમાનંદભાઈ પટેલ( ભૂતપૂર્વ પ્રધાન), શ્રવણકુમાર પટેલ (વર્તમાન સંસદસભ્ય), શ્રીમતી ઉમા ગૌર, સિદ્ધાર્થ પટેલ, વિનોદ ઠાકુર, ડૉ. રામકૃષ્ણ રાવલ અને શ્રીમતી શકુન્તલા પટેલ જાણીતાં છે.

**૨.છત્તીસગઢ :**

સરદાર પટેલે ભારતનાં દેશી રજવાડાંઓના એકીકરણની શુભ શરૂઆત છત્તીસગઢના રાજયથી કરી હતી. આ રાજયમાં રાયપુર, વિલાસપુર, દૂર્ગ, રાયગઢ, રાજનંદ અને સરગુજાનો સમાવેશ થાય છે. તેમાં કૂર્મીઓમાં મુખ્ય અટકોમાં મંડવા, મંડવાર, ચંદે, ચંદ્રનાહુ, ચંદાકર, કૌશિક, દિલ્લવાર, તિરિલા, ગમેલ, પરગનીહા, વર્મા વગેરે છે.

**૩. મધ્યપ્રદેશના અન્ય વિભાગો :-**

આમાં ઈન્દોર, ગ્વાલિયર, દેવાસ, ઉજ્જૈન, રતલામ, મંદસોર, ધાર, શાજાપુર, શિવપુરી, ભીંડ, મુરેના, ખરગોન વગેરે અહીંના કૂર્મીઓની પ્રચલિત અટકોમાં બધે જ ગૌર, આડિલ, વર્મા,

દેશમુખ, કશ્યપ, કનોજિયા, સિંગરોલ, ગઈબઈ, સિરમોર, ટિકરિહા, ખિચરિયા, ચૌરિયા, ચૌધરી, સિંહ, મરાલહા, ચંદ્રાકર, પટેલ, પાટીદાર, સનધાવા, મુકાતી, નાહર, હવેલીવાળા વગેરે.

**માળવા-નિમાડ પ્રદેશ :-**

માળવા અને નિમાડના પ્રદેશમાં વસતા પાટીદારોની બાવન ગોત્રમાંથી ઉત્પત્તિ થઈ તેમ માનવામાં આવે છે. પરંતુ નીમેનાં નામો ઉત્તર ગુજરાતનાં ગામોનાં નામ પરથી પડેલી અટકો વધારે સૂચવે છે. મૂળ સ્થળાંતર વખતે કૂર્મીઓ ગુજરાતથી ત્યાં ગયા હોય અને બીજા ત્યાં સ્થાયી થયા હોય, તેમનો રોટીબેટી વહેવાર ચાલુ જ હતો. એક જ તિથિ લગ્નની પરંપરા પણ ચાલુ હતી. આ પ્રદેશના લેઉવા પાટીદારોએ પણ આ રિવાજ સ્વીકાર્યો હતો. ખેતી માટે યોગ્ય પ્રદેશ હોવાથી શ્રીમતી અહલ્યાબાઈના વખતમાં પણ ત્યાં કેટલાક પાટીદારોએ વસવાટ કર્યો હતો. પોતાના ગામનાં નામો જળવાય તે માટે નીચેની અટકો થોડીક બાદ કરતાં બધી ગામોનાં નામ પરથી છે કે હાવદ્રા, ભૂણાતરા, રૂસાત, મોલાત, મલ્લાઈ, દેસાઈ, હેણીયા, ભૂત, પાલોદ્રા, પલૌત્રા, સોમજીવાલા, છેલમાલા,ધુધરા, નુગરા, પાલાં, પાંચોટિયા, કમાણિયા, લાડોલા, રનપોરા, રંગોરા, ચોણસીયા, ચાવડા, સુંઢિયા, કંથારિયા, ગામી, કુકરવાડિયા, આંત્ર અર્થાત્ તારોધા, ખારા, ઉપેરિયા, ઉતમ્પા, ઉણવાચિયા, મગતુપરિયા, કામળિયા, બાવનવાડિયા, કોઠારાયા, કામદાલીયા, દોહરા, બિલીયા, સિતપુરા, ગુજહરા, સૂલિયા, કોડીરા, ખાંખરિયા, લાકડીયા, સિપરા, કંબોઈ તથા ચુહાન, કાલરિયા, પણસિયા અર્થાત્ અડધિયા, વાલમિયા અર્થાત્ વાહુંદીપા, જાહાકિયા, અંડેરિયા અને મણુદિયા. આ બધીજ અટકોની માહિતી મધ્યપ્રદેશથી પ્રગટ થયેલ કુંબી કુલભૂષણ પુસ્તકમાંથી મળે છે. કેટલાકનું એવું માનવું છે કે, કેટલાક પાટીદારોને સિદ્ધરાજ માળવા ચઢાઈ વખતે પોતાની સાથે લઈ ગયો હતો અને કેટલાકને મધ્યપ્રદેશથી લાવી ગુજરાતમાં વસાવ્યા હતા. માળવા માટે કહેવાય છે કે, તે પાર્વતીનું પિયર હતું એટલે ત્યાં ક્યારેય દુકાળ પડતો નથી.

માલવ ધરતી ધેન ગંભીર,<br>
પગ પગ પાની ડગ ડગ રોટી.

આ પ્રદેશમાં વસતા બધા પાટીદારો ઊંઝામાં વસતી ઉમિયા માતાને પોતાની કુળદેવી ગણે છે. ઉમિયા માતાનો અઢારમી શતાબ્દી મહોત્સવ થયો તે પહેલાં મધ્યપ્રદેશના પાટીદારો સાથે ગુજરાતના પાટીદારો જોડાયેલા હતા. શ્રી કેશુભાઈ પટેલ, ડૉ. મંગુભાઈ પટેલ, શ્રી મણિભાઈ પટેલ, શ્રી જયંતીભાઈ પટેલ, શ્રી ચીમનભાઈ પટેલ અને ઊંઝાના અન્ય કાર્યકરોને કારણે મધ્યપ્રદેશમાં શૈક્ષણિક અને સામાજિક પ્રવૃત્તિઓ ખૂબ જ વિસ્તાર પામી છે. દેવાસમાં અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સંમેલનનો મહારાજા પવારના વખતમાં યોજાયાં હતાં અને અન્ય સંમેલનમાં સદાશિવ મહારાજા પોતે પ્રમુખપદે પણ નિમાયા

હતા. ઈન્દોર અને ગ્વાલિયરના મહારાજાઓ પાટીદારોની સમાજસુધારણાની પ્રવૃત્તિમાં ભારે રસ દાખવતા હતા. બાળલગ્ન અને પ્રેતભોજન અટકાવવા કાયદા પણ કર્યા હતા. [૧૭]

**મંદસૌર જિલ્લાના પાટીદાર :-**

મધ્યપ્રદેશમાં કડવા અને લેઉવા નામધારી પાટીદાર મુખ્ય છે. અન્ય નામવાળા કણબી, કુણબી, કૂર્મી સાથે તેમને કોઈ સામાજિક સંબંધ નથી.

ઈતિહાસ લખવામાં નવી પરિપાટી શરૂ થઈ છે. હવે કેવળ રાજકીય ઈતિહાસ જ લખાતા નથી પરંતુ સામાજિક અને આર્થિક ઈતિહાસ પણ લખાય છે. પરિવારોની પરંપરા, રીતરિવાજ, કબીલા, જાતિ અને ગામની ઉન્નતિ તથા વિકાસને મહત્ત્વ આપવામાં આવે છે. આ ઢાંચાને ધ્યાનમાં રાખીને મેં ઈતિહાસમાં મધ્યપ્રદેશના પાટીદાર સમાજ અને તેમનાં ગામોનો ઈતિહાસ લખ્યો છે.

આ તારતમ્યમાં મને મધ્યપ્રદેશ પાટીદાર સમાજના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી પરશુરામ પાટીદાર પાસેથી મંદસૌર જિલ્લાના પાટીદારો વિશે જાણકારી મળી છે. તેમણે આપેલી માહિતી તેમને પોતાને ગુજરાતી નાયકના લેખો, ગંગાગુરુની વહીના લેખો, વડીલો પાસેથી શિલાલેખો તેમજ સ્મારકો વગેરેમાંથી મળી છે. આ જાણકારી ગુજરાતની પરિપાટી, સામાજિક પ્રથાઓ, રીતરિવાજોના આધારે સત્ય છે. પરશુરામ પાટીદારે લખ્યુ છે કે આ જાણકારીમાં મેં મારા પરિવાર અને ગામનો આધાર લઈને મંદસૌર જિલ્લાના પાટીદારોના આગમનનો નિષ્કર્ષ આપ્યો છે.

મારું ગામ રીછાલાલમુહા છે જે "રીછા મુકાતિયો વાળા" નામથી સમાજમાં ઓળખાય છે. તેમાં ૧૪૦ પાટીદાર કુટુંબો રહે છે. ગામમાં મારું કુટુંબ મોટા ઘર તરીકે મનાય છે. અમે ગુજરાતના ઊંઝા માતાજી ક્ષેત્રમાં કાપડેલ નામના ગામથી આવીને અહીં વસ્યા છીએ. તેથી અમારું ગોત્ર કાપડિયા છે. કાપડિયા ગામમાં ખેતાજી નામના પાટીદારોનો પરિવાર હતો. ખેતી ઉપરાંત તેમનો કાપડનો પણ સારો ધંધો હતો. ખેતાજી મૂળ પુરુષ ૧. વિષ્નાજી ૨. વિષ્નાજીના પદમજી ૩. પદમજીના મેઘજી ૪. મેઘજીના પ્રેમજી ૫. પ્રેમજીના અખજી ૬. અખજીના કાનજી, ખીમજી, રાઘુજી - ૩ પુત્રો. ૭. કાનાજીના રતનજી, હરિજી તથા ટીકમજી - ૩ પુત્રો ૮. રતનજીના દોલતરામજી ૯. દોલતરામજીના લાલજી ૧૦. લાલજીના શાલિગરામજી, ૧૧. શાલિગરામજીના સૂરતરામજી ૧૨. સૂરતરામજીના કેશુરામજી ૧૩. કેશુરામજીના બાપુલાલજી તથા દેવરામજી - ૨ પુત્રો,૧૪.બાપુલાલજીના શાલિગરામજી અને દેવરામજીના ત્રણ પુત્રો રામદયાલજી, રવ્યાલીલાલ અને પરશુરામ પુત્ર થયા છે.

આ વંશવૃક્ષ આપણી જાણકારી તથા નાયક અને ગંગાગુરુની વહી સાથે સરખાવતાં સાચી જણાઈ છે.

**ગુજરાત છોડવાનું કારણ :**

માળવાના રાજાનું લગ્ન ગુજરાતના રાજા ભીમદેવની પુત્રી સાથે થયાં હતાં. માળવાના રાજાએ ગુજરાતના પાટીદાર પરિવારોને માળવામાં આવી ખેતી કરવા નિમંત્રણ આપ્યું હતું. આ કે અન્ય રાજનૈતિક કારણોસર પાટીદારોએ ગુજરાત છોડી દીધુ હતું. તે વખતે લગભગ ૩૬૦ પરિવારો ગુજરાત છોડીને મંદસૌર જિલ્લામાં જઈ વસ્યા હતા. પહેલાં આ જિલ્લામાં કૂર્મી, કુલ્મી પરિવાર રહેતા હતા, જે આ ૩૬૦ પરિવારોના પાટીદારોને ગુજરાતી કુલ્મી કહેતા હતા. તેમાં છૂટક વિવાહની દર વર્ષની લગ્ન પદ્ધતિ પ્રચલિત હતી. જયારે ગુજરાતી પરિવારોમાં ઊંઝાની લગ્ન પરિપાટી પ્રમાણે ૧૦ વર્ષે સામૂહિક અક્ષય તૃતીયા અને મંડપ રાત્રિની લગ્ન પદ્ધતિ હતી તથા સને ૧૯૭૦ સુધી તે ચાલુ રહી છે.

આ ગુજરાતી પરિવારો તો ગુજરાતમાંથી નીકળવાનો સમયગાળો સંવત ૧૭૪૦ બતાવ્યો છે.

વિષ્નાજીના પુત્ર મેઘજીએ ગુજરાતનું કાપડેલ ગામ સંવત ૧૭૪૦માં છોડ્યાનું બતાવ્યું છે. કાપડેલથી માળવામાં આવ્યા પહેલા મેઘજી વડનગર તાલુકાના ક્ષેત્રના ગામ ખરસૌદમાં મેઘજીએ લગભગ ૨૫ વર્ષ સુધી નિવાસ કર્યો હતો. શ્રી પુરષોત્તમદાસે લખેલ ઇતિહાસના પાના નં - ૨૧૧-૨૧૨ પર ઇડરથી જામણિયા ગામ ગોત્રના છ ભાઈઓનો પરિવાર ગુજરાતથી નીકળ્યો હતો. તેમાંથી છઠ્ઠો ભાઈ નાનજી આ ખરસૌદમાં પહેલેથી જ રહેતો હતો.

૨૫ વર્ષ પછી મેઘજીએ વિલપાંક, વિલપાંકથી ભીમાખેડી અને ભીમાખેડીથી રોલા ગામમાં આવીને કેટલાક વર્ષો સુધી નિવાસ કર્યો હતો. રોલા ગામમાં રીછાવાળાની ઓડી(કૂવા) આજે પણ ઓળખાય છે. અહીંયાં પ્રેમજીને ઘડો ભરેલ ધન મળ્યાનું બતાવ્યું છે. તે કારણે પ્રેમજી રોલા છોડીને પોતાના પુત્ર અખજી અને નંદરામજી સાથે મંદસૌર(દસપુર) જયાં યશોધર્મન રાજા દ્વારા હૂણોને હરાવીને વિજય પ્રાપ્ત કરી કીર્તિસ્તંભ સ્થાપ્યો છે. સૌંધની ગામમાં આવીને વસ્યો હતો.

અખજી અને નંદરામજીએ પોતાના પૂર્વજોનું ભૈરવ મંદિર બંધાવ્યું છે. જે આજે પણ હયાત છે. આ મંદિરમાં રીછાથી કાપડિયા પરિવારના સામૂહિક રૂપે દશવર્ષીય વિવાહ લગ્નના વર્ષમાં ચૈત્ર માસમાં પોતાના વિવાહ થનાર પુત્રોના વાળ(ચોટલી) ઊતરાવે છે. અહીંયાં પ્રેમજી અને અમરજીનું અવસાન થયું છે. મેઘજી રોલા ગામમાં મૃત્યુ પામ્યા હતા.

એમ કહેવાય છે કે અખજી અને નંદરામજી સૌંધની ગામમાં દસ-બાર વર્ષ રહ્યા હશે પરંતુ સૌંધની ગામની જમીન સારી નહીં હોવાથી તે ગામ છોડીને નિમ્બાખેડી ગામમાં આવીને વસ્યા છે. અહીંયાં તેમણે સારો કૂવો બંધાવ્યો તથા આવ્યા પછીનાં દસ-બાર વર્ષ બાદ અખજી અને નંદરામજીએ ગુજરાતથી તેમની સાથે બીજાં પાટીદાર કુટુંબોને સંગઠિત કરવાની દૃષ્ટિથી એક બહુ મોટો યજ્ઞ કર્યો. જેમાં મંદસૌર જિલ્લામાં રહેતા બધા પાટીદારોને ખુલ્લું આમંત્રણ આપી અને આસપાસની અન્ય

જ્ઞાતિઓના મુખીઓને પણ બોલાવ્યા. આ કાર્ય માટે બધા સમાજના લોકોએ પોતાની સભા બોલાવી અખજીને પોતાનો મુખી (મુકાતી) નીમ્યા અને તેને પિત્તળની ૩૬૦ થાળીઓ અને એક ચંબુ ભેટ આપ્યાં. પછી અખજીએ જવાશિયા, સાબાખેડા(ઝારડા) અને ઉદપુરા ગામના વિસ્તાર માટે આ ગામોમાં મુકાતી નીમ્યા હતા. મુકાતી પરંપરાના નિમંત્રણમાં હંમેશાં તેમનું નામ સર્વપ્રથમ લખવામાં આવે છે અને સામાજિક કાર્યક્રમની અધ્યક્ષતા અને જાતિઓનો નિર્ણય કરવાના અધિકારી હતા અને આજે પણ તે પ્રથા ચાલુ રહી છે. આગળ જતાં મુકાતી પરિપાટી વધતી ચાલી. સામૂહિક લગ્ન ગુજરાતથી પહેલાં રીછા ગામમાં જ પ્રથમ સ્વાગત કરીને અન્ય ગામોમાં બ્રાહ્મણો દ્વારા મોકલવામાં આવતા. તેને માટે ૧। રૂપિયો નાયક, ૧। રૂપિયો ગોર-બ્રાહ્મણ, ૧। રૂપિયો ગામનો, ૧। રૂપિયો ઊંઝાનો નક્કી કરવામાં આવ્યો હતો.

નિમ્બાખેડી ગામમાં અતિવૃષ્ટિને કારણે પાકમાં અધિક નુકસાન થતું રહેવાથી તેઓ હાલના રીછાલાલમુહા (રીછા મુકાતી ઓવાળું)માં આવીને વસ્યા છે. રીછામાં અખજી નંદરામજી સં.૧૭૮૭માં વિક્રમમાં આવીને વસ્યા છે. અહીં આવીને અખજીએ એક સુંદર વાવ ખોદાવડાવી, અખજી અને નંદરામજીની છત્રીઓ (સ્મારક) બનાવવામાં આવી છે.

અખજીના પુત્ર કાનજી, ખેમજી તથા રાઘુજીએ પોતાના પિતાની જેમ બહુ મોટો યજ્ઞ નિમ્બાખેડી તર્જ પર રીછા ગામમાં કર્યો તથા યજ્ઞ અને ભોજન ખર્ચ માટે એક વાવ ખોદાવીને પાકી બનાવી તેને પૂરી ઘીથી ભરી દીધી હતી. તે વાવ હયાત છે. ગામના બધા માર્ગો પરથી તેના પર આવાગમન કરનારને કોઈ જાતના ભેદભાવ વિના ભોજન કરાવ્યું હતું અને અખજી તથા નંદરામજીની છત્રીઓનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું. તેને લીધે કાનજીની પ્રતિષ્ઠા ખૂબ ફેલાઈ અને વેરીછા કાનજી મુકાતીવાળા નામથી પોકારવા માંડ્યા હતા. કાનજીએ ગામમાં એક ધર્મશાળા બંધાવી રોજ સદાવ્રત આપીને ભોજન કરવાની ધાર્મિક વૃત્તિ અપનાવી હતી. તેનું મૃત્યુ થતાં તેના પુત્ર રતનજીએ કાળા પથ્થરથી સુંદર સ્મારક બનાવ્યું છે.

કાનજીને ત્રણ પુત્રો રતનજી, હીરજી અને ટીકમજી થયા. ટીકમજી આશરે ૩૦ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા હતા. તેનાં ધર્મપત્ની નાથીબાઈ તેની સાથે સતી થઈ હતી. સતીનું સ્મારક અને તેના ૧૨ ફૂટ ઊંચા એક પથ્થરનો કીર્તિસ્તંભ આજે હયાત છે. તેના પર શિલાલેખ કોતરાવેલ છે કે નાથીબાઈ સંવત ૧૮૧૯ વિક્રમમાં વૈશાખ મહિનામાં સતી થઈ છે. આ ગામના કાપડિયા પરિવારની દરેક બહેન-બેટી પોતાની સાસરી પક્ષના કુટુંબીઓ સાથે રીછામાં આવીને એકવાર અવશ્ય સતીપૂજન કરે છે. આ પ્રથા આજે પણ ચાલુ છે.

રતનજીને દોલતરામજી થયા. દોલતરામજી પ્રભાવશાળી હતા. તેમણે આજુબાજુમાં થનારી

ડાકુગીરી દબાવી દીધી હતી. સવંત ૧૯૦૦ વિક્રમમાં જીવાજીરાવ શિંદે ગ્વાલિયરના રાજાએ દોલતરામજીને રીછાના જમીનદાર નીમીને દેખરેખનો અધિકાર આપ્યો હતો.

દોલતરામજીના પુત્ર લાલજીને ન્યાયિક અધિકાર આપ્યો હતો. તે હંમેશાં ગામમાં કચેરી ભરતા અને ગામની આજુબાજુના ક્ષેત્રના લોકો વચ્ચે ન્યાય કરતા. તે ઘણા ન્યાયપ્રિય હતા. તેથી તેમનો પ્રભાવ અને લોકપ્રિયતા ખૂબ ફેલાઈ હતી. જ્યારે તે મૃત્યુ પામ્યા ત્યારે તેમના બારમાનું મોટું જમણવાર રાખ્યું હતું. તે પહેલાં બારમાની ભોજનપ્રથા ગુજરાતી પાટીદારોમાં ન હોતી. લાલજીની યશગાથા ગુજરાતના નાયક અને આસપાસના ભાટ લોકો પણ ગાતા રહ્યા છે.

તે પછીની પેઢીમાં લાલજીના શાલિગરામજી, સૂરતરામજી કેશુરામજીએ પોતાના પૂર્વજોનો પ્રભાવ જાળવી રાખ્યો છે. કેશુરામજીના બાપુલાલજી તેમના જીવનકાળમાં અવસાન પામ્યા હતા. કેશુરામજી ૫૫ વર્ષની ઉંમરમાં સં. ૧૮૭૯માં તથા પરશુરામના પિતા સં.૧૮૧૭માં સ્વર્ગવાસી થયા હતા. તેમના પછી શ્રી રામદયાલજીએ સામાજિક તેમજ ગામની જમીનદારીના અધિકારોનો ઉપયોગ કર્યો અને લોકપ્રિય થયા. સં. ૨૦૦૭માં જમીનદારી પ્રથા સમાપ્ત થવાથી જમીનદાર રહ્યા નહીં, પરંતુ સામાજિક  નેતૃત્વ કર્યું છે.

પોતાના પૂર્વજોની ગૌરવશાળી પરંપરા અનુરૂપ તે સમયે પરશુરામ પાટીદાર મંદસૌર જિલ્લા સિવાય લોક અભિયોજક અને રાજકીય અભિભાષકના પદ પર નિમાયા અને કાર્યરત રહ્યા હતા. મંદસૌર કાયદા મહાવિદ્યાલયના પ્રાચાર્ય પદ પર કાર્યરત રહ્યા. તે સિવાય તેમને નોટરી સનદ પણ મળી હતી.

પરશુરામ પાટીદારે સામાજિક ક્ષેત્રોમાં ‘પાટીદાર લોક’ નામની પત્રિકાના સંસ્થાપક સભ્ય, ઈંદૌરમાં પાટીદાર સમાજ ‘યુવક મંડળ’ના સંસ્થાપક સભ્ય તથા  ૧૯૫૬માં ઈંદૌરમાં સમાજના અખિલ ભારતીય પાટીદાર સમાજ અધિવેશનનું આયોજન સચિવ પદ પરથી સમાજના સંગઠનની જવાબદારી સફળતાપૂર્વક નિભાવી હતી. સને ૧૯૬૦માં કૂર્મી પાટીદાર સમાજના સચિવ તરીકે વરણી થઈ હતી. સને ૧૯૭૩માં મંદસૌર જિલ્લા પાટીદાર સમાજની સ્થાપના સમયે તેના અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા હતા તથા ૨ ઓક્ટોબર, ૧૯૭૪માં માળવા પાટીદાર સમાજ કાર્યકર્તા સંમેલન સ્થળ ઉજ્જૈનમાં શ્રી રામ મંદિર પર મધ્યપ્રદેશ પાટીદાર સમાજની સ્થાપના થઈ તેના પ્રથમ સચિવ ચૂંટવામાં આવ્યા હતા. પાટીદાર સમાજ સંગઠનનો કાયદો બનાવી તેને લાગુ કર્યો. સન ૧૯૭૮માં ફરીથી પરશુરામને મંદસૌર જિલ્લાના પાટીદાર સમાજના અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા અને ૧૯૮૦માં દસવર્ષીય સામૂહિક બાળલગ્નની પ્રથા બંધ કરાવવા માટે મંદસૌરમાં સમાજનું અધિવેશન બોલાવીને તેના નિર્ણય દ્વારા આ ઘાતક પ્રથા બંધ કરી દેવામાં આવી છે. ૧૯૮૧માં મધ્યપ્રદેશ પાટીદાર સમાજમા અધ્યક્ષ નીમવામાં આવ્યા.

પરશુરામની અધ્યક્ષતામાં આ વર્ષે શાજાપુરમાં મધ્યપ્રદેશ પાટીદાર સમાજનું ચોથું અધિવેશન સફળતાપૂર્વક યોજવામાં આવ્યું.

ઇન્દૌર રંગવાસામાં ત્રીજું મધ્યપ્રદેશ પાટીદાર સમાજ અધિવેશનના મુખ્ય અતિથિપદે રહ્યા અને તા. ૨૨ મે, ૧૯૮૮ના રોજ મંદસૌર જિલ્લામાં મધ્યપ્રદેશ પાટીદાર સમાજના પાંચમા અધિવેશનનું આયોજન કરવા માટે પરશુરામે આગેવાની લીધી હતી અને અધિવેશનનું ઉદ્‌ઘાટન પણ તેમના હસ્તે થયું. તેમાં ગુજરાતથી શ્રી કેશુભાઈ, શ્રી મંગુભાઈ ઇતિહાસકાર અને શ્રી મણિભાઈ વગેરે ગણમાન્ય મુખ્ય અતિથિ તથા વિશેષ અતિથિ તરીકે ઉપસ્થિતિ રહ્યા હતા. ૧૯૮૭માં પરશુરામે ઊંઝા ગુજરાત કાર્યકર્તા સંમેલનમાં હાજરી આપેલી. મધ્યપ્રદેશના બધા જિલ્લાની યાત્રાઓ કરી છે, સંમેલનોને સંબોધિત કર્યાં છે, પ્રજાતાંત્રિક આધાર પર સમાજને સંગઠિત કરીને તેના કુરિવાજો અને પ્રથાઓ બંધ કરવામાં સફળતા મેળવી છે. હવે મધ્યપ્રદેશ પાટીદાર સમાજ કડવા-લેઉવાના ભેદભાવ વિના સંગઠિત રૂપે આગળ વધી રહ્યો છે તેવું લાગે છે.

આ રીતે પરશુરામના પરિવારે ગુજરાતથી આવીને સમગ્ર મધ્યપ્રદેશ પાટીદાર સમાજને સંગઠિત કરવામાં આગળ આવી ભાગ લીધો છે તથા મધ્યપ્રદેશના સૈકા પહેલાં છૂટા પડેલા પાટીદાર પરિવારોનો તેમના ગુજરાત પાટીદાર ભાઈઓ સાથે મેળાપ કરાવી દીધો છે. આ ઐતિહાસિક ભૂમિકાનો નિર્વાહ કરવામાં પરશુરામને હંમેશાં પોતાના પૂર્વજો અને ઈશ્વરની પ્રેરણા મળી છે.

ઉપર્યુક્ત સામાજિક સંગઠન અને કાર્યક્રમ સને ૧૯૫૦ પછીના છે. પરશુરામ તેના પ્રત્યક્ષ સાક્ષી રહ્યો છું. તેનું દસ્તાવેજી રેકર્ડ(પુરાવો) તેમની પાસે સુરક્ષિત છે. શ્રી શ્યામસુંદર પાટીદાર ભૂતપૂર્વ શ્રમમંત્રી(મધ્યપ્રદેશ)નો પરિવાર પરશુરામના પરિવાર સાથે ઘણાં વર્ષ પહેલાં ગુજરાતથી નીકળેલા હતા. તે રીતે માળવામાં જુદા જુદા સમયે પાટીદાર પરિવાર ગુજરાતથી આવીને રહ્યા છે. શ્યામસુંદરજી પાટીદારના પિતા ભગતરામજી પટેલ જમીનદાર હતા અને સ્વાતંત્ર્ય સેનાની પણ છે. તેઓ સમાજના જાગ્રત પરિવારવાળા છે. તેમની પાસેથી પ્રાપ્ત સામગ્રી પણ પ્રમાણિત છે.

સાર એ છે કે પરશુરામનું ગામ વસ્યું તે પહેલાં જ પેઢીઓ વીતી ગઈ હતી. તે માટે ૧૩૦ વર્ષ લાગવાં જોઈએ. આવું અનુમાન છે કે મેઘજીએ કાપડેલ(ગુજરાત) ગામ આજથી ૩૬૫ વર્ષ પહેલાં છોડ્યું હતું. આ વર્ષ સંવત ૧૬૮૦ અથવા ૧૬૨૩નું ગણાય. ગુજરાતમાં અરાજકતાભરી રાજયવ્યવસ્થા રહી હશે, તે કારણે પાટીદારોએ ગુજરાત છોડીને માળવામાં જઈ વસવાનું પસંદ કર્યું હશે.

મંદસૌર જિલ્લાની ઐતિહાસિક સામાજિક જાણકારી શ્રી શ્યામસુંદર પાટીદાર, ભૂતપૂર્વ શ્રમમંત્રી (મધ્યપ્રદેશ રાજ્ય)એ પણ મોકલી છે. તેમણે લખ્યું છે.- ઉજ્જૈનના મહારાણા સિંધુના લગ્ન ગુજરાતમાં પાટણના રાજાની સુપુત્રી સાથે થયાં હતાં. લગ્નના અવસરે એકઠાં થયેલાં રાજા-રજવાડાંએ મહારાજા

સિંધુને મૂલ્યવાન ભેટો આપી સમાજના લોકોએ પણ ભેટો આપવાની ઇચ્છા દર્શાવી. પરંતુ મહારાજાએ ભેટો સ્વીકારવાનો ઇન્કાર કરી કહ્યું કે અમારી મોં માગી ભેટ આપશો ત્યારે હું સ્વીકાર કરીશ. પાટીદાર પરિવારોએ વિચારવિનિમય કરી નિશ્ચય કર્યો કે રાજા હાથી વગેરે માંગી શકે છે, જો આવું થશે તો આપણે સૌ ફાળો એકઠો કરી તે આપીશું. મહારાજા સિંધુની શરત પાટીદાર સમાજના પ્રતિનિધિઓએ સ્વીકારી લીધી ત્યારે મહારાજા સિંધુએ કહ્યું કે પાટીદાર સમાજના ૧૦-૨૦ પરિવારો માળવામાં આવી વસવાટ કરે. તેમને અમે જાગીર આપીશું. આ શરત પ્રમાણે ૧૭૫ બળદગાડાંમાં બેસીને કેટલાય પાટીદાર પરિવારો ઉજ્જૈન આવીને વસ્યા. તેમને રાજાએ જાગીરમાં લાવરી, પીપલખા(સોનકચ્છ), દુપાડા (શાજાપુર) બેરછા માતાવાળા પહાડિયાં, સોનાની (ઉજ્જૈન દત્તોતરની પાસે) અને ઇરપુર ગામ આપ્યાં.

એજ રીતે-ત્યારબાદ સંવત ૯૦૩માં ૯૦૦ ગાડાંમાં બીજા પાટીદારો આવ્યા આ લોકોને નંબરદારી આપી હતી અને દસ વર્ષ સુધીનું મહેસૂલ માફ કર્યું હતું. સંવત ૯૦૫માં બીજાં ૧૧૦૦ ગાડાં ગુજરાતથી આવ્યાં. રસ્તામાં જાબુઆ જિલ્લાના ગામ કલદીલા-દામદરમાં ૩૪ દિવસ રહ્યા હતા. અહીં વાવ ખોદાવી હતી જે આજે પણ હયાત છે. આ જ કાફલામાં શ્યામસુંદર પાટીદારનો પરિવાર ઉત્તર ગુજરાતના મહેસાણા જિલ્લાના પાલોદર ગામથી સામેલ થયો હતો. ઉજ્જૈનમાં ક્ષિપ્રા નદીના કિનારે વેરાન જમીન પડી હતી. અહીંયાં ત્રણ મહિના રહ્યા. ખરીફની ફસલ તે જમીનમાંથી લીધી. ત્યાર પછી આ લોકોને પણ જમીનો આપી. શ્યામસુંદર પહેલાં કરેડી ગામ (દુપાડાની પાસે) આવીને વસ્યા. ત્યાંથી દુપાડા, મદાવડા, વાળોલી, રોજાના ઈશાકપુર અને છેલ્લે વિક્રમ સંવત ૧૫૫૫માં શ્યામસુંદરના પૂર્વજ માવાજી પટેલ લાસુર આવીને વસ્યા. માવાજી પછી ક્રમશઃ ઉત્તરાધિકાર ૧.પદમાજી ૨. પરશુરામજી ૩.રાજારામજી ૪.ખીમરાજજી ૫. વીરભાણજી ૬. ભાણાજી ૭.દેવકરણજી ૮. શીવરામજી ૯. રોડાજી ૧૦. સુભાષચંદ્ર ૧૧. નાથુરામજી ૧૨.ઉકારજી ૧૩. ખીમરાઉજી ૧૪. સુખલાલજી ૧૫.મેઘરાજજી ૧૬. ભગતરામજી અને ૧૭. શ્યામસુંદર. અમારા ગૌત્ર પાલોદરા લક્કડનું છે.[૧૮] આમ પરશુરામ પાટીદાર અને આમ સુંદર પાટીદાર પાસેથી મંદસૌર જિલ્લા વિશે માહિતી પ્રાપ્ત થઈ હતી ઉપરના લખાણ પરથી જાણી શકાયું છે.

**<u>શાજાપુર જિલ્લાના પાટીદાર :</u>**

લાલજીભાઈ નાયક(કડી-ગુજરાત) અને શ્રી મધુસુદનજી નિર્ભયસિંહજી નાહર અને ડૉ. રાધેશ્યામ નાહર પાસેથી પીપલરાવા ગામ અને હવેલીવાળાની જે માહિતી પ્રાપ્ત થઈ તે નીચે મુજબ છે:-

તેમનો પરિવાર પીપલરાવામાં ૪૦૦ વર્ષ પહેલાં પાટડી(ઉ.ગુજરાત)થી આવ્યો હતો. પાટડીમાં

કુલમી પાટીદારનો રાજવંશ હતો. પાટડી સંસ્થાને અંગ્રેજોએ ચોથા રાજયનો દરજ્જો આપ્યો હતો. પહેલાં તે રાજગઢી(ઢાંકણ) તાલુકા- સાળંગપુર, સ્ટેટમાં આવ્યા. ત્યાંથી પીપલરાવા આવ્યા. પીપલરાવાની હવેલી પાટડી અને ત્યાંના રાજયવંશોની હવેલીઓને મળતી આવે છે. હવેલીના સ્થાપક કરમચંદ હતા. જયારે કરમચંદજીની ખેતીની આવક વધી તો, સને ૧૮૪૦માં કસબાનો નાયબ તહેસીલદારને મળ્યા. નાહર પરિવારને બેરછામાં માતાજીના મંદિરની પૂજાનો અધિકાર આજે પણ છે. ગ્વાલિયરના મહારાજા માધવરાવ સિંધિયા(પ્રથમ)એ પણ કંઈક અધિકાર આપ્યા હતા અને ૧૯૪૦ પછી આ અધિકાર નામમાત્રનો જ રહ્યો હતો. નાહર પરિવાર આજે પણ સામાજિક સુધારામાં રસ લઈ રહ્યો છે. હવેલીવાળાને સમાજ આદરભાવથી જુએ છે. જ્ઞાતિમાં તેમને આગેવાન બનાવી ઇજ્જત આપે છે. [૧૯]

શ્રી રામસ્વરૂપ નાહર (એમ.એ., સાહિત્યરત્ન) અને શ્રી બાલકૃષ્ણ ચૌધરી ગામ દુપાડાવાળાએ ઐતિહાસિક સામગ્રીનો આધાર લઈને જે હકીકત મોકલી છે તેના આધારે ઐતિહાસિક ગામ દુપાડાના તથા પાટીદાર સમાજના વિકાસનો ઇતિહાસ નીચે લખ્યા પ્રમાણેનો છે. :

"માળવા અંચલમાં જિલ્લા સ્થળ શાજાપુરથી ૧૮ કિ.મી. ઉત્તર પશ્ચિમમાં વિંધ્યપર્વતની સુરમ્ય શ્રેણીઓના મધ્યમાં આવેલું ઐતિહાસિક ગામ દુપાડાના પાટીદાર સમાજનો પ્રાચીન ઇતિહાસ સમૃદ્ધ અને ગૌરવશાળી રહેલ છે. અહીંના ભવ્ય વિશાળ મંદિર અને તેમની કલા-કૃતિઓ ગામ-કિલ્લા-હવેલીઓ વગેરે આ ગામનો વિકાસ કરનાર શ્રી કુંવરજીની કીર્તિ પ્રગટ કરી રહ્યા છે. આ ગામમાં લક્કડ ગોત્રના પાટીદાર નિવાસ કરે છે.

**<u>ગુજરાતથી આવવાનું કારણ :-</u>**

વિ.સં. ૯૦૨ મુજબ ઈ.સ. ૮૪૫માં માળવાના રાજા સિંધુનો વિવાહ ગુજરાતના પાટણ શહેરના રાજા મૂળરાજ સોલંકીની પુત્રી સાથે થયાં હતાં. યુદ્ધ સમયે તેમણે ત્યાંના પાટીદાર સમાજની ખેતીવિષયક કુશળતા જોઈને તેમને પોતાની સાથે માન સહિત લઈ જવાની ઇચ્છા પ્રકટ કરી. તેથી ૧૭૫ ગાડાં તૈયાર કરીને પાટીદાર સમાજ ગુજરાતથી માળવા આવ્યા અને જુદા જુદા કસ્બામાં જઈ વસ્યા. રાજ્ય તરફથી તે સૌને જાગીરો આપવામાં આવી. પછી સંવત ૯૦૩માં ૯૦૦ ગાડાં અને સં. ૯૦૫માં ૧૧૦૦ ગાડાંઓમાં બેસી પાટીદાર સમાજ માળવામાં આવ્યા. પરંતુ તેમને રાજ્ય તરફથી કોઈ સહાય, જાગીર વગેરે આપવામાં આવ્યાં ન હતાં. આ રાજા સિંધુ પ્રસિદ્ધ રાજા ભોજનો પિતામહ હતો. સિંધુના પુત્ર મુંજ અને મુંજનો પુત્ર તે રાજા ભોજ હતો.

**<u>ગુજરાતથી આવવાનો સમય અને સ્થળ :</u>**

વિ. સં. ૯૦૨માં ગુજરાત પ્રાંતના મહેસાણા પાસે પાલોદર ગામના પટેલ ઉમેદદાસજી અને

તેમના ભાઈ બસનદાસજી માળવામાં પહેલા આવ્યા હતા અને માતાજીના પ્રસિદ્ધ સ્થળ (ગામ) કરેડીમાં આવી વસ્યા. તેમની સાતમી પેઢીમાં પટેલ ભોજરાજ થયા. જે વિ.સ. ૧૧૦૦ની લગભગ ગ્રામ દુપાડાના પાસે તલાવડી ખેડામાં આવી વસ્યા. તેમના પુત્ર પટેલ ભીમસિંહ તથા પટેલ રેવીસિંહ હતા. પટેલ રેવીસિંહજી વિ.સં. ૧૧૫૨(ઈ.સ.૧૦૯૫)માં ઉમટ રાજ્ય નરસિંહગઢનું નિર્માણ કરી ગાદી ઉપર બેઠા. તેમના મોટાભાઈ ભીમસિંહજીના પુત્ર ભાવજી અને તેમના પુત્ર ગૈલદાસજી થયા. આ ગૈલદાસજી વિ.સ. ૧૨૧૫ અનુસાર ઈ.સ.૧૧૫૮માં ગામ દુપાડામાં આવી વસ્યા.[૨૦]

– **નરસિંહગઢની ગાદી પર બેસવાનું કારણ :**

કહેવાય છે કે વિ.સં. ૧૧૫૨(સન ૧૦૯૫)માં ઉદયપુરના મહારાણાની રાજકુમારીનાં શુભ વિવાહના અવસર પર ઘઉં વગેરે અનાજની જરૂરિયાત પડી. તે સમયે રાજસ્થાનમાં દુષ્કાળ જેવી સ્થિતિ હતી, તેથી રાજાએ માળવામાં પોતાના કર્મચારીઓને ઊંટ લઈને અનાજ લેવા માટે મોકલ્યા. જે ફરતાં ફરતાં તલાવડી ખેડા આવ્યા. અને પટેલ ભીમસિંહજી તેમના ભાઈ રેવીસિંહજીને અનાજ આપવા માટે કહ્યું, ત્યારે બન્ને ભાઈઓએ તેમને જરૂરિયાત પ્રમાણે અનાજ આપ્યું. કહેવાય છે કે, તેનું મૂલ્ય પણ એમણે ન લીધું. તેથી પ્રસન્ન થઈને રાણાએ બન્ને ભાઈઓને વિવાહમાં આમંત્રિત કર્યા. બન્ને ભાઈઓ હાથીને ઝવેરાત વગેરેથી શણગારીને ઉદયપુર લઈ ગયા. અને રાજકુમારીને તે દહેજમાં આપ્યું. આ ઘટનાથી ખુશ થઈને રાણાએ તેમને પોતાની સાથે હુક્કાપાણીમાં સામેલ થવા કહ્યું. તેથી નાના ભાઈ રેવીસિંહ સામેલ થયા ત્યારે રાણાએ તેમને કહ્યું કે જેટલાં ગામ એક દિવસમાં તમે ફરશો તે તમારી જાગીરનાં ગણાશે; તેની સાથે જ તેમનું નામ ભાટની પોથીમાં અંકિત કરાવ્યું. રેવીસિંહજી ભૈસવા કલાલીની શ્રી માતાજીનું પૂજન કરીને પછી ઘોડા પર એકાવન ગામના ઘેરામાં ફર્યા. જે તેમની જાગીરનાં થયાં. તે હાલ નરસિંહગઢ સ્ટેટ રૂપે છે. રેવીસિંહજી માર્ગ છોડીને ઉબટ ઘોડા ઉપર ચાલ્યા હતા. તેથી ઉમટ કહેવાયા. આ ઘટનાની પુષ્ટિ નાયક નટવરભાઈ લાલજીભાઈ (કડી-ગુજરાત) અને ગંગાગુરુ સુન્દરલાલ સૌરો ઘાટવાળાના પુસ્તકથી થોડા બહુ ફેરફાર સાથે થાય છે. [૨૧]

**બીજા પ્રમાણ સ્વરૂપ :-**

૧. અત્યારે પણ તલાવડી ખેડા પર ઉમટના ભેરુજીનું સ્થાન છે. જેની પૂજા વગેરે માટે નરસિંહગઢ સ્ટેટના પૂજારી ભંવરલાલ શર્માને ૨૦ રૂ.નું વેતન પ્રતિવર્ષ અપાતું રહ્યું છે.

૨. લોકવાયકા છે કે, પહેલાંના જમાનામાં જ્યારે પણ નરસિંહગઢથી ભૈરુપૂજન માટે આવતા હતા તો મોટાભાઈને સન્માન સ્વરૂપ નાનો તેમને સિરપાવ ભેટ આપતો હતો.

૩. રાજ્ય પરિવાર સાથે સંબંધ ધરાવતી વ્યક્તિ અત્યારે પણ જ્યારે જ્યારે ભૈરુપૂજન માટે આવે છે તેમનું કહેવું છે કે - આ ગામ પ્રાચીન કાળમાં અમારા પૂર્વજોનું હતું.

## દુપાડાના ગામનો વિકાસ કરનાર અને ઐતિહાસિક મહાપુરુષ પટેલ શ્રી કુંવરજી

દુપાડા ગામના સ્થાપક પટેલ ગૈલદાસજીની ૧૦મી પેઢીમાં આ ગામના ઐતિહાસિક મહાપુરુષ પટેલ કુંવરજી થયા. જેમણે આ ગામને સુવ્યવસ્થિત સ્વરૂપ આપીને તેનો ચારેય બાજુથી વિકાસ કર્યો.

કિલ્લાથી ઘેરાયેલા આ ગામની મધ્યમાં બનેલા આયતાકાર પહોળો રસ્તો, તેનું મોટું મંદિર અને તેનું ઊંચું શિખર, હવેલીઓ અને રસ્તાની બન્ને બાજુથી બનેલાં ભવનો આ ગામને આકર્ષક બનાવતા એના સ્થાપક અને વિકાસ કરનારની સુરુચિ અને કર્મઠતા પ્રગટ કરે છે.

પટેલ કુંવરજીએ ગીતાના "યોગઃ કર્મસુ કૌશલમ્" મહાવાક્યને જીવનમાં ઉતારી અનેક લોકોનાં હિતકારી અને વ્યક્તિગત નિર્માણ કામ કરાવ્યાં. જે આજે પણ તેમની કર્મઠતા તથા પરોપકારિતાને પ્રગટ કરી રહ્યાં છે.

### પટેલ કુંવરજી દ્વારા કરાયેલાં નિર્માણ કાર્ય :-

#### ૧. ગામનો કિલ્લો :-

પિંઢારાઓના આક્રમણથી સુરક્ષા માટે સં.૧૮૩૨ આજુબાજુના ગામની ચારેય બાજુ છપ્પન વીઘા જમીનને ઘેરીને પાકો વિશાળ કિલ્લો બંધાવ્યો. જેમાં ત્રણ મોટા દરવાજા અને બે બારીઓ (નાનાં દ્વાર) બનાવ્યાં. અને તે બધામાં મોટા અને મજબૂત લાકડાનાં ફાટક લગાવવામાં આવ્યાં હતાં. આ કિલ્લો અને દ્વાર હજુ પણ સુરક્ષિત છે તથા તે ગામના દુર્ગની ભવ્યતા અને સુરક્ષા પ્રદાન કરી રહ્યાં છે.

#### ૨. મંદિર :-

શ્રી પટેલ કુંવરજીએ શિલ્પકલામાં અદ્વિતીય ભવ્ય મંદિરોનું નિર્માણ કાર્ય કરાવ્યું. જે તેમની સ્થાપત્યકળાથી દર્શકોનું મન મોહી લે છે. મંદિરોના મંડળ, સ્તંભ, ગર્ભગૃહનાં ઊંચા શિખરો તથા સભામંડળના વિશાળ ઘુમ્મટની રચના બહુ જ સુંદર છે. સિંહાસન તથા ગર્ભગૃહના દ્વાર પર પથ્થરને કોતરીને બનાવેલ વેલ-બૂટા તથા ચિત્રકલાકૌશલના ઉત્તમ નમૂના છે.

વિશાળ કિલ્લાની અંદર પાંચ મંદિરો બનાવેલાં છે.

૧. શ્રી રામમંદિર

૨. શ્રી કૃષ્ણમંદિર

૩. છત્રી

૪. શ્રી શિવમંદિર

૫. શ્રી દાસ હનુમાનની દેરી.

આ મંદિરોમાંથી શ્રી રામમંદિર અને છત્રી ઉપર શિલાલેખ કોતરેલો છે. આ શિલાલેખો અનુસારઃ[૨૨]

(અ) શ્રી રામમંદિરનું નિર્માણ પટેલ કુંવરજી દ્વારા વિ.સં. ૧૮૮૯માં તે અનુસાર ઈ.સ.૧૭૯૨

કરાવ્યું હતું.

(બ) છત્રીનું નિર્માણ પોતાના ગુરુની યાદમાં વિ.સં. ૧૮૮૭માં પટેલ કુંવરજી દ્વારા કરાવાયું હતું. બધાં મંદિરો આજે પણ પૂરાં સુરક્ષિત છે જે ભૂતકાળનું ગૌરવ પ્રગટ કરી રહ્યાં છે.

**૩. હવેલીઓ :-**

તમે બે વિશાળ હવેલીઓનું નિર્માણ કરાવ્યું, જેની ભવનકળા અને કાષ્ટકળા બહુ જ સુંદર છે. જે બસો વર્ષ થવા છતાં પણ સુરક્ષિત છે.

**૪. કચેરી :-**

પટેલ કુંવરજી દ્વારા હવેલીની પાસે વિશાળ કચેરીનું નિર્માણ કરાવ્યું, જેમાં અતિથિગૃહ, ઓટલો અને ચોક હતાં. કહેવાય છે કે અપરાધીઓને દંડ આપવા માટે અહીંયાં હાથકડી હતી અને તમારા દ્વારા ન્યાય કરાતો હતો.

**૫. અન્ય (બીજાં) નિર્માણ:-**

તેમણે ઘોડાની ઘોડાર, ઘોડીવાળું ઘર અને બીજાં ભવનોની આસપાસ ગામ દુપાડામાં વાવડી, તળાવ, શાજાપુરમાં વાવડી, ઉજ્જૈન તથા કરેડીમાં વાવડી, સૌરામાં ગંગાજી પર ઘાટ અને તેની પાસે વાટિકા બનાવડાવી. આના સિવાય કેટલાંય સ્થળો ઉપર કૂવા તથા કુંડીઓનું નિર્માણકાર્ય કરાવી લોકોનાં હિતકારી કાર્ય કર્યાં હતાં.

પટેલ કુંવરજીના વૈભવ અને વિશાળ નિર્માણકાર્યને જોઈને કોઈ ઈર્ષાળુ વ્યક્તિએ રાજાને ફરિયાદ કરી, જેમાં જણાવ્યું કે તેમની પાસે આટલી સંપત્તિ ક્યાંથી આવી ? નક્કી જ તેમનો કોઈ ગુંડાટોળી સાથે સંબંધ છે. તેમની કલેક્ટર મહોદય, શાજાપુર દ્વારા તપાસ કરાવાઈ. પૂછવાથી તેમણે કલેક્ટરને નજર દોલતની વાત કરી અને પ્રમાણ સ્વરૂપે મૂત્ર ત્યાગ કરી તે સ્થળ(જગ્યા) પર ખોદાવ્યું તો ધન નીકળ્યું અને જિલ્લા કલેક્ટરે હાથ અડાડવાથી કોલસો થઈ ગયું. આથી જિલ્લા કલેક્ટરે કહ્યું; બધું જ તેમના જ ભાગ્યનું છે અને તેમને પાઘડી બંધાવી શ્રીફળ ભેટ કરી વિદાય કર્યા. [૨૩]

આ ઘટનાની સાબિતી સંબંધમાં તે વ્યક્તિ અત્યારે પણ હયાત છે. જેમણે કલેક્ટર કાર્યાલયના જૂના રેકર્ડને બાળતી વખતે પટેલ કુંવરજી સંબંધી ફાઇલ વાંચી હતી. જેમાં રજૂ થયેલ એક કથામાં છૂપાયેલ ઐતિહાસિક હકિક્તને નજરમાં લેવા જાણવાની સાથે અત્રે તે કથા યથાતથ સ્વરૂપમાં રજૂ કરેલ છે.

**રહેમ નજરના આશીર્વાદ :-**

લોકોના કહેવા મુજબ શ્રી પટેલ કુંવરજીને રહેમ નજરના આશીર્વાદ કોઈ મહાત્મા દ્વારા પ્રાપ્ત થયા હતા. કહેવાય છે કે તે જંગલમાં ગયા હતા, ત્યાં એક સાધુ આવ્યા અને તેમણે કહ્યું કે "હું બહુ

તરસ્યો છું મને પાણી પાઓ." તે જંગલમાં આજુબાજુમાં પાણી ન હતું. તે બહુ દૂર જઈને પાણી લાવ્યા અને તેમને પાણી પિવડાવ્યું અને તેમની બહુ જ સેવા કરી. આથી પ્રસન્ન થઈને મહાત્માએ તેમને આ આશીર્વાદ આપ્યા કે તું જ્યાં પણ પેશાબ કરીશ અને ધનની ઇચ્છા કરીશ તો તે જગ્યા ઉપર ખોદવાથી તને ધન પ્રાપ્ત થશે.

લોકવાયકાને સમર્થન એ વાતથી મળે છે કે પટેલ કુંવરજી દ્વારા વિ.સં. ૧૮૪૭માં છત્રીનું નિર્માણ મંદિરોના બે વર્ષ પહેલાં કરાવાયું. જેના શિલાલેખમાં અસ્પષ્ટ લખ્યું છે. [૨૪] "ભગવાન નગરજી ચેલાણી મગરજી દુપાડા ગામ પરગણા શાજાપુર." આ વાક્યો પછી બનાવવાની તિથિ અને કુંવરજી પટેલ તથા તેમના પાંચ પુત્રોનાં નામ તથા બનાવવાવાળા મિસ્ત્રીનું નામ સ્પષ્ટપણે અંકિત છે. તેથી આ સાબિત થાય છે કે પટેલ કુંવરજીએ પોતાના આશીર્વાદ દાતા ગુરુ અને તેમના ચેલાની યાદમાં છત્રીને શ્રદ્ધાપૂર્વક બનાવરાવી.

આજના આ ભૌતિકવાદી યુગમાં જ્યાં દરેક ઘટનાને વૈજ્ઞાનિક નજરથી જોવાય છે તથા તેમના આધ્યાત્મિક પક્ષની ઊંચાઈને આંબવાની ક્ષમતા આજના માનવીમાં પંગુ બની ગઈ છે, આવા વાતાવરણમાં આ ઘટનાને જે રૂપમાં લઈએ તે રૂપમાં લઇ શકાય. પરંતુ આટલું અવશ્ય છે કે આપણાં લોકો મંગળકારી કાર્યો દ્વારા લોકગીતના નાયક તથા તેમની શ્રદ્ધાના પાત્ર બની ગયાં. જે તે ગીતોના માધ્યમથી યુગો સુધી પોતાનો યશ-સૌરભથી લોકોના હૃદયને પુલકિત કરતાં રહ્યાં.

"કુંવરજીબાના રાજમાં ગામ હિલોળા લેતું હતું" આના પરથી અનુમાન થાય છે કે તેમનું મૃત્યુ અઢારમી સદીના પહેલા કે બીજા દશકામાં થયું હશે.

આ ઉપરાંત, શાજાપુર જિલ્લામાં એક મહાન સેવાભાવી થઈ ગયા. જેમણે પોતાનું સમગ્ર જીવન લોકસેવામાં પસાર કર્યું. તેમનું નામ હતું દરિયાવસિંહજી અને હવે આપણે તેમની પ્રવૃત્તિઓ વિશે જોઈએ.-

પટેલ કુંવરજીની ચોથી પેઢીમાં પટેલ દરિયાવસિંહજી થયા. તે ન્યાયપ્રિય, ત્યાગી અને સેવાભાવી પ્રવૃત્તિના મહાપુરુષ હતા. તેમણે શ્રીમદ્ ભાગવતના પર પીડા પાપ છે અને પરોપકાર પુણ્ય છે. આ મહાસૂત્રને અપનાવીને તે અનુસાર કાર્ય કર્યા. તેમણે સન ૧૯૧૦ની આસપાસ ચાલતી બળિયા, ઓરી અછબડાની બીમારી, તાવના સમયે ભયંકર ગામના લોકોની તન, મન, ધનથી સેવા કરી. તે સમયે દરિયાવસિંહજી તેમના સાથીઓ સાથે સવારથી લઈને રાત્રી સુધી બીમારોની સેવા, મરેલા લોકોના અંતિમ સંસ્કાર વગેરે કાર્યોમાં પોતાના પ્રાણની પણ પરવા કર્યા સિવાય લાગ્યા રહેતા હતા. તેમની આ લોકસેવાથી પ્રસન્ન થઈને ગ્વાલિયર નરેશ શ્રીમાન માધવરાવ સિંધિયાએ પોતાની વર્ષગાંઠના પ્રસંગે ૨૯ ઑક્ટોબર સન ૧૯૧૯માં પોતાના હસ્તાક્ષરમાં (માનપત્ર) અને પોશાક આપીને સન્માનિત કર્યા હતા. [૨૫]

દરિયાવસિંહજી પોતાના સમયમાં પંચાયત બોર્ડના સરપંચ પણ રહ્યા હતા. તેમની ન્યાયપ્રિયતા અને જ્ઞાન તથા કાર્યકુશળતાથી પ્રભાવિત થઈને મેમ્બર ફોર લૉ અને જસ્ટિસ સ્ટેટ ગ્વાલિયર દ્વારા તારીખ ૧૪ નવેમ્બર, ૧૯૨૧માં તમને પ્રમાણપત્ર પ્રદાન થયું હતું.[૨૬]

તેમને માનવતાથી પ્રેરિત થઈને જમીનદારી પૂરી થવાના આઠ-દસ વર્ષ અગાઉ પોતાની પટ્ટીના બધા જ ગણોતિયાઓને ખેડૂત હક પ્રદાન કરી, અપૂર્વ ત્યાગનો પરિચય આપ્યો.

તે જીવનભર દીન-દુઃખિયાના માટે સેવાકાર્ય કરતા રહ્યા. પટેલ કુંવરજીના પાંચ પુત્રો હતા. વર્તમાન સમયમાં તેમના વંશજ આજે પણ આ ગામમાં છે. જેમાં,

૧. પટેલ નારાયણસિંહજી અને માંગીલાલજીનો પરિવાર

૨. પટેલ શિવનારાયણજીનો પરિવાર

૩. પટેલ નિર્ભયસિંહજી, બાબુલાલજી અને ગોપાલકૃષ્ણજીનો પરિવાર

૪. પટેલ ભેરુસિંહનો પરિવાર

૫. શ્રીમતી લક્ષ્મીબાઈ સિયારામજી નાહરનાં પત્નીનો પરિવાર વગેરે મુખ્ય છે.

આ પાંચેય પરિવાર ગામના ભૂતપૂર્વ જમીનદાર હતા. જે જૂના સમયથી જ ગામનું નેતૃત્વ કરતા આવ્યા છે અને સમૃદ્ધ છે. ગામના બીજા પરિવારોમાં નિસાલજીના વંશજ ભાવસેરી અને સામા બિરમાનની શેરીવાળા તથા દમાજીના વંશજ ડોલ ખેડીવાળા અને ભાવસિંહજીના વંશજ પેજી પાંથીવાળા અને દીપાજી વંશજ ભાટોડિયા શેરીવાળા અને કુંવરજી પટેલના ભાઈ વજેસિંહજીના વંશજ પછવાડાવાળા, પટેલ કુંવરજીના પુત્ર હરચંદજીના પરિવારના સિદ્ધિ નિઘટા વાળાના પરિવાર છે. બધા પરિવાર ધીમે ધીમે ઉન્નતિ તરફ આગળ વધી રહ્યા છે.

આઝાદી પછી જ્યારે પંચાયત કાયદો લાગુ થઈને પંચાયતોનું નિર્માણ થયું તો કુંવરજી પટેલના વંશજ શ્રી નારાયણસિંહ પટેલ ગામના પહેલા સરપંચ બન્યા તથા કેન્દ્રના સરપંચને કૉ-ઑપરેટિવ બૅન્ક, શાજાપુરના ચેરમૅન વગેરે જગ્યા પર રહીને લોકોની સેવાનું કાર્ય કર્યું. તેમણે જમીન વિકાસ બૅન્ક, શાજાપુરની સ્થાપનામાં સહયોગ આપ્યો તથા ગામમાં વિવિધલક્ષી કૉ-ઑપરેટિવ સંસ્થાની સ્થાપના કરાવી. તેમણે સમાજમાં રૂઢિઓને તોડવા માટે પોતાની ટીકા નહીં કરવાની ઘોષણા કરી. તેમણે ગામની શૈક્ષણિક ઉન્નતિની તરફ સૌ પ્રથમ ધ્યાન આપ્યું તથા ઘણો જ પ્રયત્ન કરી રાજ્ય અને જળ સહયોગ દ્વારા વિશાળ વિદ્યાલય ભવન બનાવીને સન ૧૯૫૬માં માધ્યમિક વિદ્યાલય ખોલાવ્યું. પછી વર્તમાન સરપંચ શ્રી ભગતસિંહજીના પ્રયત્નથી સન ૧૯૭૯માં હાયર સેકન્ડરી વિદ્યાલયના રૂપમાં ફેરવાયું.

તે સન ૧૯૬૪થી આ ગામના સરપંચ તથા પાટીદાર ધર્મશાળા કુશળપુરા ઉજ્જૈન ટ્રસ્ટના

અધ્યક્ષ પણ રહ્યા છે. તેમના સમયમાં ગામ વિકાસનાં જે કાર્ય થયાં છે તેમાં વીજળી, ટેલિફોન, કન્યા વિદ્યાલય મુખ્ય છે.

ગામમાં બે બાળ શિક્ષણ સંસ્થાઓ ચાલે છે. આમાં -

૧. પટેલ કુંવરજીલાલ શિશુ મંદિર તથા

૨. સરદાર વલ્લભભાઈ પટેલ સરસ્વતી બાલમંદિર છે. જેમનું નેતૃત્વ પાટીદાર સમાજ અને ગામના બીજા પ્રતિષ્ઠિત વ્યક્તિઓ દ્વારા થઈ રહ્યું છે. આ પ્રકારે આ ગામ વિકાસ તરફ ધીમી ગતિએ પ્રગતિનાં ચરણોની આગળની બાજુએ વધી રહ્યું છે.

આ પ્રમાણે મધ્યપ્રદેશના વિવિધ જિલ્લાઓમાં જુદી જુદી શાખાઓ અને જુદાં જુદાં ઉપનામો તેમજ અટકો જોવા મળે છે. જેમાંથી આપણે બે જિલ્લા વિશે વિસ્તૃત માહિતી પ્રાપ્ત કરેલ છે. આમ, પાટીદાર જ્ઞાતિ સમગ્ર ભારતમાં ફેલાયેલી છે. તે જુદા જુદા રાજ્યોમાં જુદા જુદા ઉપનામોથી ઓળખાય છે. અમુક પ્રદેશોમાં તે ઊંચી જ્ઞાતિમાં સ્થાન ધરાવે છે. ગુજરાતમાં પાટીદારને ઉજળિયાત જ્ઞાતિ ગણવામાં આવે છે. એવા નિષ્કર્ષ પર આવવાનું થાય છે. જોકે વર્તમાન સમયે ઉંચ-નીચના આ ભેદ સમગ્ર સમાજમાંથી લુપ્ત થઈ રહ્યા છે ત્યારે એને ફરી ઉખાળવાને બદલે આપણે અત્રે માત્ર તત્કાલીન હકીકતોની તેજછાયાને અનુલક્ષીને આપણું શોધકાર્ય આગળ વધારવા ઇચ્છીએ છીએ.



## પાદનોંધ :

૧. ડૉ. રામસિયાસિંહ : "કૂર્મવંશી ક્ષત્રિય કીર્તિકથા" સતના (મ.પ્ર) ૧૯૯૨

૨. જુઓ ૨૬-૨૮ ડિસેમ્બર, મુજફરપુર ૧૭મું અધિવેશન ૧૯૨૯

૩. રામકૃષ્ણદાસજી, : 'કુલમી કૂલભૂષણ' ભાગ-૧, શ્રી પંચકમિટિ ઉજ્જૈન મંદિર, હનુમાનગઢી, ઉજ્જૈન. ૧૯૪૧

૪. કાર્નેજી રેસેજ ટ્રાઈબ્સ એન્ડ કાસ્ટ્રસ ઑફ અવધ. પૃ- ૪૮-૪૯

૫. વધુ વિગત માટે જુઓ શ્રી દેવીસિંહ ચૌધરી, કૃત : 'ક્ષત્ર-કુલાદર્શ' પ્રથમ આવૃત્તિ, ૧૯૧૨ લખનૌ, પૃ-૧૦૦-૧૪૦

૬. Bombay Gazzetter poona vol XVIII part-1

૭. હિસ્ટ્રી ઑફ ધી રેડ્ડી કિંગડમ, હૈદરાબાદ, ૧૯૪૦

૮. કૂર્મી હિતૈચ્છી, ૧૯૧૧, અ.ભા.કૂ. ૭ મહાસભા, રિપોર્ટ

૯. ઇમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા, હૈદરાબાદ, ૧૯૦૮

૧૦. દેસાઈ મહાદેવભાઈ, 'ધી સ્ટોરી ઑફ બારડોલી' અમદાવાદ નવજીવન ૧૯૨૯ પૃ-૭ થી ૮

૧૧. બૉમ્બે ગેઝેટિયર વૉલ્યુમ-૯, ભાગ-૧, ૧૯૧૧

૧૨. ડૉ. પટેલ મંગુભાઈનો લેખ ઉમિયાદર્શન, ૧૨ જૂન ૧૯૯૩, પ્રકાશક : જયંતિભાઈ પટેલ, અમદાવાદ

૧૩. બૉમ્બે ગર્વમેન્ટ ગેઝેટિયર ભાગ-૪, પૃ- ૩૬

૧૪. બૉમ્બે ગેઝેટિયર ભાગ-૨, પૃ-૪

૧૫. ડૉ. ચંદ્રબાળા દુદકિયા, 'કડવા પાટીદાર પરિષદોમાં સ્ત્રી પ્રશ્નો પ્રત્યેનો અભિગમ- પીએચ.ડી. શોધનિબંધ', અમદાવાદ- ૨૦૦૦

૧૬. ડૉ. દિલાવરસિંહ જયસ્વાલ, 'કુરમી જાતિ અતીત સે આજ તક', દિલ્હી, ૧૯૯૨

૧૭. ડૉ. પટેલ મંગુભાઈ, 'કુલમી ક્ષત્રિય પાટીદારનો ઈતિહાસ' ૧૯૯૧

૧૮. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના પાંચમા અધિવેશનના અધ્યક્ષ શ્રી ચેનસિંહજી પાસેથી મેળવેલી માહિતી.

૧૯. લાલજીભાઈ નાયક (કડી- ગુજરાત) અને શ્રી મધુસુદનજી નિર્ભયસિંહ નાહર અને ડૉ. રાધેશ્યામ નાહર પાસેથી મળેલી માહિતી.

૨૦. શ્રી રામસ્વરૂપ નાહર એમ.એ., સાહિત્યરત્ન અને શ્રી બાલકૃષ્ણ ચૌધરી ગામ દુપાડાવાળાએ મોકલેલી માહિતીને આધારે.

૨૧. નાયક નટવરલાલ લાલજીભાઈ (કડી- ગુજરાત) અને ગંગા ગુરુ સુન્દરલાલ સૌરોંની પોથીના આધારે.

૨૨. દુપાડા ગામના રામમંદિર અને છત્રી શિલાલેખ પર લખેલું લખાણ.

૨૩. અબ્દુલ અલી કુરેશી ગિરદાવર નજૂલ વિભાગ. શાજાપુરની હકીકત

૨૪. લોકવાયકા / લોકોક્તિ.

૨૫. શ્રીમંત મહારાજા માધવરાવ સિંધિયા ગ્વાલિયર નરેશની સનદ.

૨૬. મેમ્બર ફૉર લૉ એન્ડ જસ્ટીસ ગ્વાલિયર સ્ટેટનું સર્ટીફિકેટ



Chapter-3.

# 3. ગુજરાતના પાટીદાર જ્ઞાતિના રીત-રિવાજો

**ભા**રત તેમજ ગુજરાતના ઇતિહાસમાં ઓગણીસમો સૈકો સામાજિક પરિવર્તનની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ લેખાય છે.આર્થિક અને ઔદ્યોગિક દૃષ્ટિએ પણ આ સૈકા દરમિયાન ભારત અને ગુજરાતમાં નવાં પરિબળો શરૂ થયાં. બ્રિટિશ શાસન દ્વારા ગુજરાત એક વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતા દેશના સંપર્કમાં આવ્યું. સંપર્કની આ પ્રક્રિયા મહત્ત્વપૂર્ણ હતી. કારણ કે પંદરમાં અને સોળમા સૈકા દરમ્યાન ઈંગ્લેંડ નવજાગૃતિ અને ધર્મસુધારણાના બૌદ્ધિક અને માનવતાવાદી વિચારો દ્વારા નૂતન સાંસ્કૃતિક તબક્કામાંથી પસાર થઈ વ્યક્તિને રૂઢિગત સામાજિક અને ધાર્મિક વ્યવસ્થાનાં બંધનોમાંથી મુક્ત કરવાનો પુરુષાર્થ કર્યો હતો. પશ્ચિમની સંસ્કૃતિની ભૌતિક અને બૌદ્ધિક અસરોને લીધે ગુજરાતમાં કદાચ પહેલીવાર વ્યવસ્થિત રીતે સમાજસુધારાનો નૂતન યુગ શરૂ થયો, જેમાં કવિ નર્મદાશંકર, દુર્ગારામ મહેતાજી, મહિપતરામ રૂપરામ, કરસનદાસ મૂળજી અને નવલરામ લક્ષ્મીરામ જેવા પ્રથમ પંક્તિના ગુજરાતી સુધારકોએ સમાજમાં પ્રચલિત કુરિવાજો અને અનિષ્ટો સામે પ્રહારો કરી સમાજની પુનરચનાર્થે ઝુંબેશ શરૂ કરી. આ મહાન સુધારકોએ લૌકિક અને બુદ્ધિગમ્ય મૂલ્યોના આધારે સતીપ્રથા, પુત્રપ્રાપ્તિ માટેના ધાગાદોરા અને જંતરમંતર, કણબી પાટીદાર તથા જાડેજા જેઠવા જેવી જ્ઞાતિઓમાં થતી નવજાત બાળકીઓની હત્યા, મૃત્યુ બાદ બારમા-તેરમાના થતા ખર્ચા, મૃત્યુ બાદ રોવા-કૂટવાના રિવાજ, સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવાઓ સાથેના શારીરિક અને માનસિક જુલમો, બાળલગ્નો, તથા ધર્માચાર્યોનાં દુરાચરણો જેવા સદીઓથી ઘર કરી બેઠેલા કુરિવાજો સામે જેહાદ ચલાવી જેને પરિણામે ગુજરાતી સમાજે નવી દિશામાં ગતિ કરવા શરૂઆત કરી.

ગુજરાત એટલે માત્ર બ્રાહ્મણ-વાણિયા જેવી જ્ઞાતિઓનો જ પ્રદેશ નહીં. ગુજરાત એટલે

પાટીદારો, ભીલો, રબારીઓ તેમજ અનેક કારીગર જ્ઞાતિઓ, અસ્પૃશ્યો અને આદિવાસીઓની જ્ઞાતિઓનાં સ્ત્રી-પુરુષોથી વસવાટ પામેલો પ્રદેશ અને જયાં સુધી આપણે બ્રાહ્મણ-વાણિયાના સાંસ્કૃતિક ચોકઠામાં જ સમગ્ર ગુજરાતને જોવાનું ચાલુ રાખીએ અને કહેવાતી 'હલકી' જ્ઞાતિઓના સાંસ્કારિક રીતરિવાજોની અવગણના કરીએ ત્યાં સુધી ગુજરાતમાં સમાજસુધારણાના પ્રવાહોને તેમના વિશાળ સંદર્ભમાં સમજવાનું અને સામાજિક પરિવર્તનની પ્રક્રિયાનું મૂલ્યાંકન નિષ્પક્ષ રીતે કરવાનું કાર્ય દુષ્કર બની જાય. અંબાલાલ સાકરલાલ દેસાઈ(૧૮૪૪-૧૯૧૪) જેવા ગુજરાતના પ્રથમ પંક્તિના કેળવણીકાર અને સમાજસુધારકે તો ૧૯૧૧માં એટલી હદ સુધી કહ્યું હતું કે :

"ગુજરાતમાં તો સંસારસુધારકો વ્યવહારમાં સફળ થવાનું દ્વાર નાત સિવાય બીજુ હાલ દીસતું નથી. વળી, જ્ઞાતિબંધારણ કેવળ દૂષણરૂપ ગણવું તે અભિપ્રાય મને બરાબર લાગતો નથી. તે બંધારણ, કાળની ગતિએ કરીને અનેક કારણોથી આજની સ્થિતિએ આવ્યું છે. હાલની સ્થિતિ જોતાં, તે એકીતડાકે ઉડાડી દેવું શક્ય જ નથી. હવે આપણે ગુજરાતના પાટીદારના રીતરિવાજો જોઈએ."

ગુજરાતની કણબી જ્ઞાતિ ચાર મુખ્ય પેટાવિભાગમાં વહેંચાયેલી હતી.

૧. લેઉવા  ૨. કડવા  ૩. આંજણા  ૪. મતિયા

આંજણા અને કડવા કણબીઓ ઉત્તર ગુજરાતમાં સૌથી વધુ સંખ્યામાં કેન્દ્રિત થયા હતા, જયારે મતિયા કણબીઓ સુરત જિલ્લામાં જલાલપુર તેમજ બારડોલી તાલુકામાં વસ્યા હતા. લેઉવા પેટા વિભાગ સૌથી વધુ પ્રતિષ્ઠિત ગણાતો અને તે ચરોતરમાં વર્ચસ્વ ધરાવતો હતો. ૧૯૦૧માં પ્રસિદ્ધ થયેલા ગુજરાત ગેઝેટિયરે નોંધ કરી છે કે ૧૯મા સૈકાના અંતમાં આંજણા, કડવા, લેઉવા અને મતિયાઓની કુલ વસ્તી ૧૪,૧૦,૪૨૨ હતી, જે ગુજરાતની કુલ હિંદુ વસ્તીના ૧૪.૨૬ ટકા હતી

ગુજરાતના કણબીઓ ઊંચનીચના ક્રમમાં વહેંચાયેલા હતા. પરંતુ ૧૯મી સદીના મધ્ય ભાગ સુધીમાં કોઈપણ પેટાજ્ઞાતિ પાટીદાર તરીકે જાણીતી બની ન હતી, અને તમામ જાતો કણબી તરીકે સામાન્ય રીતે ઓળખાતી હતી. આ કણબીઓ મૂળભૂત રીતે ખેડૂતો જ હતા અને જમીન સાથે તેઓ સંકળાયેલા હતા. કણબીએ નામ જ કૃષમીઃ એટલે કે ખેતી કરનાર, તે ઉપરથી પડવાનો અભિપ્રાય ૧૯મા સૈકાના અંગ્રેજ વિદ્વાન ડૉ. જ્હોન વિલ્સને આપ્યો છે. પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી 'કુટુમ્બ' ઉપરથી તેની વ્યુત્પત્તિ તારવે છે. એ પણ શક્ય છે કે દ્રાવિડ શબ્દ 'કૂલ' જેનો અર્થ હવે મજૂર થાય છે. પણ પહેલાં ખેતી એ મજૂરી હતી તેથી તેનો અર્થ ખેડૂત થતો હતો. 'કુલ' શબ્દ સાથે અંગ્રેજી શબ્દ કુલ સરખાવો. કણબીઓ પોતે પોતાનું નામ કણ- અનાજ અને બી- બીજ ઉપરથી પડ્યાનું માને છે.

હવે આપણે કણબીઓની કેટલીક પેટા જ્ઞાતિઓનો ઈતિહાસ અને રીત-રિવાજોને સમજવા પ્રયાસ કરીશું.

**લેઉવા કણબીનો સમાજ :**

ડેવિડ પોકોક અને ડેવિડ હાર્ડિમન જેવા વિદ્વાનોએ જણાવ્યું છે તે મુજબ લગભગ ૧૯મા સૈકાની શરૂઆતથી લેઉવા કણબીઓ ફળદ્રુપ એવા ચરોતરના પટ પર પથરાયેલા હતા અને તેઓ ખેતી દ્વારા સમૃદ્ધ થઈને એક કુલીન વર્ગ તરીકે ખ્યાતિ પામ્યા હતા. જેમ જેમ બ્રિટિશ સરકાર જૂની વહીવટી અધિરચના તોડતી ગઈ તેમ તેમ તુલનાત્મક દષ્ટિએ લેઉવા કણબીઓનું વર્ચસ્વ વધતું ગયું. તેમની જ્ઞાતિમાં સ્થળ પરત્વે નીચે મુજબ જુદા જુદા જથ્થા બંધાયેલા હતા : ૧. ચરોતર ૨. કાનમ ૩. વાકળ ૪. દશકોશી ૫. રાજવરો ૬. અમદાવાદી ૭. સુરતી ૮. વડનગરી

ઉપર્યુક્ત પેટાજથ્થા કન્યા આપવા લેવાના સંબંધને લીધે પડેલા હતા અને તે ચડતા-ઊતરતા ક્રમો દ્વારા ગણાતાં, ચરોતરવાળા સૌથી વધારે કુળવાન ગણાતા. પાટીદારોમાં જેઓ કુળવાન ગણાતા તેમનાં કુલ ૫૬ ગામો હતાં. પરંતુ નીચેનાં ૧૩ ગામો સૌથી વધારે કુળવાન ગણાતાં : ૧. વસો ૨. નડિયાદ ૩. સોજિત્રા ૪. સાવલી ૫. ભાદરણ ૬. કરમસદ ૭. ધર્મજ ૮. નાર ૯.પીજ ૧૦. સુણાવ ૧૧. તારાપુર ૧૨. ઓડ ૧૩. ઉત્તરસંડા

લેઉવા પેટા જ્ઞાતિના કણબીઓ ઊંચનીચ ક્રમમાં વિભાજિત હોઈ તેઓ માનતા કે કન્યા પોતાનાથી ગમે તેટલા હલકા કુળમાંથી લાવી શકાય છે. પરંતુ કન્યા આપવાની તે પોતાનાથી ચડતા કુળમાં અગર સરખા કુળમાં આપવી જોઈએ. આ જ કારણથી ૧૩ ગામવાળા ૫૬ ગામમાં બનતાં સુધી કન્યાઓ આપતા નહિ, આ પ્રમાણે બેટી વ્યવહાર હતો અને તેનો મુખ્ય જથ્થો દશક્રોઈ, ચરોતર, કાનમ અને વાકળના પાટીદારોનો ગણાતો. આ જ કારણથી એક કહેવત પણ પ્રચલિત બની હતી કે, નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં, જોકે બધા જ પાટીદાર અંદરો અંદર રોટીબેટી વ્યવહાર રાખતા. લેઉવા પાટીદાર જો કડવા કણબીની કન્યા લાવે અથવા નાતરાં કરનાર કણબીની કન્યા લાવે તોપણ જ્ઞાતિથી વિરોધ થઈ શકતો નહીં. ફક્ત તેના કુળને નીચું ગણી બીજાં સારાં કુટુંબો તેને કન્યા આપવા-લેવાનો વ્યવહાર ત્યજતા. આવી કન્યા લાવનારને તેના નજીકના જથ્થાવાળા 'કુટુંબવાળા' ન્યાત બહાર કાઢતા, પરંતુ તે પોતાના જથ્થા કે થડિયાની આબરૂ સાચવવા પૂરતું જ. એવી પણ સમજ આ જ્ઞાતિના લોકોમાં છે કે જયાં એકડાના ગોળ બંધાયા હોય ત્યાં બહારગામથી કન્યા લેવામાં આવતી નથી અને જયાં ગોળ બંધાયો ન હોય ત્યાં લેઉવાની ન્યાતની કન્યા ગમે ત્યાંથી લાવવામાં આવે તો તેનો વાંધો લેવામાં આવતો નથી.

**લેઉવા પાટીદારોનો લગ્ન ગોળ :**

ગોળ એટલે ચરોતરના લેઉવા પાટીદારોમાં અગાઉ એકડા તરીકે ઓળખાતાં લગ્ન સંબંધો

બાંધવા માટેના નિશ્ચિત ગામોના જુથ ગોળનાં ગામોમાં જ. લગ્નસંબધો બાંધવા તેવો નિયમ છે. અને ઘણું ખરું પાલન પણ થાય છે. ચરોતરના પાટીદારોના લગભગ બધા જ ગોળમાં લગ્નપ્રસંગે દીકરીના બાપને વત્તાઓછા ખર્ચ થાય છે. પરઠણની રકમ આપવી, સોનાનાં ઘરેણાં કરાવવાં, અમુક જોડ કપડાં આપવાં વગેરેમાં ઠીક ઠીક ખર્ચ થાય છે. આવું ખર્ચ વધુ કરી શકે અને સામા પક્ષે આવું જ વધુ મેળવી શકે તે પ્રતિષ્ઠિત ગણાય છે. ગોળ બાંધ્યો હોવાના કારણે લગ્નસાથીદાર મેળવવાનું ક્ષેત્ર મર્યાદિત ગણાય છે. ગોળ બાંધ્યો હોવાના કારણે લગ્નપ્રસંગે પરઠણ જેવા કુરિવાજોને પોષણ મળ્યું છે તેવું સામાન્ય નજરે જણાય. ગોળપ્રથા નાબૂદ થાય તો ખર્ચાળ લગ્નો ન થાય તેવું સામાન્ય અનુમાન પણ થઈ શકે. ગોળની કામગીરી લગ્નસંબંધો બાંધવાની અનુકૂળતા પૂરી પાડવામાં તથા લગ્નોના ખર્ચાળ રિવાજો દૂર કરવામાં ઉપયોગી હતી.

**<u>જ્ઞાતિના અનેક વિભાગ :</u>**

જ્ઞાતિના અનેક વિભાગ એના સંબંધમાં જુદા જુદા મતાંતરો પ્રવર્તે છે. જ્ઞાતિ એ મુખ્ય સંજ્ઞા ગણીને 'કડવા' અને 'લેઉવા' એ વિભાગ ગણવામાં આવે છે. તેમાં કડવા પાટીદાર અને લેઉવા પાટીદાર તેમજ કડવા કણબી અને લેઉવા કણબી એવા વિભાગો હતા. કણબીના વિભાગમાં ઉપર જણાવ્યા મુજબ આંજણા પણ આવે છે પણ સ્થળ પરત્વે ચરોતરિયા, અમદાવાદી, પાટણવાડિયા, વડોદરિયા, નાગરવાડિયા, ધંધા પરત્વે દાળિયા વગેરે ધર્મ પરત્વે ઉદા. આચારવિચારને લીધે આંજણા બાયડ પણ ગણાતા.

પાટીદાર જ્ઞાતિમાં વિભાગો પાડવા માટે અનેક કારણો જવાબદાર હતાં. જેમ કે કન્યા નહિ મળતાં તેમણે અંદરઅંદર એકઠા કરી ગોળ બાંધ્યા એટલે વિભાગ પડ્યા. સ્થિતિ, રીતરિવાજ, લાયકાત, આચારવિચાર, ધર્મ, ધંધા, સ્થળ, કુટુંબ અને પક્ષપાત તેમજ મિથ્યાભિમાનથી એકડા અને વિભાગો પેદા થયા. લેઉવા અને કડવા પાટીદારમાં અરસપરસ કન્યા વ્યવહાર ન હતો. કડવા પાટીદારના લગ્ન દશથી બાર વર્ષે આવતાં અને તેમનામાં નાતરાં થતાં. માટે લેઉવા પાટીદાર તેમનાથી જુદા પડતા. લેઉવામાં નાતરાં કરનાર કણબી કહેવાતો. તેમના કરતાં નાતરું નહીં કરનાર તે પાટીદારને તે ઊંચા ગણતા. પાટીદાર અને કણબી વચ્ચે કન્યા વ્યવહાર છૂટથી ચાલતો ન હતો. પણ પાટીદાર કણબીની કન્યા લઈ શકતો પરંતુ પોતાની કન્યા કણબીને આપી શકતો નહિ. આ જ્ઞાતિના તમામ જથ્થા એકઠા કરવા ખેડા જિલ્લાના માજી કલેક્ટર મે. શેફર્ડ અને નડિયાદના દેસાઈએ પ્રયત્ન કર્યો હતો.

**<u>રોટી વ્યવહાર :</u>**

લેઉવા કણબી અંદર અંદર રોટી વ્યવહાર ગમે તે ગામે હોય કે જાય ત્યાં હતો. કડવા કણબીની સાથે પણ તેમને રોટી વ્યવહાર હતો. માત્ર ઉદા કણબી, આંજણા કણબી અને બાયડ લેઉવા કણબી

સાથે તેઓ રોટી વ્યવહાર રાખતા નહિ.

પાટીદાર જ્ઞાતિમાં આ બરાબર નથી એવું કેટલાક વિદ્વાનો જણાવે છે. પરંતુ એકડાનો વહીવટ હતો તે હકીકત પુરવાર થાય છે. મોટા જથ્થાઓમાં આ વહીવટ ન હતો પણ નાનાં ગામોમાં આ વહીવટ ચાલતો હતો. દા.ત. દશકોશીનાં અમુક ગામોએ એકડો કર્યો હતો. ચરોતરમાં કન્યા ન આપવી. સારા ગણાતા જથ્થાની કનડગત વધી પડે કે ખર્ચમાં ન પહોંચાય અગર કન્યાની તાણ પડે ત્યારે એકડાનો જન્મ થતો હતો. કન્યાની અછત ન પડે અને ખર્ચ ઓછા થાય એ કારણને લીધે એકડા કરવાની તરફનું વલણ વધ્યું હતું. એકડા અને ચોખલા કરવાથી કેટલાક લાભ થતા, જેવા કે

૧. બીજા જથ્થામાં કન્યા જાય નહીં ને તેથી કન્યાની છત થાય.

૨. કન્યાની છત થવાથી ગરીબ માણસને કન્યા મળી શકે.

૩. ઓછા ખર્ચે જેને તેને કન્યા મળે

૪. એકંદરે ખર્ચ ઓછો થાય

૫. કન્યાઓ સુખી થશે એમ ધારવામાં આવતું હતું. તેનો મોટો ગેરફાયદો એ હતો કે પસંદગીને કોઈ અવકાશ રહેતો નહિ તેમજ નાનો સમૂહ થવાથી સાંસારિક સ્થિતિના સંબંધમાં ગેરફાયદો થતો એટલે એકડા અને ચોખલાના રિવાજમાં ફાયદા કરતાં ગેરફાયદા વધારે દેખાયા એટલે લોકો તે તોડવા લાગ્યા.

બ્રાહ્મણ અને વાણિયાની જેમ પાટીદાર જ્ઞાતિનાં દશા વીશાનો ભેદ જોવા મળતો નથી. પાટીદાર જ્ઞાતિમાં જનોઈ પહેરવાનો રિવાજ શરૂઆતમાં ન હતો પણ પાછળથી દાખલ થયો તેમ લાગે છે. પણ તે વ્યક્તિગત હતો. છોકરાને મુંડન બે પ્રકારથી કરવામાં આવતાં. ઘર આગળ મુંડન કરાવવું અથવા બાધા રાખી હોય તે સ્થળે કરાવવાનું હતું. નિશાળ ગયણાવો રિવાજ હતો. બાળક ગામઠી શાળામાં ભણવા જાય ત્યારે પાટલાપૂજા કરવાનો અને મહેતાજીને દક્ષિણાનો રૂ. ૧ આપવાનો ચાલ હતો. નિશાળિયાઓને ધાણી, પતાસાં, વતરણાં વગેરે વહેંચવાનો રિવાજ હતો. કેટલાક મહેતાજીને પાઘડી પણ આપતા.

<u>**પ્રસંગોપાત્ત થતા ખર્ચાઓ :**</u>

પાટીદાર જ્ઞાતિમાં કુળ જોવાનો રિવાજ હતો. કુટુંબ, બાપનું મોસાળ, માનું મોસાળ, તેનું પોતાનું મોસાળ અને છોકરાના કુટુંબવાળા કેવા લોકો સાથે કન્યાનો સંબંધ ધરાવે છે તે જોવામાં આવતું. લેઉવા પાટીદારમાં વિધવાઓ પુનઃવિવાહ અગર નાતરાં કરી શકતી નહિ. લેઉવા કણબી અને કડવાની ન્યાતમાં વિધવાઓ નાતરાં કરી શકતી એટલું જ નહીં પણ છતે ધણીએ છેડો ફાડી આપવાનો એમનામાં રિવાજ હતો. આમ હોવાથી લેઉવા કણબી અને કણબીની ન્યાત કરતાં લેઉવા પાટીદારની જ્ઞાતિ ઊંચી

તથા કુલીન ગણાતી અને તેથી તે ન્યાતો સાથે તેઓ રોટી વ્યવહાર કદી કરતા નહીં.

લગ્ન વખતે વરોઠી થતી. લગ્નના દિવસે કે આગલા દિવસે પોતાના સંબંધીઓને જમાડવામાં આવતા તેને વરોઠી કહેતા. લગ્નના અવસર ઉપર નોતરાં જમાડવાનો રિવાજ હતો. જાનને વિદાય કર્યા પછી એક દિવસ વધારે રાખી જમાડવામાં આવતી તેને નોતરજમાડી કહેવાતી. પાટીદારમાં વરઘોડા, કસુંબો પાવાનો રિવાજ હતો.

લેઉવા પાટીદારમાં કન્યાપક્ષ તરફથી વરને પહેરામણી આપવાનો રિવાજ હતો. ૧૦ રૂપિયાથી માંડી ૪૦૦૦ રૂપિયા સુધીનો હતો.

**જાન :**

લેઉવા પાટીદારની જ્ઞાતિમાં જાન લઈ જવાનો રિવાજ હતો. જાન લઈ જવાનો ખર્ચ વર પક્ષવાળાઓએ કરવો પડતો. જાનવાસ માટે ગામમાં સગવડવાળું ઘર અથવા ધર્મશાળામાં વ્યવસ્થા થતી. જાનવાળાને જમાડવામાં આવતા હતા. આ જમણને હાજરી કહેવામાં આવતી.

આ ઉપરાંત જાનના બળદ, ઘોડાઓ માટે ઘાસ-ચંદી અને મસાલ માટે તેલ વગેરે આપવું, તેમ પહેલે દિવસે જાનૈયાના બળદને ઘી પાવું પડે અને જતી વખતે ગાડીવાનને શેર શેર મીઠાઈ આપવામાં આવતી.

જાનમાં એકલા પુરુષો જતા. કોઈપણ સ્ત્રીને સાથે જાનમાં લઈ જવાનો રિવાજ ન હતો. અગાઉ ગુલામડીઓ જાનમાં લઈ જતાં અને તેમની પાસે બીભત્સ ફટાણાં ગવડાવતાં હતાં. લગ્ન પ્રસંગે ઉપર ઘરનાં માણસોને માટે દરદાગીનાનો ખર્ચ કરવામાં આવતો. તે નાણાકીય સ્થિતિ તથા કુટુંબના મુખ્ય પુરુષના વિચાર તથા મરજી ઉપર રહેતો. કન્યાના બાપે કપડાં અને દરદાગીના કરવાનાં રહેતાં. સમાન કુળવાળાની અંદર પહેલા આણાનો ખર્ચ (કરિયાવર) દીકરીના બાપને કરવો પડતો. લગ્ન બાબતના ખર્ચ ખરેખર વધુ અને હદ ઉપરાંતના હતા, પણ રૂઢિના લોકો ગુલામ બન્યા હતા, તેથી લાચાર હતા. આ ખર્ચ કન્યાનો બાપ કાંઈ ઉત્સાહથી કરતો ન હતો, પણ વરના બાપ તરફથી બહુ જ દબાણ થતું એટલું જ નહિ પણ તેની મરજી મુજબ ખર્ચ કરે નહીં તો તે દીકરીને સાસરે તેડે નહીં, ને તેડે તો પછી પિયર આવવા દેતા નહીં, વગેરે પ્રકારનું દુઃખ દઈ દીકરીઓને કનડગત કરતા. તેના બાપને પણ કનડતા. આવા જંગલી રિવાજને લીધે પાટીદારો મહેનત કરતા છતાં નિર્ધન રહ્યા. આને કારણે જ દૂધ પીતી ચાલ જન્મ્યો હતો. તે કુરિવાજની નાબૂદી સામે બેચરદાસે ઝુંબેશ આદરી અને તેની નાબૂદી માટે પુત્રીરક્ષક કાયદો કરાવ્યો. લેઉવા પાટીદારોમાં જ્ઞાતિભોજન એટલે રસ્તામાં જમવા બેસવાનો ચાલ હતો. ઘણું કરીને બારમું, વરસી તથા લગ્ને પ્રસંગે ભોજન રસ્તા પર બેસી લેતા હતા.[1]

**કન્યાવિક્રય :**

લેઉવા કણબી પાટીદાર કોમમાં કન્યાવિક્રયસંબંધી એકસરખો રિવાજ ન હતો. કન્યા અછતને કારણે આ રિવાજ શરૂ થયો હશે. કેટલાક કન્યાવિક્રય કરનારા હતા ને કેટલાક તે નહીં કરનાર પણ હતા. આ રિવાજ આવકાર્ય ગણાતો નહીં. તેના પર પ્રતિબંધ માટેની માંગણીઓ થતી હતી. સાધારણ રીતે ૧૨ વર્ષની ઉંમર સુધીમાં કન્યાઓ પરણાવી દેવામાં આવતી. કન્યાવિક્રય કરનારા લોકો વધારે રકમ લેવાની ખાતર કન્યાને મોટી ઉંમર સુધી વગર પરણાવેલી રાખતા. લોકોની આ રિવાજ બંધ કરવાની આંતરિક ઇચ્છા હતી પરંતુ કેટલાક ચાલતા આવેલા રિવાજ અને કુટુંબના માણસોની અડચણને લીધે છોડતા નથી અને કેટલાક ધનના લોભથી છોડતા નહીં.[૨]

**સાટાંતેખડાં :**

આ જ્ઞાતિમાં આ રિવાજ હતો, પણ તે હલકાં કુટુંબોમાં હતો તેવી માન્યતા પ્રવર્તતી હતી. કુળવાન ગણાતાં કુટુંબો અને સારા ગામના પાટીદારોમાં આ રિવાજ ન હતો. જ્યાં કન્યાવિક્રય હોય ત્યાં આ રિવાજ જોવા મળતો હતો. સાટાં-તેખડાં કરવાનો રિવાજ દાખલ થવાનું કારણ કન્યાવિક્રય હતું. એટલે જ્યાં પોતાની કન્યા પૈસા લીધા વિના આપતાં નહીં ત્યાં વરવાળા ગરીબ સ્થિતિના હોય તો પૈસા આપી શકે નહીં, તેથી અને પોતે કન્યાવિક્રય કરતા ન હોય એટલે પોતાની કન્યા બદલી, પૈસા મેળવી, તે પોતાના છોકરા માટે કન્યા લાવવામાં આવે તેવું ન હોવાથી તેમને કન્યા મળી શકતી નહીં. આવી સ્થિતિમાં જો તેમના પોતાના કુટુંબમાં કન્યા હોય તો પૈસાને બદલે તે આપવાનું ઠરાવી પોતાના કુટુંબના છોકરા માટે કન્યા લાવતા. આ સાટાંતેખડાંના રિવાજથી છોકરા મોટા થઈ જાય છતાં કન્યા ન મળે, સાટાંતેખડાં કરવાથી એકબીજાને ત્યાં કન્યાને દુઃખ પડે વગેરે અડચણો આવતી.

પાટીદાર જ્ઞાતિમાં જ્યાં કન્યાવિક્રય કે સાટાંતેખડાં ચાલ ન હતો ત્યાં કન્યા લખી આપવાનો રિવાજ પણ ન હતો, પણ જે લોકો ગરજવાન હતા તે કન્યાવિક્રય પ્રચારમાં હોવાથી રોકડ રૂપિયા આપવા જેમની શક્તિ નહોતી, તેમજ સાટાંતેખડાં કરવા જેમના કુટુંબમાં કન્યા ન હતી તેવા માણસો કન્યા લખી આપતા. આ કારણથી અનેક ઝઘડાઓ ઊભા થતા, તેના નિકાલ પંચાતિયા કે પંચ લાવતું. કુટુંબમાં વેરઝેર વધતાં. કજોડા તરફ સુધરેલા લોકો અણગમો બતાવતા થયા હતા.

**કજોડાં :**

કુળ જોવાના કારણે આ જ્ઞાતિમાં કન્યાઓને તેમનાથી વધુ ઉંમરના વર સાથે પરણાવવામાં આવતી. સારા કુળનો વર કે કન્યા મેળવવાના લોભમાં ઉંમર જોવાતી નહીં. પહેરામણીને લીધે પણ કજોડાં થતાં. વર નાનો હોય તેની યોગ્ય ઉંમર થયા પછી કન્યાને વળાવવામાં આવતી હતી. આમ નાની ઉંમરની કન્યા સાથે મોટી ઉંમરના વરને પરણાવાતો તે પણ કજોડું ગણાતું. [૩]

**બહુલગ્ન પ્રથા :**

પુરુષને એક સ્ત્રી હયાત હોવા છતાં તેને કુળને કારણે બીજી કન્યા આ ન્યાતના લોકો આપતા હતા. કુળવાન પોતાને મરજી પડે તેટલી સ્ત્રીઓ રાખી શકતો. ૩થી ૭ સ્ત્રીઓ કરેલાના દાખલા મળી આવ્યા છે. ૧૮૮૮ની ૯મી ફેબ્રુઆરીએ ડાકોર મુકામે પાટીદાર જ્ઞાતિના આ અંગે ઠરાવો થયેલા છે. પુરુષ બીજી સ્ત્રી ક્યારે લાવી શકે તેની બાબત અને ભરણપોષણની બાબતની છણાવટ કરી હતી.

બધી પરણેલી સ્ત્રીઓને ઘણુંખરું પોતાના જ ઘરમાં રાખે છે. સ્ત્રીનો આગ્રહ કે કુસંપ હોય તો તેને જુદી રહેવા ગોઠવણ કરી આપી ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપવામાં આવતો. ક્યારેક સ્ત્રીને પતિ સાથે અણબનાવ હોય તો તે ભરણપોષણ માગતી નહીં અને પિયર જઈને રહેતી અથવા પિયરથી આવતી આવક દ્વારા પોતાનું ગુજરાન ચલાવતી. પુરુષની મરજી પ્રમાણે સ્ત્રીઓએ ચાલવું પડતું. તેના નિર્વાહ માટે તેનો વર પોતાની આબરૂ સાચવવા ખાતર સ્ત્રીને રોકડ રકમ અને થોડું અનાજ અને લૂગડાં આપતો. કેળવણીનો પ્રચાર થતાં આર્થિક મુશ્કેલીઓ પેદા થતાં તેના ગેરફાયદા દેખાતાં. આ ચાલ અદૃશ્ય થવા લાગ્યો.

**<u>સીમંત-મામેરું :</u>**

પાટીદાર જ્ઞાતિમાં સીમંત વખતે જ્ઞાતિભોજન આપવાનો રિવાજ ન હતો પણ દેખાદેખીથી બધા જ કરતા. પૈસાવાળો ન કરે તો તેની ટીકા થતી. ડાકોરની સભામાં આ અંગે પણ ઠરાવો થયા હતા. ખોળા વિશે ખોળો ભરતી વખતે જે ખરચ કન્યા તરફથી લેવામાં આવતું તે બિલકુલ બંધ કર્યું છે. માટે કશું લેવું નહીં. વધામણિયા વિશે પ્રથમ આવે તે માણસને રૂ. ૧ વર તરફનાએ આપવો. ત્યાર પછી પગલાં લઈને આવે તે વખતે રૂ. ૨ રોકડા આપવા.

નવા જન્મેલા બાળકને પહેલવહેલું રમાડવા જાય ત્યારે રૂ. ૧થી રૂ. ૨ સુધી અપાતા. વડોદરા જેવા વિભાગમાં પહેલવહેલો છોકરો જન્મ્યો તેની વધાઈની ખબર જે માણસ તે છોકરીને સાસરે આપવા જાય તેને કંસાર-ઘી જમાડી પાઘડી કે પાંચ-દસ રૂપિયા આપતા. ફોઈને નામ પાડવાના રૂ. ૧થી રૂ.૫૧ સુધી કે દાગીનો આપવામાં આવતો હતો. દીકરીને પહેલા છોકરા વખતે સાસરે વળાવવાની ક્રિયાને જિયાણું કહેવામાં આવતું. તે વખતે દીકરીને લૂગડાં અને જણસો તથા બાળકને લૂગડાં અને જણસો કરાવવી પડતી. સીમંત વખતે નણંદ તરફથી રાખડી આપવામાં આવે તો વહુ જ્યારે બાળક લઈને સાસરે જાય ત્યારે તે રકમમાં ઉમેરો કરી નણંદને રાખડી પાછી આપવાની રહેતી. સીમંતના મોસાળાનો રિવાજ પાટીદાર જ્ઞાતિમાં ન હતો.

**<u>વૈધવ્ય અને વિધવાવિવાહ :</u>**

પાટીદાર જ્ઞાતિમાં ધણી ગુજરી જાય ત્યારે સ્ત્રીના કેશ ઉતરાવવામાં આવતા. જેનામાં નાતરાં કરવાની છૂટ હતી તેમનામાં સ્ત્રીની નાતરું કરવાની ઇચ્છા હોય તો તે સ્ત્રી ઘણે ભાગે કેશ ઉતરાવતી

નહીં. કેશ ઉતરાવવાનો રિવાજ હતો તે દશમાને દિવસે ઉતરાવવામાં આવતા પણ જો સ્ત્રીની ઉંમર ૧૨ કે ૧૫ વર્ષની થાય પછી કોઈ તીર્થસ્થળે લઈ જઈ, તેના વાળ ઉતરાવવામાં આવતા હતા. કોઈના કેશ ઉતરાવવામાં ન આવે તો તે સ્ત્રીની તથા તેનાં મા બાપની જ્ઞાતિમાં અપકીર્તર્તિ અને નિંદા થતી તેમજ કુટુંબીઓ ઠપકો દેતા. તેમ છતાં ન માને તો જબરાઈથી તેનાં વાળ ઉતરાવવામાં આવતા. કોઈક સ્થળે આવે પ્રસંગે તેને ન્યાત બહાર મૂકવામાં આવે તેવું પણ બનતું હતું. પુનર્વિવાહ જ્યાં સુધી દાખલ થયો નથી, ત્યાં સુધી સ્ત્રીએ ધણીના મરણ પામ્યા પછી વાળ ઉતરાવવા, કપડાંમાં ફેરફાર કરવો, ઘરેણાં પહેરવાં નહીં, ચાંલ્લો નહીં કરવો, આ રિવાજમાં ગૂઢ અર્થ સમાયેલો તેઓ માનતા હતા. આ એક રૂઢિ બની ગઈ હતી. [૪]

**<u>પડદાનો કે લાજ કાઢવાનો રિવાજ :</u>**

આ જ્ઞાતિમાં પડદાનો રિવાજ હતો. પડદો પોતાના ધણીથી મોટી ઉંમરના સાસરાના સગા હોય, તેમના તથા વૃદ્ધ ઉંમરના પરપુરષોથી કે બીજી જ્ઞાતિના સભ્ય ગૃહસ્થોથી રાખવામાં આવતો હતો. પડદાનું વિશેષ પ્રમાણ કુળવાન કુટુમ્બોમાં હતું. સ્ત્રીઓનો માનમરતબો અને મર્યાદા જાળવવાના હેતુસર આ પ્રથા શરૂ થઈ હશે અને પુરુષોએ તેને સ્વીકારી લીધી હશે. આ રિવાજ વિરુદ્ધ વર્તન કરનારને ન્યાત દંડ કરતું અને તેના કુળને હલકું ગણવામાં આવતું. કેટલાક સ્ત્રીઓ પર દોષ મૂકતા કે આ રિવાજ બંધ કરવાની તેમનામાં હિંમત ન હતી. [૫]

**<u>મરણોત્તર રિવાજો :</u>**

પાટીદાર જ્ઞાતિમાં રડવા-કૂટવાનો રિવાજ, શબ લઈ જાય તે વખતે પ્રથમ નજીકના ચકલા સુધી સ્ત્રીઓ શબની પાછળ રડતી-કૂટતી જતી હતી. ત્યાંથી પાછી ફરી મરનારના ઘરમાં કૂટતી, પાછી રડતી રડતી તળાવ પર જતી અને ત્યાંથી નાહીને રડતી રડતી મરનારને ઘેર આવતી ને રસ્તામાં જ્યાં બે અથવા વધારે રસ્તા મળતા હોય તે ઠેકાણે ઊભી રહી કૂટતી હતી. મરણના દિવસ પછી સાધારણ રીતે બાર દિવસ સુધી રડવા-કૂટવાનો રિવાજ હતો. જુવાન મરણ પાછળ સ્ત્રી રાંડી હોય તો ૬ થી ૧૨ માસ સુધી અને ઘરડા પાછળ ૧૫ દિવસથી એક માસ સુધી રડવા-કૂટવાનું ચાલતું. મરણ થાય કે તરત જ ખબર આપવા માટે લખવામાં આવતી તેને 'સ્નાન ચિઠ્ઠી' કહેતા હતા. આ ચિઠ્ઠી જેનું મરણ થયું હોય તેના સસરા તથા મોસાળમાં તેમજ તેને સ્નાન પહોંચતું હોય તેવાં સગાં તરફ મોકલવામાં આવતી. મરણ સંબંધી આ જ્ઞાતિમાં શોક પાળવાનો રિવાજ જુદો જુદો હતો. કુંવારા બાળક પાછળ સાધારણ રીતે શોક પાળવાની રીત ન હતી. એકનું એક છોકરું મરી જાય તો શોક પાળતા. સ્ત્રીઓ મરી જાય તો શોક પાળવાનો રિવાજ ન હતો, માત્ર પુરુષના મરણનો શોક પાળવામાં આવતો. શોક કપડાં દ્વારા પ્રગટ કરવામાં આવતો. ખોરાક પણ હલકો લેવામાં આવતો અને 'રાંડનાર' સ્ત્રી બાર માસ સુધી

ઘરમાં ખૂણે રહેતી. રાંડેલી સ્ત્રી પોતાના પિયર જઈ શોક મૂકી આવતી. તેલ ઘાલ્યા બાદ શોક મુકાયો ગણાતો. વાળંદણ તેલનો પ્યાલો લઈ ફરતી અને તમામ ભેગી થયેલ સ્ત્રીઓનાં માથામાં બબ્બે આંગળીઓ તેલ ઘાલતી. 'તેલઘાલું' એટલે તમામ પ્રકારનો શોક બંધ થતો. અંતકાળની વિધિમાં શરીર પરથી કીમતી દાગીના કાઢી નાંખવામાં આવતા અને શરીરને ગાયનાં મળમૂત્રથી કરેલા ચોકા પર સુવાડવામાં આવતું. શબને ઠાઠડીમાં લઈ જવામાં આવતું અને મડદાને ઉપાડનાર ડાઘુઓ "રામ બોલો ભાઈ રામ." "રામ કહો ભાઈ રામ" વગેરે પ્રકારના શબ્દોચ્ચાર કરતા. પાટીદાર જ્ઞાતિમાં બેસણું દસ દિવસ સુધી કે બાર દિવસ સુધી રાખવામાં આવતું.

મરણ બાદ જ્ઞાતિભોજન અને બીજા ખર્ચ કરવા પડતા; જેમ કે નાનાં બાળક કે કુંવારા મરી જાય ત્યારે 'કુંવારડા' અથવા 'ચોથિયું' કરવામાં આવતું. તેનો ખર્ચ વધારે થતો. વૃદ્ધની કાણે આવનારને શીરોપુરી, દૂધ, અથાણાની તજવીજ કરવી પડતી. વળી, તેમને પાટલીઓ પણ આપવી પડતી. જુવાન કાણ હોય તો કાણાભાગીને તુરત જ ગામમાંથી નીકળી જતા અને સવડ પડ્યો પોતાની સાથે લાવેલાં ઢેબરાં અને પુરી ખાતાં.

સગર્ભા સ્ત્રીનું મરણ થયું હોય તો ઉપર પ્રમાણેની બીજી વિધિ થતી, પણ અગ્નિસંસ્કાર દેતી વખતે તેની કૂખ ફાડી ગર્ભ બહાર કાઢી તે જુદો દાટવામાં આવતો હતો. કેટલીક જગ્યાએ ભાગોળે બાંધેલા નાળિયેર છૂટાં પાડી ફોડવામાં આવતાં. [૬]

**બાધા-આખડીની માન્યતા :**

પાટીદાર જ્ઞાતિમાં બાધા-આખડી રાખતા. પુત્ર થવા માટે, છોકરાં ન જીવતાં હોય તો તેને માટે, વિવાહ માટે, માંદગીમાંથી સાજા થવા માટે, છોકરાના રોગો મટે તે માટે, છોકરાના પ્રથમ વાળ લેવા માટે, વગેરે હેતુથી બાધા-આખડી રાખવામાં આવતી. પાટીદારો ખાસ કરીને શ્રી અંબાજી, બહુચરાજી વગેરેને માનતા. શ્રી રણછોડજી, મહાદેવ, બળિયાકાકા, હનુમાન, ભૈરવ, નર્મદાનદી, ઓરસંગ વગેરેની બાધા રાખતા હતા. પાટીદારો જાગ વાવવાની બાધા રાખતા હતા. તેમાં જે ઘરમાં છોકરાં જીવતાં ન હોય, જયારે તે જીવે ને પરણે તો પરણતી વખતે માતાના જાગ વાવીશું, એમ બાધા રાખતા. લગ્નતિથિ અગાઉ સાત દિવસ પહેલાં ઘરમાં જાગના જવારા વાવી તેની સ્થાપના કરતા ને રોજ સાંજે સગાંને જમાડતાં. પાટીદાર જ્ઞાતિમાં ભૂવાની મદદ લેવામાં આવતી, દોરા ધાગા, દાણા જોવડાવવા, મૂઠ મારવી વગેરે પ્રકારના ઇલાજો વહેમી લોકો કરતા હતા. મૂઠ મારવાથી શત્રુ મરી જાય છે તેવું માનવામાં આવતું. આ કામમાં ખત્રી લોકો ને વાઘરી લોકો કુશળ કહેવાતા. લેઉવા પાટીદારો પહેલાંના હથિયારધારી પણ હતા. આજે પણ ઘણાં પહેલાંનાં ઘરમાં તલવાર, મૂઠ, ભાલો, બખ્તર અને ઢાલ સચવાયેલાં જોવા મળે છે. આ પણ બતાવે છે કે તેઓ ક્ષત્રિયો હતા. જ્ઞાતિના રિવાજોમાં પરિવર્તન લાવવા માટે લેઉવા પટેલનાં

પુરુષ અને સ્ત્રીઓનાં અધિવેશનો મળેલા. મિ. શેફેર્ડ ડાકોરમાં મોટી પરિષદ ભરી હતી.[૭]

ગુજરાતની કણબી જ્ઞાતિ ચાર પેટા જ્ઞાતિમાં વહેંચાયેલી હતી. તેમાંથી લેઉવા પાટીદાર જ્ઞાતિના રીત-રિવાજો વિશે મેં ઉપર ઉલ્લેખ કર્યો છે અને હવે આંજણા જ્ઞાતિના રીત-રિવાજો વિશે ઉલ્લેખ કરું છું. આંજણા પાટીદાર ઉત્તર ગુજરાતમાં સૌથી વધુ સંખ્યામાં કેન્દ્રિત થયા હતા.

**<u>આંજણા કણબી :</u>**

૧૮૯૧ની વસ્તીગણતરી મુજબ ગુજરાતમાં આંજણા પટેલની વસ્તી ૩૧,૪૮૮ હતી. તેઓ ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં વસતા. રાજપૂતોની જેમ તેમનાં નામ પાછળ 'સિંહ' લગાડાતું, જેમ કે રાજસિંહ, દાનસિંહ, હરિસિંહ. ગેઝેટિયર જણાવે છે કે 'આંજણાઓ કણબી કરતાં પણ રાજપૂતોને વધારે મળતા આવતા. તેઓ ગુજરાતી બોલતા અને ઝૂંપડામાં રહેતા. બીજા કણબીઓ માંસ ખાતા નહીં, જ્યારે આંજણા કણબી અનાજ ઉપરાંત ઘેટાં-બકરાંનું માંસ ખાતા. તેઓ દારૂ તાડીનું સેવન પણ કરતા અને રાજપૂતોની જેમ પાઘડી પહેરતા. રોજબરોજના વ્યવહારમાં સફેદ પાઘડી પહેરતા અને લગ્નના અવસર વખતે લાલ પાઘડી પહેરતા. આંજણા કણબીઓનો પોષાક લેઉવા કણબીઓને મળતો આવતો. આંજણા કણબીઓ પોતાના કામમાં રોકાયેલા રહેતા. તેમને તે કામમાં સ્ત્રી અને બાળકો મદદ કરતાં. ઉદ્યમની બાબતમાં તેમનું સ્થાન મધ્યમ કક્ષાનું ગણાતું, એટલે કે રાજપૂતો કરતાં તેઓ વધારે કુશળ પણ કણબીઓ કરતાં તેઓ ઓછા ઉદ્યમી અને કરકસરવાળા હતા.'

પહેલાંના સમયમાં આંજણા કણબીઓ લડાયકવૃત્તિ સાથે સંકળાયેલા હતા. તે હથિયારધારી હતા. પણ બ્રિટિશ શાસન પછી તેઓ વધુ શાંત પ્રકૃતિના થયા ને ખેતર ખેડતા ને ઢોર રાખતા થયા. ધર્મની બાબતમાં રામાનુજ, શૈવ, સ્વામિનારાયણ માર્ગી હતા. ડાકોર, દ્વારકા, સિદ્ધપુર, બનારસની યાત્રાએ જતા. તેમના ગોર મહારાજો ઔદિચ્ય, મેવાડા, મોઢ, સાઠોદરા અને વિસનગરા બ્રાહ્મણો હતા. આંજણા કણબીઓ સાથે લેઉવા કણબી અને કડવા કણબીને રોટીબેટીનો સંબંધ ન હતો. આંજણા સ્ત્રીઓ મરણ પાછળ રડતી વખતે માથે સાલ્લાનો એક છેડો બાંધી કૂટતી હતી. તેઓનો પોષાક પણ પાટીદારો કરતાં જુદો પડતો. બાકીના ઘણાખરા રિવાજો પાટીદારો જેવા હોવા છતાં પોષાક અને ખોરાકની બાબતમાં ખૂબ જ જુદા પડે છે. આંજણાઓ સાથે કડવા કે લેઉવા રોટી- બેટી વ્યવહાર રાખતા નથી, કારણ કે તેઓ માંસાહારી છે. [૮]

**<u>મતિયા કણબી :</u>**

'મતિયા' એ ઉપનામની ઉત્પત્તિ શંકાશીલ છે. એક મત પ્રમાણે તેઓ પીરાણાના મઠમાં માનતા માટે મતિયા કહેવાયા છે. બીજા મત પ્રમાણે 'મત' એ ઉપરથી તેમનું એ ઉપનામ પડેલું હશે, કારણ કે તેઓ ઇસ્લામમાં માનતા હતા. કર્નલ એલેક્ઝાન્ડર વૉકર 'મોલેસલામ' ઉપનામ મતિ-ઉલ-ઇસ્લામને

આધીન રહેનારા એ ઉપરથી પડ્યાનું કહે છે; તેથી મતિયા નામનો ખુલાસો થાય છે.

મતિયા કણબી સુરત જિલ્લાના માત્ર જલાલપોર અને બારડોલી તાલુકાઓમાં જોવામાં આવતા. તેઓ મૂળ ખેડા અને અમદાવાદ જિલ્લાના લેઉવા કણબી હતા. લેઉવા અને મતિયા કણબીઓ વચ્ચે સગપણ સંબંધ ઈ.સ.૧૯૦૧ સુધી ચાલુ રહેલો હતો. તે ઉપરથી તેમજ તેમની અટકો કોઠિયા અને બાવલિયા અમદાવાદ જિલ્લાના ધંધુકા તાલુકાના કોઠ અને બાવલા ગામનાં નામો ઉપરથી પડેલી હતી; તે તેની સાબિતી હતી. ઈ.સ. ૧૮૯૧માં તેમની કુલ વસ્તી ૪,૭૩૬ હતી.

કેટલાક વખત સુધી આ મતિયા કણબીઓમાં કોઈ વિભાગ પડ્યા ન હતા. પરંતુ ઈ.સ. ૧૮૮૦માં ૧૫૦થી ૧૭૫ કુટુંબો જુદાં પડ્યાં હતાં. તેમણે પોતાને માટે મૂળ પિરાણો મતિયામાંથી ભિન્ન 'વૈષ્ણવમતિયા'નું નામ ધારણ કર્યું હતું.

પિરાણામતિયા અને વૈષ્ણવમતિયા બે વિભાગ હતા. વૈષ્ણવમતિયા અને પિરાણામતિયા એકબીજાનું ખાતા નહીં, છતાં એ મતાંતર થયા પછી પણ લગ્ન માટે થયેલું કોઈનું સગપણ તોડી નાખવામાં આવ્યું નહોતું. તેમ ત્યાર પછી તેમની અંદર કોઈનું નવું સગપણ કરવામાં આવ્યું ન હતું. વૈષ્ણવમાતાઓએ બધા જ મુસલમાન રિવાજો છોડી દીધા હતા. તેઓ ત્યાર પછીથી સર્વપ્રકારે લેઉવા કણબીઓ માફક જ વર્તતાં. તેમ છતાં લેઉવા કણબીઓ તેમની સાથે રોટી વ્યવહાર કે બેટી વ્યવહાર રાખતા ન હતા. મતિયા જ્ઞાતિમાં લેઉવા કણબી, કડવા કણબી અને કાછિયા કણબીનો સમાવેશ થતો હતો.

પિરાણામતિયા તેમના દેખાવ, બોલી અને પહેરવેશમાં કણબીઓથી કોઈ રીતે જુદા પડતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો લેઉવા અને કણબીઓ માફક ચુસ્ત શાકાહારી હતા. માંસ, મચ્છી કે માદક પીણાંઓનું સેવન કરતા ન હતા. તેમના જ્ઞાતિરિવાજો મુજબ હિંગ, લસણ, ડુંગળી અને કેફી પદાર્થો વાપરવાની તેમનામાં બંધી હતી. કોઈ એમાંનો રિવાજ તોડે તો ફરીથી નાતમાં લેતાં પહેલાં તેને શુદ્ધિ કરાવવી પડતી. તેઓ હોશિયાર અને સુખી સ્થિતિના ખેડૂતો હતા. તેઓ અથર્વવેદને માનતા અને પોતાની જાતને 'સત્પંથી' તરીકે ઓળખાવવાત હતા. તેઓ મુસ્લિમ સાધુસંતોની કબરો પૂજતા હતા. ઈમામશાહે લખેલી 'શિક્ષાપત્રી'ને તેઓ પૂજ્ય ગણતા. ઘણા પિરાણામતિયા શિક્ષાપત્રીને મોઢે કરી 'કાક' તરીકેનું નામ મેળવતા, બાળકના જન્મમરણનો ચાલ બીજા કણબીઓ જેમ જ હતો. મતિયાઓમાં ત્રણ ધાર્મિક વિભાગો હતાઃ પાંચિયા, સાતિયા અને આઠિયા. મતિયાઓની વસ્તી ખાનદેશ અને બાગલાણ જિલ્લાઓમાં પણ હતી. તેઓ ગુજરાતમાં અમદાવાદ જિલ્લામાં વસનારા 'મોમના' અને સોરઠમાં વસનારા 'ખોજાઓ' કહેવાતા.

કેટલાંક મોમનાઓ ઈસ્લામમાં માનવા સિવાય બીજી બધી બાબતોમાં મૂળ હિન્દુ જ્ઞાતિઓમાં

જ ચાલુ રહેતા. તેમના મુખ્ય ધાર્મિક પ્રસંગોએ તેઓ બ્રાહ્મણને આમંત્રણ આપતા. ખાનપાનમાં કે પહેરવેશમાં તેઓ હિન્દુઓથી જુદા પડતા ન હતા. તેઓ બધા લેઉવા કણબીઓ માફક તે જ રીતે અને તે જ સ્થિતિમાં ખેતી કરતા. તેઓ પોતાની મૈયતોને દાટતા હતા. આ સિવાય, તેમના બીજા રિવાજો હિન્દુઓના જેવા જ હતા.

તેમની આ વિશિષ્ટ માન્યતાઓના કારણે તેઓ બીજા કણબીઓથી જુદા પડી ગયેલા હતા. તેઓ માત્ર પોતાની કોમમાં અંદર-અંદર પરણતા હતા. તેથી તેઓ એક અલગ કોમ બની ગયા હતા.

તેમની કેટલીક વિધિઓ નીચે પ્રમાણે હતી. તેમની મુખ્ય ધાર્મિક વિધિ 'લાહે ઉતારણી' એટલે અપવિત્રતા દૂર કરવાની હતી. બાળકના પ્રસવ પછી અથવા માસિક ઋતુસ્નાન પછી સુવાવડી સ્ત્રીને જોવાથી પુરુષ અપવિત્ર થયો હોય, અને જે તેમની જ્ઞાતિએ મના કરેલા અખાદ્ય પદાર્થો ખાઈ રીતિરિવાજો તોડવાથી દોષિત થયો હોય, તેને આ વિધિમાંથી પસાર થવું પડતું હતું.

જે ઘરમાં આ વિધિ કરવાનો હોય ત્યાં મીઠાઈની વિવિધ વાનગીઓ તૈયાર કરવામાં આવતી અને ગામના 'કાકા'ને આમંત્રવામાં આવતા. ત્યાં તે તેના નાયક 'ખલ કાકા' સાથે લાવતો. કાકા પોતાની સાથે ત્રાંબાના ચાર સિક્કા, એક માટીનો પ્યાલો અને થોડું લોબાન લાવતા હતા. વિશેષમાં, તે પોતાની સાથે હાથમાં માલવાના નાના પતરાના કે પિત્તળના ડબ્બામાં વટાણાના ઘાટના લાડવા લેતો આવતો. આ લાડવા દૂધમાં સફેદ ચાક અથવા ચોખાનો લોટ અથવા એકાદ પીરના રોજામાંથી આણેલી ઘસેલી સુખડ મેળવીને બનાવેલો હતો.

મતિયાઓ દરેક ચાંદરાતનો દિવસ પવિત્ર માનતા અને જો કોઈ ચાંદરાતનો દિવસ શુક્રવાર હોય તો તે દિવસે તેઓ આખો દિવસ રોજો રાખતા. તેઓ રમજાનના રોજા રાખતા હતા. આમ, તેઓ મુસલમાની તહેવારો ઉપરાંત હોળી, અખાત્રીજ, દિવાસો, બળેવ અને દિવાળી પાળતા હતા.

તેમની લગ્ન વિધિઓ લેઉવા કણબીઓની વિધિઓથી નોખી પડતી ન હતી. તેમના કુટુંબનો ગોર જે સામાન્ય રીતે ઔદિચ્ય અથવા મોઢ બ્રાહ્મણ હોય તેઓ વિધિ કરાવતા. આ જ્ઞાતિમાં ગોત્ર જોવાનો રિવાજ હતો. માતા અથવા પિતા તરફથી જ્ઞાતિ પેઢીઓ સુધી સગપણ સંબંધ હોય તો તેવાં વર-કન્યાનું લગ્ન કરવાની બંધી હતી. કેટલીક વખત છોકરીઓ ફક્ત છ માસની જ હોય ત્યારે તેમને પરણાવી દેવામાં આવતી, પરંતુ સાધારણ રીતે છોકરી પાંચથી આઠ વર્ષની થાય ત્યારે તેમનાં લગ્ન કરવામાં આવતાં. વિધવાઓને પુનઃલગ્ન કરવા દેવામાં આવતા. તેમનામાં મોટા ભાઈની વિધવા નાના ભાઈ સાથે 'દિયરવટુ' કરી શકતી. તેમનામાં સ્ત્રીને ફારગતી આપવી કાયદેસર ગણાતી હતી. કુંવારો પુરુષ ફારગતી આપેલી સ્ત્રી અથવા વિધવા સાથે પરણી શકતો નહી, પરંતુ આ મુશ્કેલીનો ઉતાર તેને પ્રથમ શમી વૃક્ષ સાથે પરણાવીને કરવામાં આવતો. જે વિધવા પુનઃલગ્ન કરે તે સોનાના

પતરાથી મઢેલી હાથીદાંતની ચૂડીઓ પહેરતી હતી.

સ્ત્રીના પહેલા ગર્ભાધાન સમયે તેના સીમંતની વિધિ પાંચમે અથવા સાતમે મહિને કરવામાં આવતી, પરંતુ કડવા કણબીઓની જેમ આ પ્રસંગે નાતનું જમણ મતિયાઓ કરતા ન હતા તેમજ કોઈ પ્રકારના વધાવાઓ આપવાનો રિવાજ ન હતો.

નિયમિત તરીકે મતિયા સ્ત્રી તેની પહેલી સુવાવડ માટે તેનાં માબાપને ત્યાં જતી. પહેલા બાળકનો જન્મ થાય ત્યારે જો તે પુત્ર હોય તો કાગળ ઉપર પલાળેલા કંકુથી તેનાં પગલાં પાડીને તે કાગળ એક વાળંદ તે પુત્રના પિતા પાસે લઈ જતો. પિતા તે વાળંદને તે માટે બે રૂપિયા બક્ષિસ આપતો. બારમે દિવસે તે માતા ઘરને ઉંબર, તેના બારસાખ અને મહોલ્લાના સૌથી પાસેના કૂવા ઉપર સુખડ અને કંકુ લગાડીને તેમની પૂજા કરતી. કૂવા પાસે તે સ્ત્રી સૂતરના બે દોરાથી બે છાણાં ભેગાં બાંધતી. મહોલ્લાનાં છોકરાંને ઘઉં અને જુવારના બાકળામાં ખાંડ ભેળવી વહેંચવામાં આવતું. ચાળીસ દિવસ સુધી સુવાવડી સ્ત્રી અપવિત્ર ગણવામાં આવતી હતી, તેથી ઘરની કોઈ વસ્તુને તે અડકી શકતી નહીં. બને ત્યાં સુધી તે દરમ્યાન ઘરની બહાર નીકળતી ન હતી. પરંતુ તે દરમ્યાન જો તેને ઘરની બહાર જવું જ પડે તો તે મેલી બલાઓને દૂર રાખવા દાતરડું અથવા છરી પોતાની પાસે રાખતી. પાંત્રીસમા અને ચાળીસમા દિવસો વચ્ચે ગમે તે દિવસે તે નહાતી હતી. પછી સુવાવડા ઓરડાનું લીંપણ ઉખેડી નાખવામાં આવતું. પછી આગળ વર્ણવ્યા મુજબ 'લારે ઉતારવી' ની વિધિ કરીને તેને પવિત્ર કરવામાં આવતી. ત્યાર પછી બ્રાહ્મણ જોષી તેનું નામ પાડતો. બાળક બે-ત્રણ માસનું થાય ત્યારે તે સ્ત્રી ધણીને ઘેર જતી. તે બાળકને સૌથી પ્રથમ રાંધેલો ખોરાક આપવામાં આવતો, ત્યારે કોઈ વિધિ કરવામાં આવતી ન હતી.

મતિયાઓ તેમનાં મૈયતો તફન કરતા. મરણઘડી પાસે આવે ત્યારે તેને નવરાવીને જમીન ઉપર સુવાડવામાં આવતો. તે વખતે કાકો પાસે ઊભો રહીને પ્રાર્થના કરતો. પ્રાણપંખેરું ઊડી ગયા પછી મરનાર પુરુષ હોય તો તેને સુતરાઉ સુરવાળ, પહેરણ તથા ટોપી અને સ્ત્રી હોય તો તેને રેશમી સાડી, ચોળી અને ચણિયો પહેરાવવામાં આવતાં. પછી તેને મુસલમાનોના જનાઝામાં મૂકીને કબ્રસ્તાનમાં લઈ જવામાં આવતા. સાથે જનાર માણસો કોઈ કપડાં કે જોડાં ઉતારતા ન હતા. કબ્રસ્તાનમાં પહોંચ્યા પછી મૈયતનું કાંઈ કપડું ઉતાર્યા વિના તેને કબરમાં મૂકી ઉપર માટી વાળી દેવામાં આવતી.

મૈયત દફન કર્યા પછી સાથે ગયેલા માણસો દરેક પોતાના હાથમાં દસ અગરબત્તીનો બળતો કાકડો રાખીને અર્ધી હિન્દુ અને અર્ધી મુસલમાની એવી બે પ્રાર્થનાઓ પઢીને પોતાને પવિત્ર કરી લેતા. પહેલી પ્રાર્થના : 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ, સતગર માત્ર બ્રહા,ઈમામશાહ, આદિ વિષ્ણુ નિરંજન અને નુરઅલી, મોહમ્મદસાહ તમારી દુઆ.' બીજી પ્રાર્થના 'લોબાન જલે, ફૂલબતી ટળે, દીન જાગે,

કરુણા માગે.' એ પ્રમાણેની હતી. પછી દફન કરવા આવેલા માણસો ઘેર જતા. તેમના મરનાર કુટુંબ તરફથી લાડુનું જમણ જમાડવામાં આવતું. મરનારના કુટુંબના માણસો પોતે કોઈ પડોશીને ત્યાં ખીચડી રંધાવીને ખાતા. હિન્દુ સ્ત્રીઓ માફક મતિયા સ્ત્રીઓ દસ દિવસ સુધી મરનાર પાછળ રડતી અને છાતી કૂટતી. તે દસ દિવસ દરરોજ વલાહે ઉતારણીની વિધિ કરવામાં આવતી. આજુબાજુનાં ગામોમાંથી મરનારનાં સગાવહાલાં ભંગિયા મારફત ખબર આપીને તેડાવવામાં આવતા. જે એ પ્રમાણે કાણે આવે તેમને લાપસી જમાડવામાં આવતી.

લેઉવા કણબી અને કડવા કણબીના રિવાજોથી વિરુદ્ધ મતિયાઓમાં મરનારનાં નજદીકનાં સગાં મરણ પછીના દસ દિવસોમાં પોતાને સૂતકી અપવિત્ર માનતાં નહોતા. હિન્દુઓ માફક મરણ પછીની કોઈ ધાર્મિક વિધિ કરવામાં આવતી ન હતી. મરનારના આત્માને પિંડ(ચોખાનો લાડુ) ધરવામાં આવતો ન હતો.

નાતીલાઓને મરણ પછીના દસમે અને અગિયારમે દિવસે જમાડવામાં આવતા હતા, પરંતુ જો અગિયારમો અથવા બારમો દિવસ રવિવાર કે મંગળવાર હોય તો તેરમા અને વીસમા દિવસની વચ્ચે ગમે તે કોઈ દિવસે તેવું જમણ કરવામાં આવતું. મરણ પછીના નાતના પહેલા મરણ વખતે મતિયાઓના દરેક કુટુંબ તરફથી મરનારના કુટુંબના મુખ્ય માણસને અર્ધો-અર્ધો મણ ચોખા મોકલવામાં આવતા. તે ઉપરાંત, સગાંસંબંધી અને સ્નેહીઓ તરફથી આઠ આઠ આના આપવામાં આવતા. આ ચોખા અને પૈસા અને તે ઉપરાંત મરનારનાં કપડાં, પથારી અને પલંગ બરહાનપુર, નવસારી, અમદાવાદ અથવા વેમલના પીરોના રોજાઓમાં મોકલવામાં આવતાં. તદ્ઉપરાંત, મરનારના કુટુંબનો મુખ્ય માણસ પોતાના તરફથી વધારે પૈસા મોકલતો અને જો મતદાર હોય તો પીરના બીજા ઉપયોગ માટે એક આંબો જુદો કાઢતો. પીરને મળતી દરેક ભેટસોગાદોની કિંમત મોટી થતી. બ્રાહ્મણ ગોરને પણ પછીના અગિયારમા દિવસે થોડી વસ્તુઓ આપવામાં આવતી. તે ચીજો તેને ગોર તરીકે દાનમાં આપવામાં આવતી ન હતી, પણ નાતવરામાં કરેલી મદદના બદલામાં આપવામાં આવતી.

મતિયાઓમાં કોઈ નાત પટેલનો રિવાજ ન હતો, તેમ છતાં સ્ત્રીઓના છૂટાછેડા તથા જ્ઞાતિના રિવાજો તોડવાના કેસો પાંચ આગેવાનોને સોંપવામાં આવતા. તેમના ફેંસલા બંધનકર્તા ગણાતા. નવરાત્રિ અને હોળીના તહેવારોમાં મતિયા સ્ત્રીપુરુષો ભેગાં મળીને ગરબા ગાતાં.

તેઓ તેમની ભેંસો અને બળદોની ઘણી સંભાળ રાખતા. પોતાની જાતને સારી સ્થિતિમાં અને દેખાવડી રાખવામાં તેઓ કોઈ વાતે કસર રાખતા ન હતા. મતિયાઓ ખર્ચા, નાતવરાઓ અને ભભકદાર લગ્નસરાઓ માટે જાણીતા હતા. તેમનાં થોડાંક લક્ષણો બાદ કરતાં તેમના તમામ રીતરિવાજો મોટે ભાગે લેઉવા કણબી અને કડવા કણબીની ન્યાતને મળતા આવતા, એટલે તેઓ વટલાયેલા હિન્દુઓ

સાબિત થતા હતા.

ઇમામશાહના સેવકો સુરત, સુરત જિલ્લામાં ખાનદેશ, બુરહાનપુર, કચ્છ, ભાવનગર, વડોદરા, ખંભાત, ચરોતર તથા અમદાવાદમાં હતા. બાકરઅલીના સેવકો કણબીઓ હતા. બાનું અથવા પોશાળ હતા. 'કાકા' ફારસી ભણ્યા ન હતા. નમાઝ પઢતા ન હતા. 'કાકા' ના મરડાને દાટતા. તે ઉપર કબર કરતા. ઇમામશાહે શિક્ષાપત્રી ગુજરાતીમાં લખી હતી. શિવોઽહં બોલતા; ઘણું કરીને વેદાંત મતને માનતા હતા.

સેવકો સૌ સૌની નાતમાં હતા. નાત બહાર રહેતા નહીં. કચ્છના કણબી મુમનાઓ મડદું ઠાઠડીમાં બાંધી લઈ જઈને દાટતા. બ્રાહ્મણને બોલાવ્યા વગર વર-વહુને રોજા પાસે (ગાદી પાસે) લઈ જઈ લગ્ન કબૂલ કરાવતા. પિરાણાના હિંદુ સેવકો હાડકાં લઈ પિરાણાની જગામાં દાટતા, તે પર નાની કબર કરતા. ગુજરાતમાં પીરાણાના સેવકો મડદાની ટચલી આંગળી કાપી ઘરમાં દાટતા અને તે ઉપર નાની કબર કરાવતા હતા ને તે વાત ચૂપ રાખતા. હિંદુ સેવકો ગીતા, સુંદરવિલાસ, અખેગીતા વાંચતા. બાઈડીઓ અને છોકરાં વૈષ્ણવોની કંઠી પણ બાંધતાં. કેટલાક કણબીઓ પીરાણાનો ધર્મ છાનો પાળતા હતા. ખાનગીમાં નમાઝ પણ પઢતા. મુસલમાન ધર્મ પાળતા, પણ નાતવાળા બહાર મૂકે તે ભલે ને રૂ. ૫૦ દંડ થાય તો જ ન્યાતમાં પુનઃ દાખલ થવાય એટલે પીરાણા ધર્મ છોડતા નહીં. કચ્છના પીરાણા કણબીઓનાં ૧૦૦ ઘર સ્વામીનારાયણ ધર્મમાં આવી ગયાં હતાં. તેઓ મડદાને બાળતા. લગ્નક્રિયા બ્રાહ્મણ પાસે કરાવતા. તેમની નાત જુદી બંધાઈ હતી.

પીરાણા સેવકો એવું કહેતા ન હતા કે અમે મુસલમાનો છીએ. તેઓ એમ કહેતા હતા કે અમે ઇમામશાહને ગુરુ માનીએ છીએ. એ ઉપરથી માલૂમ પડતું કે મુસલમાન અમલદારો હિંદુઓ પર વટલાવનો જુલમ કરતા હતા. ત્યારે ઇમામશાહે હિંદુઓને દિલાસો આપ્યો હશે કે તમે મારા સેવકો થાઓ તો તમને હિંદુ રહ્યા છતાં કશી હરકત થવા નહીં દઉં. વટલાયા તે મુમના થયા. કુટુંબનો ઘરડો ફકીર થયો. સોઈ કહેતાં શરમ થઈ એટલે કાકાનો ચાલ શરૂ કર્યો.

તેમના ધર્મ સિવાય માંદગી વખતે હિંદુ-મુસલમાનો પીરાણાની માનતા માનતા. વાંઝણી બાઈઓ લોઢાના વાળાની પીરની બેડી પહેરતી, પછી જો છોકરું થાય તો પીરાણે જઈને બીજી બેડી તયંના લુહાર કરી આપે તે પહેરીને પીરના રોજાની પ્રદક્ષિણા કરતી. ત્યાં તેની બેડી તેની મેળે ભાંગી પડતી, એટલે તે બેડી કાઢી નાખતી અને જો છોકરું ન થાય તો સાત-આઠ વર્ષ પછી પોતાની બેડી કાઢી નાખતી. કવિ દલપતરામ ડાહ્યાભાઈએ લખ્યું કે,

દેવા તણી, દેવા તણું, પીરોની પીરાઈ,
માનનારને મનગમી, તેમ તેણે ગાઈ. [૯]

**કડવા કણબીઃ**

કડવા કણબી ગુજરાતના પાંચ જિલ્લામાં વહેંચાયેલા હતા. ખાસ કરીને તેઓ અમદાવાદ જિલ્લા, વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં હતા. લેઉવા કણબી સાથે સંબંધ હતો. તેમની સાથે જમતા પણ બેટી વ્યવહાર રાખતા ન હતા.

લેઉવા, અને કડવા પાટીદાર જ્ઞાતિના રિવાજોનું સામ્ય તપાસવા સારુ વડોદરા હજૂર હુકમ નંબર- ૬ તા. ૮-૧૦-૧૯૦૪માં સયાજીરાવ ગાયકવાડની આજ્ઞા અનુસાર દીવાન વાસુદેવ ગોપાળ ભંડારકર, શ્રી હરગોવિંદ કાંગાવાળા, શ્રી છગનલાલ મોદીની કમિટી નીમી હતી. જે કમિટીએ પાટીદાર જ્ઞાતિઓનાં રીતરિવાજની તપાસ કરેલી. બે જ્ઞાતિઓ વચ્ચે જે તફાવત જણાયા તે નીચે મુજબ છે.

૧. કડવા પાટીદાર લગ્ન દસથી બાર વર્ષ એક જ મિતિએ કરે છે.

૨. કડવા પાટીદારમાં નાતરાં થાય છે.

૩. લેઉવામાં નાતરાં કરનાર કણબી કહેવાય છે. નાતરાં ન કરનાર તે પાટીદાર ગણાય છે.

આ રિવાજોના ફેરફાર સિવાય બાળકના જન્મથી લઈને મરણપર્યન્ત લેઉવા કડવા પાટીદારોના દરેક રિવાજો પૈકી થોડા રિવાજોમાં નજીવા ફેરફાર સિવાય એકસરખી રીતે સામ્ય ધરાવતા હતા.

**ગોળની રચનાઃ**

કડવા કણબીની જ્ઞાતિમાં અનેક વિભાગો એકડા અને ચોખલાં અથવા જથ્થાઓ અને પકાઓનો વહીવટ હતો. અનેક પેટાજ્ઞાતિઓ પણ હતી, છતાં તેઓ કન્યાવિવાહ પોતાના ગોળમાં જ કરતા અને જો ગોળ બંધ કરે તો તેને ન્યાત ભારે દંડ કરતી, ગોળનો છોકરો પોતાના જથ્થાના ગામો સિવાય બીજેથી કન્યા લાવી શકતો, પણ કન્યા આપી શકતો નથી. સૌરાષ્ટ્ર અને કચ્છમાં ગોળ પદ્ધતિ બહુ કડક ન હતી, તેઓ પોતાની કન્યા ગમે ત્યાં આપી શકતા.

કુળવાન જોવાના રિવાજથી બાળકીઓના માથે સિતમ ગુજરવાની હકીકતો બહાર આવી પરિણામે જ્ઞાતિ આગેવાનો સરખેસરખામાં (સમોવડિયામાં) કન્યાઓ આપવી અને કુળવાનો ન જોવા વિચારવા લાગ્યા. પરિણામે તેમાંથી ગોળનો (જથ્થાના ગામોનો) જન્મ થયો.

કડી પ્રાંત જેટલા વડોદરા રાજ્યના ૧/૪ ભાગમાં  કડવા પાટીદાર જ્ઞાતિના લગભગ નાના મોટા ૪૦ ગોળ યા ભાગ(સર્કલ) પડી ગયા હતા. આવા વિભાગની શરૂઆત ક્યારથી થઈ ? પણ આર્થિક અને નૈતિક રીતે તપાસીએ તો આજથી ૨૦૦ વર્ષ પૂર્વે કડી પ્રાંતમાં ગોળની શરૂઆત થઈ હોય એમ લાગે છે. કન્યાવિક્રયના દુર્ગુણો બાંધી ગોળ બંધાયા હશે. કારણ કન્યા વિક્રયને પોષનાર માત્ર ગોળ જ હતો. પાટીદારોમાં દેસાઈ,અમીન, પારેખ, જેવા ટુકડા પડી ગયા અને તેનું બળ તૂટી ગયું.

ટુકડા પડવાથી સમાજમાં ચાલતા સારા રિવાજો અને બંધારણો તૂટી જતાં નવા સ્વાર્થી આગેવાનો પોતાની ઇચ્છાથી ગોળનું સર્જન અન્યાયી વર્ગને ન્યાતમાં કચડવામાં આવે. કન્યાની વધઘટ પણ ગોળને જન્મ આપતી. રહેઠાણ વ્યવસ્થા અને શિક્ષણ પણ ભાગ ભજવતું.

ગોળવાળા જાણે કે અમે કુળવાન, બીજા ગોળવાળા માને અમે કુળવાન આમાંથી નાના મોટા ગોળની માન્યતાઓ બંધાવા લાગી, તેમાંથી પાંચ-પચાસ ગામોનો જથ્થો બાંધે તે કુળવાન થતા. ગોળ સમુદાયનું ભાવિ ગોળ આગેવાનોના હાથમાં હતું. 'પંચ ત્યાં પરમેશ્વર' એવું આ ભોળા કણબીઓ માનતા. ગોળનો વ્યવહાર મૌખિક ચાલતો. કશું જ લેખિત નહીં દંડ કરીને પણ ભેટ કે દાનના સ્વરૂપે સ્વીકારાય. પહેલા ગોળના પંચ ભરવાની માહિતી આપવા બ્રાહ્મણ જતો. તેને ગામદીઠ રૂપિયો કે આઠ આના આપવામાં આવતા. નાગાની પાંચશેરી ભારે તે પ્રમાણે ન્યાત ન્યાય કરતી. કડવા પાટીદાર જ્ઞાતિના બીજા ગોળ કાઠિયાવાડ, માળવામાં પણ હતા. બસો વર્ષ જૂના ચોપડાના આધારે એક માહિતી મળે છે કે ૨૭ ગામોએ માણસામાં મૂળે મુસાવત શાખના કડવા પાટીદારોએ ઈ.સ. ૧૮૨૯થી ગોળનું નિર્માણ કરી. ઇ.સ. ૧૮૩૦ની સાલના બાંધ્યા વિવાહ નવા ગોળની અંદર રહીને જ કર્યા. તે વરસથી માણસાના પાટીદારોએ પાટડી, સાણંદ, વિરમગામ, બાવળા, રામપુરા, કડી સાથે સગપણનો નાતો બંધ કર્યો. આ પછી ગોળ બાંધવાનું અનુસરણ શરૂ થયું. ચાણસ્મા,પાટણવાડો, દંઠવ્યના વચલા વર્ગના પાટીદારોએ શરુ કર્યું. [૧૦]

**<u>પ્રસંગોપાત થતા ખર્ચા :</u>**

લેઉવા કણબીઓ પોતાને કડવા કણબી કરતાં ઊંચી જાતના ગણતા હતા. પરંતુ અવસર ઉપરના ખર્ચાઓમાં લેઉવા કરતા કડવા પાટીદારો ઓછા હતાં. ખાસ કરીને લગ્ન અને ન્યાતના જમણવારો મોટા અવસરો ગણાતા હતા. લગ્નના અવસર ઉપર વરોઠી થતી અને સંબંધીઓ ઉપરાંત વસવાયાઓને પણ જમાડવામાં આવતા હતા. લગ્નમાં અફીણના કસૂંબા થતા અને વરઘોડા પણ નીકળતા. દહેજ તેમજ વસંત આપવાની બાબતમાં લેઉવા પાટીદારો કરતા કડવા પાટીદારો ઓછા ખર્ચાઓ કરતા હતા, તેમ છતાં કડવા કોમની દીકરીઓ સારું તા. ૧લી ફેબ્રુઆરી સને ૧૮૬૯ના રોજ પાટડી દરબાર શ્રી જોરાવરસિંહજી કુબેરસંઘજીએ જ્ઞાતિ મેળાવડો બોલાવી કેટલાક નિયમો કરાવ્યા હતા. તેમાં ઓછા ખર્ચાઓ અને દીકરીઓના સંરક્ષણ સારુંના નિયમો ઘડ્યા હતા. આ ઉપરાંત સને ૧૮૭૦ના એક્ટ પ્રમાણે કડવા કણબી જ્ઞાતિના લગ્નને લગતા ખર્ચ વિશેના નિયમો કરવામાં આવ્યા હતા. કન્યાના બાપે વરવાળા પક્ષને શું આપવું તે માટેના ચોક્કસ નિયમો ઘડવામાં આવ્યા હતા. આ બધા જ પ્રસંગો વખતે ભાટ, મલ્લ, ભવાઈયાઓ તેમજ વસવાયાઓને લહાણાં અપાતાં તેમજ નિયમ મુજબ રોકડો અપાતી. [૧૧]

**કજોડાં :**

આ જ્ઞાતિમાં કજોડાં પ્રવર્તતા હતા. આ જ્ઞાતિમાં નાની ઉંમરની કન્યાને મોટી ઉંમરના વર સાથે અથવા નાની ઉંમરના વરને મોટી ઉંમરની કન્યા સાથે પરણાવવામાં આવતી, એટલે કે વૃધ્ધ સાથે જુવાન કન્યાને પરણાવવવામાં આવતી. આ ચાલને કજોડા કહેવામાં આવતો. આ ચાલનું ઉદ્ભવ સ્થાન કન્યાવિક્રય અને કન્યા લખી આપવાનો રિવાજ તેમજ સાટાતેખડાંને જવાબદાર લેખી શકાય. સારા કુળનો વર કે કન્યા મેળવવાના મોહમાં અને પહેરામણી તેમજ દહેજની લાલચ વગેરેને કારણે કજોડાં થતા હતા. કજોડાનો ચાલ અન્ય જ્ઞાતિમાં પણ જોવા મળતો હતો, તે અંગેના પ્રત્યાઘાતો સાહિત્યમાં જોવા મળતા હતા. ભવાઈમાં કજોડાનો વેશ આવે છે. ભવાઈની ઉત્પત્તિ સાથે પાટીદારોને સંબંધ છે.[૧૨]

**રોટી વ્યવહાર :**

કડવા કણબીને માંહેમાંહે રોટી વ્યવહાર ગમે તે ગામે હોય કે જાય ત્યાં હતો. નિમાડ, માળવા, ખાનદેશ સુધી આ વ્યવહાર હતો. લેઉવા કણબી સાથે પણ રોટી વ્યવહાર હતો. માત્ર ઉદા કણબી, આંજણા, કણબીઓ અને બાયડ લેઉવા કણબી તેઓ રોટી વ્યવહાર રાખતા નહોતા. તેમની સાથે ભાણા વ્યવહાર નહતો, કારણ તેમના રીતરિવાજ જુદા પ્રકારના હતા. તે ધર્મની રીતે અને આચારની રીતે જુદા પડતા હતા. [૧૩]

**કન્યાવિક્રય:**

આર્થિક અને સામાજિક અગવડોને લઈ આ દૂષણ દરેક જ્ઞાતિમાં દાખલ થયેલું હતું. સુધારામાં માનનારા અને કુળવાનો કન્યાવિક્રયથી દૂર રહેતા. પણ એક પર બીજી કરવાની ચાલને કારણે ક્યારેક કુળવાનો પણ કન્યા વેચાતી લાવતા હતા. કન્યાની અછતને કારણે આ રિવાજ પડ્યો હતો. કેટલાક ધનના લોભને કારણે સ્ત્રીને પણ પોતાની મતા માનતા એટલે વેચતા હતા. આ કણબીનો દુષ્ટ રિવાજ હતો. આ રિવાજને કારણે મા-બાપ પૈસાને લોભે કન્યાઓને મોટી કરતા અને થયેલા વેવિશાળો તોડી પણ નાંખતા. માટે એમ કહેવાતું કે જે કન્યાનું દ્રવ્ય લે છે, તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ અને કાકા માથું ખાય છે અને ભાઈઓ હાથપગ ખાય છે, અને માંડવામાં જમવા આવે છે તે કન્યાનું રૂધિર પીવે છે. આ રિવાજના પ્રત્યાઘાતો સાહિત્યમાં પણ જોવા મળે છે. [૧૪]

**અનેક સ્ત્રીઓ કરવી**

પુરુષને એક સ્ત્રી હયાત હોવા છતાં તેને કુળને કારણે બીજી કન્યા આ ન્યાતના લોકો આપતા હતા. આની પાછળ માત્ર મોટાઈનું પ્રદર્શન હતું. ઘણા પુરુષોને સાત-આઠ સ્ત્રીઓ હોય તેવા દાખલા

મળતા. બે ત્રણ સ્ત્રીઓ એ તો સામાન્ય ચાલ હતો. ખાસ કરી આ ચાલ વડોદરા, વિરમગામ, દસકોશી, પાદરા, પાટડી, સાણંદ, ધ્રાંગધ્રા, અને અમદાવાદની પોળના ઘરોમાં મહદઅંશે પ્રચલિત હતો. આ સ્ત્રીઓના પ્રશ્નો અને તેમને છૂટી કરવાના પ્રશ્નો ન્યાતમાં પંચમાં ચર્ચાતા, છૂટી થયેલી સ્ત્રીઓને ખોરાકી બાંધી આપવામાં આવતી. આ બધી જ સ્ત્રીઓ ઉપર પુરુષનું વર્ચસ્વ રહેતું હતું. કુલીન ગણાતા કણબીઓમાં એક પર બીજી કરવાનો રિવાજ પ્રચારમાં આવ્યો હતો. આને જ લગતો બીજો ચાલ દાખલ થયો હતો જેને સ્ત્રી વેચવાનો ચાલ કહેવાતો હતો. આવો ચાલ આબરૂદાર દસ-વીસ લાખ રૂપિયાની આસામી નાણાંવટી નાતમાં છે. આપણા દેશના કડવા અને લેઉવા કણબીઓની નાતમાં બાઈડી વેચવાનો ચાલ છે.

## સ્ત્રી વેચવાનો ચાલ :

કોઈના ઘરમાં રૂપાળી સ્ત્રી દીઠી કે તે નાતનો બીજો માણસ તે સ્ત્રી સાથે પહેલા ખાનગી પ્રીત કરે છે, પછી તેના ધણી પાસેથી વેચાતી માંગે છે. જો તેનો ધણી ના પાડે તો તે ધણીધણિયાણીને અણબનાવ કરાવે છે. તેથી ધણી મોતના ડરથી કાયર થઈ વેચાતી આપવાની કબૂલાત કરે છે. તે નાણું લઈ ફારગતી લખી આપે છે. પછી તે સ્ત્રી પેલા બીજા ધણીના ઘેર જાય છે.

તે કામમાં સ્ત્રીના મા-બાપ દલાલ થાય છે. કેટલીક કણબણો આ રીતે છ-સાત ઘર બદલે કે આ વાત ઘણી શરમ ભરેલી છે. સરકારમાં તથા શહેરના મહાજનમાં આબરૂદાર નામીચા ગણાતા હોય તેઓ પણ પારકી પરણેત બાઈડીને વેચાતી લઈને પોતાની ધણીયાણી કરે છે. ગરીબનું નાનપણમાં લગ્ન થયું હોય, અને તે મોટી ઉંમરની સ્ત્રી થતા જો રૂપાળી નીવડે તો તેના ધણીને હંમેશાં ફિકર રહે છે કે રખેને મારી નાતનો મારી સ્ત્રી ઉપર મોહિત થશે તો મારું ઘર ભાગશે.

વણઝાર અને નટલોકો ગામને પાદર ઘાસની ઝૂંપડીઓમાં કે મેદાનમાં ઉતરે છે, એવી સ્થિતિમાં આપણા કણબીઓની હશે. તે દહાડે એવો ચાલ પડ્યો હશે, પણ હવે તો એમનામાંના ઘણા ખરાં દેસાઈ, પરીખ, શેઠ, કહેવાય છે. લાખો રૂપિયાના આસામી ગણાય છે. જાગીરદાર છે તો હવે ઉપર લખેલો જંગલી ચાલ તેઓને માટે યોગ્ય નથી. આ નાતે કડક બંદોબસ્ત કરી આ ચાલ બંધ કરવો જોઈએ. તાઈપીંજારા પણ બાઈડી વેચતા નથી, અરે, ધર્મગુરુઓ પણ તે વિશે કાંઈ ઉપદેશ કરતા નથી. ધર્મગુરુને તો પૈસા મળ્યા એટલે બસ. શિષ્યોની ચાલ સુધારવાની એમને જરૂર લાગતી નથી. આમાં સરકારે વચમાં પડવું જોઈએ અને ગરીબના ઘર ભાંગતા અટકાવવા જોઈએ. આવા કણબીઓને શિક્ષા કરવી જોઈએ.

સ્ત્રી વ્યભિચાર કરે તો ધણીનું મન તેના પરથી ઉતરી જાય છે. અને કણબીઓ બે ત્રણ ઘર

બબ્બે-ત્રણ ત્રણ વર્ષ સુધી રહી આવેલી સ્ત્રીને વેચાતી લઈને પરણેત કરીને રાખે છે. તો કેવી અજાયબી જેવી વાત હશે ? શું તેઓને કંટાળો આવતો નહીં હોય ?

કણબણો બે હજાર રૂપૈયા સુધીની કિંમતે વેચાય છે, અને તે વાતની કાંઈ પણ હલકાઈ તેમની નાતમાં ગણાતી નથી, કેમકે એ તો એમની નાતનો શિરસ્તો ગણાય છે. તે સ્ત્રીના રૂપ ઉપર તેની કિંમતનો આધાર રહે છે. પૈસાદાર લોકો ત્રણ કે ચાર બાઈડીઓ ધણીયાણી કરીને રાખે છે. તેમાં એકાદ આગલા ધણી પાસેથી વેચાતી લીધેલી હોય છે. તે વેચાતી લીધેલીની પદવી લગારે ઊતરતી ગણાતી નથી. જો તેને દીકરો અવતરે તો તે બીજાઓ કરતાં વધારે માનીતી થઈ પડે છે.

હાલમાં કેટલીક નાતોવાળાઓએ નાતના ધારા સુધારવા માંડ્યા છે, તો કણબીઓએ આ ધારો જરૂર સુધારવો જોઈએ. કેમ કે તે ઘણો નઠારો છે, આખી નાતની આબરૂને ડાઘ લગાડે તેવો છે. અને તેથી ઘણાનું નુકસાન થાય છે. જેમ ઘોડી,ગાય કે ભેંસ વેચાતી લવાય છે, તેમ પરણેત બાઈડી વેચાતી લેવી તે કેવું નઠારું કામ કહેવાય ?

જે નાતમાં કન્યાવિક્રય કરવાની ચાલ છે, તે પણ કન્યા વેચી જ કહેવાય તો પણ તેના કરતાં પરણેતર બાયડી વેચેલી કે વેચાતી લેવી તે હલકું કામ હતું. એક કણબણ ઉપર તેના ધણીએ વ્યભિચાર કર્યાનો ગુનો મુકીને સરકારમાં ફરિયાદ કરી હતી તે સ્ત્રીએ બેધડક કોરટમાં કહ્યું "હા, હું વ્યભિચાર ઘણા વરસથી કરતી હતી તે મારો ધણી જાણતો હતો." એટલે તેના યારને શિક્ષા થઈ નહીં.

એક લબાડ સ્ત્રીને રૂ. ૧૨૦૦ કિંમતે ખરીદ કરી લેવાની બીજા કણબીએ માંગણી કરી. ધણી નહીં વેચે તો તે દાળદર માનશે નહીં તો રૂપિયા અને બાયડી બંને ખોશે. કોરટમાં આ મુકદ્દમો શરમ જનક લાગતો હતો તે એમ પણ કહેવાતું કે આ ફલાણી શેઠની નાતનાં કણબી છે, માટે આબરૂદાર કણબીઓએ પોતાની નાતમાંથી આ ચાલ કાઢી નંખાવવો જોઈએ. [૧૫]

**ન્યાતવરો :**

સારામાઠા પ્રસંગે ન્યાતવરાનો રિવાજ ઘણી જ્ઞાતિઓમાં પણ કણબીમાં વધારે પ્રમાણમાં હતો. લગ્ન, સીમંત (અઘરણી), ઉપનયન, મુંડન(બાબરી ઉતારવી) અને મરણ પ્રસંગે તેમજ જીવંત વખતે(ઉજમણું) ઘણીવાર ન્યાતવરાઓ થતા હતા. ક્યારેક તો 'પોખાઈ' પણ થતી, એટલે આજુબાજુના ગામ સહિત જમણવાર કરાતો. મરણ પાછળ ઉત્તરક્રિયામાં બ્રહ્મભોજનનો ઉલ્લેખ શાસ્ત્રોમાં હતો. પણ પાછળથી તે જ્ઞાતિભોજન બની ગયું. ઘણી વખત કુળવાનમાં ગણાવા અને બાપદાદાની આબરૂ સાચવવા અને દેખાદેખીથી ન્યાતવરાઓ થતા. પરિણામે પાટીદારોની આર્થિક સ્થિતિ કથળી અને દેવાદાર બનતા ગયા. શ્રીમંતોની દેખાદેખીથી ગરીબોએ આ રિવાજ ચાલુ કર્યો. લોકો કહેતા "ઘરનો દાંડો વેચ, પણ બાપનું બારમું કર" "અલ્યા ટકો મળશે પણ તક મળવાની નથી" વગેરે કહી મરનારના

વારસોને ફરજ પાડતા. ઘણી વખત તો ન્યાતવરો કરજ કરીને કે ઘર વેચીને કરવો પડ્યો હતો. "વરા પાછળ વૈદ્ય જાગે તે રીતે ખાવાની સાથે ઘરમાં માંદગી પણ દાખલ થતી. ઘરઆંગણે ભાઈની એંઠ ક્યાંથી એ ગૌરવ લેતા હતા.[૧૯]

**એકડા અને ચોખલા :**

નાના ગામડાઓમાં અને જથ્થાઓમાં આ વહીવટ ચાલતો હતો. દા.ત. પાટણવાડા, ચોર્યાશી, સુરત, કાળાચૂડા, અને લાલચૂડાવાળા, ભાલ, દસકોશી, ઝાલાવાડ, અમદાવાદની પોળો, કાઠિયાવાડ અને કચ્છ તેમજ પાદરા, આમ કડી પ્રાંત અને વડોદરા પ્રાંતમાં અમુક ગામોએ એકડા કર્યા હતા, જે મોટો બાર, નાનો બાર, ચાલીસવાળા, સાંઈઠવાળા, સત્તાવીસ, અને અડતાળીસનો ગોળ એવા નામે જાણીતા હતા. અમુક પ્રદેશના લોકોએ એકડા કર્યા છે કે અમુક ગોળમાં કન્યા ન આપવી, સારા ગણાતા જથ્થાની કનડગત વધી પડે કે ખર્ચમાં ન પહોંચાય અગર કન્યાની તાણ પડે ત્યારે એકડાનો જન્મ થતો. કન્યાની અછત ન પડે અને ખર્ચ ઓછો થાય એ કારણને લીધે એકડા કરવાની તરફનું વલણ વધ્યું હતું.

ન્યાતમાં નીચે જણાવેલા પ્રકારના જુદા જુદા કારણોથી તડ પડતાં કોઈ જથ્થામાં નાતરાની કન્યા કે વટલાયેલની કન્યા આવે તો તેને ન્યાત બહાર મૂકવા પ્રયત્ન થતો. આવે વખતે ગુનેગારને સોબતી મળે તો તેના તરફનું અને બીજાનું એમ બે તડ પડતાં. આથી જ કહેવત પડી કે " પાટીદાર ન્યાત બ્હારો નહીં અને ગરાશિયો ગોઝારો નહીં." હલકા ગણાતા કુટુંબોમાં બહુ પેઢીથી કન્યા દેવાનો વ્યવહાર ન હોય ત્યાં કોઈ કન્યા આપે તો તેના જથ્થાવાળા તેને ન્યાત બહાર કાઢવા પ્રયત્ન કરે. આવા વખતે બંને પક્ષને સોબતીઓ મળે તો તડ પડતાં. જથાવાર તડ કોઈકવાર કન્યા આપવા-લેવાના વ્યવહારમાં તથા વિવાહ અને બારમા જેવા પ્રસંગોએ પાડવામાં આવતા. કુસંપ, પક્ષપાત, અને દ્વેષથી તડો પડતાં. આ ઉપરાંત પહેરામણી માગવાથી કનડગત વધવાથી તડ પડતાં. તડનો ફાયદો એ હતો કે આખી જ્ઞાતિ જમાડવી પડતી નહોતી. ફક્ત તડ જમાડી બેસી રહેતા, પૈસાની બચત થતી. તડથી એક ન્યાતમાં અનેક ન્યાતો જણાતી હતી. ઝઘડા, ટંટા,કજિયા વધતા. ઘણી વખત બાપ અને બેટા જુદા જુદા તડમાં જવાથી સાંસારિક કજિયા વધી જતા. જ્ઞાતિના લાભદાયી કાર્યો અટવાઈ પડતા. કેટલાક ધાંધલિયા આગેવાનો કોર્ટનો આશરો લેતા. જ્ઞાતિના દુષ્ટ રિવાજો બંધ થાય તો તડ પડતાં અટકે.

એકડા અને ચોખલાના ગેરફાયદા એ હતા કે જેને જોઈએ તેવું ઘર કે સગું મળતું નહીં. સમૂહ નાનો થવાથી એકંદરે સાંસારિક સ્થિતિના સંબંધમાં ગેરફાયદા હતા.

પાટીદાર જ્ઞાતિમાં જનોઈ પહેરવાનો રિવાજ હતો પણ આ માટે શાસ્ત્રાર્થ થયેલો અને પટેલો પણ જનોઈ ધારણ કરી શકતા તેવો વિદ્વાનોએ મત જાહેર કરેલો. પિરાણા પંથમાંથી મુક્ત થયેલા અને આર્ય ધર્મ

સ્વીકારેલા પટેલો જનોઈ ધારણ કરતા, પણ તે વ્યક્તિગત રૂપે હતું. જ્ઞાતિસમૂહ સાથે કોઈ સંબંધ ન હતો.

બાળકને મુંડન અને નિશાળગયણાનો ચાલ હતો. ધાર્મિક સ્થળે બાળકની બાબરી ઉતારવામાં આવતી. ખાસ કરી બહુચરાજી, ડાકોર અને અંબાજી જતા. બે પાંચ-સાત નવ વર્ષે વાળ લેવડાવવાનો રિવાજ હતો, તે માટે ખર્ચો પણ થતો. તે સ્થળે કુટુંબીજનોને ભોજન આપવામાં આવતું. શરૂઆતમાં કેળવણી લેવા જતા બાળક પાછળ નિશાળગયણાનો ચાલ હતો. પાટીપૂજન કરતા અને નિશાળના બીજા બાળકોને ગોળ ધાણા પતાસા વહેંચાતાં. [૧૭]

**<u>મરણોત્તર રિવાજો :</u>**

કડવા કણબી જ્ઞાતિમાં રડવા-કૂટવાનો રિવાજ હતો. સ્ત્રીઓ શબ પાછળ કૂટતી ચકલા સુધી જતી હતી. સ્ત્રીના મૃત્યુને ખાસ મહત્ત્વ અપાતું નહીં. તેનું મૃત્યુ કૂતરા, બિલાડા, ઉંદરના મોત જેવું ગણવામાં આવતું હતું. મરસિયા ગાવા માટે બહારથી સ્ત્રી બોલાવવાનો ચાલ હતો. માટીના ઠીકરા પર મૃત્યુની ખબર મોકલવામાં આવતી હતી. ઉંમરના ક્રમમાં એટલે મરણના મહત્ત્વ મુજબ શોક પાડવામાં આવતો અને જ્ઞાતિ ભોજન(પ્રેત ભોજન) કરાવવાનો ચાલ બહોળો હતો જે બારમાના નામે ઓળખાતો.

મરણના સમાચાર આપવા માટે મેલો લખવામાં આવતો. આ જ્ઞાતિમાં બેસણું કે પાથરણું દસ દિવસ કે બાર દિવસ સુધી કે તેર દિવસ સુધી રાખવામાં આવતું. બાર દિવસ સુધી પરગામથી લોકાચાર આવતા અથવા કાણે આવતા રોવા કૂટવાનું ખૂબ ચાલતું.

નાના બાળકના મરણ પાછળ 'કુંવારડા' જમાડવામાં આવતા, જેમાં માત્ર મરનારની ઉંમરથી નીચેની ઉંમરના બાળકો જમવા જતા. બારમું, માસ્તિયો, શ્રાદ્ધ વખતે સંબંધીઓને જમાડતા. બારમા વખતે બહારગામથી સાથ તેડાવતા અને જમાડતા. મોટી ઉંમરનું મરણ હોય તો એક દિવસે ગામના બધા સાથ આપતા અને પ્રેતભોજન આરોગતા.

ઉત્તર ગુજરાતના કણબીઓમાં ઘણા સ્થળે મરનાર ઉંમરલાયક હોય તો સિદ્ધપુર લઈ જવાનો ચાલ હતો. આ સાધુઓના જોડા ભંગી ઉપાડતો. સાથે વાળંદ અને ઠાકરડો પણ લેવામાં આવતો. ઠાકરડો ખુલ્લી તલવારથી શબનું રક્ષણ કરતો આગળ ચાલતો અને વાળંદ તમાકુ તેમજ દેવતા (અગ્નિ) સાચવતો, સિદ્ધપુરની સરસ્વતી નદી કિનારે એક બાજુ શબ બળતું હોય અને બીજી બાજુ લાડવા વળાતા હોય. અને પટેલો પ્રેમથી લાડવા જમે. આ રિવાજ એટલી હદ સુધી વધ્યો કે પછી નાની ઉંમરના પણ સિદ્ધપુર લઈ જતા અને લાડુ આરોગતા. રાખના ફૂલ નદીમાં પધરાવતા તેમજ મુજડી ગાય મસાણે દોહડાવવાનું ગૌરવ લેતા. સજ્જા ભરવાની પદ્ધતિ હતી. હરામણ કરવાની પ્રથા હતી.

મરણ પાછળ રોવા કૂટવાની ઘેલછાઓ જ્ઞાતિમાં વધારે હતી, તેથી તેમને શારીરિક બીમારીઓ

પણ આવતી, તે માટે પાછળથી પંચોએ કેટલાક સુધારાઓ કરવાનો પ્રયત્ન કરેલો, પણ યુવાન મરણ પાછળ કાચી કાણ ગણાતાં વધારે રોવા કૂટવાનું કરતાં. [૧૮]

**બાધા-આખડીની માન્યતા :**

કણબી જ્ઞાતિમાં આ અંધશ્રદ્ધા પ્રવર્તતી હતી. ખાસ કરી પુત્રપ્રાપ્તિ માટે છોકરા ન જીવતા હોય તો તેને ભિખારી જાહેર કરાતા અને પાંચ વર્ષ સુધી બીજાઓના કપડાં પર રાખવામાં આવતો. ભૂત વળગ્યું હોય ત્યારે અથવા ઢોરની માંદગીમાં પણ બાધા રાખતા. ભૂવાને પણ બોલાવવામાં આવતા, સ્ત્રી ખાસ કરીને દૂધ નહીં ખાવાની કે ઘી નહીં ખાવાની બાધાઓ રાખતી. તેમજ ટોપરું નહીં ખાવાની બાધા રાખતી. ચોરી થઈ હોય તો પણ જોષ વગે જોવડાવતા અને બાધા રાખતા. દોરા-ધાગા કરાવતા. શીતળામા પધાર્યા કે બળિયા બાપજી પધાર્યા તેવી પણ અંધશ્રદ્ધા હતી અને આવા પ્રસંગે પણ બાધા-આખડી રાખતા. દરેક વ્યક્તિ પોતાનો ગુરુ બનાવતો, નહીં તો તેને નુગરો ગણાતો, આ ગુરુઓ અમુક વર્ષ પોતાના લાગાના ગામોમાં આવતા અને ઉઘરાણું કરતા. પ્રથમ બાળકના જન્મ વખતે તેમજ નામકરણ માટે હાલરડું ગાવા આવતો ત્યારથી ભરથરી, બારોટ તેમજ તરગાળો આવતો અને વહુ પાસેથી સાલ્લો લઈ જતો. હડકાયું કૂતરું કરડે તો પણ બાધા રાખતા. વળગાડ હોય તો મીરાં દાતારની બાધા રાખતા અને લોટેશ્વર ભૂતપ્રેત કાઢવા જતા. કણબી ઉમિયા માતા, શ્રી અંબાજી, શ્રી બહુચરાજી વગેરે માતાઓ તેમજ રણછોડજી, મહાદેવ અને શ્રીરામ, બળિયાકાકા, હનુમાન તેમજ ભૈરવને પવિત્ર નદીઓને માનતા હતા અને તેની બાધાઓ પણ જરૂર પડ્યે રાખતા હતા. અખાત્રીજ અને વસંતપંચમી ઉત્સવ ગણાતો. દિવાળી, હોળી તેમજ જન્માષ્ટમી જેવા તહેવારો પણ ઊજવતા હતા, જેથી તેનો રોગ દૂર થાય અને દિવાળીમાં મેરાયા લઈ "ઘી પૂરે તેને હોંટી છોડી અને તેલ પૂરે તેને તેર તેર છૈયા" તેમ કહેતા મેરાયા લઈ બાળકો ફરતા અને તે મેરાયાને ઢોરઢાખર પર ઉતારવામાં આવતા. મૂંઠમાર, અડદ છાંટવા, દાણા જોવડાવવા, વશીકરણ કરવું, મંત્રોથી શારીરિક બિમારી દૂર કરવી વગેરે પ્રકારના ઈલાજો અજમાવવામાં આવતા હતા. હોળીના તહેવારમાં ખજૂર અને હારડા આપવાનો રિવાજ હતો, કોઈને ત્યાં પુત્રના જન્મ પછી પ્રથમ હોળી હોય તો સગાં-વહાલાઓ બાળકોને હારડો બાંધતા. હોળીના ઘેરૈયાઓ સુથાર પાસે ગેડ(તલવાર જેવી ખાંડી) તૈયાર કરવા અને રમચી(લાલ માટી)થી રંગાવતા અને હોળીના લાકડા ભેગા કરવા જતા.નીચલી કોમ પાસેથી લાકડા ઉપડાવતા અને તેમના ઘરેથી લાકડા પડાવતા. હોળી ગામના ભંગી પાસે પ્રગટાવવામાં આવતી. દિવાળીના તહેવારોમાં રાવણું (ગામ પંચ) બેસતું અને વરતારો વાંચવામાં આવતો. ગામના ઈતર આગેવાનોનું મહાજન આવતું. આ પંચ રામજી કે શિવમંદિરમાં માનતું અને તે નવા વર્ષના પ્રથમ દિવસે મળતું. અમદાવાદ દરેક કણબીઓની પોળમાં રામજી મંદિર અને વાડી અવશ્ય જોવા મળે છે, અને તે પોળનું

ચોક્કસ પ્રકારનું બંધારણ પણ હતું. [૧૯]

## સાટાંપેટાંનો રિવાજ :

કણબી કોમમાં આ રિવાજ માત્ર ગરીબ કુટુંબોમાં હતો. આ રિવાજ દાખલ થવાનું મૂળ કારણ કન્યા વિક્રય હતો. કેટલાક વરના બાપ કન્યા લાવવા માટે નાણાં આપી શકે તેમ ન હોવાને કારણે નાણાંના બદલામાં પોતાની કન્યા આપવાનું પસંદ કરતા. જેઓને કન્યા મળી શકતી નહીં તેઓને આ રિવાજ માફક આવી ગયો હતો. કન્યા વિક્રયનો રિવાજ ઉપરાંત જયાં કન્યાની અછત હતી અને ગરીબાઈ હતી અને જયાં જથાઓ ટૂંકા હતા ત્યાં પણ આ રિવાજ પ્રચલિત બન્યો હતો. મતલબ કે ગરીબ માણસને પૈસાના અભાવે અને ગરજ વધારે હોય છતાં પૈસાની તાત્કાલિક સગવડ ન હોય તો આ માર્ગ અપનાવતા હતાં.

આ પ્રકારના રિવાજથી છોકરાઓ મોટા થઈ જતા છતાં કન્યા મળતી નહીં અને સાટાં તેખડાં કરવાથી એકબીજાને ત્યાં કન્યાને દુ:ખ આપવામાં આવતું હતું.

કન્યા લખી આપવી અથવા પંચ સમક્ષ તેની કબૂલાત આપવાનો ચાલ પણ હતો. કન્યા પેટમાં હોય ત્યારે પણ તે લખી આપતી. આ રિવાજને 'પેટું' આપવાનો ચાલ નામે ઓળખવામાં આવતો. ગરજવાન લોકો હોય તે કન્યાવિક્રય પ્રચાર હોવાથી રૂપિયા આપવાની જેમની શક્તિ નહોતી તેમજ સાટાંતેખડાં કરવા જેમના કુટુંબમાં કન્યા હોતી નહીં તેવા માણસે કન્યા લખી આપતા. કન્યા લખી આપ્યા પછી :-

૧. જે કન્યાના બદલામાં કન્યા આપવાની કબૂલાત કરી હોય તે ગુજરી જાય ત્યારે,

૨. પોતાની કન્યા જેને લખી આપી હોય તે સામો માણસ કહે તેને કન્યા આપવાની મરજી ન હોય તેવા પ્રસંગે.

૩. કન્યા પરણાવ્યા બાદ બદલામાં લખી આપેલી કન્યા આપવામાં આડા અવળા વાંક, બહાના કાઢે, આનાકાની કરે તેવા પ્રસંગે.

૪. લખી આપનારને ત્યાં કન્યા ન અવતરે અને બદલાની રકમ કે સામા માણસને કન્યા લાવવા ખર્ચ થાય તેટલી રકમ આપવાની ના પાડે ત્યારે ઝઘડાઓ થતાં.

આવા પ્રસંગોએ બે પક્ષના પંચાતિયાઓ અથવા તેમની ન્યાત મળીને તેનો નિકાલ લાવતા. કેટલીકવાર પિતરાઈ ભાઈઓ જવાબદારી સ્વીકારતા અથવા પૈસા આપતા. ભાણી કે ભત્રીજીનું પેટું લખી આપતા. આ રિવાજથી સંયુક્ત કુટુંબમાં ભારે ઉથલપાથલો થતી અને મારામારી પણ થતી. ગોત્રમાં ન પરણે કે જથામાં ન પરણે તો જ્ઞાતિ બહાર મૂકાતો. કન્યા વિક્રય કરનાર અને સાટાતેખડાં કરનાર કુટુંબોને કણબી કોમમાં અકુળવાન ગણવામાં આવતા. પેટું આપનાર માણસ પેટું ન આપે તો તેના સગાવહાલાં તેની જવાબદારી લેતા અને પેઢીની પેઢી સુધી પેટું ઊભું રહેતું. ચાર પેઢી બાદ પેટું

અપાયું હોય તેવા દાખલાઓ પણ જોવા મળતા.[૨૦]

**<u>વૈધવ્ય અને વિધવા વિવાહ :</u>**

કડવા કણબીઓમાં વિધવા બનનાર સ્ત્રીને વિધવા પાટીદારની સ્ત્રીઓ જેટલો ત્રાસ ન હતો, કારણ આ જ્ઞાતિમાં વિધવા લગ્ન થઈ શકતા. સ્ત્રીને કેશ ઉતારવામાં આવતા નહીં, તેનો ચૂડો ફોડવામાં આવતો અને હાથીદાંતનો હોય તો તે ઉતારીને મંદિરમાં મૂકવામાં આવતો. વિધવા થયેલી સ્ત્રી ત્યારબાદ આર્થિક સ્થિતિ પ્રમાણે ધાતુની બંગડીઓ પહેરતી અને કાળો કે બીજા રંગનો સાલ્લો પહેરતી હતી. કુટુંબના ધાર્મિક કાર્યોમાં તેનું સ્થાન હલકું ગણાતું. વિધવા થયા બાદ તેને ઠામ બેસવું હોય તો છૂટ હતી, એટલે બીજે પરણવાની છૂટ હતી, પણ તે સાસરિયાઓની મરજી હોય તો જ તેમ કરી શકતી. પોતાને બાળક હોય તો તે સાથે લઈ જતી. આ બાળકને સામેવાળા ‘આંગળિયો’ નામે ઓળખતા હતા. પુનઃ લગ્ન કરેલી સ્ત્રી પોતાની કોટમાં ‘રામ પગલાં’ પહેરતી હતી એટલે ખ્યાલ આવતો કે આ સ્ત્રીએ બીજા લગ્ન કર્યા હશે. વિધવા સ્ત્રીએ ઘરકામનો ઢસેડો કરવો પડતો. લેઉવા પાટીદારોની સરખામણીમાં કડવા કણબીઓની વિધવાઓનું સ્થાન સારું હતું, એમ કહી શકાય. વિધવા બનનાર સ્ત્રી મોટે ભાગે બીજા લગ્ન કરી નાંખતી એટલે બીજા પ્રશ્નો ઊભા થતા નહીં.

**<u>પરદા- લાજ કે ઘુંઘટપ્રથા</u>**

આ જ્ઞાતિમાં પડદા લાજ કે ઘુંઘટ કાઢવાનો રિવાજ હતો. લાજ, મલાજો કે ઘૂમટો પોતાના ધણીથી મોટી ઉંમરના સાસરામાં સગા હોય અથવા તેમનાથી વૃદ્ધ ઉંમરના પુરુષોથી કે બીજી જ્ઞાતિના સભ્ય ગૃહસ્થોથી રાખવામાં આવતો હતો. તાજી પરણીને આવેલી કન્યા પોતાની સાસુ તેમજ કાકીજી અથવા સ્ત્રીઓની મર્યાદા રાખવા પ્રથમ આણાં વખતે ઘૂમટો રાખતી હતી. ત્યારબાદ આવે ત્યારે ઘૂમટો રાખતી નહીં. લાજ પ્રથાનો વિશેષ પ્રચાર કુળવાન કુટુંબોમાં હતો. સ્ત્રીઓનો માનમરતબો અને મર્યાદા જાળવવાના હેતુથી જ આ પ્રથા શરૂ થઈ હશે અને પુરુષોએ સ્વીકારી લીધી હતી. આ પ્રથાની વિરૂદ્ધ વર્તન કરનારને જ્ઞાતિ દંડ દેતી અથવા ભયંકર ટીકાપાત્ર બનતા હતા, અને તેના કુળને હલકું ગણવામાં આવતું. જેમ જેમ સ્ત્રી ઉંમરમાં મોટી થતી જાય અથવા પોતે ઘણાં બાળકોની માતા બનતી જાય તેમ તેમ ઘૂમટાની પ્રથાનો ત્યાગ કરતી હતી. આ પ્રથાથી આ જ્ઞાતિમાં સ્ત્રીઓનો વિકાસ રૂંધાતો હતો. અને બહારની દુનિયા સાથેનો વ્યવહાર ઓછો થતો હતો.

**<u>સીમંત:</u>**

સીમંત સંસ્કાર વખતે આ જ્ઞાતિમાં ન્યાત જમાડવાનો રિવાજ હતો પણ તે ક્યારે દાખલ થયો તે જાણવા મળતું નથી.

નવા જન્મેલા બાળકને રમાડવા જવાનો ચાલ હતો, ત્યારે ચડતા-ઊતરતા ક્રમમાં પૈસાની

આપ-લે થતી. પ્રથમ પ્રસૂતિ બાપને ઘેર એટલે પિયરમાં જ કરવામાં આવતી. બાળક ત્રણ, પાંચ કે સાત માસનું થાય ત્યારે જિયાણું કરવામાં આવતું, તેમાં કન્યાને થોડા દાગીના અને વસ્ત્રો તેમજ ઘોડિયું અને ગાદલા આપવામાં આવતા અને શક્તિ પ્રમાણે બાળકને દાગીના કરાવવામાં આવતા. બાળકનો પિતા બાળકને રમાડી શકતો નહીં. વડીલો જ તેની દેખરેખ રાખતા. આ એક મલાજો હતો. સીમંતના મોસાળનો રિવાજ આ જ્ઞાતિમાં ન હતો. બાળક બાર દિવસનું થાય ત્યારે ઘોડિયું બાંધી ટોઠા રાંધવામાં આવતા. ઘરની સ્થિતિ પ્રમાણે ઘઉં કે જારના ટોઠા બનાવાતા. સવા માસ થાય ત્યારે ગોળમાં ભેળવવાની વિધિ થતી. ફોઈ ઠમઠોળિયા ખવડાવતી. કૂવા ઉપર બેડું ભરવા જાય તે વખતે ઝરમર ઝારવાની વિધિ કરાતી.[૨૧]

**દશૈયાનો રિવાજ:**

અમદાવાદની પોળો અને પરાંઓમાં પાટીદારોની અંદર દશૈયા ખાવાનો અદ્‌ભુત રિવાજ હતો તેના પુરાવા તરીકે આજે પીરસણિયા ચાલુ જ છે. પરગામથી એક પાટીદાર કુલીન ગણાતી પોળોમાં પોતાના સગાને ત્યાં મહેમાન થઈને આવેલો. કુલીન વિવાહ પત્યા પછી શહેરમાં નિરાંતે દશૈયાના ભોજનો ચાલુ થયેલા. શહેરના જ્ઞાતિબંધુઓ ગામ પરગામ જાનો મહાલી આવી પછી શહેરમાં પાછળથી સહુ સહુની સગવડે, દશૈયા જમે એટલે જમવાનું મૂળ વેડફાઈ ન જાય, મૂળમાં જ આપણા પાટીદાર ભાઈઓ દાઢ વંઠેલા હતા. એક ગામમાં તો જાનો ૨૭ દિવસ રહી હતી. પાટડીએ સુધારો કરેલો કે સાત જ દિવસ જાનો રાખવી. પોળોમાં જમવા જવાની ટિકિટો અપાતી અને સવારે હોકા ગગડાવતા.

ચિઠ્ઠીઓની રાહ જોતા બેઠા હોય. સવારથી વાતો શરૂ થાય "કયમ બબલી આજ ક્યાં જમવા જવું છે?" સાબરમતી નદીમાં પાણી હોય તો તે પાર કરવાની તકલીફ વેઠીને મહેનતે પણ દશૈયા ખાવા જતા હતા. અમદાવાદ જમવા ખાતર ક્યારેક તો મોટા મોટા વિગ્રહો ખેલતા. કુલીન પોળોમાં એક પોળમાં પોતાની નવયુવાન છોકરીને સાસરે મોકલતી વખતે રડવા લાગી ત્યારે તેની માએ કહ્યું : કાલે દશૈયા ખાવાના તે એટલે હું તને તેડવા મોકલીશ. રાંડ આવી રોતડી શું પાકી, સાસુ વહુના ઝઘડા થતા. પોળમાં સામે પિયર, તો સામે સાસરું હોય એટલે દશૈયા તો ભાગ્ય જ મૂકે, જો કુટુંબ સુધારાવાદી હોય તો વહુ કે દીકરીને દશૈયામાં જવા દે નહીં.[૨૨]

**દૂધપીતી કરવાનો ચાલ :**

બહોળી પાટી ધારણ કરનાર મનુષ્યના કુટુંબ તરફ કન્યાઓના લેવડદેવડ સંબંધમાં ન્યાતના લોકોને પક્ષપાત થતો તેનું કારણ એ કે તેમને કન્યાઓ આપવાથી ખાનદાન કુટુંબ સાથે નાતો બંધાય, જેથી બીજાઓ આવા કુટુંબોને ધરાઈ ધરાઈને કન્યાઓ આપવા લાગ્યા. પાટડી, વિરમગામ, બાવળા, ચાણસ્મા, લાડોલ, ગોઝારિયા અને અમદાવાદની પોળોમાં થયેલી લેવડદેવડો આનું ઉદાહરણ છે.

પરિણામ એ આવ્યું કે આવા કુટુંબો માટે કન્યાઓનો સુકાળ થયો, પરંતુ બીજાઓ માટે કન્યાઓનો દુકાળ થયો, જેના પરિણામે લેવડદેવડની વાડાબંધી શરૂ થઈ અને ગોળનો જન્મ થયો. લેવડદેવડના નિયમો થયા. આર્થિક માપદંડ પ્રમાણે વ્યવસ્થા ગોઠવાઈ. બહુપત્નીત્વ અને વાંઢા રહેવું પડે તેવી પરિસ્થિતિનું નિર્માણ થયું. પરિણામે સાટાંપેટાં શરૂ થયાં. કન્યાઓને દુઃખ આપવાનું ખાનદાની સાથે શરૂ થયું. દહેજ પ્રથાનો વિકાસ થયો.

તેમાંથી દૂધપીતી કરવાના ચાલનો જન્મ થયો. સહજાનંદ સ્વામીએ ગુજરાતના પાટીદારો અને રાજપૂતોમાં પુત્રીની હત્યા કરવાના ક્રૂર રિવાજને બંધ કરવા સંનિષ્ઠ પ્રયાસો કર્યા હતા. સહજાનંદ સ્વામીએ તેમના સંપ્રદાયના પ્રચારના એક ભાગરૂપે અત્યંત મહત્ત્વના સામાજિક કલ્યાણનાં કાર્યો કર્યા હતા. જેમાં તેમણે પાટીદારોમાં ફેલાયેલી 'દૂધપીતી'ની ચાલ સામે જબરદસ્ત ઝુંબેશ ઉપાડી હતી. તેમણે અનેક પ્રસંગોએ તેમના અનુયાયીઓને આદેશ આપ્યો હતો કે, "મારા સંપ્રદાયમાં અહિંસાને મુખ્ય સ્થાન હોઈ દૂધપીતી કરવાનો રિવાજ મારા સંપ્રદાય વિરૂદ્ધ છે." જાણીતા તત્ત્વચિંતક અને ગાંધી વિચારકે તેમના ગ્રંથમાં બતાવ્યું છે તે મુજબ સહજાનંદ સ્વામી અને તેમના સાધુસંતોની વાણી અને ઉપદેશોની અસર તેમના અનુયાયીઓમાં પડી હતી અને તેમના કેટલાક અનુયાયીઓએ તેમની પુત્રીઓની હત્યા કરવી કેવળ બંધ ન કરતાં તેમની સારી રીતે દેખભાળ કરવી પણ શરૂ કરી હતી.

આર્થિક મૂંઝવણો વધતાં આ પણ કુરિવાજ બની ગયો. તેને અટકાવવા આ જ્ઞાતિના તમામ જૂથો એકઠા કરવા ખેડા જિલ્લાના માજી કલેકટર મે. શેફર્ડ સાહેબ તથા નડિયાદના દેસાઈ મળ્યા હતા. તેમજ લગ્ન સંબંધની આપ-લે માટે અંગ્રેજ સરકાર તથા ગાયકવાડ સરકાર દ્વારા રકમો ઠરાવી આપ-લેના ચોક્કસ નિયમો કરવામાં આવ્યા, જેથી જૂજ ફાયદો થયો હતો. કુલીનવાદના પરિણામે લગ્નખર્ચામાં થતી ખુવારીને લીધે કણબીઓમાં દૂધપીતીની પ્રથા ઘર કરી ગઈ હતી, પણ જ્યારે અંગ્રેજોની દોરવણી નીચે દક્ષિણ ગુજરાતના કણબીઓએ ચરોતરના ઉચ્ચ કુટુંબોમાં કન્યા નહિ આપવાનો આગ્રહ રાખ્યો ત્યારે દૂધપીતીના રિવાજના મૂળ હાર્દ ઉપર ઘા પડ્યો. તેમ છતાં પણ ગુજરાતના કણબીઓમાં કેટલેક અંશે દૂધપીતીની પ્રથા ચાલુ રહી. પણ અંગ્રેજોએ તેને ક્રિમીનલ ગુનો ગણીને તેને જડમૂળથી નાબૂદ કરવાના આશયથી ૧૮૭૦માં એક્ટ નં-૮ પસાર કર્યો. આ ઉપરાંત અમદાવાદના કલેકટર અને જજ બોરુડેલે પણ કણબીઓના સામાજિક રીતરિવાજ બંધ કરવાનો પ્રયાસ કર્યો. આ કામમાં બેચરદાસ લશ્કરીની મદદ મેળવી. બેચરદાસ લશ્કરીએ ૧૮૭૦નો એક્ટ-૮ ઉત્તર ગુજરાતના કણબીઓને લાગુ પડે તે માટે પ્રયાસો આદર્યો અને આ કાર્ય માટે તેઓ ખાસ ઑગસ્ટ,૧૮૭૦માં પૂના ગયા. મુંબઈના તે સમયના ગવર્નર મિ. સાયમન ફીટ ઝીરાલ્ડ પૂના હોઈ બેચરદાસ પૂના તેમને મળ્યા અને તેમણે સહી ઝુંબેશના કાગળિયા ગવર્નરશ્રીને બતાવ્યા. આથી ગવર્નરે આ કાયદાને કડવા કણબી જ્ઞાતિને લાગુ

પાડવા હુકમ કર્યા.

૧૮૭૦ના કાયદા પછી દૂધપીતીની ચાલ ફોજદારી ગુનો બન્યો. આ ઉપરાંત સરકારે અવારનવાર વસ્તી ગણતરીનો પણ પ્રબંધ કર્યો. આ સમયે બ્રિટિશ કેળવણી અને પશ્ચિમના વિચારોની અસરને લીધે કેળવાયેલા કણબીઓની સંખ્યા વધતી ગઈ. આ કારણોથી દૂધપીતીનો રિવાજ લગભગ અદૃશ્ય થતો ગયો. [૨૩]

<u>બાંધ્યા વિવાહ (દસ બાર વર્ષે આવતાં લગ્ન):</u>

કડવા કણબી લગ્નની બાબતમાં લેઉવા કણબી કરતાં જુદા પડતા હતા. કડવા કણબીમાં લગ્ન દસ-બાર વર્ષે થતું. અને ઘોડિયામાં ઝુલતા ૪૦ દિવસના બાળકને પણ પરણાવી દેવાતું. તેને સૂપડામાં રાખીને ફેરા ફરવામાં આવતા, કડવા કણબી જ્ઞાતિમાં એક કહેવત પડી હતી કે, "અડધું છાણું, ડોકલી ઘી, કડવો પરણે રાત ને દિ." [૨૪]

દર દસ વર્ષે એક જ દિને આખી જ્ઞાતિમાં લગ્ન કરવાનો રિવાજ ક્યારે શરૂ થયો તે વિષે કોઈ ઐતિહાસિક પ્રમાણ હાથમાં આવતા નથી. માત્ર એક જ પ્રમાણ છે. 'કુમારપાળ પ્રબંધ'માં જણાવવામાં આવ્યું છે કે, સિદ્ધરાજના ધર્મપુત્ર ચાહકે બબેરા પર ચઢી આવી ઘેરો ઘાલ્યો ત્યારે તેમાં ૭૦૦ કન્યાઓના લગ્ન થયા હતા. આ કન્યાઓ કડવા કણબીઓની હતી તેવું અનુમાન કરવામાં આવ્યું હતું. કોઈપણ પ્રાચીન પુસ્તકમાં આ વિષે કોઈ પણ બીના જોવામાં આવતી નથી.

ઊંઝામાં મોહોલત શાખાના મુખ્ય પટેલ બાજીદાસ થોભણદાસના ચિ. શામળદાસના ત્યાં ચોપડામાંથી માલુમ પડે છે કે ગયા દોઢસો વર્ષથી કડવા કણબીની જ્ઞાતિમાં લગ્ન દર દસ વર્ષે એક જ વખતે થતાં. તે ફક્ત ઉનાળાનો દિવસ અને અખાત્રીજ નક્કી કરવામાં આવતી, કારણ તે જ્ઞાતિનો વ્યવસાય ખેતી હતો અને ઉનાળો જ ખેડૂતને અનુકૂળ હતો. વળી દસ વર્ષે લગ્ન કરવામાં ખર્ચ ઓછું થાય તેવું પણ માનવામાં આવતું. ઉપરની કહેવત તેની સાક્ષી પૂરે છે.[૨૫]

ખૂબી એ છે કે બરાબર દસ અગર બરાબર બાર વર્ષેનું છેટું દર બે લગ્નના અરસામાં હોતું નથી. પણ સરાસરી લેતાં દસ વર્ષનું અંતર આવે છે. ગયા સો વર્ષમાં બરાબર દસ વખત જ લગ્ન થયા હતાં અને તેમ છતાં લોકોમાં કહેણી હતી કે, કડવાના લગ્ન બાર વર્ષે થાય છે. આ ટાણે સિદ્ધપુરના ગોર ૭૫-૧૦૦ સંખ્યામાં ઊંઝા મુકામે એકઠા થતા અને મિષ્ટાનો ઉડાવતા. સઘળા કડવા કણબીઓ એમ માનતા કે તે કુળદેવી શ્રી ઉમિયા માતા બોલે છે અને લગ્નનો હુકમ આપે એવી સમજથી તે બિચારા અજ્ઞાનીઓ ઊંઝા પાસેથી લગ્નની કંકોતરીઓ લઈને જતા હતા. તે લગનિયાઓ (બ્રાહ્મણો) આપતા. જો આવા ગપગોળા અને માતાનો મહિમા વધારવાનું આચરણ ન કરે તો તેમનો ભાવ પૂછવામાં કમી થાય. કણબીઓમાં વિદ્યા નહિ હોવાથી તેઓ બ્રાહ્મણોના કહેવા ઉપર જ આસ્થા રાખતા

હતા. બ્રાહ્મણો અને પૂજારીઓ બડાઈથી એવું તૂત ચલાવતા કે 'કડવાઓની દેવી બોલી.'[૨૯]

ઊંઝામાં કડવા કણબીની માતાનું સ્થાનક કે તેમાં અહીંના લોકો એવું કહે છે કે તેમના જ્યારે વિવાહ થવાના હોય તે દિવસે સ્થાનકના કમાડ ઊઘડતા હતા અને ત્યાં કાગળ લખેલો પડ્યો હોય, ત્યાં સુધી કમાડ બંધ રહેતા, એટલે દસ-બાર વર્ષ સુધી કમાડ બંધ રહે. જે વર્ષે વિવાહ હોય તે વર્ષના અમુક દિવસે કમાડ ઉઘડતા. જ્ઞાતિના બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કરતાં. કેટલાક બ્રાહ્મણો કંકોતરી લઈને કાઠિયાવાડ, માળવા, નિમાડ વગેરે ઠેકાણે જતા. તેઓ લોકોને કહેતા, "માતા બોલતા તો નથી પણ પડછો આપે છે" અને પછી તે પોતાનો મહિમા વધારવા પડછાની કથા કહે છે. માતાના મંદિરમાં બારે પહોર અને બત્રીસે ઘડી ઘીના દીવા બળતા રહે છે અને તેમાં નિયમિત પૂજારી ઘી પૂરતો. જે વર્ષમાં લગ્ન કરવાના હોય તે વર્ષમાં પડછો આપવાને સારું માતાના પ્રતાપથી સદર દીવાઓમાં નિયમિત ઘી પુરાયેલું રહેતું, અને ઘીની સેગો બંધાતી જતી. પૂજારીને ખાતરી થતી કે આ વર્ષે માતા લગ્ન કરવાનો અને પડછો આપશે, એટલે તે ગામના પટેલોને નિવેદન કરતો અને તે પટેલો આજુબાજુના ગામોના પટેલોને ખબર આપી ઊંઝા બોલાવી લેતા. સિદ્ધપુરથી પંડિતો આવતા અને લગ્ન જોષ જોવાતા. સદર પટેલો અને ભેગા મળી ત્રણ લગ્ન તિથિની ત્રણ જુદી જુદી ચિઠ્ઠીઓ કરીને ત્રણ જુદા જુદા પડા બાંધીને તે પડા માતાના મોં આગળ મૂકતા, એક પાંચ વર્ષની બાળાને તેડી લાવીને તેની પૂજા કરીને મંડપમાં લઈ જતા અને સદર ત્રણ પડામાંથી એક પડો ઉઠાવવાનું કહેતા, તેમાંથી જે લગ્નતિથિ નીકળે તે તિથિ મંજૂર રાખતા પણ તે પહેલા તે પડાને વારે વારે ત્રણ વખત ઉપડાવતા તેમાં ત્રણે વખતે તેજ પડો આપે એટલે તે જ લગ્ન દિવસ નક્કી થતો, અને પડાને વધાવી લેતા. તે જ પ્રમાણે માંડવરાતોનો દિવસ નક્કી થતો, તથા માણેક સ્થંભ રોપવાનો તેમજ ગોત્રાજો પૂજાનો વગેરે દિવસ પણ તે જ રીતે નક્કી થતા. આ સઘળી વાતો ભોળા ખેડૂતો સાચી માનતા અને બ્રાહ્મણોને દાન દક્ષિણા આપી જમાડી રાજી રાખતા. બ્રાહ્મણો એક કથા કહેતા અને એ જ તારીખે લગ્ન કરવાનું સમજાવતા. છૂટા લગ્ન થઈ શકે નહિ તેવો ભય દેખાડતા.

પૂર્વમાં માળવા દેશમાં કડવા કણબીની વસ્તી હતી. ત્યાં પણ આ જ મૂરત પ્રમાણે લગ્ન થતા. સન ૧૮૮૦ની સાલ પરથી એવું બન્યું કે ચોર-લૂંટારૂઓના ભયથી દેશ દૂર હોવાથી તેમની અવરજવરના સાધનો નહિ હોવાથી લગનિયા જઈ શક્યા નહિ. લગભગ બે લગ્નોમાં ત્યાં જઈ શક્યા નહિ એટલે ત્યાં કન્યાઓ મોટી થઈ ગઈ એટલે બ્રાહ્મણોએ કહ્યું કે માતા સર્વવ્યાપક છે, અહીં તેમની સ્થાપના કરી તમે લગ્ન કરો. પછી ઉઘરાણું કરીને એક મોટું ઊંઝાના મંદિર જેવું મંદિર બાંધ્યું, મૂર્તિ પધરાવવા સમયે દેવળ તૂટી પડ્યું અને આગળ પડતા માણસો તેમાં દટાઈ ગયા. આને તેઓએ ચમત્કાર માન્યો અને માતાના હુકમ વિના લગ્ન ન થાય તેવો ભય પેદા થયો.

કડવા પાટીદારોના શ્રી ઊમિયા દેવીના નામે દસ વર્ષે લગન કાઢવામાં આવતા. તે વખતે પાટલાવાળાઓ પોતાનો બીજો ગોર રોકીને ગામડે ગામડે માતાજીની કંકોતરીઓ લઈ જતાં, ત્યાં તેમને રોકડ રકમ મળતી, ઘરદીઠ તે બાંધેલી હતી. પંદર દિવસ સુધી તેઓ ત્યાં ધામા નાંખીને રહેતાં. બીજા પક્ષે કડવાના લગ્નની વિધિ કહાડવામાં ઊંઝાના કણબીમાં રૂસાવત અને મોહલોત શાખાના અગ્રેસરો હતા. તેઓ અભણ હતા, પણ દિલના ભોળા હતાં અને અંધશ્રદ્ધાળુ હતા. અહીંથી નીકળેલ લગ્નની તિથિ જ્યાં જ્યાં કડવા કોમનો પાટીદાર વસતો તે તેનું પાલન કરતો અને બાંધ્યા વિવાહ કરતો.

કડવા કણબીઓની જ્ઞાતિમાં એક દિવસના છોકરાને પણ પરણાવી દેવામાં આવતો. વળી પહેલાં પરણાવી દેવામાં આવતો અથવા ફૂલના દડે પરણાવી દેવામાં આવતો. ચાળીસ દિવસનું સુવાવડનું સૂતક લાગતું હોવાથી ૪૦ દિવસની અંદરના છોકરાને પરણાવવાનું કોઈ કરતું ન હતું. છોકરાને ઘોડિયામાંથી ઝડપવાનો લહાવો લેવામાં અભિમાન પેદા થયું અને કુળવાનોની હરીફાઈ શરૂ થઈ, કજોડાં અને બાળલગ્નો સર્જાયાં.

એક હકીકતની નોંધ લેવી ઘટે કે જાન પંદર દિવસ સુધી રોકાતી પણ જાનમાં ઝાઝા માણસો આવતા નહીં કારણ કે, ઘેર ઘેર લગ્નો હતા. ક્યારેક તો મા દીકરીને પરણાવવા ઘેર રહી હોય અને બાપા દીકરાને પરણાવવા ગયા હોય. કન્યા ઉંમરલાયક થાય ત્યારે તેનું ઊજણું કરી સાસરે મોકલવામાં આવતી અને ફૂલના દડે પરણતી કન્યાને રાંડેલી ગણવામાં આવતી, કારણ કે તે ફૂલનો દડો કૂવામાં નાંખી દેવામાં આવતો, બીજા લગ્નો ખૂલે ત્યારે તેને પરણાવાતી પણ તેને હારિયાની કન્યા કહેવામાં આવતી. આમ ઊજણાની અને હારિયાની કન્યા જેવા ભેદ પડ્યા. હારિયાની તે કન્યા એટલે જેનું ઊજણું થતું નથી તેવી કન્યા, તેના બીજા લગ્ન ગણાતા. [૨૭]

કડવા કણબીની જ્ઞાતિમાં લગ્ન બાર વર્ષે માતા બોલે ત્યારે થતા તે માટે ઉમિયા માતા સમક્ષ ચિઠ્ઠી નાંખી, તેમાં જે તિથિ આવે તે દિવસે ઘણાંખરા લગ્નો કરી દેવામાં આવતા, તેથી ભારે દોડધામ અને ધમાલ થઈ રહેતી, અને તે દિવસે કડવા કણબીનો ગોર ભમે કે જે રીતે વનમાં વખૂટો પડવાથી રોઝ ભમે છે એ રીતે સર્વેને ઘેર ભમી વળે ને સમેવર્તે સમય કરાવે. પણ તેની અનિષ્ટ રૂઢિ એ હતી કે કદાચ યોગ્ય વર મળી ન આવે તો કોઈ ગરીબ નાતીલાને બોલાવીને તેને પાંચ-પચીસ રૂપિયા આપવાનું ઠેરવી, તેની સાથે હથે વાળો મેળવી ફેરા ફેરવતા તેને બાહ્યવર કહેતા એટલે કે લગ્ન થયા પછી પેલો પુરુષ એને ઘેર ચાલ્યો જાય અને કન્યાને તેનાં માબાપ એ ધણી મરી ગયો છે એમ માથાબોળ નવડાવે, પછી યોગ્ય સમયે તેને ઠામ બેસાડે એટલે નાતરું કરાવે, અને એ રીતે બાંહ્યવર જો ન મળે તો ફૂલનો દડો લાવીને મંગળ ફેરા ફેરવતા. ત્યારબાદ તે ફૂલના દડાને વાવ કે કૂવામાં, નદી કે તળાવમાં ફેંકી દેતા



અને પછી તેને બાંહ્યવર કન્યાની પેઠે ઠામ બેસાડતા.

કડવા કણબીની ઉત્પત્તિ નિબંધના કર્તાએ આ ચાલ કેવી રીતે ઉપસ્થિત થઈ તેની હકીકત આપી છે, અને એ કડવો કણબી કેવો ગમાર હતો તે વિષે સઘરા જેસંગના દરબારમાં બનેલી પરભુદાસ પટેલનાં બે ભાઈઓના બબુચકવેડાની વાત કહીને જણાવ્યું છે.

કોહોવાડે ચીરી કરું કડવા કેરું મુખ,
બોલ્યાથી બહેબાકળે, હાથ સઉને સુખ.

નીચેના બે મહત્ત્વના અપ્રાપ્ય પુસ્તકો પણ બાંધ્યા વિવાહ વિષેની ખૂબ રસપ્રદ માહિતી પૂરી પાડે છે.

"ભારત ખંડનો પ્રવાસ" નામના પુસ્તકમાં ઉલ્લેખ મળે છે કે ઊંઝા ગામ ગાયકવાડ સરકારના તાબાનું છે પ્રાચીન નામ એનું ઉમિયાપુર હશે અને તેનો અપભ્રંશ ઊંઝા છે. કડવા કણબી જ્ઞાતિની ઉમિયા દેવીનું સારું દેવાલય જોવાલાયક છે, અને તેની સ્થાપના પ્રાચીન કાળની છે. આ દેવીના મંદિરનું અને ધર્મશાળા વગેરેનું દેખરેખ રાખવાનું કામ મારો પિતા શેઠ બેચરદાસના વખતથી અમારા સ્વાધીનમાં છે.

કણબીઓ બારબાર વર્ષે આખી ન્યાતમાં એક જ દિવસ લગ્નો ઠરાવે છે. તે એવી રીતે કે લગ્નશાળામાં જોષી પાસે બે -ચાર લગ્નના ચોખા દિવસ જોવડાવીને કેટલીક ચિઠ્ઠીઓ કરીને માતાજી આગળ મૂકે છે, તેમાંથી એક ચિઠ્ઠી કુમારિકા પાસે ઉપડાવે છે. જે ચિઠ્ઠીમાં જે દિવસ લખ્યો હોય તે દિવસે લગ્ન કર્યાની આજ્ઞા માતાએ આપી એમ માનીને દેશે દેશમાં કંકોતરીઓ લખી જણાવે છે, એટલે સર્વ ઠેકાણે એ જ દિવસે લગ્ન થાય છે તે વખતે ગમે તો સવા મહિનાની દીકરી હોય તો એ પણ તેને પરણાવી દે છે, કેમ કે પછી બાર વર્ષે લગ્નનો દિવસ આવે છે, પણ તે ન્યાતમાં પુનઃલગ્ન કરવાની છૂટ છે એટલે અડચણ પડતી નથી. આ ગામમાં લોકો સાદા વિદ્યારહિત હોવાથી વહેંચી સ્વભાવના જણાય છે. [૨૮]

"ભારત વર્ષની યાત્રા" નામના એક પુસ્તકમાં ઉલ્લેખ મળે છે કે, "ઊંઝાનું બીજું નામ ઉમાપુર છે. ગુજરાતમાં કણબી એટલે ખેડૂતની ઉચ્ચ નાત વસે છે. કડવા કણબીઓનો મોટો ભાગ વેપારમાં પડેલો છે, અને બાકીનો ભાગ ખેડૂત છે. વિરમગામ પાસેનું પાટડીનું નામનું સંસ્થાન કણબી જાગીરદારનું છે. કડવા અને લેઉવા આ બેઉ ઉજળી જાત છે. કડવાઓમાં બાર વર્ષે લગ્ન કરવાનો રિવાજ છે. આ લગ્નની ચિઠ્ઠી માતાજી સમક્ષ નાંખવામાં આવે છે માતાજીથી હા નો જવાબ આવે તો જ લગ્ન થઈ શકે છે. આ લગ્નમાં ગર્ભવાળી બે સ્ત્રીઓ પણ ફેરા ફરે છે, અને જો બેઉને પુત્રીઓ આવે તો લગ્ન મિથ્યા ગણાય છે, અને એકને છોકરો અને બીજીને છોકરી આવે તો લગ્ન સહી ગણાય છે. આ લગ્નના ભાસ

જેવું છે, બાકી તો ખરું લગ્ન આ લોકમાં આણું એ જ છે."[૨૯]

કડવા કણબીઓની રહેણીકરણીની બાબતમાં તેઓ ઢોર સાથે રહીને લગભગ ઢોર જેવું જીવન જીવતા હતા. ઉત્તર ગુજરાતના કણબીઓ અફીણ પણ લેતા, શહેરની કણબી સ્ત્રીઓ સૂતર પણ કાંતતી અને રેશમ વણતી અને ઘરકામ સંભાળતી. કણબી સ્ત્રીઓ દારૂ કે તમાકુનું સેવન કરતી નહોતી પણ ઘણી મોટી ઉંમરલાયક સ્ત્રીઓ છીંકણી સૂંઘતી અને ડાફડી ધરતી. તેઓ જીવદયાના ચુસ્ત આગ્રહી હતા. પશુપંખીની હિંસા કરતા ન હતા. બાંધ્યા વિવાહ એટલે એક તિથિ કે તારીખે લગ્ન થતા. તેના લગ્નની તિથિ ઊંઝાથી નક્કી થતી અને તે મુજબ ત્યાંથી લગ્નનીઓ જયાં કડવા કણબીઓ વસતા હોય ત્યાં બ્રાહ્મણો લઈ જતાં. પરિણામે બાળલગ્નોનો રિવાજ જન્મ્યો. આ રિવાજો નાબૂદ કરવા માટે બેચરદાસ લશ્કરીએ ખૂબ જ જહેમત ઉઠાવી હતી, એટલું જ નહિ પણ બ્રિટિશ શાસકો અને સયાજીરાવ ગાયકવાડની મદદથી આ બાબતમાં ઘણી સફળતા પણ મેળવી હતી. આ સાથે ખૂબ જ મહત્ત્વના દસ્તાવેજો દ્વારા આપણને ખૂબ જ રસપ્રદ માહિતી પ્રાપ્ત થાય છે તે અહીં શબ્દશઃ રજૂ કરું છું.

<u>ઊંઝાથી આવેલા લગનીઓ (ઈ.સ. ૧૮૯૦) :</u>

તે સમયે લગ્ન લખતી વેળા કેવી ભાષા વપરાતી તથા કોઈ ચીજ વસ્તુઓ મંગાવવાની ચીવટ રાખવામાં આવતી તેની ઝલક જોઈએ.

"સંવત ૧૯૪૬ મહા સુદ ૧૪ને ગામ માણસામાં લગન વધાયા છે. લખીરામ લગનીઓ આપનાર ભરામણના નામ નીચે પંડાયા લખમીરામ પરસોતમ તથા પંડાયા મોસનલાલ સાંકળચંદ તથા અચરજ અનોપરામ દયારામ તથા રાવલ જેઠારામ મુલજી જણો ૪(ચાર) ગામ ઊંઝાના લગનીઆ જણ ૪ મણી લગન વધાયો છું". તેમાં જણસ મંગાવવાની વિગત અને મુહુંર્તની વાત અત્રે આપેલ છે. તે નીચે મુજબ છે.

સરીફળ નં-૧, સોપારીઓ નં-૭ કંકુ ૦।, રાતુ થાપણ ગજ ૧।, ધોળું થપન -ગજ ૧,નરાસડીની આંટીઓ નં.-૭, ચોખા ૧।, ૫ શીખના આપ્યા, ૮ રોકડા.

એણી રીતે લગન વધાયું છે. પટેલ ભગતીભાઈ હરીભાઈના માડમાં વધાયું છે. નીચે લગનીઓ જણ ૪ની સહીઓ કરાવી છે.

પાડાં લખીરામ પરસોતમની સહી     દ. પોતાના પંડા મોહનલાલ સાંકળચંદની સહી

અચારજ અનોપરામ દયારામની સહી     દ. લખમીરામ

લખમીરામ રાવલ

જેઠારામ મુલજી વી. દ. લખીરામ

એવી રીતે ઉપર લખા પરમાંણે એ લગનને પસી બાજોઠ બે મંગાવીને કરાવું ને લગનની

તારીખ ઉતરાવી તેની વિગત ૧૯૪૬ના વઈશાક સુદ-૨ને વાર સોમવારના દિવસે કામગણેશ એટલે ચાક વધાવવાનું મુરત વઈશાક સુદ ૬ને શુક્રવારના દિવસે માંડવો ઘાલવાનું મુરત હતું. વઈશાક સુદ-૮ વાર રવિવાના દિવસે મોટા ગણેશ બેસારવા તથા ગ્રહશાંતિ એટલે ગરો પૂજન કરવાનું તથા માણેકથંભ ઘાલવાનું વઈશાક સુદ ૧૨ ગુરુવારનું લગન રાત ગડીયું ગયા પછી વરગડિયા પરખાવવા વઈશાક વદ ૫ને શુક્રવારની રાત માંડવરાત એણી રીતે લગન વધાવા હતા. ને પછીથી ગોળ લાવીને વેચો હતો. કંકુતરી જોઈને આવનાર ઉપર લેખેલા ભરામણાં ને પાકું સીધું અપાયું હતું. બીજા દિવસે રહેવું પડયું હતું તે દિવસે ખીચડીનું સીધું અપાવતા હતા પણ તે દિવસે પણ પાકું અપાયું હતું."

આમ, લગ્નપ્રસંગે કેવી ઝીણવટભરી તૈયારી થતી તેનો ખ્યાલ આપણે આ નોંધ પરથી મળી રહે છે. એજ રીતે એ વખતે પ્રચલિત ચાક વધાવવાના રિવાજની વિગતો પણ મળે છે તે જોઈએ તો :

**<u>ચાક વધાવાનો દિવસઃ</u>**

તાર પછી વઈશાક સુદ-૨ ચાક વધાવવાની વખત આવી એટલે ગામમાંથી સરવે પાટીદારોના ઘરેથી બઈરાં ને બોલાવાને ૫. ભગતી હરિભાઈના ઘરેથી ચારણી ઘઉં-૨,ના આશરે લીધા તથા ગોળ ૦। આશરે લીધો ને સરવે લઈને કુંભાર પૂજા સવ્યાના ઘરનાઓને ચાકલાની પૂજા કરી તેમાં સોપારી ૧ ચાકલા પાસે મૂકી તેને કંકુના સાંટ પાડ્યા, પરંતુ રાવને ડાંગર ચડાવી તેની પાસે જઈ ૧ રોકડો અને સોપારીઓ મૂકી હતી. પૂજા કરી રહ્યા પછી ઘઉં તથા ગોળ તથા પઈસો કુંભાર લઈ ગયો ને ઘરમાંથી માટલા નં ૧૫। ભગતી હરિભાઈને ઘેર આપી. માટલી લઈને આવ્યા પછી સરવે ગામમાંથી બોલાવવાને કોઈ આવાને કોઈ નહી આવાને માંડવો ભરામણને બોલાવીને ગાલો તેમાં જમણી બાજુની થાંભલી ગાલતી વખતે જઈ-૧ સોપારી નં-૧ મુકાવી પૂજા કરાવીને થૈભલી ઘલાવીને સરવે થાંભલીઓ પાસેથી ઘાલીને માંડવો ઊભો કરો. તાર પછી વઈશાક સુદ-૮ રવિવારે ગરો પૂજા તથા માણકથંભ તથા ગણેશ બેસાડવાનું મૂરત હતું તે દિવસે પરથમ પંડા પરભુરામને બોલાવીને ગોતરજ કાઢ્યા ને પછી ગરો પૂંજા કરવા સારું માટી લેવા સારું ગયા. તેમાં એક કથરોટમાં જઈ ૧, સોપારી ૧, ઘઉં ૧।।, તથા કંકાવટીમાં કંકુ તથા ખારેક ૫, લઈને ગયા તે સાથે પંડા પરભુરામ હતા ને માટી લાવા તેની પેલી (ઓટલી આંગણમાં) કરી તેના ઉપર પરચુરણ સામાન લાવતા હતા તે પેલી (ઓટલી ) ઉપર રાખીને પસી ગરો પૂંજા કરાવી. પસીથી ગણેશની માટલી લેવા કુંભાર પૂજા સવાના ઘરે ગયાં તેમાં એક ચારણીમાં ઘઉં ૧। તથા ગોલણ તથા જઈ ૩, રોકડા લઈ જઈને માટલી લાવા તેની સાથે માટલામાં તે જ પરમાણે તે દિવસે પા. બાજી ભગવાનભાઈ આંસમન તથા બહેચર અમીચંદ થઈને માણેકથંભ જુદો પા. મોતી ભગવાનભાઈના ઘેર ઘાલ્યો હતો. તતા ગરો પૂજા કરી હતી ને પરથમ સાઠે(૬૦) ઘરનું ભેગું થતું હતું તે પરમાણે ભગતી હરિભાઈના ઘરે કર્યું હતું. પસી વઈશાક સુદ ૧૧નું ફુલેકું કરું હતું. તેનું ભાણું ૧ હજામને વરના બાપે ઘરદીઠ એક ભાણું આપું હતું. વઈશાક સુદને ૧૨ જાનો આવીને ભાગોળે ઊતરી હતી પસે સામઈયું કરું હતું તે ખાંડનું પાણી પાવા ગયા હતા તે વખતે એક ટકો એક વરદીઠ હજામને

આપો તથા એક ટકો ભરાંમતને આપો તથા એક ટકો મેરાઈને(દરજી) આપ્યો હતો. વરના બાપે પશે જાનવાસે આવતા હતા તથા ઉતારો આપો, પીસી સુખડીની થાઈને એક કના(કન્યા) તરફથી જાન વાસે હજામ સાથે મોકલી પસી થોડી સુખડી લુણારીઓ કાડી લઈને પાસી આપીને હજામ ઘેર લઈ ગયો તે વખતે એક ટકો હજામને વરના બાપ તરફથી આપો હતો, પસે હજામને પીઠી કરવા મોકલ્યો હતો તે પીઠી કરી પોતિયું લઈ જતો પસે બોલાવાથી માંડવે આવોને તોરણ આવા એટલે પુખાવાને વખતે એક ટકો ભરાંમણને તથા હજામને આપો વરના બાપ તરફથી પછી ઘરે બોલાવીને બાજઠ ઉપર તથા માચી ઉપર ખાટ પથાણું પાથરીને વર કન્યાને બેસારીને બેસારાં પછી ગોરને ઉઘડા પૈસા આપવા નક્કી કરીને વરઘડિયા પરણાવવા ચોરી બંધાવી. તેમાં કુંભાર ને ચોરી એક ટકા બે પરમાણે લવરાંમણ તથા મેળવામણના અપાયા તથા રૂ. ૦|| ગળીયા રાજારામને આપો રૂ. ૦| જનીયાને આપો સરવે પઈસા વરના બાપ તરફથી આપા હતા. પસે પરણી ઊઠા પસી ગોતરીજ આગળ પગે લગાડીને સેડા સોડી નાંખીને જેની વાસે (જાની વાસે) ગયા પસી હજામના બે ટકા પરથમ અપાયા હતા ને બે બાકી હતા તે આપો જયારે ટકા ૪ પરણી ઉઠતાં સુધી આપા હતા. બીજા બે ટકા મેરાઈને આપા ને પરથમ ૧ આપો તો બીજો ટકો ૧ ગોરને આપો તો પરથમ બે આપ્યા હતા. તાર પછી લોકોના હકના પઈસા ચૂકવવાની

<u>**વીગત :-**</u>

૦||| મેરાઈનો

૦|| શીખનો

૦| પોતીઆનો

૦|| હજામનો

૦|| શીખનો

૦| પોતીઆનો

૦|| કુંભારનો

૦| પણી ભરામણનો

૦| પોતીઆનો

૧ સુતારને બાજોઠ તથા માંચીને

૧ કુંભારને ચોરી ૧,ના

૦| માળીને આપ્યો.

૦, ૪|| માધવસેન નાથુજીને

૦, ૪|| કોટવાળનો

૦॥ લવારનો નાંગણદીવા પતરાનાના નાંગણખીવાગોર ધોતીઆનો

૦। વાજંતરીઓને

૧, દરબારમાં ચોકી હકના તે મધે રૂ. ૦, ૪॥ હવાલદારને પણ ભેગા લઈ લીધો છે, સં. ૧૯૩૬ની સાલ થે લેવરાંણાં છે હવાલદાર ભેગા

૧, ભાટ તથા ભરામણને તથા સરણમુમાં ૦। ૦, ૪॥ હજામને મહામાટલુ બંધામણીનો ૦, ૪॥ સેનમાલા વાસલાને સુથીયું ૧, મહામાટલું બાંધવા લઈને.આમ ચાક વધાવવાની સમગ્ર વિધિની તૈયારીઓ કરી લીધા પછી લગ્ન કરાવનાર બ્રાહ્મણ સાથે પણ તેના કરાર થતા જેમાં લગ્નપ્રસંગે બ્રાહ્મણની શું ભૂમિકા હતી. તેથી લગ્નમાં કોઈ વિવાદ ન થાય. જેમાં કેવી કાળજી રખાતી તે જોઈએ.

**<u>કરારનામું બ્રાહ્મણ સાથે:</u>**

સંવત ૧૯૪૬ના વૈશાખ સુધી ૧૫ પા. દ્વારકાં ભગતી તથા ભાઈ જેસંગ ભગતી તથા ભાઈ હાથી ભગતી તથા જેઠા ભગવાનદાસ જોગ પંડ્યા પરભુરામ ખુશાલ તથા પંડ્યા રાજારામ ખુશાલ તથા પંડ્યા સાંકળેશ્વર ઉમેદરામ જતા આ સાલમાં તમારા વિવાહ છે. તેના કન્યા એક ગેર ધોતીઆના રૂ. ૨। અંકે રૂપિયા સવા બે તથા શીખનો રૂ. ૦। અંકે આના ચાર પરણાંમણનો રૂ. ૦॥ અંકે રૂપિયો અડધો ચલોખા, ચલઉવા, સોમઇઆનો એણી રીતે તોરણવહાર આના સવા બે માટે રૂ. ૩=૧ અંકે રૂપિયા ત્રણને આનાં સવા બે લઈને કન્યા પરણાવીએ. અહીં આ સિવાય ઉપરની બાબત સિવાય જઈ એક લેવો નહીં.

બાંધ્યા વિવાહમાં મુહૂરત આ પ્રમાણે ગણાતા. કડવા કણબી લગ્નના મુહૂરતના હસ્તપત્રિકા છૂટી વહેંચાઈ હતી તથા તા. ૧૩મી ફેબ્રુઆરી ૧૯૧૦ના ગુજરાતી પ્રેસના અંકમાં છપાઈ હતી:

(શ્રી ઉમિયા જયંતી)

આપણા કૈડવા જ્ઞાતિની કુળ દેવ્યા શ્રી ઉમિયા માતાજીએ તા. ૮-૨-૧૯૧૦ના રોજ આપણી જ્ઞાતિમાં લગ્ન કરવાની આજ્ઞા આપી છે.

તે શુભ મુહૂર્ત તિથિઓ નીચે મુજબ છે.

સંવત ૧૯૬૬ની સાલ પ્રથમ લગ્ન માંડવ રાત્રી અથવા બીજું લગ્ન સંવત ૧૯૭૧ની સાલ શ્રી ગણેશ બેસાડવાના

(કાચા ગણેશ) ચૈત્ર વદી ૩ બુધવાર બીજા વૈશાખ સુદી ૨ રવિવાર

| | |
|---|---|
| શ્રી માંડવા મુહૂર્ત (ચૈત્ર વદી ૪) | બીજા વૈશાખ સુદી ૩ સોમવાર |
| શ્રી માણેકસ્થંભ (ગુરુવાર) | |
| શ્રી ગ્રહશાંતિ | |
| શ્રી મોટા ગણેશ (ચૈત્ર વદી) | બીજા વૈશાખ સુદી ૮ શનિવાર |
| શ્રી ઉકરડીના (૮ સોમવાર) | |

નોતરવાની શ્રી લગ્ન કરવાનો શુભ દિવસ

ચૈત્ર વદી ૧૦ બુધવાર

શ્રી ઉકરડી ઉઠાડવાની બીજા વૈશાખ વદી ૨ રવિવાર

વૈશાખ સુદી ૨ બુધવાર

એવી રીતે ઉપર મુજબ લગ્ન કરવાની શુભ મુહૂર્ત તિથિઓ છે લગ્ન નીકળતી વખતે ગાયકવાડી રાજયના અમલદારો હાજર હતા તેમના રૂબરૂ લગ્ન કાઢવામાં આવ્યા છે. તે બાબતનું સર્ટિફિકેટ નીચે છે. અને તા. ૧૧-૨-૧૯૧૦ આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે આ પત્રિકામાં જણાવેલ લગ્ન તિથિઓ કડવા કણબીઓમાં ઘણા વરસોથી ચાલી આવતી ધર્મક્રિયા મુજબ આજે નક્કી કરવામાં આવી છે.

મુકામ ઊંઝા

સહી

કે.બી. જાદવ

સૂબા અને ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ

કડી

તા. ૮-૨-૧૯૧૦

બેચરદાસના અવસાન બાદ ચાલેલા સુધારાની પ્રવૃતિનો આ વિજય હતો. સુરત જિલ્લાના કડવા પાટીદારોએ જુદા લગ્ન એ નામની હસ્તપત્રિકા ૧૦મી એપ્રિલ ૧૯૧૦ના ગુજરાતી પંચમાં છપાઈ હતી તે નીચે મુજબ હતી.

**<u>સુરત જિલ્લા કડવા પાટીદાર:</u>**

ઉમિયા માતાજીની મહેરબાનીથી કડવા પાટીદારોના લગ્ન સભા વખતે તા. ૪ એપ્રિલ સને ૧૯૧૦ને રોજ મુકરર કર્યા તે.

શુભ મુહૂર્તોની તિથિઓ નીચે મુજબ સંવત ૧૯૬૬

| | |
|---|---|
| ૧. શ્રી ગણેશ બેસાડવાના (કાચા ગણેશ) | વૈશાખ સુદી ૫ને શુક્રવાર |
| ૨. શ્રી માંડવા મુહૂર્ત (માણેક સ્થંભ) | વૈશાખ સુદી ૫ને શુક્રવાર |
| ૩. શ્રી ગ્રહશાંતિક વરનું | વૈશાખ સુદી ૭ને રવિવાર |
| ૪. મોટા ગણેશ અને ઉકરડી નોંતરવાનું | વૈશાખ સુદી ૭ને રવિવાર |
| ૫.મોટા લગ્ન કરવાની તિથિ | વૈશાખ સુદી ૮ને સોમવાર |
| ૬.શ્રી જાન વિદાય કરવાનું મુહૂર્ત | વૈશાખ સુદી ૧૧ને ગુરુવાર |

૭.શ્રી ઉકરડી ઉઠાડવાનું મુહર્ત                                વૈશાખ સુદી ૧૨ને શુક્રવાર

બીજું લગ્ન સંવત ૧૯૭૧ની સાલમાં જિલ્લાની પંચ એકત્ર મળી લગ્નતિથિ મુકરર કરશે.

પટેલ નરોત્તમદાસ વણારશી સોંસેકવાળા, પટેલ બેચરભાઈ ભીખાભાઈ વશ્વારીવાળા.

ઈ.સ. ૧૯૧૦ પછી પાંચ વર્ષના લગનીઆના મુહર્ત નીકળવા લાગ્યા અને છૂટા લગ્નો શરૂ થયા વિવાહ માટે છોકરાનો બાપ વાત મૂકતો. મોટાભાગના લગ્નો બાળલગ્નો થતા જાન ત્રણ કે પાંચ દિવસ રોકાતી. બાંધ્યા લગ્નની જાનો પંદર દિવસ રોકાતી અને પ્રસંગને અનુરૂપ ગીતો ગવાતા. તેની વિગતો આ પ્રમાણે હતી.

બાંધ્યા લગ્નની પ્રથા ઈ.સ.૧૯૨૨ની સાલ સુધી ચાલુ રહી હતી. તા. ૨૧-૪-૧૯૨૨ના સ્પેશ્યિલ ઠરાવથી બરોડા સરકારે બાળગ્ન પ્રતિબંધક ધારામાંથી કડવા પાટીદારને છૂટછાટ આપી જેથી સંવત ૧૯૨૨ની સાલના સામૂહિક લગ્ન પતી ગયા. પરંતુ તા. ૨-૫-૧૯૨૮થી બાળલગ્ન પ્રતિબંધ ધારાનો ફરી અમલ કડવા પાટીદારો માટે થયો, જેથી દસ બાર વર્ષે થતાં લગ્નો બંધ થયા અને પુખ્ત વયે છૂટક વિવાહ કરવાનો રિવાજ શરુ થયો. [૩૦]

**ફટાણાંનો ચાલ:**

૧૯મા સૈકામાં દરેક જ્ઞાતિમાં ફટાણાં ગાવાનો રિવાજ હતો પછી તે નાગર હોય કે વાણિયા પણ આ ચાલ તે સમયનો કુરિવાજ હતો.

કડવા કણબીઓની સ્ત્રીઓ પોતાને ઘેર લગ્ન પ્રસંગે આવે ત્યારે ભલભલાને કાન બંધ કરાવી દે તેવાં ફટાણાં ગાતી હતી. ફટાણાની ખરી છોળ તો વરરાજા કન્યાને માંડવે જાય ત્યારે ઊછળતી હતી, અને એ છોળ વર, વરના બાપ, વરની મા, વરના કાકા, મામા, ભાઈ કે મિત્રોને છાંગતી, એવી જ સામી છોળ કન્યા પરણીને એને સાસરે જતી ત્યારે તેને વીંટી વળી ગૂંગળાવી દેતા. આ બધાં જોડકણાં આટલાં અધમ કેમ બન્યા હશે તે જાણવા મળતું ન હતું. આ માટે એક છટકબારી હતી કે “વેવાઈ નારે ચડાવશો રીસ, નાતમાં પડી રે” જોડકણાંની રીતે કરીને શરૂ કરતા અને ગમે તેમ બોલવાનો પરવાનો મેળવી લેતા. આજે સંપૂર્ણપણે આ ચાલ નાબૂદ થયો નથી. તેમાંના ઉદા. જોઈ શકાય છે.

૧. માંડવે બેઠી ચકલી મસકારા મારે<br>
ક્યા ભાઈને ભારી મસકારા મારે<br>
મહેન્દ્રભાઈને ભારી મસકારા મારે<br>
માંડવે બેઠી ચકલી મસકારા મારે<br>
ગઠ્ઠી મારી ભોજાઈ મસકારા મારે<br>
‘પેલા’ જીવાભાઈની બૈંરી મસકારા મારે

ફોડ તારા ડોળા મસકારા મારે

૨. મારી શેરીએ આવ્યો વેપારી.
વેપારી લાવ્યો કાતરો.
લ્યો લ્યો રે ક્યા ભાઈ કાતરો.
મારા ઘરમાં પાતેર નાર કાતર શું રે કરું.

૩. ઉરીયો રે ઉરીયો વર પૂખે એ પૂરીયો
અલાડી રે બલાડી વર પૂખે એ બિલાડી.

૪. આ રેલગાડી આવી મુંબઈનો માલ લાવી
જુઓને મારી બેનો આ રેલગાડી આવી.

૫. ગાડીમાં ભર્યા કાંકરા જાનૈયા બધા માંકડા
જુઓને મારી બહેનો આ રેલગાડી આવી.

૬. ઓલ્યા અણવરને જાનમાંથી કાઢો રે હુતો લાજી મરું.
એનું નાક નળીયા જેવું, એનું પેટ ગોળી જેવું
એનું માથુ બુઝારા જેવું રે હું તો લાજી મરી.

૭. દાળ ભાત રોટલી ને આંબલીની કઢી મારી ભમ્મર કઢી રે
મહેશભાઈ કહે હું જાત્રાએ જઉં મારી ભમ્મર કઢી રે
ગીતા કહે હું નાતરે જવું, મારી ભમ્મર કઢી રે
જઉં તો અમદાવાદમાં જવું મારી ભમ્મર કઢી રે.
રહું તો ભીખાલાલને રહું મારી ભમ્મર કઢી રે.

૮. ચડ લાડા ચડ રે કમાડ દેખાડું તારું સાસરું રે
જાણે વાઘરીઓનો વાસ એવું તમારું સાસરું રે.

૯. અમારે અમદાવાદ ઢૂંકડું
ત્યાંથી હીર મંગાવો
આંતાને તાંતા મેળવો
તેની રાશ વળાવો
ગાંભુ ગામના ગોંદરે
હંચાળા બંધાવો.
વાલજીની વેશ્યા સેભણાં

વેશ્યા હૈંચવા આવે.

ઘાલો કરસનભાઈ ઘુમડી

વેશ્યા તમે ઘેર આવે.

૧૦. એક ટકાનું પાન મંગાવો રે

પેલી લુડિયાના દાંત રંગાવો રે

એના દાંત રાતાને હોઠ કાળા

શેનાળ હોંચ મેલો ચમકતા ચાળા

તારા માથે તો તરાંબાનું બેડું રે

તારે આયું સરકારનું તેડું રે

શેનાળ હોંચ મેલો ચમકતા ચાળા

એક ટકાનું પાન મંગાવો રે.

૧૧. ઝેણી મરચીથી મરચું, મંગાવો બાવા કારેલી,

પેલા મગનની ગાડમાં રેડાવો

એના છોકરાં ફૂંકેને ભડકો થાય, બાવા કારેલી

એની બાયડી ફુંકે ને ટાઢું થાય, બાવા કારેલી

ફટાણા ગાવાનો ચાલ દરેક કોમનું એક દૂષણ હતું. કડવા કણબી કોમમાં આ દૂષણ ફેલાયેલું હતું. પટેલોમાં ગાળ બોલવી તે સહજ હતી. કારણ કે કોમને ઈતર કોમના માણસો તેમજ ખેતમજૂરો સાથે જીવનનો પનારો પડ્યો હતો. એટલે વાતચીતની ભાષામાં પણ વહુ બેટી, દીકરા દીકરીની હાજરીમાં પણ સારા પ્રમાણમાં ગાળા ગાળીનો ઉપયોગ કરતો હતો. એક બાબત ખાસ નોંધવી ઘટે કે કચ્છ અને સૌરાષ્ટ્રમાં સહજાનંદ સ્વામીની અસરને કારણે તેમજ આર્યસમાજની અસરને કારણે આ ચાલમાં સુધારો થયો હતો. ઉત્તર ગુજરાતના પ્રદેશોમાં શિક્ષણનું પ્રમાણ નહિવત્ હોવાથી ફટાણાં ગાવાની ચાલ વધુ પ્રમાણમાં ફેલાયેલી હતી.[૩૧] પરંતુ વર્તમાન સમયે આ પ્રથા સાવ નામશેષ થઈ ગયેલી જોવા મળે છે.

**<u>કણબીઓમાં ખેતીવાડી સાથે જોડાયેલા તહેવારો :</u>**

૧૯માં સૈકામાં લેઉવા, કડવા, આંજણા અને માતિયા કણબીઓનો મુખ્ય વ્યવસાય ખેતી હતો. એટલે તેમના કેટલાક તહેવારો અને ગીતો ખેતી સાથે જોડાયેલા હતા. હળોતરાના તહેવાર ખાસ કરીને અખાત્રીજના દિવસે અથવા ચોમાસાના પ્રથમ વરસાદ વખતે ઊજવતા. આ દિવસે ખેતીનું મુહૂરત કરતા. ખેડૂત પોતાના બળદ શણગારતો અને અનાજની ફાંટ બાંધતો. મુહૂરત હોય તે દિશામા જઈ નક્કી થયેલા ખેતરમાં પાંચ ચાસ પાડી આવતો. આ પહેલાં સ્ત્રી બળદને ચાંલ્લો કરતી, ખેડૂતને

ચાંલ્લા કરતી અને નીચે મુકેલ ઠીકરા પર જમણો પગ મૂકી ખેડૂત જતો. બળદના છાણ અને સાથિયો પૂરેલી જવારમાંથી જવેરા વાવવામાં આવતા.આ હોળતરા માટે ઢેડ સૂતર આપી જતો. હળ ન ધરાવનાર ખેડૂત બીજાના હળની સાથે કોદાળી લઈ જોડાતો અને કોદાળી વડે શુકન કરતો.

ભાત ઉપડવાનો રિવાજ એક પ્રકારનો વનમહોત્સવ હતો. સુંદર ભોજન બનાવી ગામની પાટીદાર સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી પોતપોતાના ખેતરે પહોંચી જઈને ચાસનું પૂજન કરવામાં આવતું. તેમાં સોપારી અને જઈ મૂકવામાં આવતાં. ખાસ કરીને કોઈવાર તહેવાર કે માતાજીના નિવેધ વખતે અને અમાસના દિવસે અણુજો પાડવામાં આવતો. આ દિવસે બળદની ખાંધ પર ધૂંસરી મૂકવાની, મનાઈ કરવામાં આવતી. આની જાણ ઢેડ વાસમાં સાદ પાડીને કરાતી. મધ્યપ્રદેશના પાટીદારો 'અણુજા' પાડતા હતા.

વરસાદ સમયસર ન આવે તો જેઠ માસના ઉતરતાં માટીના દેવ 'ઢૂંઢિયા બાપજી' બનાવવામાં આવતા, અને તે એક છાબડીમાં લઈ ઘેર ઘેર ફેરવવામાં આવતા. સ્ત્રીઓ તેના પર પાણી રેડતી અને અનાજ આપતી. આ અનાજ ચબૂતરે નાખવામાં આવતું. બધાં ઢૂંઢિયાવાળાને પલાળી દેવામાં આવતા. ગોરમાનો તહેવાર પણ ખેડૂતબાળાઓ આનંદથી ઊજવતી હતી. ગોરમા માટીમાંથી બનાવતા અને પટેલો તે ગોરને એક એક માસ સુધી પોઢીવાળાને જમાડતા. ગામની બધી જ કોમની બાળાઓ જમતી. લેઉવા કણબીઓની બાળાઓ લાકડાની મોટી પૂતળી બનાવી અને તેની ગોરમા તરીકે પૂજા કરતા.

બળેવના દિવસે ઘરનું ગોરપદું કરનાર બ્રાહ્મણ સાંજે ઘેર આવી રક્ષાબંધન કરી જતો તે જ સાંજે લાકડીમાંથી તૈયાર કરેલું હળ અને માટીથી જોડેલા બે બળદો અને ચાર પાણીથી ભરેલા ઘડાઓ લઈ ખેડૂતો બલરામનું સ્મરણ કરી મહાદેવ જતા, તે પાણીના ઘડા ફોડવામાં આવતા અને શુકન જોવામાં આવતા. ઉત્તર ગુજરાતમાં ઔઢોરના ગણપતિ ચોથના દિવસે શુકન જોવાનો રિવાજ હતો. બ્રાહ્મણવાડામાં બ્રાહ્મણીઓની હરીફાઈ થતી. ભવાઈ દ્વારા પણ શુકન જોવામાં આવતા. બળેવિયાઓ ઘેર આવે ત્યારે મૌન પાળી ફૂટેલા ઘડાની ઠીકરી લઈ પોતાના અનાજના ભંડારમાં નાખતા જેથી ભંડારો ભરેલા રહે તેવી માન્યતા ધરાવતા. વસંતપંચમી ઉમિયામાતાનો તહેવાર ગણાતો, અને તે દિવસે ઊંઝામાં મેળો ભરાતો, છેક ખાનદેશ, પેવલા અને નિમાડથી તેમજ કચ્છ અને કાઠિયાવાડથી પાટીદારો આવતા હતા. દમણિયાં દોડ-ગલ્લા હરીફાઈઓ થતી હતી. અષાઢી બીજ જોવાનું મહત્ત્વ હતું. પાંચમનું પણ મહત્ત્વ હતું અને પૂનમ, પણ જોવામાં આવતી.

અષાડ સુદી પંચમી, જો ઝબુકે વીજ
દાણાં સર્વ વેચીને, રાખો બળદને બીજ.
અષાઢ સુદી પંચમી, વાદળ હોય ન વીજ

વેચો ગાડી બળદને, નિપજે કાંઈ ન ચીજ
અષાડે બુધ, ઉગમે, શુક્ર શ્રાવણે માસ
ભડળી હું તુજને, હું, કણબી ન પીએ છાસ.

**<u>કણબી જ્ઞાતિની કહેવતો:</u>**

જેમ કે

"રોહણ સુવા તો બળદીયા મુવા",

"જો વરસે આદ્રા, તો બારે માસ પાધરા",

"જો વરસે પૂર્વા તો કણબી બેસે ઝૂરવા." [૩૨]

આમ, કણબી ખેડૂત સાચા અર્થમાં જગતનો તાત કહેવાતો, માટે તો કહેતા :

'કણબી પાછળ ક્રોડ, કણબી કોઈની કેડે નહિ.'

ઉપર્યુક્ત વિગતો પરથી જાણવા મળ્યું કે ગુજરાતના પાટીદારો ચાર પેટાજ્ઞાતિમાં વહેંચાયેલા હતા. લેઉવા અને કડવા કણબીના રીત-રિવાજોમાં બે મુખ્ય તફાવત હતાં. કડવા દસ વર્ષે એકમિતિએ લગ્ન કરતાં અને નાતરાં કરતાં જ્યારે લેઉવામાં આમ ન હતું. આ સિવાય બધાં જ રિવાજો સરખા જોવા મળે છે. વાસ્તવમાં ઉપરોક્ત રિવાજો માત્ર પટેલ કે પાટીદારોમાંજ નહીં પરંતુ મોટાભાગની જ્ઞાતિઓમાં વધતે ઓછે અંશે જોવા મળતા હતા. આ પૈકીના કુરિવાજો સમય જતા અને શિક્ષણનો વ્યાપ વધતાં ઘસાતા ગયાં છે. પરિણામે વર્તમાન સમયે લગભગ સમગ્ર સમાજમાં આવા રિવાજો નામશેષ થઈ ચૂક્યા છે.



**પાદ નોંધ :**

૧. અનામી, પાટીદાર જ્ઞાતિના સાંસારિક રીતરિવાજોનું એકીકરણ, (વડોદરા. ૧૯૧૦) પૃ-૧ થી ૧૫

૨. દેસાઈ, ગોપાળજી હઃ 'વિધવા વિવાહ અને કન્યાવિક્રય' (અમદાવાદ ૧૯૦૮)

૩. પરીખ, દ્વારકાદાસ એમ. 'બાળલગ્ન ઈતિહાસ' (અમદાવાદ -૧૯૦૦)

૪. અનામી, 'પુન વિવાહ પ્રબંધ નિબંધ' (અમદાવાદ, ૧૮૯૯)

૫. પંડિતા, જમનાબાઈઃ 'સ્ત્રી પોકાર અથવા અડધી દુનિયા સામે લડત', (અમદાવાદ ૧૯૦૭)

૬. કલ્યાણચંદ્ર શોભાગચંદ્ર, 'મૃત્યુ પાછળ જમણવાર કરવાના હાનિકારક ચાલ વિષે નિબંધ' (મુંબઈ-૧૯૧૦)

૭. પટેલ હઠિસીંગ હરગોવનદાસ, 'કડવા પાટીદાર સુધારકપત્ર' (અમદાવાદ ૧૮૯૨)

૮.બૉમ્બે ગેઝેટિયર, ભાગ-૪થો, અમદાવાદ, પૃ-૧૫૩

૯. પટેલ નારાયણભાઈ રામજીભાઈ, 'પીરાણા- સતપંથીની પોલ અને સત્યપ્રકાશ', ભાગ-૧, (કચ્છ,૧૯૨૬) પૃ-૩૧-૩૫

૧૦. પ્રા. જેઠાલાલ ચીમનલાલ, સ્વામિનારાયણ, ગોળ પદ્ધતિ, કડવા વિજય (૧૯૦૨), પૃ-૧૯

૧૧. એજન પંચના ચોપડા

૧૨.ભટ્ટ ગણપતરામ 'બાળલગ્નથી થતી હાની', ૧૯૧૦

૧૩. કેશવલાલ મોતીલાલ, 'ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર અથવા રોટી ત્યાં બેટી' (અમદાવાદ ૧૮૯૩)

૧૪. કડવા વિજય ૧૯૦૫, પૃ- ૨૦ વધુ વિગત માટે જુઓ, પટેલ ડાહ્યાભાઈ સંસારમાં સ્ત્રીની પદવી (અમદાવાદ ૧૯૨૦)

૧૫.બુદ્ધિપ્રકાશ, મે- ૧૮૭૧, પૃ-૨૮, અંક-૫

૧૬. એજન.

૧૭. એજન પંચના ચોપડા, વધુ વિગત માટે પુરુષોત્તમ પરીખ, 'કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ' (વીરમગામ, ૧૯૧૧)

૧૮. 'મહેતા પાર્વતીનો રોવા કુટવાના ચાલ વિશે', નિબંધ. (નડિયાદ. ૧૯૧૩)

૧૯. હઠીસીંગ હરગોવનદાસ, ઉપર્યુક્ત.

૨૦. કડવા વિજય (૧૯૦૩) પૃ- ૧૯ વધુ વિગત માટે જુઓ પંડ્યા કૃપાશંકર ઝીણાભાઈ, બાળ લગ્ન નિષેધ (વડોદરા ૧૯૦૧)

૨૧. બોમ્બે ગેઝેટિયર ઉપર્યુક્ત, પૃ-૧૭૧

૨૨. કડવા વિજય (વિરમગામ,૧૯૧૦), 'દશૈયાનો રિવાજ', પુસ્તક-૪થું, અંક-૧લો, પૃ-૧૦-૧૬, અંક-૨જો, પૃ-૪૫-૪૭, અંક-૩જો, પૃ-૫૧-૫૩, અંક-૪થો, પૃ-૭૯-૮૮.

૨૩. કિશોરલાલ મશરૂવાળા, 'સ્વામી સહજાનંદ', નવજીવન પ્રકાશન, અમદાવાદ

૨૪. મગન વખતચંદ કૃત કથનાવલી. (અમદાવાદ , ૧૮૫૧) પૃ- ૨૦

૨૫. હીરાલાલ વસંતદાસ, 'કડવા પાટીદારના લગ્નનું સાહિત્ય અને મૂર્ખાઓનું પ્રદર્શન'

૨૬. ગુજરાતી (અઠવાડિક પત્ર), 'મુંબઈ કડવાની દેવી બોલી', તા-૨-૨-૧૮૯૦

૨૭. ઉમિયા માતાજીના સંસ્થાન ઊંઝામાં સચવાયેલા કેટલાક ચોપડાઓને આધારે

૨૮. શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી, ભરતખંડનો પ્રવાસ (અમદાવાદ ૧૮૯૨) પૃ- ૯

૨૯. ગિરજાશંકર કાશીરામ દ્વિવૈદી, 'ભારતવર્ષની યાત્રા', મુંબઈ-૧૯૦૬, પૃ- ૧૩૪-૧૩૫

૩૦. ડૉ. મંગુભાઈ આર. પટેલ, 'રા.બ. બહેચરદાસ લશ્કરી', પૃ-૫૪-૫૬

૩૧. પટેલ મણિભાઈ દોલતભાઈ, 'લગ્નગીતો', 'વિજય' (અમદાવાદ ૧૯૦૨) પૃ- ૪ વધુ વિગત 'ફટાણા અને લગ્ન ગીતો', અંક ૪થો પાટીદાર (આણંદ ૧૯૨૨) પૃ- ૨૨

૩૨. વકીલ જીવણભાઈ કાનજીભાઈ, વડોદરા રાજ્ય પ્રજામિત્ર (પાટણ-૧૯૩૨) પૃ-૧૧૩



Chapter-4

# ૪. માળવા-નિમાડના પાટીદારોના રીતરિવાજ

**પ્ર**કરણ-૩માં ગુજરાતના પાટીદારોના રીત રિવાજો વિશે આપણે વિસ્તૃત ચર્ચા કરી. હવે આ પ્રકરણમાં આપણે માળવા-નિમાડના રીત રિવાજો વિશે ચર્ચા કરીશું. આપણે જોઈ ગયા કે અમુક રીત રિવાજોને બાદ કરતાં ગુજરાત અને મધ્યપ્રદેશના પાટીદારોના રીતરિવાજો મહદઅંશે એક સરખા હતા અને જે રિવાજો જુદાં હતાં તેનો ઉલ્લેખ આ પ્રકરણમાં કરેલ છે. પરંતુ આ રીતરિવાજો વિશે જોતાં પહેલાં મધ્યપ્રદેશના કૂર્મી ક્ષત્રિય વિસ્તાર વિશે અત્રે થોડીક ચર્ચા કરી લઈશું.

**મધ્યપ્રદેશનો કૂર્મી ક્ષત્રિય વિસ્તાર :**

કૂર્મીઓની મૂળ ઉત્પત્તિ અને સ્થિતિ પંજાબમાં હતી. પરંતુ રાજકીય કારણોસર ત્યાંથી નીકળીને કૂર્મી ઉત્તર હિંદુસ્તાનમાં મથુરા સુધી ફેલાયા હતા. ત્યાંથી એક ભાગ કોટા તથા મંદેશ્વરના રસ્તે શ્રી સ્થળ (સિદ્ધપુર) તથા આનર્તપુર (વડનગર) જઈને વસ્યા. કેટલાક લોકો માળવા દેશમાં વસ્યા. મથુરા દેશમાં વસેલા લોકોનો મોટો ભાગ ગંગા-જમનાની ઉપરના ભાગના મેદાનમાં આગળ વધતા સમગ્ર ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાયા અને અયોધ્યા સુધી પહોંચ્યા. તેમાંથી કેટલાક દક્ષિણમાં આગળ વધીને મધ્ય હિંદમાં જઈ વસ્યા. ત્યાં કેટલોક સમય રહ્યા પછી કેટલાક ખાનદેશ, બરાર, મહારાષ્ટ્રમાં જઈ પહોંચ્યા. કેટલાક પોતાની ભ્રમણવૃત્તિને કારણે છેક દક્ષિણમાં તૈલંગણ, મદ્રાસ તથા મૈસુર સુધી પહોંચ્યા. આ રીતે જુદાં જુદાં સ્થાનોમાં જઈને વસવાથી અને અંતર વધવાને કારણે તેના પોતાના જૂના સંબંધો ઓછા થવાનું સ્વાભાવિક છે.

રાજપૂત સત્તાના અંત પછી આશરે ૬૦૦ વર્ષ અરાજકતા વ્યાપેલ યુગમાં તો એક જ દેશના ભિન્ન ભિન્ન ભાગમાં અંદર અંદરના સંબંધો તૂટી ગયા, તો પછી છેક ઉત્તરમાં વસેલા લોકોનો દક્ષિણમાં વસેલા લોકો સાથેનો સંબંધ કેવી રીતે જળવાય ? આવી પરિસ્થિતિમાં હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં

વસતા કૂર્મિયોના આચાર, વિચાર, રીતરિવાજમાં મોટું અંતર પડી ગયું, તથા અન્ય કોઈ કારણોસર પણ સામાન્ય કૂર્મી સંજ્ઞા સિવાય અન્ય સંજ્ઞાઓ પ્રાપ્ત થતી ગઈ. જેમ કે ઉત્તર ભારત, અયોધ્યા વગેરે સ્થાનોમાં વસતા કૂર્મીઓએ 'કૂર્મી ક્ષત્રિય' સંજ્ઞા જાળવી રાખી. પરંતુ મૂળ વતનથી ઘણા દૂર દૂર વસેલા પોતાની જાતના બંધુઓને મહારાષ્ટ્રમાં મરાઠા- કૂર્મી, તેલંગણ, મદ્રાસ, મૈસુરવાસી કૂર્મિઓને તૈલંગી, નાયડુ, કાપૂરા, વૉકાલીગર વગેરે નામથી ઓળખાવા લાગ્યા. મધ્યપ્રદેશમાં પાટીદાર સમાજ પાટીદાર, કુલમ્બી, કુલમી, પટેલ, મુકાતી વગેરે નામોથી ઓળખાય છે.

આ તથ્યથી આપણને સહેજ પ્રતીત થાય છે કે કેટલાંય વર્ષો વીત્યા પછી પણ પાટીદાર પોતાના મૂળ સ્થાનમાં વસતા પ્રાચીન બંધુઓ સાથે મહારાષ્ટ્ર, મૈસુર, મદ્રાસ તથા તૈલંગણના કૂર્મિઓ કરતાં વધુ પ્રમાણમાં મેળ જાળવી રાખ્યો છે. બ્રિટિશ સરકારના શાંત શાસન દરમિયાન પ્રત્યેક પ્રાંતના કૂર્મી ભાઈઓએ શિક્ષણમાં પ્રગતિ સાધી તથા એકવાર ફરીથી સઘળા ભાઈઓ (હિંદુસ્તાનની કુલ વસતિનો ૧/૩ ભાગ)એ એકત્રિત થઈને પ્રગતિ કરવાની સમજ જાળવી રાખી છે. દર વર્ષે નિયમિતપણે પ્રકાશિત થનાર માસિક, પખવાડિક, સામયિકો- પત્રિકાઓના માધ્યમથી તથા સંમેલનો દ્વારા ભારતના ખૂણેખૂણામાં વસતા બધા જ્ઞાતિ ભાઈઓ એકબીજાને ઓળખવા લાગ્યા છે, અને એકબીજાની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા લાગ્યા છે. આપણું એ સદ્‌ભાગ્ય છે કે જુદા જુદા ભાગોમાં વસતા બધા, કૂર્મી જનોઈ ધારણ કરીને દ્વિજરૂપમાં ઉત્તમ કાર્યો કરતા રહીને સારા આચાર વિચારનું પાલન કરીને પોતાની પૂર્વવત મહત્તા પુનઃપ્રાપ્ત કરવા તત્પર થઈ રહ્યા છે. એવો વિશ્વાસ છે કે તેથી પાટીદારની ઉન્નતિ થવામાં હવે વધુ વિલંબ થશે નહીં.

ગુજરાતમાં વસતા કૂર્મી ભાઈ 'લેઉવા' તથા 'કડવા' નામથી ઓળખાય છે. તેમના રીતરિવાજ, આચારવિચાર સરખા હોવા છતાં રોટી વ્યવહાર હોવા છતાં પણ બેટી વ્યવહાર નથી, કારણ કે વર્ષો પૂર્વે કડવા કૂર્મીઓમાં, કારણવસાત્ લગ્ન પદ્ધતિમાં આશ્ચર્યજનક પરિવર્તન થયું, અને આ પદ્ધતિ લેઉવા ભાઈઓના પૂર્વજોને અનુકૂળ ન લાગતા તે કારણે તે બંને શાખાઓમાં બેટી વ્યવહાર બંધ થઈ ગયો. તેથી ધીમે ધીમે અંતર વધતું ચાલ્યું. બન્ને પક્ષોના વિદ્વાનો અને વિચક્ષણ નેતાઓએ શિક્ષણની અભિવૃદ્ધિ કરીને ઉન્નતિના અથાક પ્રયત્નો કર્યા છે, તેના મીઠાં ફળ પાટીદાર જ્ઞાતિને જલ્દી મળશે. કડવા કુલમિયોની વસતિ ગુજરાત ઉપરાંત ખાનદેશ, માળવા, રાજસ્થાન, સૌરાષ્ટ્ર તથા કચ્છમાં અધિક છે. સાથે લેઉવા પણ વસે છે. [૧]

કોઈપણ પ્રજાનું સ્થળાંતર રાજકીય, સામાજિક અને ભૌગોલિક કારણોસર થતું હોય છે. તેમાં વસ્તી વધારો, જમીન ઉપરનું ભારણ અને પરદેશી આક્રમણો જેવાં કારણો મહત્ત્વનો ભાગ ભજવે છે.

આર્ય પ્રજાનાં ઘણાં ટોળાં અફઘાનિસ્તાન અને ખૈબરઘાટના માર્ગેથી પંજાબમાં પ્રવેશ્યાં. પરિણામે

વસ્તી ખૂબ વધી ગઈ. આ સમયે કૂર્મી ક્ષત્રિયોની વસ્તી એટલી બધી વધી ગઈ કે જેથી કૂર્મીઓને ખેડવા માટે અને પશુઓને સાચવવા માટે જમીનની ખૂબ ખેંચ પડવા લાગી. આમ જમીન પર દબાણ વધતાં કૂર્મીઓએ પંજાબ છોડી નદી, કિનારાના ફળદ્રુપ પ્રદેશોમાં ભારતના અન્ય વિસ્તારોમાં ફેલાયા. ગંગા જમુના અને નર્મદા કિનારે તેઓનો ઝાઝો ફેલાવો થયો. મધ્યપ્રદેશ, બંગાળ, ઉત્તર ભારત, બિહાર અને ગુજરાત (આનર્ત પ્રદેશ) સુધી આવી પહોંચ્યા.

ઈરાની આક્રમણો, સિકંદરની ચઢાઈઓ, તાર્તાર, હુણ અને શક લોકોના આક્રમણોએ પણ કૂર્મીઓનું સ્થળાંતર કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

સ્થળાંતર થયેલ પ્રજા પોતાની યાદમાં પોતાના વતનની સંજ્ઞાઓ અને સંસ્કારો સાથે લઈ આવે છે. લગભગ ૫૪ શાખો કૂર્મીઓની આજે પણ પંજાબ અને અન્ય કૂર્મી વિસ્તારોમાં મળી આવે છે તે જ તેનો ઐતિહાસિક પૂરાવો બને છે.

માળવામાં આવી વસનારા કૂર્મીઓમાં વાંરવાર સ્થળાંતર ન થવાથી તેઓએ પોતાની અસલ સંજ્ઞા જાળવી રાખી, પરંતુ તે સાથે અસલ સ્થાનોની પેટાવિભાગીય સંજ્ઞા પરથી અસલ કૂર્મી શબ્દમાં કડવા અને લેઉવા વિશેષણો ઉમેરાયાં, તેથી તેઓ કડવા કૂર્મી તથા લેઉવા કૂર્મી કહેવાયા. માળવાથી તેઓ ગુજરાતમાં આવી વસ્યા અને સમય આવે તેમાંના કેટલાક પાછા માળવા પણ ગયા છે, તો પણ પોતાની અસલ સંજ્ઞાઓમાં બિલકુલ ફેરફાર થયો નથી. તેઓ આજ સુધી તે જ સંજ્ઞાથી પિછાનાય છે. દા.ત. ભૂત, રૂસાત, માડંલાંત, ભેમાત, મૂંજાત, ગામી, ગોઠા, ભૂવા, ટિલાત. સંવત ૧૭૭૫ની સાલમાં ગુજરાતમાં 'પંચોતરા' તરીકે જાણીતો થયેલો ભયંકર દુષ્કાળ પડ્યો હતો. આ દુકાળમાં બાજરી રૂ. ૧ની ચાર શેર લેખે વેચાયેલી. ગરીબ લોકો કંદમૂળ અને પાંદડા ઉકાળીને ક્ષુધા શાંત કરતા હતા, પણ છેવટે કોલેરા વગેરે રોગો ફાટી નીકળવાથી સંખ્યાબંધ માણસો મરણ પામ્યા. ગરીબ લોકો પોતાનાં છોકરાંને રૂપિયા અગર બે રૂપિયાની કિંમતે વેચતા હતા. આ દુકાળની ભયંકર અસર ગુજરાત અને કાઠિયાવાડમાં સરખી રીતે થઈ હતી. આ દુષ્કાળ ઓછા વરસાદને લીધે પડ્યો હતો. આ કપરા સંજોગોમાં કૂર્મીઓએ સ્થળાંતરનો માર્ગ લીધો હતો. આવા ભયંકર દુષ્કાળની આવી ભયંકર દશાને લીધે ગુજરાતમાંથી ઘણા કૂર્મીઓ માળવા તરફ ચાલ્યા ગયા હતા. તેઓમાં કુસાત, માંડલોત, મોલ્લાવદ, ભૂત, સાકરિયા, ઝલૂડ્યા, નાગપૂજા, ગામી, દાપડા વગેરે શાખાના ઘણા માણસો હતા. તેઓ સહકુટુંબ મહેશ્વર આવ્યા. ત્યાં મહારાણી અહલ્યાબાઈ પણ ખૂબ પ્રેમાળ હતાં. ખેડૂતને ખૂબ માન આપતાં, એટલું જ નહીં પણ હોલકર રાજવી ખેડૂતોનો પ્રોત્સાહિત કરવા માટે પાઘડી બંધાવતા. મહારાણી અહલ્યાબાઈએ વડોદરાના નરેશ ગાયકવાડને વિનંતી કરી પોતાના રાજયની ખેતી આબાદ કરવા ગુજરાતના કુશળ ખેડૂતોની માગણી કરી હતી. આ ઉપરાંત અહલ્યાબાઈ હોલ્કરે ઘાટ તથા કિલ્લો

બાંધવાનું શરૂ કર્યું હતું. આ દુ:ખી નિરાધારોને રાણીએ કામ પર રાખ્યા. તેઓના ખાવા-પીવાનો અને ઉતારાનો પણ બંદોબસ્ત કરી દીધો. આ પ્રમાણે તેઓએ બાંધકામ પર આઠ મહિના કાઢ્યા. દુષ્કાળની અસરો ઓછી થઈ પણ તેઓએ અહીંથી જમીન જોઈ, પાક જોયા, એટલે તેઓને પોતાનું ભાવિ અહીં રહેવામાં ઊજળું લાગ્યું. તેઓમાંથી કેટલાક તો ધામણંદ, બાલસમુદ્ર, કસરાવાદ વગેરે ગામોમાં આવી રહ્યા અને શરૂઆતમાં 'ભાગવી' ખેતી કરવા લાગ્યા. તેઓનું કૃષિકારોમાં તેમનું માનપાન વધ્યું. તેમના પુરુષાર્થને લઈ તેમની પરિસ્થિતિ ઝડપથી બદલાવા લાગી એટલે પડતર જમીનમાં કૃષિવિદ્યા અજમાવવા લાગ્યા અને તેઓ જમીનના માલિક બનવા લાગ્યા. એટલે તેમણે પોતાના માદરે વતનનું મહત્ત્વ મૂકી દીધું. થોડાક વર્ષો બાદ થોડાક સભ્યો પોતાનાં સગાવહાલાંના ખબર અંતર પૂછવા મૂળ વતનમાં (ગુજરાત) આવ્યા અને તેઓ પોતે નિમાડની ભૂમિનાં વખાણ કરવા લાગ્યા. એટલે કેટલાક કૂર્મીઓ માળવા તરફ જવા આકર્ષાયા અને તેઓની સાથે નિમાડ આવ્યા. દુકાળ સમયે આવેલામાંથી મોટાભાગના કૂર્મીઓએ અહીં જ વસવાટ કરી દીધો હતો. થોડાક જ પાછા ગયા હતા. તેઓએ અહીં ખૂબ ઉન્નતિ કરી અને જમીનદાર પણ થયા. ઇ.સ. ૧૭૮૪ સુધી ગુજરાતમાં સહેજ અવરજવરનો સંબંધ થઈ રહ્યો તે પણ કાળક્રમે ભૂલાતો ચાલ્યો.[૨] ત્યારબાદ માતાજીની આજ્ઞાવાળાં લગ્નો પણ તેઓ ત્યાંથી જ મેળવી કરવા લાગ્યા. એટલે સંબંધ ઘસાતો ચાલ્યો. તે વખતે તેમના તેર ગામમાં કુલ મળી ૪૦૦ ઘર હતા તે વધી ૧૪૦૦ સુધી પહોંચી ગયાં છે. (માત્ર ગુજરાતી કુટુંબો. નિમાડી અને માલવીય ઘરો તો જુદાં) હાલ ત્યાં તેમની જુદા જુદા ચાર જથ્થા પરગણા છે.

**<u>૧. નર્મદાના દક્ષિણ તીરે -</u>**

૧, કસરાબાદ, ૨ નાની કસરાબાદ, ૩ સાળદા, ૪ સોમેડો, ૫ ભગ્યાપુર, ૬ મોગાઉ, ૭ માંકડખેડ, ૮ બડગાંવ, ૯. ભીલગાવ, ૧૦. બાલસમુંદ ૧૧. સાટકુર, ૧૨. કાટકુટ ૧૩. રેગવા એ ગામો મહેશ્વરની નજીકનાં છે અને એમનું પંચાયતનું એક પરગણું (કસરાબાદ) કહેવાય છે.

**<u>૨. નર્મદાની દક્ષિણ તીરે પશ્ચિમ ભાગમાં</u> -**

૧. કુવા ૨. કરેવાં ૩. ઘટવાં, ૪. દવાણું, ૫. સટરાટી, ૬. પીપલઝોપાં, ૭. બધાડી, ૮. સેમળદા, ૯. ઊચાવદ એ નવ ગામો, કુવામાં લાગુ થતું બીજું પંચ પરગણું કહેવાય છે.

**<u>૩. નર્મદાના ઉત્તર તીરે</u> -**

૧.મંડલેશ્વર ૨.ચોટપાખરગુણ, ૩.ઘરગાંવ, ૪. નાંદેરા ૫. મોગાઉ ૬. સુળગાંવ ૭. ઝાપડી, ૮. કરોંધા, ૯. ચુનડ્યો ૧૦. પથરાડ, ૧૧. પાડલ્યો, ૧૨. કસબો, ૧૩. ભડસગાંવ, ૧૪. કવાણું, ૧૫. કરોંધો બીજો, ૧૬. બલલઈ, ૧૭. કુંડ્યો, ૧૮. કવડ્યાં, ૧૯. બીલવાવડી ૨૦. મંદોરી, ૨૧. સામોખેડી, ૨૨. ગોલાવડ, ૨૩. આલ્યાપુરો, ૨૪. બુદરી, ૨૫. ચોલી, ૨૬. ઢળગાંવ, ૨૭. ગોગાઉ,

૨૮. વૈમાંવ, ૨૯. આસતયો, ૩૦. કુંબ્યા, ૩૧. કરતગાંવ, ૩૨. વડનેરો. આ બત્રીસ ગામો બહુ મોટાં અને વધારે આબાદ છે. તેમનું એક મોટું ત્રીજું પંચપરગણું નિમાયેલું છે.

<u>૪. નર્મદાના ઉત્તર તીરે પશ્ચિમ ભાગમાં</u> -

૧. ખલ, ૨. મોરગડી, ૩. વૈંગણદો, ૪. જળકોટી, ૫. ખાર્પો, ૬. માતમૂર, ૭. ઇયવદી ૮. વઢાં ૯. મહેતવાડા, ૧૦. કરોલી, ૧૧. સમસ્તપુરો, ૧૨. કાકર્યા, ૧૩. મિરજાપુર, ૧૪. પળાસ્યો, ૧૫. ગુલઝરો, ૧૬. પન્નાણ્યો, ૧૭. વિખણુંદ, ૧૮. પટલાવદ, ૧૯.મયગાંવ ૨૦. ડોંગરગાવ, ૨૧. લુહારી, ૨૨. ચંદાવડ, ૨૩. ઘેગદો, ૨૪. પેડમી, ૨૫. બગંડીપુરો, ૨૬. સુંદરેલ, ૨૭. ઝાકરહુંએ સત્તાવીશ ગામોનું ચોથું પંચ પરગણું કહેવાય છે.[૩]

કડવા કણબીઓ પોતાના અસલ સ્થાનમાંથી ગુજરાતમાં આવી વસ્યા હતા અને ત્યારબાદ કચ્છ, સૌરાષ્ટ્ર, સુરત, તેમજ અન્ય જગ્યાઓએ તેઓનું સ્થળાંતર થયું હતું. તેમની કેટલીક શાખાઓ આજે પણ નિમાડ, ખાનદેશ, માળવાના પ્રદેશોમાં મોજુદ છે, અને ઊંઝાની કુળદેવી ઉમિયાને પોતાની કુળદેવી માને છે. તેમના રીતરિવાજો પણ કડવા પાટીદારોને મળતા આવે છે. કડવા પાટીદારોનું મૂળ વતન ઉત્તર હિંદુસ્તાન હતું. તેના પણ બીજા ઘણા પુરાવા મળ્યા છે. જેમકે તે તરફનાં ગાડાંઓ અને ઉત્તર ગુજરાત તેમજ ખેડા બાજુના ગાડાંઓમાં ઘણું સામ્ય જોવા મળે છે. ફૈઝાબાદ વગેરે તરફનાં ગાડાઓમાં ઘણું સામ્ય જોવા મળે છે. ગાડું એ ખેતીના વ્યવસાય માટેનું ઉત્તમ સાધન હતું. અને સ્થળાંતર માટેનું સાધન પણ હતું. સ્થળાંતર કરીને માત્ર કડવા અને લેઉવા ખેડૂતો જ આવ્યા ન હતા. તેમની સાથે તેમના વ્યવસાય સાથે જોડાયેલ ઇતર કોમ પણ તેમની સાથે જોડાઈ હતી. ગુજરાતના કણબીઓ ઉત્તર હિંદુસ્તાનના જ્ઞાતિબંધુઓ હતા. આ ઉપરાંત ઉત્તર ભારતના કૂર્મી લોકોનું અને ગુજરાતના પાટીદારોનું રક્ત પૃથ્થકરણ ગ્રુપમાં લોહીમાં ઘણું સામ્ય જોવા મળ્યું છે.

ઇ.સ. ૧૮૭૫થી સમસ્ત ભારતવર્ષીય કૂર્મીક્ષત્રિય મહાસત્તાના અધિવેશનો પણ ભરવાના શરૂ થઈ ગયાં હતાં. આવા ભારતવર્ષીય કૂર્મી મહોત્સવો આગ્રા, પતિયાળા, લખનૌ, અમદાવાદ જેવા સ્થળોએ ત્યાંના રાજા મહારાજાઓના પ્રમુખપણા નીચે મળેલા હતા અને તેમાં ઘણા કડવા કણબી પ્રતિનિધિઓ ભાગ લેતા હતા. આવા મેળાઓનું પ્રમુખસ્થાન પણ દીવાન મણિભાઈ જશભાઈ, ઑનરેબલ વિઠ્ઠલભાઈ પટેલ, તેમજ મગનભાઈ ચતુરભાઈ , પ્રો. જેઠાલાલ જેવાઓએ શોભાવેલાં હતા. આવા સંમેલનોમાં ભારતભરનાં કૂર્મીઓ ૩,૦૦૦ કરતાં મોટી સંખ્યામાં હાજર રહેતા હતા અને પોતાની રીતરિવાજોની ચર્ચા કરી, તેમાં કુરિવાજોની નાબૂદી માટે હિલચાલ કરતા હતા.[૪]

માળવા અને ગુજરાતના ઐતિહાસિક સંબંધ અંગે એક દષ્ટિપાત કરવાનું અહીં આવશ્યક જણાય છે.

**માળવા પર વિજય :**

સોલંકી શાસનકાળમાં ગુજરાતના લોકપ્રિય રાજા સિદ્ધરાજ જયસિંહે માળવા જીતીને પોતાના રાજયનો વિસ્તાર વધારવો શરૂ કર્યો. ગુજરાતના સોલંકી રાજાઓનો માળવાના પરમાર રાજાઓ સાથે લાંબા સમયથી સંઘર્ષ ચાલતો આવ્યો હતો. માળવામાં રાજા ઉદયાદિત્ય પછી તેમનો પુત્ર લક્ષ્મણદેવ અને લક્ષ્મણદેવ પછી તેનો ભાઈ નરવર્મા ગાદી પર બેઠો (સન ૧૦૯૪ સુધી) રાજા નરવર્માનો ઉત્તરાધિકારી તેમનો પુત્ર યશોવર્મા બન્યો (સને ૧૧૩૩ સુધી) રાજા નરવર્મા અને યશોવર્મા ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના સમકાલીન હતા.

પ્રસિદ્ધ જૈન આચાર્ય હેમચંદ્રાચાર્યએ માળવા વિજયની બાબતમાં એક પૂરો સર્ગ પોતાના ગ્રંથમાં લખ્યો છે. છતાં પણ તેમાં ઐતિહાસિક વિવરણો અને ઘટનાઓની ઘણી ઉણપ છે. તેમાં દર્શાવ્યું છે કે કાલિકા માતાનાં દર્શન માટે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહને ઉજ્જૈન જવું હતું, પરંતુ ત્યારે ઉજ્જૈનમાં માલવપતિનું શાસન હતું. તેથી તેમણે માળવા પર સેના સાથે કૂચ કરી. માર્ગમાં કિરાતોની મદદ લઈને ઉજ્જૈન પહોંચ્યા અને યોગિનીઓની મદદથી તે નગરમાં દાખલ થયા. પછી તેમણે ધારાનગરીનો કિલ્લો જીતીને રાજા યશોવર્માને કેદ કરી દીધો.[૫]

માળવા નરેશને કેદ કરવાની વિગત રાજા કુમારપાળના સમયના વિક્રમ સંવત ૧૨૦૮ના 'વડનગર પ્રશસ્તિ' ગ્રંથમાં આપી છે, પછી કવિ સોમેશ્વરે ઉલ્લેખ કર્યો હતો અને ધારાનગરી જીતી લીધી હતી. કવિ બાલચંદ્ર પણ લખે છે કે રાજા સિદ્ધરાજ ધારાપતિને લાકડાના પાંજરામાં પૂરીને ગુજરાત લાવ્યા હતા. જયસિંહ અને જયમંડને લખ્યું છે કે સિદ્ધરાજને ધારાનગરી જીતતા ૧૨વર્ષ લાગ્યાં હતાં અને તેનો રાજા નરવર્માને જીવતો કેદ કર્યો હતો તેથી તેની ચામડી વડે તલવારનું મ્યાન બનાવવાની યોજના રાજા સિદ્ધરાજે કરી હતી, પરંતુ તે ઇચ્છા પૂરી થઈ શકી ન હતી.[૬]

માળવા વિજયનો વિસ્તૃત વૃતાંત મેરુતંગે લખ્યો છે. 'તે લખે છે કે રાજા સિદ્ધરાજ જયારે સોમનાથની યાત્રાએ ગયા હતા, તે તકનો લાભ લઈને માળવાના રાજા યશોવર્માએ ગુર્જર દેશ પર આક્રમણ કર્યું. પરંતુ ગુર્જર દેશના મંત્રી શાન્તુએ તેમને રાજી કરીને પાછા વાળ્યા. સિદ્ધરાજ પાટણ પાછા ફર્યા ને આ વાત જાણ્યા પછી માળવા તરફ કૂચ કરી. બાર વર્ષનાં સંઘર્ષ પછી ત્યાંના દક્ષિણ દરવાજાને તોડી રાજા યશોવર્માને બાંધીને ત્યાં પોતાનું રાજય સ્થાપિત કરીને સિદ્ધરાજ પાટણ પાછા ફર્યા.[૭]

વિ.સં ૧૧૯૨ના જેઠ મહિના (મે ૧૧૩૫ કે ૧૧૩૬)થી સિદ્ધરાજના સમય દરમિયાન લખાયેલા ગ્રંથમાં તેનો ઉલ્લેખ 'અવંતિનાથ'ના નામથી કરવામાં આવેલો જણાય છે. વિ.સં. ૧૧૯૧(સને ૧૧૩૫) સુધી સિદ્ધરાજને આપવામાં આવેલ નામાભિધાનનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. પછી વિ.સં.

૧૧૯૨ના માગસર મહિના(૧૧૩૫ના નવે.) સુધી તો રાજા યશોવર્મા માળવાના આધિપતિ હતા, જ્યારે એજ જેઠ મહિનામાં રાજા સિદ્ધરાજ 'અવંતિનાથ' કહેવાતા હતા, તેથી સાબિત થાય છે કે રાજા યશોવર્માનો પરાજય અને રાજા સિદ્ધરાજનો વિજય વિ.સ. ૧૧૯૨ (સને ૧૧૩૫-૩૬)ના માગશર અને જેઠ માસ દરમ્યાન થયો હશે.

આ વિજય પહેલાં પણ રાજા સિદ્ધરાજને બારથી વધુ વર્ષ લાગ્યા હશે. પાટણથી ઉજ્જૈન પહોંચતા દરમ્યાન માર્ગમાં કિરાતોની મદદ સિદ્ધરાજે લીધી હતી. પંચમહાલના આદિવાસી ભીલ લોકોની મદદ પણ લીધી હસે એમ લાગે છે. કેટલાંક વર્ણનોમાં નરવર્મા અને યશોવર્માનાં નામ પણ ભળી ગયેલાં લાગે છે. સિદ્ધરાજ સોમનાથ અને સોરઠની યાત્રાએ ગયા હતા ત્યારે શક્ય છે કે આ સંઘર્ષનો પ્રારંભ નરવર્માએ કર્યો હશે. સિદ્ધરાજે માળવા પર ચડાઈ કરવા કૂચ કરી ત્યારે માળવામાં નરવર્મા રાજ્ય કરી રહ્યા હશે. પરંતુ જ્યારે સિદ્ધરાજે ધારાનગરીનો કિલ્લો જીતી લીધો હતો ત્યારે ત્યાં નરવર્માના સ્થાને રાજા યશોવર્માનું રાજ્ય હતું.

માળવાના રાજા યશોવર્માને કેદ કરીને સિદ્ધરાજ જયસિંહ 'અવંતિનાથ' બન્યા અને માળવા રાજ્યનું વિલીનીકરણ ગુર્જર દેશમાં કરીને નાગર દંડનાયક દાદાનો પુત્ર મહાદેવને અવંતિમંડળના પ્રશાસક બનાવ્યો. ઉપરાંત ગોદ્રહક (ગોધર)માં પણ સોલંકી રાજ્યના મહામંડલેશ્વર નીમવામાં આવ્યાનું પ્રમાણ મળે છે. માળવા રાજ્યના મેવાડ ને ગુજરાત વચ્ચેનો વિસ્તાર વળાડ (વાંસવાડા-ડુંગરપુર)નો પણ ત્યારે સોલંકી રાજયમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

રાજા યશોવર્મા પછી શું થયું, તેની કોઈ જાણકારી મળતી નથી સને ૧૧૩૮માં માળવાના વર્ધમાનપુરની આજુબાજુના પ્રાંતમાં તેનો પુત્ર જયવર્માના રાજ્યકાળનો નિર્દેશ મળે છે. પરંતુ ધાર કે ઉજ્જૈન પરમાર વંશની સત્તા ફરી સ્થપાયાનો કોઈ નિર્દેશ મળતો નથી.

માળવાના વિજયથી રાજા સિદ્ધરાજ જયસિંહને પ્રતાપી રાજાનું મોટું સન્માન મળ્યું. તે વિજયથી રાજા ભોજનો પ્રસિદ્ધ ગ્રંથ ભંડાર પાટણ લાવવામાં આવ્યો હતો. 'પ્રભાવક ચરિત' નામના ગ્રંથથી જાણવા મળે છે કે તે ગ્રંથભંડારનું 'ભોજ વ્યાકરણ' જોઈને સિદ્ધરાજને હેમચંદ્રાચાર્ય પાસે આવું વ્યાકરણ તૈયાર કરાવવાની પ્રેરણા મળી. રાજાએ કાશ્મીર દેશના ભારતી દેવી ગ્રંથભંડારમાંથી આઠ પ્રચલિત વ્યાકરણના ગ્રંથ મંગાવી લીધા અને હેમચંદ્રાચાર્યે એ બધા ગ્રંથોમાંથી દોહન કરીને સિદ્ધહેમ શબ્દાનુશાસન નામનો નવો વ્યાકરણનો ગ્રંથ તૈયાર કર્યો. રાજાએ આ ગ્રંથની હાથી ઉપર સવારી કાઢી અને તેનું બહુ સન્માન કર્યું. એટલું જ નહિ, આ ગ્રંથની કેટલીએ નકલો તૈયાર કરી બધે મોકલી. પછી તો હેમચંદ્રાચાર્ય અને રામચંદ્ર જેવા તેમના કેટલાક શિષ્યોએ કાવ્ય અને શાસ્ત્રોની પંસદગીમાં ઉલ્લેખનીય અને મહત્ત્વપૂર્ણ યોગદાન આપ્યું. આ રીતે માળવાના વિજયથી ગુજરાતને વિદ્યા અને સાહિત્ય ક્ષેત્રે સન્માન મળ્યું.

સિદ્ધરાજ નિઃસંતાન હતા. તેથી પાછળથી કેટલાક રાજાઓ પછી રાજગાદી સિદ્ધરાજના સામંત અથવા સહાયક ત્રિભુવનપાલના પહેલા પુત્ર કુમારપાળને મળી. કુમારપાળનું સૌરાષ્ટ્ર, ગોધરા, આબુ, મેવાડ, મારવાડ, ઉદેપુર(માળવા) વગેર પ્રાંતો પર સર્વોપરી સત્તા હતી. તેના રાજ્યની ઉત્તરમાં સાંભર-અજમેરનું ચાહમાન રાજ્ય અને દક્ષિણમાં ઉત્તરી કોંકણનું શિલાહાર રાજ્ય પર સત્તા હતી. આ કુમારપાળને ગાદી અપાવવામાં પાટીદારોએ સક્રિય સહયોગ આપ્યો હતો.

આ રીતે સિદ્ધરાજના સમયથી માળવા સોલંકી રાજ્યનો હિસ્સો બની રહ્યું હતું. પરંતુ યશોવર્માના પૌત્ર વિંધ્યવર્માએ સોલંકી રાજ્યની વિષમ પરિસ્થિતિનો લાભ ઉઠાવી સ્વતંત્ર બનવાનો પ્રયત્ન કર્યો. મહામાત્ય કુમારે સેનાની મદદથી વિંધ્યવર્મા સાથે યુદ્ધ કર્યું. તેને રણમેદાનમાંથી ભગાડ્યો અને તેની રાજ્યમાં ગોગસ્થાનનો નાશ કરીને ત્યાં કૂવા બનાવડાવ્યા. આ રીતે રાજા મૂળરાજના રાજ્યમાં પણ માળવા પર સોલંકી રાજ્યની સત્તા હતી.

પછી અણહિલવાડ પાટણની રાજગાદી પર સોલંકી વંશનો પહેલો રાજા વિસલદેવ વાધેલા સત્તારુઢ થયા. 'વિચાર શ્રેણી' મુજબ વિસલદેવ વિ.સં. ૧૩૦૦માં ગાદી પર આવ્યા એવું પ્રમાણ મળે છે. આ સમયે મહામાત્ય તેજપાલ હતા. ચાર વર્ષ પછી વિ.સં. ૧૩૦૪(ઈ.સ ૧૨૪૮)માં તેજપાલનું અવસાન થવાથી 'નાગડ' નામના નાગર બ્રાહ્મણ મહામાત્ય બન્યા. બીજા સામંતો અને અધિકારીઓમાં સલખાણસિંહ, મહાપ્રધાન રાણક, શ્રીવર્દમ, વસ્તુપાળનો પુત્ર જૈત્રસિંહ, ભંડારી પદમ્, સામંતસિંહ વગેરે મુખ્ય હતા.

વિસતદેવ સત્તા સંભાળતાંની સાથે પોતાના પૂર્વજોની પેઠે વિજયોત્સવ મનાવવાની પ્રથા ચાલુ રાખી. પાટણના ચાલુક્ય રાજા માળવા સામે વંશ પરંપરાથી યુદ્ધ કરતા આવ્યા હતા. વિસલદેવ માળવા પરત્વે આજ નીતિ અપનાવી. તેણે માળવા પર હુમલો કરીને ધારનો નાશ કર્યો. વિક્રમ સંવત ૧૩૧૧(ઇ.સ. ૧૨૫૩)ની વૈધનાથ પ્રશસ્તિમાં વિસળદેવને 'ધારાધીશ' બતાવ્યો છે. વિસળદેવે માળવાના ક્યા રાજાને હરાવ્યો હતો તે હજી જાણવા મળ્યું નથી. આ સમયે માળવામાં જૈતુંગીદેવ અથવા જયવર્મા (બીજો) સત્તા પર હતો એમ મનાય છે. જૈતુંગીદેવના સમયમાં માળવા પર મુસ્લિમોએ વારંવાર હુમલા કર્યા હતા. આ મુશ્કેલ પરિસ્થિતિનો લાભ લઈને શક્ય છે કે વિસળદેવે જૈતુંગીને હરાવ્યો હતો. આ વિજય વિસળદેવે વિ.સ. ૧૩૧૧ (ઈ.સ. ૧૨૫૩) પહેલાં મેળવ્યો હતો.

વિસળદેવના વિ.સ.૧૩૧૭(ઇ.સ.૧૨૬૧)ના અભિલેખમાં તેને 'મેદપાટક દેશકલુષ રાજ્યવલ્લી કંદોરછેદનૂકુદ્રાલકલ્પ' કહેવામાં આવ્યો છે. એના પરથી એમ જણાય છે કે વિસળદેવે મેવાડ પર આક્રમણ કર્યું હશે. અહીં પણ તેણે ક્યા રાજાને હરાવ્યા હશે તે જાણવા મળતું નથી. મેવાડના ગહલોત વંશના રાજા તેજસિંહ વિસળદેવના સમકાલીન હતા. શક્ય છે કે આ લડાઈ મેવાડના તે રાજા સાથે થઈ હોય.

પછી વિ.સ ૧૩૩૧(ઇ.સ ૧૨૭૫) લગભગ રામદેવના નાનાભાઈ સારંગદેવ રાજ્યકાળનો પ્રારંભ થયો. સારંગદેવ પોતે પરાક્રમી રાજા હતો. તેણે તેના રાજ્યકાળ દરમિયાન અનેક યુદ્ધો લડીને ગુર્જરભૂમિને ભયમુક્ત બનાવી હતી.

વિ.સં. ૧૩૩૩(સને ૧૨૭૭)ના અભિલેખમાં સારંગદેવને 'માલવધરા ધૂમકેતુ' કહ્યો છે. વિ.સં. ૧૩૪૩ (સને ૧૨૮૭)ની ત્રિપુરાંતક પ્રશસ્તિમાં સ્પષ્ટપણે સારંગદેવને માળવાનરેશ ઠસાવવાની વાત લખી છે. તેથી સાબિત થાય છે કે સારંગદેવે માળવા પર આક્રમણ કર્યું હશે, અને વિજય પ્રાપ્ત કર્યો હશે. લડાઈમાં સારંગદેવ દ્વારા ગોગને ભગાડવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે જે મુરલીધર મંદિરની પ્રશસ્તિમાં જોવા મળે છે. આ ગોગ નામનું પ્રમાણ બીજે ક્યાંય ઉપલબ્ધ નથી. શરૂઆતમાં માળવા નરેશ (જે જયસિંહ ત્રીજા હોવો જોઈએ)ના મિત્ર અને પાછળથી અર્ધા રાજ્યનો માલિક ગોગદેવને સારંગદેવે હરાવ્યો હતો- એવું પ્રમાણ ફારસી તવારીખોમાં જોવા મળે છે.

એના પરથી સ્પષ્ટ થાય છે કે માળવાનું રાજ્ય સારંગદેવના સમયમાં જર્જરિત હાલતમાં હશે. તેથી માળવાના અર્ધા ભાગના રાજા બનેલા ગોગદેવને સારંગદેવે હરાવ્યો હશે.

કર્ણદેવ પછી વાઘેલા-સોલંકી વંશનો અંત આવ્યો અને ગુજરાતમાં મુસ્લિમ સત્તાનો આરંભ થયો.

બીજી બાજુ જલાલુદ્દીન ફિરોજશાહ ખિલજીએ ઇ.સ. ૧૨૧૨માં માળવા પર ચઢાઈ કરીને ઉજ્જૈનને લૂંટી મંદિરો તોડ્યાં, બે વર્ષ પછી તેના ભત્રીજા અલાઉદ્દીને મીલસા જીતીને માળવાના પૂર્વી પ્રદેશ પર કબજો જમાવ્યો. મુહમ્મદ તુગલકના સમયમાં આખા માળવા પર મુસ્લિમ સત્તા સ્થપાઈ ગઈ હતી.[૮]

વિંધ્યાચળ અને સાતપુડા વચ્ચેની સાંકડી પટ્ટીમાં આવેલો આ પ્રદેશ, ઇન્દોર સ્ટેટની હકુમતમાં છે. ત્યાં આપણા વડોદરા સ્ટેટની પેઠે ફરજિયાત કેળવણી અને બાળલગ્ન પ્રતિબંધક નિબંધના પ્રશંસનીય ધારાઓ નથી. આ સ્થિતિમાં બાળલગ્નના અને મરણ પાછળનાં જમણોના વિનાશ કરનાર રિવાજો ગુજરાતની માફક ત્યાં પણ ચાલુ છે. આપણી જ્ઞાતિ ત્યાં માલવીયા અને નિમાડી એ બે સંજ્ઞાથી ઓળખાય છે.

<u>માળવીય કૂર્મીઓ :</u>

માળવીય બંધુઓ રતલામ, ઇન્દોર, મહુ વગેરેની આસપાસનાં ઉચ્ચ પ્રદેશમાં વસે છે. માળવા પ્રદેશમાં વસતા કડવા કૂર્મીઓમાં માલવીય, નિમાડી અને ગુજરાતી એવા સાંજ્ઞિક ભેદો છે. પરંતુ અન્યોન્ય ખાવાપીવાના વ્યવહાર છે, તેમજ કન્યા લેવા દેવાના પણ રિવાજ છે. ત્યાં કડવા-લેઉવામાં રોટી-બેટી વ્યવહાર હતો અને છે.

માલવીય સંજ્ઞાધારી કૂર્મીઓ પ્રાચીન સમયે વીર વિક્રમના વખતમાં આવીને વસ્યા હોય એમ કહેવાય છે. ઈતિહાસની હકીકત એવી છે કે અવંતિ (માળવા)માં વીર વિક્રમના રાજ્ય અમલ પૂર્વે હિંદના પશ્ચિમ ભાગોમાં પંજાબ, અવંતી અને ગુજરાતમાં પરદેશી હુણ, સ્કિથિયન કે શક જાતિના લોકોનો અમલ હતો. તેમને સઘળા પ્રદેશમાંથી હરાવી હિંદુસ્તાનની બહાર કાઢી મૂકતા ત્યારે પંજાબમાંથી પાછા ફરતાં તે વિજયી રાજવી, પોતાનો અવંતિનો ઉજ્જડ પ્રદેશ ફળદ્રુપ કરવાની લાલસાએ કેટલાક કૂર્મી કુટુંબોને સાથે લાવ્યો હતો. તેમને સંપૂર્ણ સન્માનથી ત્યાં રાખી દરેક કુટુંબને એક એક ગામ વસાવવા આજ્ઞા કરી, તે સાંભળી પોતાની યોગ્યતા પ્રમાણે નાનાંમોટાં ગામો વસવા લાગ્યાં, એટલે રાજાએ ત્રણસો ગામોના આગેવાન કૂર્મીઓને પટેલોના ખિતાબ આપી તાંબાપત્ર પર લેખ કરી બહુ બહુ લાંબા લાંબા ખેતરો ઈનામમાં આપ્યા. તેઓનો 'ભાભારામ' પટેલ મોટો આગેવાન હતો. ત્યારબાદ તેમની ખેતી, ઢોરઢાંખર અને વસ્તી વધતાં તેઓ માળવાના અન્ય ભાગોમાં ફેલાયા અને કુટુંબોની સંખ્યા ૬ હજાર સુધી પહોંચી ગઈ. તેઓ સમૃદ્ધ અને સુખી છે.

માળવામાં આવી વસનારા કૂર્મીઓમાં વારંવાર સ્થળાંતર ન થવાથી તેઓએ પોતાની અસલ સંજ્ઞા જાળવી રાખી, પરંતુ તે સાથે અસલ સ્થાનોની પેટાવિભાગીય સંજ્ઞા પરથી અસલ કૂર્મી શબ્દમાં કડવા અને લેઉવા વિશેષણો ઉમેરાયાં. તેથી તેઓ કડવા કૂર્મી તથા લેઉવા કૂર્મી કહેવાયા. માળવામાંથી તેઓ ગુજરાતમાં આવી વસ્યા અને કાળે કરી તેમાંથી કેટલાક પાછા માળવામાં પણ ગયા છે, તોપણ પોતાની અસલ સંજ્ઞાઓમાં બિલકુલ ફેરફાર થયાં નથી. તેઓ આજ સુધી તે જ સંજ્ઞાથી પિછાનાય છે.

**<u>નિમાડી કૂર્મીઓ :</u>**

નિમાડી બન્ધુઓ મહુથી ઊંચા ઘાટો ઊતરી વિંધ્યા અને સાતપુડા વચ્ચે નર્મદા નદીના પ્રદેશની સાંકડીને લાંબી પટ્ટીમાં વસે છે. આ સંજ્ઞાધારી કૂર્મીઓ અસલના જમાનામાં ઊંઝાથી આવી નિમાડમાં વસ્યા હોવાનું મનાય છે. આજે પણ ત્યાંની જ્ઞાતિ અટકો ઘણીખરી ઊંઝાના કડવા પટેલોને મળતી આવે છે. ગુજરાતના રાજા ભીમદેવના રાજ્ય અમલમાં જયારે ગુજરાતમાં ભયંકર દુકાળ પડ્યો, ત્યારે ઘણા કૂર્મીઓ ઢોરઢાંખર સાથે અહીં આવ્યા હતા. તેઓ પણ પોતાની કૃષિવિદ્યાથી આગળ વધ્યા અને પોતાનું સ્થાન જમાવ્યું. તેઓએ ઉજ્જડ પ્રદેશને ખેડીખેડીને ફળદ્રુપ બનાવ્યો, અને સાથોસાથ પોતાની આબાદી વધારી. તેઓ ગુજરાતમાંથી આવેલા હોવાથી બાંધી મુદતે વિવાહ કરવાનો ચાલ પોતાની સાથે લેતા આવ્યા હતા. એટલે તેઓ પણ ઉમિયા માતાના આદેશ મુજબ લગ્ન કરતા હતા, પણ વાહનવ્યવહારની અગવડ, લૂંટારાઓનો ભય અને દુકાળ વગેરેની પરિસ્થિતિએ ત્યાં લગનિયા પહોંચવામાં મુશ્કેલીઓ પડી એટલે તેઓએ ત્યાં ઉમિયા મંદિર સ્થાપ્યું, અને તેની આજ્ઞા મેળવી લગ્નો કરવા લાગ્યા. મૂળ માળવાના લોકો કરતાં તેઓ આજે પણ કેટલીક ખાસિયતોમાં જુદા પડે છે, અને

તેઓએ હજુ પણ કેટલાક મૂળભૂત રિવાજો છોડ્યા નથી. આજે પણ તેમનામાં ઉત્તર ગુજરાતના કડવા કણબીઓનાં લક્ષણો જણાઈ આવે છે.[૯]

**પંચનું બંધારણ :**

આ જૂથોમાં પણ પંચનું બંધારણ નક્કી થયેલું છે. નિમાડમાં કુલ ૮૨ ગામોમાં કણબી વસેલા છે. તેમના ઉપર પ્રમાણે જુદાં જુદાં ચાર પંચપરગણાં છે. સાધારણ નાનાં કામોનો નિકાલ તે પોતપોતાના પંચમાં જ સહુ કરી લે છે, પરંતુ મોટું કામ હોય તો તે કામનો વિચાર પોતાની નર્મદાની હદમાં વસતા પરગણા સુધીનું પંચ કરે છે. મોટામાં મોટું કામ પડે અથવા માતાજીને માનેલું કે અન્ય લહાણું વહેંચે ત્યારે , ચારે પરગણાંઓનું ભેગુ પંચ મળે છે. લહાણું કોઈ પરગણાને છોડીને કરાતું નથી અને લહાણું થાય ત્યારે ચાર પરગણાં સિવાય થતું નથી.

**જ્ઞાતિભોજન :**

જ્ઞાતિની નાનીમોટી પંગત હોય ત્યારે, અનાજ લાવી તેની સાફસૂફીથી લઈને દળવાથી માંડી શાક સુધારવાથી લઈ દાળ, ભાત, લાડુ, કંસાર વગેરે રાંધી પીરસવા સુદ્ધાંની જવાબદારી અમુક અમુક માણસો ઉપાડે છે. તે કામ નિયમિત હોય છે. મોટું જમણ હોય તો દરેક કામ ગામદીઠ સોંપવામાં આવતું હતું. આ પ્રકારનો રિવાજ હજુ સુધી ઉત્તર ગુજરાત કડવા પાટીદાર ગામોમાં જ હતો. માંવદીના માંડવાના દિવસે સહુ લોકો ગાડીઓ દોડાવતા હતા. જે કોઈ પરગણાંવાળાની ગાડી મંડપમાં પહેલી આવે તેને વધાવી લઈ પાઘડી, દુપટ્ટા વગેરે આપી શાબાશી આપવામાં આવતી હતી. રથ હરીફાઈ આર્યોના ભારતમાં આગમન સાથે શરૂ થઈ હતી તે બતાવે છે કે કણબીઓ આર્યન હતા અને ઉત્તર ભારતમાં હતા.[૧૦]

**લગ્નપ્રથા :**

જેમ ગુજરાતમાંથી કડવા આવી અહીં વસ્યા છે તેમ લેઉવા પણ વસ્યા છે. આ બન્નેની લગ્નપ્રથા અલગ અલગ પ્રકારની, ગુજરાતના જેવી હોવાથી, તેમનામાં પરસ્પર ખાનપાનાદિ વ્યવહાર છે પરંતુ લગ્નનો વ્યવહાર નથી. તેમની બોલચાલ કડવા કરતાં ગુજરાતને વધારે મળતી છે. માલવીય કૂર્મીઓમાં પણ લેઉવાની માફક વરકન્યાની વયના પ્રમાણમાં દર વર્ષે લગ્ન થાય છે. તેમનું કહેવું છે કે અમે પણ બે લગ્ન તો ગુજરાતની પેઠે બારવર્ષીય કર્યા હતાં, પણ અગવડ પડવાથી માતાજીની આજ્ઞા લઈ આવ્યા અને હવે મરજી પ્રમાણે લગ્ન કરીએ છીએ. આમ છે છતાં બારવર્ષીય લગ્નવાળા નિમાડી અને માલવીય ગુજરાતીઓ સાથે તેઓનાં સંતાનોના લગ્નસંબંધ થાય છે, જેમાં પુત્રીના પિતાની પદ્ધતિ પ્રમાણે લગ્ન થાય છે. કન્યાનો બાપ જો બારવર્ષીય લગ્નવાળો હોય છે તો, જ્યારે ગુજરાતથી શ્રી ઉમિયા માતાજીનાં નવ કે અગિયાર વર્ષે લગ્ન આવે ત્યારે તે લગ્ન થાય છે; અને જો કન્યાનો પિતા

મુક્ત મુદતી લગ્નવાળો હોય છે તો સામાવાળો માણસ પોતાના પુત્રને ગમે ત્યારે મુહૂર્ત પ્રમાણે યોગ્ય વયમાં પરણાવે છે. એ રીતે બાર વર્ષીય લગ્નવાળા બાર વર્ષનો રિવાજ પુત્રીના લગ્નમાં લાગુ પાડે છે, પણ પુત્રના લગ્નમાં તે રિવાજ તોડી નાખે છે. બાકીના બધા નિમાડી અને ગુજરાતી સંજ્ઞાધારક કડવા કણબીઓ ગુજરાતમાંથી નવ કે અગિયાર વર્ષે લગ્ન આવે ત્યારે ગુજરાતની રીતે જ બાળલગ્ન કરે છે. લગનિયાનું આવાગમન, તેમનું પૂજન, લગ્ન વધાવવાં અને વાંચવાં, માંડવ રાત્રી વગેરે સહુ ગુજરાતની જ પદ્ધતિએ હોય છે. વરનો બાપ એક રૂપિયો અને શ્રીફળ, જ્યારે કન્યાનો બાપ ચાર આના અને શ્રીફળ માતાજીનાં તેમને આપે છે. પ્રજાપતિના ત્યાંથી માટી લાવી ગણેશ સ્થાપન કરે છે. લગ્નના દિવસે ભણ્યા ન ભણ્યા બ્રાહ્મણ આવી ચોરીમાં 'બ્રહ્મા મુરારિ, ત્રિપુરાંતકારિ, ભાનુશશી ભોમ બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ, કેતુ સર્વે ગ્રહા શાંતિકરા : ભવંતુ'એ મંત્ર ભણી તલના દાણા અને ઘીનો હોમ કરી લગ્ન પરિપૂર્ણ કરે છે.

અહીંના કુરિવાજોની વાત કરીએ તો બાળકોને પરણાવવાની ચિંતા, કજોડાં, રાંડીપટો વગેરે ગુજરાતથી ઓછાં ન હતાં. સગાઈ થયા બાદ નિમાડી કણબીઓમાં વરનો બાપ સારી મિજબાનીઓની સાથે સુખડુ(મીઠાઈ) લઈ કન્યાને ત્યાં જતાં અને ગુજરાતી વરનો બાપ કન્યાનો 'વજનવાણું'(હાર) વગેરે આપતો. જેમાં રૂપાની ચૂડીઓ, સાંકળીઓ, તોડા, કડીઓ બાઉંઠીયા વગેરે હોય છે.[૧૧] (જુઓ પરિશિષ્ટ-૨)

**<u>પુર્ન વિવાહ :</u>**

આ કડવા કણબીઓમાં તેમાં ખાસ કરીને નિમાડી કણબીઓમાં નાતરાનો કઢંગો રિવાજ હતો. કેટલાક નાતરાના સંબંધ થયા પછી તૂટી જતા હતા. કોઈ વાર જાણે અજાણે જીવતા ધણીએ પણ નાતરું થવાના બનાવો બનતા હતા. ત્યારે પંચ બન્ને પક્ષને દંડ કરી ૪૦૦ રૂપિયા પંચમાં તથા ૧૦૦૦ રૂપિયા જૂના ધણીને અપાવતા. આમ તો આનો અર્થ એ થયો કહેવાય કે ૧૦૦૦ રૂપિયામાં બાયડી વેચી. ક્યારેક આવા કેસ કોર્ટમાં પણ જતા હતા. નાતરામાં કન્યાવિક્રયનું પ્રમાણ ખૂબ જ હતું. ઓછામાં ઓછા આ માટે ૫૦૦થી ૧૦૦૦ સુધી આપવા લેવામાં આવતા હતા. કાચા-પાકા નાતરામાં તાગલી પહેરાવવાની રીત હતી. તાગલી પહેરાવ્યા પછી તે બાઈ બીજાનું ઘર માંડી શકતી નહીં અથવા બીજે જઈ શકતી નહીં. તેમનામાં આવા દિવસોમાં મંગળવાર કે રવિવાર આવતો હોય તો ઘણાં કાઠાં-કબાલાં થતાં અને ભાવતાલમાં વધારો થતો. માતા પૂજા કરીને પાટલે જાય ત્યારે નાતરાનું પુનર્લગ્ન પરિપૂર્ણ થયેલું ગણાતું.નિમાડમાં નાતરાના લગ્ન સમયે કન્યાવિક્રય સખત ચાલે છે. કન્યાવિક્રયથી દેખીતો મોટો જુલમ અને કન્યાઓનું જાહેરમાં વેચાણ જેવું થાય છે.[૧૨]

**મરણોત્તર ભોજન :**

ગમે તેટલી નાની ઉંમરમાં મરણ થયું હોય તોપણ, તે ગયા વિવાહમાં જ પરણેલ હોય તો પણ તેના શબને ગામ બહાર વિસામો લાવ્યા એટલે રોકકળ કરનારા ભલે કરતા હોય, પણ પાષાણ હૃદયના જ્ઞાતિજનો સુખડી કરવાની ચર્ચા કરે છે. અર્ધા ત્યાંથી પાછા વળી મરનારના ઘરે આવી, જો તેના ઘરમાં ઘઉં હોય તો સારું, નહિ તો મૂલ્ય આપી ખરીદી લાવી, ભરડાવીને ઘી-ગોળની સુખડી કરે છે. શબને બાળી ઘેર આવી બૈરાંઓ હોસલા કૂટે છે. ૧૯૦૪થી નિમાડીઓમાં કુટવાનો રિવાજ બિલકુલ નષ્ટ થઈ ગયો હતો. સંપત્તિના સૌ મરદો ભેગા થઈ સુખડી ખાઈ જતા. આ ઘણો જ અપ્રાસંગિક રિવાજ હતો. આ પ્રસંગે ઉત્તર ગુજરાતના કણબીઓ મરણ પાછળ સિદ્ધપુરમાં લાડવા કરતા, તેને મળતો આવે છે.[૧૩](જુઓ પરિશિષ્ટ -૩)

**નિમાડમાં માંવદીપ્રથા :**

નિમાડ ક્ષેત્રના પાટીદાર સમાજમાં આ પ્રથા ઘણી લોકપ્રિય હતી. નિમાડ ક્ષેત્રના કુલમી સમાજ મોટે ભાગે ત્રણ પરગણામાં વહેંચાયો હતો.

૧. મહેશ્વર પરગણું

૨. કારમ નદી પાર (ધામનોદ ક્ષેત્ર)

૩.નર્મદા નદીની પાર (કસરાવાદ ક્ષેત્ર)

તે સમયે કુલમી સમાજનાં ૧૪૦૦ પરિવારોની ગણતરી થતી હતી. જમણવાર (ઉજાણી) આપનાર વ્યક્તિ આજુબાજુના મુખ્ય સભ્યોને બોલાવી યોજના તૈયાર કરતા. ગામ દીઠ કામગીરીની વહેંચણી કરવામાં આવતી. ગાડામાં ભરીને ઘઉં, દાળ, ચોખા સાફ કરવા, દળાવવા આજુબાજુનાં ગામોમાં મોકલવામાં આવતાં. શુદ્ધ ઘી વેચાણ કિંમતે કેટલાંય ગામોમાંથી મંગાવવામાં આવતું. પછી જમણવારનો દિવસ નક્કી કરાતો અને બધાં ગામોને નોતરું/ નિમંત્રણ મોકલાતું. ૨-૪ દિવસ પહેલાં આજુબાજુના પાટીદારો એકત્ર થઈને ગામદીઠ કામની વહેંચણી કરી દેતાં. કોઈ ગામ લાડુ બનાવવાથી માંડીને પીરસવાની જવાબદારી ઉઠાવતાં તો કેટલાક ગામ દાળ બનાવી પીરસવાની, કેટલાંક પતરાયાં વહેંચવાની અને ઉપાડવાની, તો કેટલાંક પાણીની વ્યવસ્થા કરવાની જવાબદારી લેતાં હતાં.

સારથી (સ્વયંસેવક દળ) ગણ બોલાવવામાં આવતા ત્યારે જમાડવા, પીરસવું, પતરાયાં ઉઠાવવાં વગેરે નાનાં-મોટાં કામ પવિત્ર કાર્ય મનાતું. પંગતમાં મોટે ભાગે બૂંદી (મોટીચૂર)ના લાડુ, ચૂરમું, શીરો (હલવો) બનાવતા તે વખતે ૭-૮ ગુણ સાકર (મોરસ) વપરાતી. આ જમણવારોમાં વાસણો. (તાંબાના ઘડા, થાળીઓ, તપેલીઓ લોટા વગેરે)ની લ્હાણી કરવામાં આવતી. જે ગામના જેટલા કુલમી પરિવાર હોય તેટલાં નંગ વાસણ આવતા. ગામના મુખી તેની વહેંચણી કરી દેતા.

તે સમયે બળદગાડાંમાં બેસી અવરજવર થતી. પાટીદારોને ત્યારે બળદગાડાંનો ભારે શોખ હતો. સુંદર દેખાવડા તંદુરસ્ત બળદ, તેના પર ચટકદાર કપડાંની ઝૂલો, ઘૂઘરાના ખણણ ખણણ અવાજ તેને હાંકતા, મૂછોને વળ દેતા નવયુવકો અને છતરવાળી ગાડીઓની અંદર બેઠેલી રમણીયા, ગણપતિ, ઉમિયા, અંબાનાં ગીતો અને શ્રૃંગાર-રસનાં ગીતો ગાતી આવતી. ગાડીઓની સ્પર્ધા યોજાતી. દૂરના પરગણાની જે બળદગાડી સૌથી પહેલી પહોંચતી તેની આગેવાની થતી. બળદો અને ગાડીવાને વિજય તિલક કરવામાં આવતાં અને સન્માનમાં પાઘડી દુપટ્ટો બાંધી આપવામાં આવતો. આમ માંવદી પ્રથાનો રિવાજ નિમાડમાં પ્રચલિત હતો. હવે હું આ માંવદી પ્રથાના અનુસંધાનમાં નિમાડમાં જે જ્ઞાતિ ભોજનોના પ્રસંગો થયા હતા તેના કેટલાક ઉદાહરણ આપું છું.

## <u>જ્ઞાતિ ભોજનના પ્રસંગો :</u>

નિમાડ જિલ્લામાં આ પ્રથા પહેલી ક્યારે શરૂ થઈ તેનું પ્રામાણિક પુરાવો તો મળતો નથી, પરંતુ સૌથી છેલ્લા જમણવાર સં. ૧૮૧૨માં ખલઘાટ ગામમાં સ્વ. કાલૂ બાબા પાટીદાર (ખાનદેશિયા)ની ધર્મપત્ની કાલીબાઈએ તે વખતે આખા જ્ઞાતિસમાજને વિશાળ ભોજન આપ્યું હતું. નીચે દર્શાવેલ સઘળા જમણવાર સં.૧૮૧૨ પહેલાં અપાયા હતા. વૃદ્ધ વડીલો દ્વારા માહિતી મેળવતાં નીચેનાં ગામોમાં જમણવાર આપ્યાનો પ્રામાણિક પુરાવો મળ્યો છે.

બિલવાવડી (મહેશ્વર પરગણું) : શ્રી મિશ્રી લાલ પાટીદારને બતાવ્યું કે તેના સ્વ. દાદાજી ફતુજી ગુજરિયાએ જમણવાર કર્યો હતો. શ્રી અમરચંદજી ગુજરિયાનો સમગ્ર પરિવાર હજુ પણ બિલવાડીમાં નિવાસ કરે છે.

ભૂદરી (મહેશ્વર):માં વરાડિયા ગોત્રના સ્વ. શિવાજી પાટીદારે જમણવાર કર્યો હતો. તેમના પૌત્ર(નાતી) શ્રી સીતારામભાઈ પાટીદારે જણાવ્યું કે તેમની દાદાજી પાસે ઘણી જમીન અને મોટાં મોટાં મકાનો હતાં. ભૂદરી અને સોમાખેડીમાં શિવાજી દાજીના વંશજ ઉન્નતિશીલ ખેડૂત છે અને શિક્ષિત બનીને મોટા સરકારી પદ પર કાર્યરત છે.

મોગાવાં(મહેશ્વર)ના તત્કાલીન પ્રસિદ્ધ નામાંકિત શેઠ પરિવારના ભગવાનજી શેઠ અને શંકરજી શેઠ બન્ને ભાઈઓએ જમણવાર આપ્યો હતો. તેમાં ૧૪ છોકરીઓનાં આણાં મોકલ્યાં હતાં. મોગાવાંમાં શેઠ પરિવાર આજે પણ વસે છે.

કુણ્ડયા (મહેશ્વર) કુણ્ડયા ગામના શ્રી વિશ્રામજી પાટીદારે જમણવાર આપ્યો હતો. શ્રી વિશ્રામજી આ વિસ્તારના જાણીતા અને ઘનાઢ્ય પરિવારની વ્યક્તિ હતા. તેમના વંશજ કુણ્ડવા ગામના પ્રગતિશીલ ખેડૂતો ગણાય છે.

કતરગામ (મહેશ્વર)ના શ્રી દયારામજી પાંચોટિયાએ જણાવ્યું કે તેના પૂર્વજોએ જમણવાર આપ્યો હતો.

કસરાવદની સંભ્રાત કુળવાન પાટીદાર મહિલાએ જમણવાર આપ્યો હતો.

સામેડા (કસરાવદ) ગામમાં પણ જમણવાર આપ્યાનો ઉલ્લેખ છે. આમ તો 'જમણવાર' જ્ઞાતિ સમાજને જમાડવા માટેના હેતુથી રખાતો પરંતુ આ ઉત્સવ વખતે સગાઈના રિવાજમાં ચાંલ્લાના મહેમાન, બાળ લગ્નમાં વિવાહિત છોકરીઓનાં આણાં મોકલવાના મહેમાન બોલાવવામાં આવતા હતા આ પ્રસંગે મંડપ બંધાતા, ગણેશ પૂજન, ગંગાપૂજન જેવાં માંગલિક કાર્યનું આયોજન કરવામાં આવતું.

યુગ બદલાઈ ગયો. આર્થિક મુશ્કેલીઓ વધી. સમાજનો વ્યાપ બહુ વિશાળ બની ગયો. તેથી વરાની પ્રથા (જમણવારની પ્રથા) ધીમ ધીમે સમાપ્ત થઈ ગઈ. પરંતુ પાટીદાર સમાજમાં ઐતિહાસિક ગૌરવરૂપે વરો/જમણવાર હજી પણ વૃદ્ધોની જીભે જીવતો છે.[૧૪]

**વીરપસલીની પ્રથા :**

નિમાડ પાટીદાર સમાજમાં ભાઈ-બહેનનાં પવિત્ર સંબંધો પરસ્પર કર્તવ્યો અને શુભ-કામનાઓના પ્રતીક 'વીર પસલી'નો તહેવાર સૈકાઓથી મનાવવામાં આવે છે. આ પર્વ પાટીદારોની પોતાની વિશેષતા અને ઓળખનું પ્રતીક છે. નિમાડ પાટીદાર સમાજમાં ભાઈબીજ પર્વનો એટલો બધો મહિમા નથી. જેટલો અન્ય સમાજોમાં છે. વીર પસલીનું પર્વ કદાચ ભાઈ-બીજના વિકલ્પ તરીકે શરૂ થયું હશે. કારણ કે જે ઉમંગ, ઉત્સાહ, અનિવાર્યતા સાથે પાટીદાર સમાજમાં વીરપસલીનો તહેવાર ઉજવાય છે. તેટલો આ તહેવારનો પ્રચાર નિમાડના અન્ય સમાજોમાં નથી.

રક્ષાબંધન પહેલાં આવતા રવિવારના દિવસે 'વીરપસલી'નો તહેવાર ઉજવાય છે. તે અંગે દંતકતાઓ અને ધાર્મિક માન્યતાઓ પણ છે. તે દિવસે પ્રત્યેક ભાઈ પોતાની બહેનને ઘેર વીરપસલી લઈને જાય છે. વીરપસલીની ભેટ તરીકે સવા કિલો ઘઉં, થોડો ગોળ, કોપરાની કાછલી તથા બહેન માટે યથાશક્તિ કપડાં અપાય છે. સમયાનુસાર વત્તો ઓછો ફેરફાર થતો રહે છે. આ સામગ્રી લઈને ભાઈ મોટી શ્રદ્ધા સાથે પોતાની બહેનને ઘેર જાય છે. દરેક બહેન મોટી ઉત્સુકતાથી પોતાના ભાઈઓની પ્રતીક્ષા કરે છે. પોતાના ભાઈઓની મંગળ કામનાઓ કરતી તે તેના માટે રવિવારે વીરપસલીનું વ્રત રાખે છે. ભાઈઓના આવતાંની સાથે બહેન તેને મંગળતિલક કરે છે. આરતી ઉતારે છે. મિઠાઈ ખવડાવે છે અને ખોળો ફેલાવી ભગવાનને પોતાના ભાઈઓ માટે મંગળ કામના કરે છે, અને આશીર્વાદ માગે છે. ભાઈ પણ વીરપસલીની ભેટ આપીને સ્નેહ, મમતા, શ્રદ્ધા સાથે બહેનની સન્મુખ આવી નીચા માથે પ્રણામ કરે છે.

ભાઈ-બહેનના અતૂટ પ્રેમનું પ્રતીક 'વીર પસલી'નું પર્વ પાટીદાર સમાજની પોતાની ગૌરવશાળી

પરંપરા છે. આ પ્રથા મોટી બહેનો તથા નાની બહેનો માટે પણ આવા મહત્ત્વ સાથે પ્રચલિત છે.

લગ્ન વધાવવું, વીરપસલી, જમણવાર, કારજ, બાળલગ્ન, નાતરૂં, છૂટાછેડા જેવા રીતરિવાજ ગુજરાતના પાટીદારો સાથે મળતા આવે છે.[૧૫]

**ઘૂંઘટપ્રથા :**

માળવા-નિમાડમાં ગોળ પ્રથા નથી. રોટી-બેટીનો વ્યવહાર મધ્યપ્રદેશ, પાટીદાર સમાજમાં પ્રચલિત છે. નિમાડ પ્રદેશમાં ક્યાંય લાજ કાઢવાનો રિવાજ નથી. નિમાડમાંથી સુધારાની શરૂઆત થઈ હતી. આર્યસમાજનો સારો એવો પ્રભાવ છે. માળવા પ્રદેશમાં આજે પણ ઘૂંઘટ પ્રથા છે, પરંતુ તેમાં ધીમે ધીમે સુધારો થવા લાગ્યો છે. આ પ્રથા શરૂ થવાનું કારણ માળવામાં મુસલમાન સુલતાનોનું રાજ્ય હતું. તેની અસર માળવાની બધી જ્ઞાતિઓ પર પડી હતી.

**સતીપ્રથા :**

ગુજરાતના પાટીદારમાં સતી થયાનો કોઈ પણ પાળિયો મળતો નથી પણ મધ્યપ્રદેશમાં મહાસતી નંદાબાઈ (સંવત ૧૯૫૭)નો ઉલ્લેખ મળે છે. તે સ્થાને મેળો ભરાય છે.

ખાસ નોંધનીય બાબત એ છે કે ગુજરાતમાં અંજાર બાજુ અને ગાંધીધામ બાજુ ગૌરક્ષા માટે શહીદ થયા હોય એવા અનેક પાળિયા છે પણ કોઈ સ્ત્રી સતી થઈ હોય તેવું જોવા મળતું નથી. જે મધ્યપ્રદેશમાં જોવા મળ્યું છે.

**સમૂહલગ્નો :**

બાળલગ્નો થતાં નથી. સમૂહલગ્નો મોટી સંખ્યામાં થાય છે. દરેક ગામે વૈભવી તથા ભાગ્યશાળી કણબીઓ વસે છે. તેઓના આચાર-વિચાર પવિત્ર છે. તમાકુનું બિલકુલ વ્યસન નથી. જ્ઞાતિનો તે માટે પ્રતિબંધ છે.[૧૬]

મધ્યપ્રદેશ અને ગુજરાતના સંબંધો પરસ્પર હતા. ગુજરાત અને મધ્યપ્રદેશના રીતરિવાજો અને કહેવતોમાં પણ ઘણું સામ્ય જોવા મળે છે. નિમાડી કહેવતો પરથી આપણને તેનો ખ્યાલ આવે છે.

लाडा क लाठी प्यारी, न बराती क भात

લાડોને લાડી પ્રિય અને જાનૈયાને જમણ

जसो बाप तसो बेटो

બાપ તેવા બેટા

धरम की गाय का, दात कुण देखे ?

ધરમની ગાયના દાંત કોણ ગણે ?

अपणी माय के, डाकणी कूण कय ?

પોતાની માને ડાકણ કોણ કહે ?

जसो देव की तसी पूजा

જેવા દેવ તેવી પૂજા, જેવો દેશ તેવો વેશ.

गरज सर, वैद मर

ગરજ પતી એટલે વૈદ વેરી,

चोर की माँय, कोठी म माथो दई न रड.

ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે

काँख म छोरो, न गाँव म ढंडेरो.

કેડમાં છોકરું અને આખા ગામમાં શોધે

बुड्ढी घोडी, न लाल लगाम.

ઘરડી ઘોડી અને લાલ લગામ

गाँवडा गाँव म, ऊँट की जातरा,

ગામમાં ને ગામમાં ઊંટની'યાત્રા

बागड खेत, तो रखवालो कई कर.

વાડ જ ચીભડાં ગળે/ રક્ષક જ ભક્ષક બને

अमाउस की पडवा, न पुन्नब की बीज.

बिना पूछयो मोहरत, तेरस न तोज

અમાસનો પડવો અને પૂનમની બીજ,

વણ પૂછયું મૂરત તે તેરસને ત્રીજ,

सौ सुनार की, न एक लुहार की.

સો સુનારની અને એક લુહારની

ज्याँ पंच त्यां परमेशर

જ્યાં પંચ ત્યાં પરમેશ્વર

अधेला को काम नी, न घडी भर की रिकम्पण नी !

પઈની પેદાશ નહિ અને ઘડીની નવરાશ નહિ.

सरम कर, ते भूख मर

શરમ રાખે તે ભૂખે મરે.

कूण कर न कूण भुक्त

કરે એક અને ભોગવે બીજો

जसी तावणी, तसी वावणी

જેવી કરણી તેવી ભરણી.[૧૭](જુઓ પરિશિષ્ટ-૪)

આ પ્રદેશમાં કડવા-લેઉવા બંને શાખાના કુલમી પાટીદારો વસવાટ કરે છે. રોટી-બેટી વ્યવહાર ચાલુ છે. તેઓ ઉમિયાને પોતાની કુળદેવી માને છે. આમ તો ઉમિયા, અંબિકા, અન્નપૂર્ણા વગેરે પાર્વતીનાં જ સ્વરૂપો છે. પોષાક અને આચારમાં તેમ જ પરોણાગતમાં ઘણું સામ્ય છે. તળપદી હિંદીનો ઉપયોગ કરે છે. તે ભાષામાં ઘણા ગુજરાતી શબ્દોની છાંટ જોવા મળે છે. ખેતીવાડીના સાધનોનાં નામોમાં પણ ઘણું સામ્ય છે. પાન-સોપારીનો રિવાજ ગુજરાતના 'ચા-પાણી'ના રિવાજને મળતો આવે છે. ડૉ. મંગુભાઈ અને જયંતીભાઈ પટેલે રાતવાસો ખેડૂતના ઘરમાં કર્યો હતો. જેથી તેમની દિનચર્યાનો ખ્યાલ આવે. આપણી સાથેનું સામ્ય, એક તો ત્યાં ઊંઝાથી બાંધ્યા વિવાહ (એક જ લગ્નતિથિ)નો પડો સિદ્ધપુરના બ્રાહ્મણો લઈને જતા હતા. અને એક જ તિથિના લગ્ન ત્યાં થતાં હતાં. છૂટાછેડા લીધેલ વ્યક્તિને કોઈ કુંવારી કન્યા આપતું નહીં. આજે પણ મહદ્અંશે આ માન્યતાને ત્યાંનો સમાજ વળગી રહેલ છે.

ભવાઈ અને જાતરનું મહત્ત્વ આજે પણ ત્યાં છે. નાયકજી ત્યાં ભવાઈ આજે પણ કરે છે. આ બધા નાયકો ઉત્તર ગુજરાતમાંથી જાય છે. લગભગ છ લાખ જેટલા પાટીદારોની વસ્તી છે અને ૧૩૦૦ ગામ છે. તુકોજી હોલ્કરે ગાયકવાડની જેમ ઇન્દોર રાજયમાં બાળલગ્ન પ્રતિબંધ કાયદો પાટીદારો માટે દાખલ કર્યો હતો. લેઉવા કૂર્મીઓ પોતાના ભવાઈયાઓ રાખે છે. ઉત્તર ગુજરાતના નાયકોએ અહીંનાં ગામો વહેંચી લીધા છે. પાંચોટ, પાનસર, કડીના નાયકો ત્યાં જાય છે. બારોટ ભગવાનભાઈ, રતિલાલ નાયક, લાલજીભાઈ નાયક ત્યાંની હકદારી ધરાવે છે. ઉજ્જૈનના વેપારી બદ્રીનારાયણજીના પિતાજીએ (૯૦ વર્ષ) ડૉ. મંગુભાઈને કહ્યું નાયકો આવતા અને મારી બેલગાડી (બળદગાડું) છ માસ સુધી લઈ જતા. તેઓ માળવા-નિમાડમાં ફરતા.

બીજુ નોંધવા જેવું, માળવા અને નિમાડમાં ભણતરનું પ્રમાણ ઘણું ઓછું છે. સૂકી ખેતી હોવાથી તે તરફ તેમનું ધ્યાન ગયું નથી. પણ હવે તેઓએ આવી રહેલા પરિવર્તનો સાથે તાલમેલ કરવો પડશે. સ્ત્રી કેળવણીમાં તેઓ ઘણા ઉદાસીન છે. શાળાઓની સંખ્યા ઘણી ઓછી છે. શેઠ શ્રી કેશુભાઈ પટેલ જેવા ભામાશાએ દાનપ્રવાહ શરૂ કર્યો હતો તે ઉલ્લેખનીય બાબત છે.[૧૮]

મધ્યપ્રદેશના કુલમી પાટીદારોના રીત રિવાજ, એક જ તિથિએ વિવાહ, લગ્નગીત અને અન્ય

ઉત્સવગીત નાયક કોમ સાથે તેનો સંબંધ આ બધી વાતો ગુજરાતમાં પણ એજ રીતે / સ્વરૂપે છે આ અગાઉના પ્રકરણમાં આપણે ગુજરાતના પાટીદારોના રીત-રિવાજોની ચર્ચા કરી ગયા. તેમાંના મોટાભાગના રીત-રિવાજો માળવા-નિમાડના પાટીદારોમાં સમાન પણે કે ભિન્નતાપૂર્વક જોવા મળે છે તે જોતાં એક હકીકત જણાય છે કે મધ્યપ્રદેશ અને ગુજરાતનનો સંબંધ વર્ષો જૂનો છે.



**પાદ નોંધ :**

૧.કનોજિયા હરિસિંહ , 'મધ્યપ્રદેશ કૂર્મી ક્ષત્રિય સમાજ પરિચય નિર્દેશકા', ઉજ્જૈન, (મ.પ્ર)૧૯૮૩

૨. 'કડવા વિજય', પુસ્તક :પમું, પૃ-૨૪

૩. ડૉ. મંગુભાઈ લેખિત માળવા-નિમાડ યાત્રાનું ઐતિહાસિક વિશ્લેષણ, 'ઉમિયાદર્શન',૧૯૮૭

૪. શ્રી પરીખ પુરુષોત્તમભાઈ, 'કણબી-ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ', વિરમગામ,૧૯૮૬, પૃ-૧૯૦-૧૯૧

૫. 'હેમચંદ્રાચાર્યના ગ્રંથનો સર્ગ'

૬. 'વિક્રમ સંવત ૧૨૦૮', 'વડનગર પ્રશસ્થિત ગ્રંથ'

૭. મેરુતંગે લખેલ વિસ્તૃત વૃ-તાંત

૮. ડૉ. પટેલ મંગુભાઈ, 'કુલમી ક્ષત્રિય પાટીદારો કા ઈતિહાસ', અમદાવાદ, ૧૯૯૧, પૃ-૧૫૧-૧૫૫

૯. 'કરણઘેલો', સ્કૂલ એડિશન, પૃ-૧૨

૧૦. પાટીદાર પરશુરામ, 'પાટીદાર જાગૃતિ' (માસિક), નીમચ, અંક-૪, વર્ષ-૧૦, એપ્રિલ-૧૯૯૨

૧૧. 'પાટીદાર જાગૃતિ', પરિશિષ્ટ-૨

૧૨. પાટીદાર રામેશ્વર (મધ્યપ્રદેશ), પાટીદાર લોક (માસિક), મંદસૌર.

૧૩. કનોજિયા જે.પી. 'કૂર્મિ ક્ષત્રિય જાગરણ', (માસિક), વર્ષ-૩૫, અંક-૧૧, નવેમ્બર-૯૪, (પરિશિષ્ટ-૩)

૧૪.વયવૃદ્ધ સમાજ આગેવાનો દ્વારા મળેલ માહિતી (મુલાકાત)

૧૫. પાટીદાર ખેમચંદભાઈ, 'પાટીદાર જાગૃતિ' (માસિક), વર્ષ-૧, અંક-૭, ૧૯૮૩

૧૬. ડૉ. રામ સિંયાસિંહ, 'કૂર્મિ ક્ષત્રિય કીર્તિકથા', સતના (મધ્યપ્રદેશ) ૧૯૯૨

૧૭. જુઓ પરિશિષ્ટ-૪, લોકોક્તિઓ

૧૮. ડૉ. પટેલ મંગુભાઈના લેખ, ઉપર્યુક્ત.



Chapter-5

# ૫. ગુજરાત અને માળવામાં સુધારાત્મક આંદોલનો

પ્રકરણ-૩ અને પ્રકરણ-૪માં ગુજરાતના પાટીદાર અને નિમાડ-માળવા પાટીદારોના રીત-રિવાજો વિશે જોયું. આ રિવાજોમાં બાળલગ્ન, બહુપત્નીપ્રથા, મરણોત્તર રિવાજો, કન્યાવિક્રય જેવા કુરિવાજો ગણવામાં આવતાં હતા. આ રિવાજો નાબૂદ કરવા માટે ગુજરાતમાં શિક્ષિત સુચિંતિત મહાનુભાવોએ સભાઓ ભરી લોકોને ઉદાહરણ આપી સમજાવ્યા અને તે દૂર કરવા માટેના પ્રયત્નો કર્યા અને શિક્ષણનો ફેલાવો થાય તેવા પ્રયત્ન કરવામાં આવ્યા. ગુજરાતમાં થયેલ સુધારાત્મક આંદોલનોમાં નિમાડ-માળવાના આગેવાનો હાજરી આપતા હતા. આ સભાઓમાંથી નિમાડની આગેવાનોએ પ્રેરણા લીધી અને પોતાના વિસ્તારમાં કુરિવાજો બંધ કરવા માટે સભાઓ ભરી હતી તેની આ પ્રકરણમાં ચર્ચા કરવામાં આવી છે. આ ઉપરાંત નિમાડ-માળવા અને ગુજરાતમાં જ્ઞાતિ સામયિકો દ્વારા જુદી જુદી જાહેરાતો બાળલગ્ન, પુનઃર્વિવાહ, વિધવાવિવાહ, મરણ સંબંધી વગેરે માહિતી આપી લોકોનું ધ્યાન દોરવામાં આવતું હતું તેની વિગતથી ચર્ચા આ પ્રકરણમાં મેં કરેલી છે.

**(અ)જ્ઞાતિના સંમેલનો દ્વારા :**

ઈ.સ. ૧૮૭૦ દરમ્યાન પાટીદાર જ્ઞાતિની કોમના કેટલાક શિક્ષિત સુચિંતિત મહાનુભાવોને લાગ્યું છે કે આપણી વિશાળ પછાત થયેલી કોમના ઉત્થાન માટે શિક્ષણપ્રસારસંબંધી અને સુધારાના ઉદ્દેશથી કોઈ આંદોલન કરવું જોઈએ. કોઈક ચળવળ ચલાવવી જોઈએ. તેના ફળ સ્વરૂપે ઉત્તર ભારતના દીનાપુરમાં ત્યાંના અગ્રગણ્ય કૂર્મીઓએ એક સભા બોલાવી હતી તેજ સમયમાં ગુજરાતમાં રાવબહાદુર શેઠ બહેચરદાસ લશ્કરી (સી.એસ.આઈ.) જે વ્યાવહારિક સુધારાના સ્તંભરૂપ મનાતા તેમણે

બાળવિવાહ, કુલીનશાહીવાદ, 'ચાંલ્લા' અને પહેરામણી રૂપે જે બંધનો હતા તે જુલમી રિવાજોને સમૂળગા નાબૂદ કરવાનો ભારે પરિશ્રમ કર્યો હતો. પરિણામે કેટલીય સંસ્થાઓની સ્થાપના થઈ હતી. તે જમાનામાં તેમણે મહાલક્ષ્મી સ્ત્રી અધ્યાપન મંદિર શરૂ કર્યું. લશ્કરી ઇસ્પિતાલ, લશ્કરી સંસ્કૃત પાઠશાળા, લશ્કરી ધર્મશાળા, લશ્કરી પુસ્તકાલય જેવી અત્યંત આવશ્યક સંસ્થાઓ તેમનાં તન-મન-ધનના યોગદાનથી સ્થાપિત કરાઈ. ગુજરાત કૉલેજની સ્થાપના પણ તેમની જહેમતથી ઊભી થઈ હતી. ઇંગ્લેન્ડ-લંડનમાં મૂંગા-બહેરાની સ્કૂલને દાન પહોંચાડ્યું. આ રીતે તે જમાનામાં તેમણે બે લાખથી વધુ રકમ દાનમાં આપી, તેઓ અજોડ સુધારક રહ્યા અને સરકાર તરફથી ખિતાબો અને સુવર્ણચંદ્રકના અધિકારી બન્યા.

આ ઉપરાંત ગુજરાત, ઉત્તર ભારત અને મધ્યપ્રદેશમાં સુધારક યુગનો આરંભ થઈ ચૂક્યો હતો. લખનૌના કૂર્મી ભાઈઓએ સન ૧૮૯૦ સુધી કેટલીય સ્થાનિક સભાઓનું આયોજન કર્યું. તેમણે જણાવ્યું કે સમસ્ત ભારતના કૂર્મી ભાઈઓની એક મહાસભા હોવી જોઈએ. પરિણામે કૂર્મીઓની પ્રથમ મહાસભા ૧૮૧૪માં ફરુખાબાદના શ્રીમાન રોંદનલાલ (બી.એ., એલ.એલ.બી.) વકીલની અધ્યક્ષતામાં કરવામાં આવી. બીજી મહાસભા ૧૮૧૫માં લખનૌમાં થઈ. ત્રીજી મહાસભા ૧૮૧૬માં બિહારના પીલીભીતમાં થઈ, પીલીભીતની આ મહાસભામાં જે ત્રીજો ઠરાવ કરવામાં આવ્યો તેનાથી પ્રતીતિ થઈ કે ઉત્તર ભારતના કૂર્મી બંધુઓ અન્ય પ્રદેશોમાં પણ વસેલા છે જે પોતાના જ્ઞાતિબંધુઓ પ્રત્યે પૂરો સમભાવ રાખે છે. પીલીભીંતની સભામાં થયેલ એક ઠરાવ નીચેના લખાણમાં જાણવા મળે છે.

"આ સભા એવો નિર્ણય કરે છે કે પુત્રી રક્ષણના કાયદા અનુસાર એકત્રિત કરેલા રૂ. ૭૦,૦૦૦ મુંબઈ સરકાર પાસે અનામત રાખવામાં આવ્યા છે. આ રૂપિયા વડે જે વ્યાજ મળે તેમાંથી યુનિવર્સિટીના કણબી જ્ઞાતિના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવી." આ ઉદ્દેશવાળો વિનંતીપત્ર (મેમોરેન્ડમ) આ સભા તરફથી સરકારને મોકલવો. ગુજરાત કૉલેજમાં કડવા-લેઉવા પાટીદાર કણબી ભણતા હતા. તેમને આ ઇન્ફટીસાઇડ ફંડમાંથી શિષ્યવૃત્તિ મળતી હતી.

મહાસભાની ચોથી સભા લાંબા સમય બાદ મળી. મહાસભાની વ્યવસ્થા યોગ્ય ન હતી, જવા-આવવાની પ્રતિકૂળતા હતી. સભામાં આવેલ ભાઈઓની યોગ્ય સરભરા કરવામાં મુશ્કેલી, સભા આયોજનનું ખર્ચ સ્થાનિક સભ્યોના માથે લેવાની બાબત વગેરે કારણસર મહાસભાનું નિમંત્રણ મોકલવામાં ઉત્સાહ મંદ હતો. છતાં, સ્થાનિક સભાઓ મળતી રહી. ૧૯૦૮માં ચુનારમાં બાબુ દીપનારાયણસિંહે એક માસિક પત્રિકા "કૂર્મીક્ષત્રિય હિતૈષી" કાઢ્યું, તેમાં સામાજિક સુધારા તથા કેળવણીની આવશ્યકતા પર લેખ લખ્યો. તેથી જ્ઞાતિબંધુઓનો જુસ્સો ફરી જાગી ઊઠ્યો અને ૧૯૦૯માં

એખલાસપુરમાં મહાસભાનું ચોથું અધિવેશન સંપન્ન થયું. તેમાં ૩૦૦૦ જ્ઞાતિબંધુઓ હાજર રહ્યા હતા. આ સભામાં બાબુ દેવીપ્રસાદે આપેલ પ્રવચને એવી પ્રતીતિ કરાવી કે આપણે સૌ એક જ માબાપનાં સંતાનો છીએ. બાબુ જનકધારીલાલ પણ મહાન સમાજસુધારક હતા.

ફક્ત છ મહિના પછી પાંચમું અધિવેશન મળ્યું, તેના અધ્યક્ષ તરીકે ઉત્તર ભારતના નહિ પરંતુ દક્ષિણના મૈસૂરના મિ. નાગાપ્પા બેરિસ્ટરની વરણી કરવામાં આવી, જે બેંગ્લોરના ન્યાયાધીશ હતા. મદ્રાસ ઇલાકાના વાકેલીગર જ્ઞાતિના કૂર્મી હતા. હવે આ તરફ કૂર્મીક્ષત્રિય મહાસભાનું કદ વિસ્તૃત થયું અને તે કારણે મહાસભા સમસ્ત ભારત વર્ષ કૂર્મી ક્ષત્રિય એસોસિએશન નામ આપવામાં આવ્યું.

છઠ્ઠું અધિવેશન ૧૯૧૦માં નાતાલના તહેવારમાં પીલીભીત શહેરમાં નાગપુરના પ્રખ્યાત બેરિસ્ટર મિ. કોથારી વ્યંકટરાવ નાયડુની અધ્યક્ષતામાં સંપન્ન થયું. સાતમી પરિષદ ઇટાવામાં સંપન્ન થઈ, તેના અધ્યક્ષ બિહારના પટણા જિલ્લાના બાંકીપુર શહેરમાંથી પધાર્યા હતા. આઠમી બેઠક બાંકીપુરમાં થઈ. તેના અધ્યક્ષ તરીકે ગુજરાતના પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણ (એમ.એ)ને નીમવામાં આવ્યા હતા. આ બેઠકનું યાદગાર પાસું એ હતું કે ગુજરાતના પાટીદાર ઉત્તર ભારતના કૂર્મીઓના વધુ પરિચયમાં આવ્યા અને ગુજરાતથી ઉત્તર ભારતમાં જ્ઞાતિમૈત્રી વધુ દૃઢ બની. આવી જ જ્ઞાતિમૈત્રી આ પરિષદો દ્વારા ગુજરાત-મધ્યપ્રદેશ (માળવા-નિમાડ ) રાજસ્થાનના જ્ઞાતિ ભાઈઓમાં દૃઢ બની.

સમસ્ત ભારતવર્ષના કૂમી ક્ષત્રિય એસોસિએશનનું અધિવેશન ગુજરાતમાં ગણપતપુરામાં બોલાવવાનું નિમંત્રણ શ્રી છોટાભાઈ રામજીભાઈએ મોકલ્યું. જોકે સ્થળમાં ફેરફાર થયો અને અધિવેશન અમદાવાદ શહેરમાં થયું. જેની અધ્યક્ષતા માનનીય વિઠ્ઠલભાઈ પટેલ (સરદાર પટેલના મોટાભાઈ અને ભારતના ઉપલી સંસદના અધ્યક્ષ)ને સોંપવામાં આવી હતી. આ અધિવેશનમાં સમાજ અને જ્ઞાતિમાં સુધારા અને તેની ઉન્નતિ માટેના અનેક ઠરાવો કરવામાં આવ્યા.

પછી દરેક રાજયમાં પ્રવૃત્તિઓ ચાલુ રહી અને અલગ રીતે પરિષદો યોજાવા લાગી. આ ઘટમાળ ચાલુ રહી અને ભિન્ન ભિન્ન રૂપે પાટીદાર સંમેલન, પરિષદ, સભાઓ અને અધિવેશનો યોજાતાં રહ્યાં છે.[૧]

ગુજરાતમાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે પાટીદારોનાં રીતરિવાજોનું સર્વેક્ષણ કરવા એક પંચની નિમણૂક કરી હતી. આ પંચનું નિરીક્ષણ એવું હતું કે કડવા લેઉવામાં માત્ર બે જ તફાવત છે. (૧) કડવા દશવાર્ષિક લગ્ન માતાજીની આજ્ઞાથી એક જ મુહૂર્તમાં એક જ તિથિએ કરે છે અને (૨) વિધવા વિવાહ કરે છે. જ્યારે લેઉવા પાટીદાર વિધવા વિવાહ કરતા નથી. બાકીનાં રીતરિવાજ સરખાં છે.

કુરિવાજોને દૂર કરવામાં અંગ્રેજોના શાસને બારડોલે જેવા કલેક્ટર અને મિ. શેફર્ડ જેવા ઉત્તર પ્રાંતના કમિશનરે બહુ જ સહયોગ આપ્યો હતો. બિહારીદાસ દેસાઈ, રા.બ.બહેચરદાસ લશ્કરી અને

પાટડી દરબાર રાજવી જોરાવરસિંહજીએ અંગ્રેજ અમલદારોની મદદથી સુધારાનાં કાર્યો કર્યાં. જોરાવરસિંહજીએ ૫૦,૦૦૦ પ્રતિનિધિઓનું એક સંમેલન પાટડીમાં બોલાવ્યું હતું, જેમાં કચ્છ કાઠિયાવાડ, વરાડ, ખાનદેશ, માળવા અને નિમાડના પાટીદાર પ્રતિનિધિ પણ આવ્યા હતા. કડવા પાટીદારોની છોકરીઓના રક્ષણ માટે કેટલાક નિયમો બનાવ્યા હતા. આવા જ નિયમો લેઉવા પાટીદારોએ પોતાના અધિવેશનમાં બનાવ્યા હતા. ડાકોરમાં સંમેલન થયું હતું અને મિ. શેફર્ડે સહયોગ આપ્યો હતો. પાટડીમાં દરબાર સૂર્યમલજીએ બીજી સભા એક તિથિનાં લગ્ન બંધ કરવા માટે બોલાવી હતી.

'સ્વદેશ હિતવર્ધક'ના સંપાદક જેસંગ પટેલે પોતાની કલમ વડે સુધારાની ચર્ચા શરૂ કરી. બાળલગ્ન, કજોડાં, પ્રેત ભોજન, કુલીનશાહી જેવા કુરિવાજો વિશે લખવાનું શરૂ કર્યું. પછી શ્રી મણિભાઈ પટેલે 'વિજય' પત્ર શરૂ કર્યું. આ પત્રે કડવા પાટીદારના શુભેચ્છક સમાજનું સંમેલન બોલાવવાની ચર્ચા ઉપાડી. સંમેલન માટે અવાજ ઉઠાવ્યો અને પછીથી શ્રી પુરુષોત્તમ પરીખે 'કડવા' વિજય પત્ર શરૂ કરીને કડવા પાટીદારોના મૂળ પ્રશ્નો અને બૂરાઈઓ સામે લડવાનું શરૂ કર્યું. આમાં આદાનપ્રદાન અને વિચારવિમર્શ માટે સને ૧૯૦૬થી ૧૯૩૦ સુધી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકો મળતી રહી. શિક્ષણનો પ્રચાર, ખેતીમાં સુધારણા જેવા પ્રશ્નો સાથે લીધા. વિરમગામ સુધારાનું ચેતનાકેન્દ્ર બન્યું. રાયસિંહજી દરબારનો તેમાં ઘણો મોટો ફાળો હતો.

'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ' પાછળથી 'કડવા પાટીદાર પરિષદ'ના નામથી ઓળખાવા લાગ્યો. આ બધી પરિષદોમાં મધ્યપ્રદેશના મહાનુભાવોએ તન, મન અને ધનથી સહકાર આપ્યો હતો. આપણા બધા કાર્યકર્તાઓ મોટે ભાગે આર્યસમાજથી પ્રભાવિત થયા હતા. સ્વામી દયાનંદ સરસ્વતીનો ઘણો પ્રભાવ આ કાર્યકર્તાઓ પર રહ્યો હતો. ગુજરાતમાં રા. બા. બહેચરદાસ લશ્કરીથી માંડીને કેટલાય સમાજસુધારકો ઉપર આર્યસમાજની જોરદાર અસર હતી. આનો પ્રભાવ મધ્યપ્રદેશમાં પણ પડ્યો હતો. કુવાં અને સુંદેલની સભા એનું પરિણામ છે.

'ગુજરાત કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'માં આવેલા મધ્યપ્રદેશના મહાનુભાવોનાં કાર્યોની હું અત્રે સમીક્ષા કરું છું :

ગુજરાત કડવા પાટીદાર શુભેચ્છક સમાજનું પાંચમું અધિવેશન ૨૫-૨૬ ડિસેમ્બર ૧૯૧૫માં ભરાયું. આ અધિવેશન ધ્રાંગધ્રાના મહારાજા ઘનશ્યામસિંહના પ્રમુખપણા હેઠળ થયું હતું. સ્વાગત મંડપના પ્રમુખ રતિલાલ સીતવાળા હતા અને પ્રમુખ શ્રી લાલસિંહજી વિરમગામવાળા હતા. પછીથી વિષય કમિટી અને વ્યવસ્થા કમિટીઓ રચવામાં આવી. આમાં મધ્યપ્રદેશના બે સભ્યો લેવામાં આવ્યા.:

(૧) રામચંદ્ર ગણેશ વ્યાસ, કુવા (માળવા)

(૨) ઓમકારજી હીરાજી, દાવડા (કસરાવદ)



स्व. पुरुषोत्तमदास लल्लुभाई परीख (वीरमगाम)
गुजराती इतिहास के लेखक एवं 'कडवा विजय' मासिक के संपादक रहे। गुजरात–मालवा–निमाड के पाटीदारो को जोडने वाले आगेवान सक्रिय कार्यकर्ता.

આ સભામાં આ બંને મહાનુભાવોએ પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા, બાળલગ્ન બંધ કરવા માટે, કન્યાવિક્રય બંધ કરવા અને બીજા ઠરાવો પણ પસાર કર્યા હતા. શ્રી ક.પા.શુ. સમાજના ખાસ ફંડમાં મધ્યપ્રદેશના પ્રતિનિધિઓએ સહકાર આપ્યો હતો. મધ્યપ્રદેશમાં અધિવેશન બોલાવવા માટે આમંત્રણ આપ્યું હતું અને નીચે જણાવેલ જાહેર ખબર આપી હતી. તે હું અહીં શબ્દસહ્ રજૂ કરું છું.

**"શ્રી કડવા પાટીદાર સભા-નિમાડ"**

કડવા કુલમી ભાઈઓ ! ગુજરાતની માફક (ઘેર બેઠાં ગંગા લાવ્યાની જેમ) પોતાની સમિતિ નિમાડ જિલ્લામાં સ્થાપવામાં આવી છે. તેનો ઉત્સવ તા. ૨૦ માર્ચ, ૧૯૧૭ મંગળ અને બુધવારના રોજ કુવાં ગામ ખાતે થશે, કારણ કે આ વર્ષે કુવાં ગામના જ્ઞાતિપ્રેમી ભાઈઓએ સભાનો સંપૂર્ણ ખર્ચ મંજૂર કર્યો છે. આથી કુવાં ગામ પર સભાનો મુકામ રાખ્યો છે.

સભામાં ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન સભાપતિ કુલંમાભાઈ પધારીને જ્ઞાતિમાં કરવાના સુધારા પર વ્યાખ્યાન આપશે. તો આપ પોતે અને પોતાના હિતેચ્છુ ભાઈ, મિત્ર, કુલમી માત્રને ખબર આપી પધારશો. આ સભાનું આમંત્રણ છે.

**સૂચના :** સભામાં નિયમ મુજબ દરેક વ્યક્તિએ એક રૂપિયાની ટિકિટ પહેલાંથી મંગાવી લેવી, અથવા તો સભામાં આવી નંબરવાળી ટિકિટ લેવી જોઈએ.[૨]

આપનો,
મંત્રી, કડવા પાટીદાર સભા, નિમાડ
મુ. કુવા, પોસ્ટ - ઠીકરી.

આમ, પાંચમા અધિવેશમાં મધ્યપ્રદેશના પાટીદાર ભાઈઓએ હાજરી આપી હતી અને તેમાંથી પ્રેરણા લઈ પોતાના ત્યાં આવું પાટીદાર જ્ઞાતિનું અધિવેશ બોલાવાનું નક્કી કરી મધ્યપ્રદેશની પ્રજાનુે આ અધિવેશમાં પધારવા માટે આમંત્રણ આપ્યું હતું તે ઉપરની જાહેરખબરમાંથી જાણવા મળે છે. આ પછી ફરીથી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના છઠ્ઠો મહોત્સવ પાદરા ખાતે થયો હતો. તેની વિગત નીચેના લખાણમાંથી મળે છે.

**શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ, છઠ્ઠો મહોત્સવ - પાદરા**

તા. ૩૦-૩૧ ડિસેમ્બર, ૧૯૧૬, ૧ જાન્યુઆરી, ૧૯૧૭ અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી (બહેચરદાસના પુત્ર)ના અધ્યક્ષપદે આ સભા થઈ.

રાજરત્ન પા. તુલજાભાઈ સ્વાગત સમિતિના સભ્યએ દૂર દૂરથી આવેલ મહેમાનોનું સ્વાગત કર્યું. મહારાજા ગાયકવાડે અનિવાર્ય (ફરજિયાત) શિક્ષણ બાળલગ્ન પર પ્રતિબંધનો કાયદો બનાવી પ્રશંસનીય કાર્ય કર્યું હતું.

મહારાજા ગાયકવાડની ધારાસભા (પ્રજા પરિષદ રાજ)ના વ્રજભાઈ વાઘજીભાઈ પટેલે ''બાળલગ્ન બંધ કરો'' અને છૂટક લગ્ન કરવાની વાત કરી. બાળલગ્ન ચાલુ રાખવા માટે કડી પ્રાંતમાં બહુ જ ચર્ચા થઈ હતી. સૂબેદાર સાહેબે બાળલગ્ન નિષેધક મંડળની રચના કરી છે.

પછીથી નિમાડ (હોલ્કર રાજ્ય) કસરાવદવાળા પા. કાલુભાઈ ગોવિંદભાઈએ સભાને સંબોધિત કરી : ''તમે લોકોએ નિમાડ જ્ઞાતિમાં સુધારા કરવા માટે અમને પ્રેરણા આપીને અને માર્ગદર્શન પૂરું પાડીને ઉપકાર કર્યો છે. અમારા રાજ્યમાં પણ બાળલગ્નો માટે આવો કાયદો બને એવી હિલચાલ થઈ રહી છે. તેને હું સહકાર આપીશ અને તેને માટે મહેનત કરીશ તથા આ કાર્ય કરીને હું કૃતાર્થ થઈશ.''

પછી વ્યવસ્થા સમિતિ રચાઈ. આમાં કડવા પાટીદાર સભાના પ્રમુખપદ પા. દેવજી રુંસાત (નિમાડ) પા. અમરચંદ પુંજરાજ પાડલ્યા (નિમાડ), પા. પુરુષોત્તમ હીરાભાઈ આંતી, શ્રી રામચંદ્ર વ્યાસ (નિમાડ), પ્રા. છીતરજી બેચર (કસરાવદ), પ્રા. મોહન ધરમદાસ જાખોરાની નિમણૂક કરવામાં આવી.

સમાજની આર્થિક સ્થિતિ ખરાબ હોવાને કારણે એક ઠરાવમાં કહેવામાં આવ્યું કે ફંડ હોવું જરૂરી છે. આ કામ કરવા માટેની જવાબદારી માળવાના અમરચંદજી પુંજરામજી પાડલ્યાવાળાએ પોતાને માથે લીધી.

સભા પૂરી થતાં માળવા-નિમાડના રા.રા. રામચંદ્ર વ્યાસે પ્રમુખસાહેબની બે શબ્દો કહેવા રજા માગી. તેમને પરવાનગી આપવામાં આવી અને તેમણે જે બોધ આપ્યો તેનો સારાંશ આ પ્રમાણે છેઃ

''આપણી જ્ઞાતિ વિશાળ છે અને ધારે તો સંગઠન કરીને મહાન કાર્ય કરી શકે છે. હજી તો સ્થિતિ ગરીબ છે, એ વાત સાચી છે, પરંતુ રામલીલા, રાસલીલા, ભવાઈ આ બધાને કુલમી ભાઈ દાન (પૈસા) આપે છે... ઉદારતાથી વધારે પૈસા આપે છે. આવું બિનઉપયોગી દાન આપવા કરતાં ખેતીવાડી, કેળવણી વગેરે માટે ફંડ એકઠું કરવું જોઈએ. જાતિમાંથી દરરોજ એક કુલમી એક એક પૈસો ફંડમાં આપે તો એક વર્ષમાં રૂ. ૭૮,૦૦,૦૦૦ જેટલી મોટી રકમ ભેગી થઈ શકે છે, તેનાથી કેટલાં મોટાં કામ થઈ શકે છે. આપણે લોકો પરસેવો પાડીએ છીએ, ટાઢ-તડકો, વરસાદ વેઠી મહેનત કરીએ છીએ, પરંતુ બીજી તુલનામાં આપણે પોતાનો વિકાસ કર્યો નથી. ખોટા અભિમાન અને મમત્વ પાછળ રાચીને કુરિવાજો પાછળ ખોટા ખર્ચા કરી આપણે દેવાદાર બની ગયા છીએ. આટલું મમત્વ અને અભિમાન જ્ઞાતિને સુધારવા માટે રાખીએ તો સમસ્ત જ્ઞાતિનો ઉદ્ધાર થઈ શકશે. જ્ઞાતિમાં સુધારાની હવા ચાલતી નથી. કુવિચારોની બોલબાલા છે. આનું ચિત્ર હું ફક્ત એક કાવ્ય દ્વારા અહીં રજૂ કરું છું.-

(રાગ - ગઝલ/કવ્વાલી)

હે કણબી ભાઈઓ ! જોયા છે તમે તમાશા ઘણા,
નાટક, સિનેમા, સરકસો, નહીં રાખી કશી મણા,
જોઈ ભવાઈ કોઈ દિશે પણ જોવા આવજો....
ભૂંગળ વિનાની આ ભવાઈ ભાઈ જોવા આવજો....૧
આ લગ્નમંડપમાં જુઓ, વિધિરહિત મંત્રો જપાય છે.
નાની ઉંમરનાં વરકન્યા શું લગ્ન યોગ્ય ગણાય છે ?
વર તો ઊંઘે, કન્યા રૂએ, એનાં આંસુ લૂછવા આવજો,
ભૂંગળ વિનાની આ ભવાઈ ભાઈ જોવા આવજો....૨
આવો નવી વહુજી, આજે સંઘરણી આજ છે,
વાજાવગાડી લોકોને ભેગા કરો, ક્યાં લાજ છે ?
વહુને બનાવવા વાઘ, ભૂંડાં ગીતો ગાવા આવજો,
ભૂંગળ વિનાની આ ભવાઈ, ભાઈ જોવા આવજો....૩
ગૌરી પૂજનનું પર્વ છે, વ્હાલા જુઓ ટોળે મળી,
ભૂંડું પરસ્પર ભાખતી નખરાં કરે નિર્લજ વળી,
કઈ કુટતી રોતી અરે, તે સાથે રોવા આવજો,
ભૂંગળ વિનાની આ ભવાઈ, ભાઈ જોવા આવજો....૪
આ બારમાની નાત છે, પુત્રે પિતાનું ઋણ ભર્યું,
ઘરબાર સહુ ગીરો મૂકીને, પકવાનનું ભોજન કર્યું,
પલ્લુ ગયું, પત્ની રડે, એ પકવાન જમવા આવજો,
ભૂંગળ વિનાની આ ભવાઈ, ભાઈ જોવા આવજો..... ૫
દીકરીના દોકડા ગણનાર ઘણા જીવીદાસ છે,
કન્યાને કૂવામાં નાખવાનો નીચ ધંધો ખાસ છે,
કન્યા-દલાલી પણ કરે, તેને ખટાવા આવજો,
ભૂંગળ વિનાની આ ભવાઈ ભાઈ જોવા આવજો..... ૬

ભાઈ ભવાઈ ભાળતાં આજે બેસૂર થઈ ગયું,
મળજો ફરી કો'દી હજુ જોવું ઘણું બાકી છે,
જો ઝાંખ આંખે હોય તો ચશમાં ચડાવી આવજો
ભૂંગળ વિનાની આ ભવાઈ, ભાઈ જોવા આવજો.... ૭

આ કાવ્યથી શ્રોતાવર્ગ ખુશ થયા અને આનો ઘણો જ પ્રભાવ પડ્યો. પછી બીજા નિમાડી ભાઈએ તેમની જ્ઞાતિનું સમુચિત વર્ણન કર્યું હતું. તેમના પ્રદેશના જ્ઞાતિબંધુઓની પૂરેપૂરી રૂપરેખા આપી. ત્યાર બાદ તેમણે પોતાની સાથે જે એક સાત વર્ષનો છોકરો લાવ્યા હતા તેને સમાજને હવાલે કરવાની ઇચ્છા પ્રગટ કરી. સમાજ તેનો ઉછેર કરે, ભણાવે અને સેવકના રૂપમાં તેનો ઉપયોગ કરે. આમ, તેમણે પોતાનો પુત્ર સમાજને અર્પણ કરવાનું સાહસ બતાવ્યું, તે જોઈ સભા મુગ્ધ થઈ ગઈ. તેની ઉંમર નાની હોવાથી સભાપતિએ તેના પિતાને સોંપ્યો અને તેના ઉછેર માટે પ્રમુખશ્રીએ રૂ. ૫૦ની શિષ્યવૃત્તિ આપી અને તેના પિતાની ત્યાગવૃત્તિ, જ્ઞાતિપ્રેમ અને પરોપકાર ભાવની પ્રશંસા કરી. બાળક બહુ, હોશિયાર હતો અને તેને આવા પિતાનો પુત્ર થવાનો ગર્વ હતો. સાંજે સમાજસુધારક અમરસિંહજી દેસાઈએ વ્યાખ્યાન દ્વારા જ્ઞાનોપદેશ આપ્યો તેમાં માધાના પિતાના પ્રેત ભોજન અને કરજની વાર્તા સાંભળીને હૃદયરંજન સાથે સુધારાની ઘણી વાતો કરી.[૩]

ગુજરાતમાં પાટીદાર પરિષદો ભરાઈ હતી. તેમાં માળવા, નિમાડ, ખાનદેશ અને રાજસ્થાનના પ્રતિનિધિઓ હાજરી આપતા. પાદરામાં મળેલ પાટીદાર શુભેચ્છક સમાજની અસર નિમાડ ઉપર એટલી મોટી પડી કે તેના ફળસ્વરૂપે ૧૯૧૭માં નિમાડ પાટીદાર સમાજનું અધિવેશન બોલાવવામાં આવ્યું. આ નિમાડ સભાની વિગત નીચે પ્રમાણે હતી.:

**<u>શ્રી નિમાડ કડવા પાટીદાર સભા - ઈ.સ.૧૯૧૭</u>**

આ સભાની સ્થાપનાના માંગલિક સમાચાર નિમાડ સામાના મંત્રી દ્વારા વાચકોને થોડા સમય અગાઉ આપવામાં આવ્યા છે.. કડવા પાટીદાર શુભેચ્છક સમાજની ચાલુ હિલચાલ પ્રમાણે આવી એક જ લક્ષબિન્દુવાળી સંસ્થાઓની આવશ્યકતાની જરૂર પાદરા મુકામે મળેલી ગઈ બેઠક વેળા ઠરાવ કરી સ્વીકારી છે. પાદરાની બેઠકમાં નિમાડ પ્રદેશના લગભગ ૨૦ બંધુઓ લાંબી ખર્ચાળ મુસાફરી કરી હાજર થયા હતા. તેમણે પોતાના ત્યાં નજીકના ભવિષ્યમાં ભરવા ધારેલી બેઠકનું ત્યાં શિક્ષણ મેળવ્યું હતું. નિમાડી બંધુઓ સાધારણ સુખી છે, પરંતુ વિદ્યામાં બિલકુલ પછાત હોઈ તેમનામાં નવી હિલચાલની જાગૃતિ બિલકુલ જણાઈ નથી. આવી દશામાં વિદ્યા પ્રત્યે અભિરુચિ તો ક્યાંથી જ હોય ? આ સ્થિતિમાંથી તેમને જાગૃત કરવા યુવાન ગોર રામચંદ્ર વ્યાસ આજે પાંચેક વર્ષથી તન, મન અને ધનના ભોગે સતત

પ્રયાસ કરી રહ્યા છે, ને તેમના જ સદુપદેશથી એ પ્રદેશના બંધુઓ ગુજરાતના શુભેચ્છક સમાજના ગાઢ પરિચયમાં આવી રહ્યા છે.

નિમાડ જિલ્લાના કુવાં ગામમાં તા. ૨૦-૨૧ માર્ચે સભા મળી હતી. સભાસદ ફીનો એક રૂપિયો લેવાનો હતો. પણ સરભરા ફી કાંઈ લેવાની નહોતી, કારણ કે ભોજનાદિ સર્વ વ્યવસ્થા તે ગામના પાટીદારો તરફથી તેમના ખર્ચે રાખી હતી. સભાનું પ્રમુખસ્થાન મુંબઈના ઘાટકોપરવાળા મિસ્ત્રી નારાયણભાઈ સ્વીકાર્યું હતું. તેમની સાથે દેસાઈ અમરસિંહજી, મિ. પુરુષોત્તમદાસ સેક્રેટરી, રા. રા. મોતીલાલ કાલીદાસ, અધિપતિ કડવા વિજય રા. રા. મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર, રા.રા. માણેકલાલ જેઠાલાલ વિરમગામવાળા, રા.રા.નગીનભાઈ વૃજલાલ, રા.રા.રામજી (નારાયણભાઈના પિતાશ્રી), રા.રા. રતનસિંહજી અને રા.રા.નાથાભાઈ વગેરે બંધુઓને લેવા સારું રતલામ ખંડવા લાઇનના બરવાડા સ્ટેશને માણસો હાજર હતા. પરદેશી પ્રવાસીઓને તથા મે. સભાપતિસાહેબને સ્ટેશને સન્માનપૂર્વક વધાવી લઈ, મુકામ પર લઈ ગયા. સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઈ ભોજન વગેરે લઈ ત્યાંથી કસરાબાદ જવા પાર્ટી નીકળી હતી.

શરૂમાં વિદ્યાર્થી વૉલંટીઅર્સે કુળદેવી શ્રી ઉમિયાની સ્તુતિ કરી પધારેલ બંધુઓના સ્વાગતનું ગીત ગાયું હતું. સેક્રેટરી વ્યાસ રામચંદ્રજીએ પછી પોતાનું સન્માન સ્વાગતનું ભાષણ કરતાં જણાવ્યું કે જ્ઞાતિની ઉન્નતિ માટે શુભેચ્છક સમાજની પેટા સંસ્થા તરીકે અત્રે આ સભાની સ્થાપના થઈ છે અને મને વર્ષો થયાં જે અભિલાષા હતી કે એકવાર નિમાડના કડવા ને ગુજરાતના કડવા એકઠા થાય તે આજે પ્રભુએ અને આપ સહુ બંધુઓએ પાર પાડી છે ને આટલે બધે દૂર પધારી અમને ઘણા આભારી કર્યા છે. હવે અત્રેના જ્ઞાતિબંધુઓની સાંસારિક ઉન્નતિ માટે આપ સહુ એકત્ર થયા છો ને આપણા અભ્યુદયના વિષયો હાથ ધરવાના છે તે વગેરે અગત્યની બાબતોનો વિચાર કરતાં આપણને સુપથ પર દોરવા એક નેતાની જરૂર છે. હું તેવા નેતા સભાપતિ તરીકે રા.રા. નારાયણભાઈ કૉન્ટ્રાક્ટરને પદ સ્વીકારવા વિનંતી કરું છું, જેને આપ સંમત થશો ને તેઓશ્રી પણ તેનો કૃપા કરી સ્વીકાર કરશે તેવી આશા રાખું છું. આ દરખાસ્તને મિ. પુરુષોત્તમદાસે અનુમોદન આપ્યું અને રા. નારાયણભાઈએ પોતાની જગા લીધી. (તાળીઓ) બાદ પોતાનું યાદગાર લાંબું ભાષણ વાંચ્યું હતું જેનો ટૂંકસાર નીચે મુજબ છે :

અસલ આપણે સહુ પંજાબમાં સાથે રહેતા. વારંવારની પરદેશીઓની સવારીઓથી કંટાળી આપણી એક મંડળી મગધ પ્રદેશમાં ગઈ. બીજી મથુરા, મંદેસર અને કોટાના રસ્તે વડનગર આસપાસ આવી, ત્રીજી માળવામાં આવી રહી, આ ત્રણે મંડળીઓ અનુક્રમે ફરતી ફરતી એકવાર વડનગર ને સિદ્ધપુર પાસે ઊંઝા ગામ વસાવી ત્યાં ઠરીને ઠામ બેઠી. વસ્તી વધી તેમ તેમ ગુજરાતના મધ્ય દેશમાં પોતાની સાથે ગુજરાતને પણ આબાદ કર્યો. એક દુષ્કાળના સમયમાં આપણા પૈકી કેટલાક માળવા



नारायणजी रामजीभाई मिस्त्री
वीराणी तेह. नखत्राणा (कच्छ),
१९१७ कुवां (निमाड). की पाटीदार
सभा के सभापति रहे।

અને કચ્છ તરફ ગયા. યવનોના અત્યાચારી અમલમાં શરૂ થયેલા આપણા રિવાજો પણ સાથે જ રહ્યા ને આજ સુધી સરખા જ ચાલુ છે, પાછળથી દેશની શાંતિના સમયમાં નિર્ભય થવાથી આપણે આયુધોના ઉપયોગની જરૂર રહી નહીં અને દિવસે દિવસે આપણું ઉગ્ર ક્ષાત્રતેજ મંદમંદ થતું ચાલ્યું. આજે અન્ય અજ્ઞાન કોમોને આ વાતનો ખ્યાલ પણ થોડો આવે છે.

દેશના સઘળા ભાગમાં સામાજિક હિલચાલ સઘળી જ્ઞાતિઓએ શરૂ કરી, પોતપોતાની ઉન્નતિ કરવા પ્રયાસો કરવા માંડ્યા છે. આપણે પણ તે અન્ય જ્ઞાતિઓની સાથે જ ૮-૯ વર્ષથી આપણો 'શુભેચ્છક સમાજ' સ્થાપી પ્રયત્ન કરવા માંડ્યો છે જેના પ્રતાપે આજે આપ કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, માળવા ને નિમાડને આપણી ઉન્નતિનો વિચાર કરવા આ પ્રદેશમાં એકત્ર થયેલ જુઓ છો. બાળલગ્ન અને મરણ પાછળ જમણ કરવાના નઠારા રિવાજોથી આપણે તન અને ધનમાં બહુ નબળા પડી ગયા છીએ. તેને લીધે વિદ્યાભ્યાસ પણ બહુ ઓછો થવાથી મન પણ ઉત્તમ સંસ્કારી ન રહ્યું. આપણી બૂરી દશા કરનારા આવા રિવાજોને આપણે તજવા જોઈએ, વિદ્યા ભણી રહ્યા પછી પરણવાનો ચાલ હોવો જોઈએ. દેવું કરીને તો કાંઈ પણ ન કરવું જોઈએ ને એ રીતે આપણી જ્ઞાતિની ગરીબીને દેશવટો દેવો જોઈએ વગેરે વગેરે.

બાદ કસરાબાદના પટેલ કાલુરામજીએ જણાવ્યું કે ભાઈઓ ! હું તમારી જ્ઞાતિનો નથી છતાં મારાથી બને છે તે સેવા કરું છું. ત્યારે તમારામાંના કેટલાક અત્યારે ખૂણામાં ઝોકાં ખાય છે તે કેટલી શરમની વાત છે ? મંડપમાં  ટાંગેલા આ ફોટા તરફ તમે જુઓ, તે સઘળા નામાંકિત નરો તમારા બંધુઓ છે તેઓ વિદ્યા વડે વધ્યા છે તેમ તમે પણ નઠારા રિવાજ તજી વિદ્યા ભણી નામાંકિત થાવ. આપણા અધિકારી મે. અમીનસાહેબ પણ વિદ્યા વડે જ અધિકાર પર આવ્યા છે. તો ઉન્નતિ વાસ્તે તમારાં બાળકોને ભણાવવા ઠરાવ કરો.

બાદ કેટલાકના આગ્રહથી મે. અમીનસાહેબે પણ પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું કે આ ગામમાં આવી સભા મેં આજે જ જોઈ છે. મે. સભાપતિસાહેબે જે જે કહ્યું છે તેમાં ઊંડા વિચારો, વેદ, પુરાણ શાસ્ત્ર જાણ્યે શું થયું ? પણ તે પ્રમાણે ચાલવાથી ફાયદો થાય. અસલ શરીર કેવાં બળવાન હતાં? આપણા પૂર્વજોની સાથે દેવ દાનવો પણ યુદ્ધમાં ટકી શકતા નહીં. રાવણ પણ એક બ્રાહ્મણ પુત્ર હતો. તેનું શારીરિક અને માનસિક બળ કેવું હતું ? જમાનો બદલાયો છે. નવી નવી શોધ થાય છે. તાર, રેલવે, વાયરલેસ, ટેલિગ્રાફ વગેરે પ્રકારની વિદ્યા આપણા દેશમાં અસલ હતી, પણ મધ્યકાળના અંધકારમાં તે સહુ નષ્ટ થઈ ગયું છે. હિન્દ દેશમાં જન્મ થવો તે પરમ પુણ્યોદય ગણાતો. દેવો પણ જન્મ લેવા લલચાતા, એ દેશ આજે આપણી નઠારી રીતભાતથી જંગલી ગણાય છે. બ્રહ્મચર્યના ખંડનથી શારીરિક ને માનસિક બળ ગયું છે, માટે બાળલગ્નને તો બંધ જ કરો. બાર વર્ષની છોકરી બિલકુલ

મુગ્ધ અને અજ્ઞાન કમજોર હોય છે. તેને તો ૧૬-૧૭ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવવું જોઈએ. ૧૦૦ વર્ષની આવરદા ગઈ, આજે અકાળ મરણ થાય છે એ પણ આપણાં વહેલાં લગ્નનું ફળ છે. વર કન્યા કરતાં આઠ વર્ષે મોટો જોઈએ.

મરણનાં જમણો તો આપ બેશરમ થઈ કરો છો. હું દક્ષિણી બ્રાહ્મણ છું. અમારામાં તેરમા સુધીનું ભોજન પાપરૂપ ગણાય છે. શ્રાદ્ધમાં પણ જમનાર જડતા નથી. અધર્મ માને છે ત્યારે તમે યુવાનના મરણમાં પણ ગાડીઓ જોડીને જમવા જાઓ છો. શું એ કોઈ ઉત્તમ તહેવાર છે ? અમારે દક્ષિણમાં આ રિવાજ બિલકુલ નથી.

મરણ એ તો રોવા કૂટવાનો અવસર છે, તેના બદલે રાક્ષસી વૃત્તિથી આપણે સારાં સારાં ભોજનો, કપડાં લત્તા વગેરેથી આનંદ ઉડાવીએ એ કેવું અયુક્ત છે ? સરકારી દફતરથી મને ખ્યાલ છે કે હરસાલ કેટલીય જમીન, ખેડૂતો આવાં જમણ કરી, ગીરો, સાન કે વેચાણ કરે છે. આવી અવદશા કરનાર રિવાજો તો આજ ને આજ બંધ કરો. પંચનો ડર તજી પરમેશ્વરનો ડર રાખો. તમે ક્ષત્રિય-બ્રાહ્મણના લગભગ જેવી મહત્તા ભોગવતાં ને બ્રાહ્મણ કન્યાને પરણતા હતા (યયાતિ અને શુક્ર તનયાદેવયાની). તેને બદલે શૂદ્ર દશા આવી ગઈ છે. તમે કૃષિકાર છો. ખેતીવાડીમાં જેમ ઉત્તમ જમીન, બીજ, પાણી શોધો છો તેમ જમીન રૂપ ઉત્તમ ગુણવાળી સ્ત્રીને તેવા જ ઉત્તમ ગુણવાળા બીજ પાણી રૂપ પુરુષને પસંદ કરી બંનેને જોડો. બાર વર્ષે લગ્નનો રિવાજ લેઉવામાં નથી, તે વગેરે પર ઊંડો વિચાર કરી હવે ઉત્તમ રાહ અંગીકાર કરો તે મારી સૂચના છે.

બાદ સેક્રેટરી મિ. પુરુષોત્તમદાસે પણ વિવાહ એ કેવી ગહન અને પવિત્ર ધાર્મિક વિધિ છે તે સમજાવ્યું હતું. બાદ સભા વિસર્જન થઈ હતી.

રાત્રે 'પ્રેત ભોજનનું આખ્યાન' રાખવામાં આવ્યું હતું, તેથી શ્રોતાઓ પર બહુ સારી અસર થઈ હતી છતાં આખ્યાન અપૂર્ણ રહ્યું હતું તે બીજે દિવસે સવારમાં પૂર્ણ કરવાનો નિશ્ચય કરીને રાત્રિનું કાર્ય બંધ કર્યું હતું.

બીજે દિવસ તા. ૨૧-૩-૧૭ના પ્રભાતમાં સાડા આઠ વાગ્યાથી રાત્રિનું અપૂર્ણ આખ્યાન શરૂ કર્યું હતું. શ્રોતાઓ પર એવી હૃદયદ્રાવક અસર થઈ, જેના પ્રતાપે નીચે મુજબની બહેનો અને બંધુઓએ મરણ પાછળનાં ભોજન નહિ જમવાની પ્રતિજ્ઞા કરી.

(૧) તાપીબાઈ ભાળકીઆ, (૨) આનંદ માજી, (૩) દયાબાઈ મુકાતી, (૪) ગૌરીબાઈ, (૫) કુંવર માજી, (૬) મીઠીબાઈ, (૭) શામળબાઈ, (૮) કાલીબાઈ ચોબલા, (૯) મોતાં બાઈ, (૧૦) રિનીબાઈ રૂંસાત, (૧૧) અમરીબાઈ રૂંસાત, (૧૨) તુલસીબાઈ સુંદ્રેલ, (૧૩) કાવેરીબાઈ મુકાતી, (૧૪) કાલીબાઈ, (૧૫) તાપીબાઈ, (૧૬) દયાબાઈ ઝાલુડીઆ; ભાઈઓ :- (૧) કાળુદેવચંદ

ભાળકીઆ, (૨) દેવચંદ હીરાજી ભાળકીયા, (૩) દેવાજી રૂંસાત, (૪) હીરાજી રૂંસાત, (૫) તુલસીરામ રૂંસાત, (૬) હીરાજી ચોબલા, (૭) દયારામ ચોબલા, (૮) ગણપતિ ચોબલા, (૯) બલાજી ચોબલા, (૧૦) ચુનીલાલજી, (૧૧) રામાજી, (૧૨) ઝાપડુજી ઝાલુડીઆ, (૧૩) મોરાર કલ્યાણજી, (૧૪) ચંપકલાલ બીલોદરીઆ, (૧૫) ભીલાજી ઝાલુડીઆ, (૧૬) મુકુન્દજી મુકાતી, (૧૭) ભીલાભાઈ ઝાલુડીઆ, (૧૮) નારાયણજી ચાંદણ્યા, (૧૯) ગંગારામજી લાડોલા, (૨૦) બેચરજી સાકરી, (૨૧) દગડુજી, (૨૨) દેવચંદભાઈ, (૨૩) ભગાજી કઠારાય, (૨૪) ગણપતિજી મુકાતી, (૨૫) ચંપાલાલભાઈ, (૨૬) ભીલાજી માતાવાલા, (૨૭) સીતારામ સાદ, સુંદ્રેલ, (૨૮) સીતારામ સાદ, વયાગામ, (૨૯) તુલસીરામ રૂંસાત, (૩૦) રાલજીભાઈ, (૩૧) શામાજી રણાશા, (૩૨) કાળુજી પીપલીઆ, (૩૩) શંકરજી દાવડા (છોટી), (૩૪) લક્ષ્મણજી પાંચોટીયા, (૩૫) રૂંખડુજી બાંગા, (૩૬) ઓંકારજી દાવડા, (૩૭) ભીલાજી મુકાતી, (૩૮) ચંપાલાલ ભાજીવાલા, (૩૯) શુકલાલજી બના, (૪૦) દગડુભાઈ, (૪૧) શંકરજી બાંલા, (૪૨) ભગાજી દવાણા, (૪૩) અમરચંદ રિંજરાજ, (૪૪) ઓંકારજી રામબેલી, (૪૫) ગણપતિજી ઓંકારજી રામબેલી, (૪૬) ભગાજી, (૪૭) છીતરજી રોંસાત, (૪૮) બેચરભાઈ ભૂતનો સમાવેશ થાય છે.

આ પ્રમાણે પ્રતિજ્ઞા લેનારાઓને અમે કોટિશઃ ધન્યવાદ આપીએ છીએ. બાદ અમીનસાહેબે પણ આ વખતે અચ્છી તકલીફ ઉઠાવી 'પ્રેતભોજન નિષેધ' છે તે વિશે શાસ્ત્રોક્ત ભાષણ આપ્યું હતું. વળી, કસરાબાદના જાહેર સેવા પ્રિયબંધુ કાળુરામજી પટેલે પણ પોતાના ઉપદેશથી ઉમદા છાપ પાડી આપણા કામને ઘણું સરળ બનાવ્યું હતું. સભા ભોજન વગેરે વાસ્તે ઊઠી.

બપોરના બે વાગ્યાથી કામની શરૂઆત થઈ. વિદ્યાની મહત્તા વિશે સંસ્કૃત શ્લોકોનો કાવ્યમાં અનુવાદ કરેલો તે હારમોનિયમ સાથે સારી રીતે રજૂ કરી શ્લોકથી આધાર આપી ભાઈશંકર તથા રા. દફતરદારસાહેબે ઉમદા વિવેચન કર્યું હતું. બાદ ખેડૂતની સ્થિતિ વિશે એક હૃદયદ્રાવક કાવ્ય ગાવામાં આવ્યું.

(રાગ ધનાશ્રી તું મારો આધાર દયાનિધિ તું મારો આધાર)
દયા કરો ભગવાન કૃષક પર દયા કરો ભગવાન,
સતા રહી નીશી ધોસ દરીદ્રા, તલફ રહા હા પ્રાણ... કૃષક...
દિનદુના, નીશી ચાર ગુના દુઃખ; બઢતા હૈ ભગવાન... કૃષક...
રાતો દિન અવિરામ પરિશ્રમ, કરતા કૃપાનિધાન... કૃષક...
તો ભી તન પર વસ્ત્ર કહાં હૈ ? દુઃખ હૈ આઠો જામ... કૃષક...
સાલોસાલ ઊપજ કમ હોતી, ભૂમિ થકી શી જાન... કૃષક...

દીન કૃષક પર દયા કરો, પ્રભુ! તુમ હો દયાનિધાન... કૃષક...

મુંહબાયે દુર્ભીક્ષ સાલપ્રતિ, ખડા નિગલતા પ્રાણ... કૃષક...

રામ કહે યુગ હાથ જોડકર, હે હે! રિરુષ પ્રધાન !... કૃષક...

તાળીઓના અવાજ વચ્ચે ભીલાજી મશાલચીએ આ કાવ્ય પૂર્ણ કર્યું હતું. બાદ કસરાબાદવાળા નથુજીએ પણ સૃષ્ટિની સુખી વસ્તુઓ પર ભાષણ કર્યું હતું.

બાદ સવારે બહેનોએ પ્રેતભોજન વાસ્તે પ્રતિજ્ઞાઓ કરવાથી એક જ્ઞાતિ ભાઈને સ્ત્રીઓએ આમ કરી મર્યાદાનું ઉલ્લંઘન કરવા જેવું જણાયું, તેને સ્ત્રી મંડળમાંથી ભાઈશ્રી હીરાજીનાં ધર્મપત્ની અમરાદેવીએ પોતાના પુત્ર દેવચંદ્ર દ્વારા જવાબ કહ્યો તે -

પ્રિય ભાઈઓ ! આજ સવારે અમારાં માતુશ્રી વગેરે બહેનોએ પ્રતિજ્ઞા કરી તેથી કોઈને મર્યાદાનું ઉલ્લંઘન થતું જણાય છે તેવું સાંભળીને મારાં પૂજ્ય માતુશ્રી અમરાદેવી કંઈક કહેવા ઇચ્છે છે પણ મર્યાદાને લીધે સભામાં આવી કહી ન શકવાથી મને એઓશ્રી નીચે મુજબ કહેવા સૂચવે છે -

જ્યારે આપણી જ્ઞાતિમાં વિવાહ-શાદી થાય છે ત્યારે કે કોઈ ઉત્સવ પર આપણી બહેનો હજારો પુરુષો આગળ તેમના દેખતાં નાચ કરે છે ત્યારે મરદો હસે છે ને તાળીઓ લે છે તે વખત શરમ, મર્યાદા ને લજ્જાની તમો જ્ઞાતિજનો પરવાહ કરતા નથી, ને અમે પરદામાં રહી આવા નિષેધ ભોજન તજવા પ્રતિજ્ઞા કરીએ તેમાં મર્યાદાભંગ થાય તેવું તમને લાગે તે કેવું વિપરીત કહેવાય ? આ કામ અમારી બહેનો ને ભાઈઓને શાથી વિશેષ શરમદાર લાગે ? બિલકુલ કદી નહિ.

વાસ્તે જો તમો મરદો, જ્ઞાતિ સુધારવા ચાહતા હો તો અમો અબલા જાતિ સ્ત્રીઓને સુધારવાની પ્રતિજ્ઞા લેતાં તમો અમારી હાંસી કરી અમારું કોમળ દિલ કેમ દુઃખાવો છો ? તે આપને ઉચિત નથી. અફસોસ, અફસોસ આટલું ન ચાલે. કહેવું પડ્યું છે માટે હું આપની ક્ષમા ચાહું છું.

બાદ આ અમરાદેવી અને હીરાભાઈના સુપુત્ર દેવચંદ્રે વિદ્યા વિશે પોતાનો લેખ વાંચ્યો હતો (તે બાળબોધી અક્ષરે હવે પછી છપાશે ) તે પણ પ્રશંસનીય હતો.

બાદ માળવા વિભાગના સુંદેલ ગામના વિદ્યાર્થી ફતેસિંહજીએ વિદ્યા વિશે લેખ વાંચ્યો જે અતિસુંદર હતો પણ અન્ય સ્થાને બાળપોથીમાં પ્રકટ કરવામાં આવશે.

મે. અમીનસાહેબે લગ્ન વિશે વિવેચન કર્યું તેનો સાર નીચે મુજબ છે :

પાટીદારો ! આપ બાળલગ્ન છોડી દો. સંસારના ગાડાને માટે પતિ-પત્નીની જોડી એકબીજાને અનુકૂળ, સમાન ગુણ વગેરે મળતી હોવી જોઈએ. પશુ-પક્ષી વગેરેમાં ખાવાનું, પીવાનું, ઊંઘવાનું, બીવાનું અને વિષય ભોગવવાનું જ્ઞાન તો હોય છે જ પણ મનુષ્યમાં વિવેકબુદ્ધિ બીજાં પ્રાણીઓથી વધારે છે. તેથી જ તે શ્રેષ્ઠ છે. છતાં, વિવેકનો ત્યાગ કરીએ તો અન્ય પ્રાણી કરતાં આપણામાં વધારે શું

હોય ! આપણી લગ્નપદ્ધતિ મુજબ આપણે સ્ત્રી સિવાય કાંઈ પણ ધાર્મિક કામ કરી શકીએ નહિ. લગ્ન વખતે બંને એકબીજા સાથે નિખાલસ શુદ્ધ પ્રેમથી રહેવા પ્રતિજ્ઞા કરે છે. તમારી જ્ઞાતિના રિવાજ મુજબ ધાવતાં બાળકો પરણાવો તેમ શાસ્ત્રની વાત ક્યાં રહી. ઓછામાં ઓછાં નવ વર્ષથી નાની તો કદી પણ પુત્રીને પરણાવી શકાય નહિ. બાળકો મોટી ઉંમરનાં હોય છે તો તેમનું શરીર ગુણ-દોષ વગેરે જોવાય છે. નહિ તો ગમે તેમ જોડી દઈ તેમને દુઃખી કરીએ છીએ, માટે શાસ્ત્ર પ્રમાણે લગ્નનો રિવાજ રાખો (તાળીઓ) એ મારી તમને શિખામણ છે.

બાદ સ્ત્રીઓની પ્રાચીન મહત્તા વિશે કસરાબાદના પટેલ કાલુરામભાઈએ નીચે મુજબ વિવેચન કર્યું હતું.:

બહેનો ! કેટલાંક વર્ષ પહેલાં આ ભારત ભૂમિમાં આપનું નામ હતું. આપે પતિવ્રતથી ભારતની સુકીર્તિ દિગંતમાં ફેલાવી હતી. આપની કૂખરૂપ ખાણમાંથી અનેક બેમૂલ જવાહિરો નરરત્નો પેદા કર્યાં હતાં. જેઓએ દેશનું કલ્યાણ કરવામાં જ પોતાનું જીવન દીપાવ્યું હતું. બહેનો ! આપનું આખું જીવન પતિસેવામાં જ વીતે તેવી મારી અભિલાષા છે. અરે બહેનો ! આ જ ભારતભૂમિમાં શ્રી રામચંદ્રની સાથે સતી સીતા વનવાસ ગયાં હતાં, આ જ ભૂમિમાં ભક્તિની સાક્ષાત્ મૂર્તિરૂપ શ્રી રાધિકા થયાં છે, રુક્મિણી, સત્યભામા, મંદોદરી, તારા, અહલ્યાદિ અનેક સતીઓથી આ દેશ પૃથ્વીમાં પ્રકાશમાન હતો. આજ પણ હોલ્કર મહારાજનાં મહારાણી અહલ્યાબાઈ જે માતા દેવી તરીકે દૂર દૂરના દેશમાં પંકાયાં છે અને હજી પણ પૂજાય છે. મહારાણી વિક્ટોરિયા જેને હિન્દના મનુષ્યો દેવી સતી તરીકે માને છે, હાલનાં આપણાં મહારાણી શ્રી ચંદ્રાવતીજી અને ઇન્દ્રાવતીજી આદિ પતિસેવામાં અતિરક્ત છે. બહેનો ! તમે રંક માણસોમાં પણ સ્ત્રીઓને પતિવ્રતા જોઈ હશે. પોતાના અંધઅપંગ પુરુષને દોરી દોરીને ફરી તેનું પોષણ કરે છે પણ તે તજી દેતી નથી. તો આપ સહુ કુલીન સ્ત્રીઓ છો, તમારે હંમેશાં પતિભક્તિમાં રહેવું, બાળકોને સાફસૂફ રાખી તેમને ભણાવવા કાળજી રાખવી જોઈએ. જ્ઞાતિના નઠારા જણાય તે રિવાજ અટકાવી નવા ઉત્તમ રિવાજો અંગીકાર કરવા જોઈએ.

બાદ મંડલેશ્વર માસ્તરે કુવાં ગામના બન્ધુઓએ આ પરોપકારના કામ સારુ સભા બોલાવી મહેનત ઉઠાવી તે માટે તથા મે. અમીનસાહેબ, કાલુરામભાઈ પટેલ વગેરેએ તકલીફ લીધી છે તે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ. લગ્નના રિવાજમાં ખાસ સુધારો કરવાની અને છોકરાને ભણાવવાની જરૂર છે તે પર મારા સઘળા કૂર્મી ભાઈઓ વિચાર કરશે તેવી આશા છે.

કડવા પા. શુ. સમાજના સેક્રેટરી મિ . પુરુષોત્તમદાસે આપણી કુળદેવી શ્રી ઉમિયા અને તેના ગામ ઊંઝા વિશે ઘણું જાણવા યોગ્ય વિવેચન કરી દર વૈશાખી પૂનમના ભરાતા મેળા પર પધારવા આગ્રહ કર્યો હતો. બાદ માતાજીના નામે ઠગ લોકો આવીને પૈસા ઉઘરાવી જાય છે તેમને ન આપતાં

તમો તમારા હાથે જ 'શ્રી ઉમિયા દેવી' ટપાલ દ્વારા મનીઑર્ડરથી મોકલશો. તેની તમને સહીસિક્કાવાળી ત્યાંથી પહોંચ મળશે. માતાજીનો વહીવટ આ શેઠ કરે છે. માટે તમારા ત્યાં આવે તેમને પૂર્ણ તપાસ કર્યા વિના કાંઈ આપવું નહિ. છતાં કદીક પૈસા એકઠા કરી મોકલવા હોય તો ઉપરના સરનામે મનીઑર્ડરથી મોકલવા. ઊંઝા ઉમિયા દેવી જવા આવવામાં દસ રૂપિયા વધારેમાં વધારે ખરચ આવે છે તો દરેક ભાઈએ એક એક વાર તો કુળદેવીનાં દર્શન કરવાં જોઈએ.

બાદ આ સભા પોતાને ગામ આવતી સાલ બોલાવવા નીચે મુજબ આમંત્રણ આવ્યાં છે. કસરાબાદ સભા ભરવા પા. ભીલાજી કેશવ, છીતરજી મુકાતી, ઑંકારજી હીરાજી, ભીલાજી વરાડીઆ, રૂંખડુજી બાંગા, ભીલાજીએ સહી સાથે આમંત્રણ કર્યું છે.

શ્રી દેવી સ્વરૂપ કાલીબાઈ મોજે ન્યાદર ભાળક્યા પણ પોતાના ઉમંગથી કસરાબાદ સભા ભરવા આગ્રહપૂર્વક આમંત્રણ કરે છે. ધન્ય છે આવાં ધર્માત્મા બાઈને પોતે એક સ્ત્રી જાત હોવા છતાં જ્ઞાતિહિતમાં કેટલાં તત્પર છે ? સુંદરેલ ગામમાં સભા ભરવાનું આમંત્રણ પા. ભીલાજી ઝાલુડિયા, સીતા રામ સાદ, મુકંદજી મુકાતી અને નારાયણભાઈ ચાંનજી તરફથી ઘણા આગ્રહ સાથે થયું છે.

આ બધાં આમંત્રણોમાં સભા જ્યાં મળે ત્યાં થતું ખર્ચે પરોપકારશીલ જ્ઞાતિબંધુઓના શિર પર છે જે જાણી આપણને અપાર હર્ષ થાય છે. અમે એ સઘળાં આમંત્રણ કરનારને એકવાર ફરી ધન્યવાદ આપીએ છીએ.

મે. પ્રમુખ સાહેબે ખાસ કાલીબાઈ માટે મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. પરમાત્મા અમારી જ્ઞાતિમાં આવાં સ્ત્રીરત્ન પેદા કરે તેવી અભિલાષા છે.

બાદ ને.ના. હોલ્કર મહારાજના પવિત્ર અને શીતળ છત્ર નીચે આપણે મળ્યા અને જ્ઞાતિહિતના વિચાર કરી આપણી ઉન્નતિ સાધ્ય કરી તેઓશ્રીનું દીર્ઘાયુષ્ય ઇચ્છવા મે. પ્રમુખસાહેબે નીચે મુજબ ઠરાવ રજૂ કર્યો.:

"આ સભા, નેકનામદાર પરમકૃપાળુ શ્રી હોલ્કર મહારાજાધિરાજનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય થાય એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરે છે."

આ ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો હતો.

"આ સભા ને.ના. શહેનશાહ જ્યોર્જ પાંચમા અને શહેનશાહબાનુ મેરીનું દીર્ઘાયુષ્ય ઇચ્છે છે અને તેમને યુરોપીય ચાલુ વિગ્રહમાં સત્વર વિજય પ્રાપ્ત થાય તે માટે પરમાત્માને પ્રાર્થના કરે છે."

આ ઠરાવ પણ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો, જે તાળીઓના અવાજ વચ્ચે પાસ થયો.

''આ સભા, મે. ચીફ એડમિનિસ્ટ્રેટર દુબેસાહેબ, આપણી કૃષિકાર કોમની ઉન્નતિ પ્રત્યે જે માયાળુ લાગણી ધરાવે છે તે માટે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાનો ઠરાવ કરે છે.''

આ ઠરાવ પણ મે. પ્રમુખસાહેબે રજૂ કર્યો, જે તાળીઓના અવાજ વચ્ચે વિવેચન સાથે પસાર થયો.

શ્રીમાન ચીફ મિનિસ્ટરસાહેબની ખેડૂતો પ્રત્યે પુષ્કળ માયાળુ લાગણી હોવાથી આપણી જ્ઞાતિમાં ચાલતા બાળલગ્ન અને દેવાં કરી ખરચ કરવાના નઠારા રિવાજો પ્રત્યે અંકુશ મૂકવાના ધારા ઘડવા તેમને પ્રાર્થના કરવી જોઈએ. ને.ના. હોલ્કર સરકાર મહારાજાસાહેબનો પોતાની પ્રજા પર અથાગ પ્રેમ છે. તેઓશ્રી હરહંમેશ પ્રજાની ઉન્નતિ પર બહુ ઉત્સાહ ને ખંતથી ધ્યાન આપે છે. આવા નેક રાજ્યમાં આપણી અવશ્ય ઉન્નતિ સત્વરે થાય તેવા સમયમાં આપણે જાતે પ્રયત્ન કરવો જોઈએ અને તેઓશ્રીની આવશ્યક મદદ માગવી.

બાદ સેક્રેટરીએ જણાવ્યું કે આ ઉપરાંત અત્રેના સ્થાનિક અધિકારી મે. અમીનસાહેબે પણ પોતાની જ ઉન્નતિ માટે જેટલો શ્રમ લે, તેટલો આપણા માટે ત્રણ દિવસથી સતત પરિશ્રમ લીધો છે તેઓ સાહેબનો પણ હું ઉપકાર માનું છું. પા. કાલુરામજી યાદવ જ્ઞાતિના હોવા છતાં સભાની હિલચાલ શરૂ થઈ ત્યારથી પગ વાળી બેઠા નથી. તન, મન અને ધનથી સહાયતા કરી રહ્યા છે. તેમના જેવા સેવાપ્રેમી નરોને જેટલા ધન્યવાદ આપીને તેટલા ઓછા છે કુવાં ગામના જ્ઞાતિબંધુઓને હું અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું. આ સભાને પોતાના ખરચે અત્રે બોલાવી તેમણે જાતિઉન્નતિના કામમાં પહેલ કરી અન્ય બંધુઓને દાખલો આપ્યો છે તે જ્ઞાતિ હંમેશાં યાદ રાખશે. તેમની જ્ઞાતિભક્તિ માટે તેમને ધન્યવાદ ઘટે છે. ઉપરાંત, મંડલેશ્વરના સ્કૂલ માસ્તરસાહેબ, ગોરમંડલી (વયોવૃદ્ધ બારિજીભાઈ, સખારામજી, સુખલાલજી વગેરે બંધુઓ), વ્યાસ બ્રધર્સ, દફતરદારજી આદિ ભૂદેવો ખરેખર આ લોકમાં બ્રાહ્મણ પદને સાર્થક કરી અમારી ઉન્નતિમાં અથાગ શ્રમ લીધો છે, તેમને હું વારંવાર ધન્યવાદ આપું છું ને પુનઃ પ્રાર્થના કરું છું કે બ્રાહ્મણનાં વચનોને દેવ વચનો માનનારી આ ભોળી જ્ઞાતિની ઉન્નતિ ને જાગૃતિ માટે આપ હજુ પણ પ્રયત્ન કરતા રહેશો.

સાથે મારે જણાવવું પડે છે કે નિમાડના પ્રતિષ્ઠિત પુરુષો પૈકી હીરભાઈ મુકાતી મહેનવાડા, ગોપીનાથજી, દેવાજી ઘેગદા, અમરાજી વડવેલ મોગાવા, રા. ભગવાનલાલ શેઠ વગેરે ઉદાર ચિત્ત પરોપકારી નરવીરો આ પ્રથમ સમયે આપણા ઉત્સાહમાં વૃદ્ધિ કરવા હાજર હોત તો ઘણો આનંદ થાત; પરંતુ તેઓ હું ધારું છું તેમ કોઈક અનિવાર્ય કામને લીધે પધાર્યા નથી તો હવે પછી આ કામને હાથમાં લઈ આપણા પર ઉપકાર કરશે. કારણ, તેવા મોટા પુરુષો જ કામને શિખર પર ચડાવી શકે છે, માટે જ તેવા અનુભવીઓ સિવાય આપણું કામ ચાલે નહિ.

બાદ વ્યાસ રામચંદ્રજીએ ગુજરાતથી મુંબઈથી ઘણી અગવડો વેઠી પધારેલ બંધુઓનો અને ખાસ કરી સભાપતિસાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત રજૂ કરી હતી. જે તાળીઓના અવાજો

વચ્ચે પાસ થઈ હતી. સભાનું કામ ખલાસ થયેલું જાહેર કરતાં મે. સભાપતિજીએ છેલ્લો ઉપદેશ આપ્યો હતો કે હંમેશ કામની શરૂઆત સહેલાઈથી થાય છે. તે વેળા ઘણા માણસો મદદે આવે છે. પણ સમય જતાં કામની ખરી ખૂબી ખરું સ્વરૂપ ને મુશ્કેલીઓ પૂર બહારમાં દેખાતાં, મદદગાર મિત્રો દેખાતા બંધ પડે છે તેવા સમયને ભેટવા કાર્યવાહકોએ હંમેશા ખાતાં, પીતાં, બેસતાં, ઊઠતાં, ફરતાં, હરતાં પોતાની આસપાસ એક પોલાદની દીવાલ જેવું યુવક મંડળ ઊભું કરવા પ્રયત્ન કરવો. આ જ લક્ષબિન્દુને ધ્યાનમાં રાખી આખો પોતાનો સંસારવ્યવહાર ચલાવવો. દિનપ્રતિદિન નવા નવા કર્મયોગી સેવકો પેદા કરવા એ જ સંપત્તિ કરોડોના ફંડથી વધારે કિંમતી છે. અત્રે થયેલાં ભાષણો આપણે સાંભળ્યાં છે, વિચાર્યાં પણ હશે, તેની છૂપી કે ખુલ્લી ચર્ચા પણ કરી હશે. હવે ઘેર જઈ આપણા જે બંધુઓ અત્રે પધાર્યા નથી તેમને તેનું ભાન કરાવી આ દિશામાં દોરવાના આપણા સામાન્ય ધર્મ તરફ હું આપ સહુનું આગ્રહપૂર્વક ધ્યાન ખેંચું છું. માતુશ્રી ઉમિયા આપણને સૌને સુબુદ્ધિ અને દૃઢ સેવાભક્તિ આપે કે જેથી વારંવાર આવાં કાર્યો માટે આપણે એકત્ર થઈએ હવે હું સભા બરખાસ્ત કરું છું ને તમને સુહને નમ્રતાપૂર્વક પ્રણામ કરું છું. (તાળીઓ).[૪]

<u>**માળવામાં જ્ઞાતિની સભા (૧૯૧૭)**</u>

કડવા પાટીદાર સમાજ એક વિશાળ સાગરની જેમ ફેલાયેલો છે. તેનો મોટો ભાગ ગુજરાતમાં વસે છે અને અન્ય ભાગ કાઠિયાવાડ, કચ્છ તથા માળવામાં પણ વસ્યો છે. દેશની કેટલીય જ્ઞાતિઓએ જેવી રીતે શિક્ષણ ક્ષેત્રે પ્રવેશ કર્યો તેવી જ રીતે આપણી જ્ઞાતિ પણ ૧૦-૧૨ વર્ષની ઉન્નતિના પ્રયત્નો કરવા લાગી છે. પરિણામે આપણે આજે પણ 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ' તથા 'શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ' નામની બે સંસ્થાઓ કામ કરતી જોઈ રહ્યા છીએ. સુધારાવિષયક પ્રવૃત્તિઓ વિશે સમાજના એક જૂથથી બીજા જૂથ સુધી ચર્ચાઓ થવા લાગી છે. કોઈને ઓછા તો કોઈને વધુ સુધારા કરવાનું પસંદ પડવા લાગ્યું, એ રીતે છેક કચ્છ તથા બીજી તરફ માળવા સુધી આવા વિચારો ફેલાયા. કચ્છમાં પણ જ્ઞાતિની સ્થિતિ સુધારવાનાં મૂળ નંખાયાં અને હવે સુધારા સાચા અર્થમાં અમલી બનવા લાગ્યા.

માળવામાં પણ જ્ઞાતિબંધુઓએ પોતાની ઉન્નતિ માટે પ્રયત્નો શરૂ કર્યા. તેના ફળસ્વરૂપે 'શ્રી કડવા પાટીદાર સભા-નિમાડ'ની સ્થાપના કરવામાં આવી. તેનો ઉદ્દેશ આ પ્રમાણે છે.: (૧) બાળકોને કેળવણી-શિક્ષણ આપવું, (૨) કૃષિમાં આધુનિક પદ્ધતિ અપનાવવી, (૩) કૃષિવિષયક શાળા સ્થાપવી, (૪) સહકારી સંસ્થાઓ શરૂ કરવી, (૫) અનાથ હોય તેમને સહાય કરવી, (૬) બિનજરૂરી ખર્ચા બંધ કરવા, (૭) નુકસાનકારક રિવાજો બંધ કરવા, (૮) સમાજના કાયદા (નીતિ-નિયમો) ઘડવા તથા (૯) ખેતીવાડીમાં આવતી અડચણો દૂર કરવી; વગેરેનો સમાવેશ થાય છે. સભામાં નામ નોંધાવી

સભ્ય બનવાનું માળવાના તમામ બંધુઓની ફરજ છે. સભ્ય બનનાર જ્ઞાતિબંધુને કોઈ પણ પ્રકારની અગવડ નહિ પડે. બીજી કોમ જ્ઞાતિનો માણસ સભ્ય બની શકશે નહિ. સભ્ય ફી વાર્ષિક રૂ. એક રાખવામાં આવી છે. દર વર્ષે સભાની સામાન્ય સભા મળશે.[૫]

**શ્રી નિમાડ કડવા પાટીદાર સભાની બીજી બેઠક :**

ગુજરાતના જુદા વિભાગો માફક નિમાડ માળવાના પ્રદેશમાં પણ કડવા પાટીદાર વસે છે તેઓને પણ ગુજરાત માફક પોતાની ઉન્નતિ કરવાની જિજ્ઞાસા થઈ છે, કેટલાક ગુજરાતનું જોઈને શીખ્યા છે, કેટલાક ને દુઃખદાયક સ્થિતિએ તેનું ભાન કરાવ્યું છે. હોલ્કર સ્ટેટના કૂવા ગામે આ સભાની પહેલી બેઠક થઈ હતી અને આ વર્ષની બીજી બેઠક ધાર સ્ટેટના સુંદ્રેલ ગામે થવાની અમે ખબર આપી હતી. આ બેઠકના કામકાજનો હેવાલ આ અંકમાં બહાર પડેલો જોઈ નિમાડ સભાના કાર્યવાહક બંધુઓને અમારા વાંચકો ધન્યવાદ આપ્યા સિવાય રહેશે નહીં તેની અમને સંપૂર્ણ ખાતરી છે. દેશી અને બ્રિટિશ રાજ્યમાં પાટીદાર કોમ કેટલી અગત્યની છે છતાં ક્યો દરજ્જો અને સ્થિતિ ભોગવે છે તેનો જેને સંપૂર્ણ ખ્યાલ હશે તેઓ ખરેખર પોતાના બંધુઓની ઉન્નતિના માર્ગમાં પ્રયાણ કર્યા સિવાય રહેશે નહિ. દરેક વિભાગમાં જુદી જુદી સંસ્થાઓ દ્વારા સાંસારિક, આર્થિક રાજદ્વારી ઉન્નતિ અર્થે હિલચાલ થવાની જરૂર છે. સમગ્ર કોમના ઐક્ય અને શક્તિના પ્રભાવે ઉન્નત દશાને પહોંચાડનારી જે સ્થિતિ ઉત્પન્ન થઈ છે તેનું નાનકડું દશ્ય આ નિમાડ સભાની બેઠક પૂરું પાડે છે. ગુજરાતની શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના કેટલાક જ્ઞાતિભક્ત મેમ્બરોએ આ બીજી બેઠકમાં પણ સારી સંખ્યામાં ત્યાં હાજરી આપવાથી નિમાડ માળવાની પાટીદાર પ્રજામાં નવું જીવન આવ્યું છે એમ કહેવું જોઈએ. નિમાડ જેવા દૂર પ્રદેશમાં વખત અને પૈસાનો ભોગ આપવા ઉપરાંત શરીરશક્તિનો પણ વ્યય થઈ જવાનું જાણવા છતાં જ્ઞાતિ ઉન્નતિ એ જ જેનું લક્ષ છે, તેમાં દાન અને ધર્મ કરવાનો અંતિમ હેતુ સમાયેલો છે એ લક્ષને અવલંબી આ શુભેચ્છક સમાજના જ્ઞાતિ શુભેચ્છકોએ છ દિવસ અંદર રેલવે અને પગરસ્તે થઈને ૧૧૦૦ માઈલની મુસાફરી કરી છે. તેમને છ રાત્રિ દિવસમાં માત્ર ૪૦ કલાક આરામ લેવા મળ્યા છે તે પૈકી ૨૮ કલાક નિદ્રાના અને ૧૨ કલાક બીજી નિવૃત્તિ માટે પ્રાપ્ત થયા હતા. આવા પુરુષાર્થને કેટલાક પેટભરા સ્વાર્થી અગર કાર્ય કરવાને અશક્ત બંધુઓ કદાચ શોખ કે ટેવ હોવાનું માનતા હોય તો તેઓનો પુરુષાર્થ ક્યા શુભ વિશેષણને યોગ્ય છે તેનો પણ સાથે સાથે વિચાર કરી લેવા અમારી તેમને વિનંતી છે. નિમાડ સભાની આ બીજી બેઠકનું ફળ પાટીદાર કોમ માટે ઘણું જ શ્રેયસ્કર આવ્યું છે, ધાર સ્ટેટમાં પાટીદાર ખેડૂત કોમની સારી કદર થઈ છે, ના. મહારાજ તરફથી આપણને દરેક પ્રકારે સહાય મળે એવી આશા છે તેનો લાભ લેવા, સમયને લક્ષમાં રાખી નિમાડ માળવાના બંધુઓ પોતાનું ધ્યેય સાધવા પ્રયત્ન કરશે તો તેમનું કલ્યાણ તેમની નજીકમાં જ ઊભેલું છે એની અમને સંપૂર્ણ ખાતરી છે.[૬]

નિમાડ કડવા પાટીદાર સભાની બીજી બેઠક સંદ્રેલ ગામે થવાની હતી તેની જાહેરખબર 'કડવા વિજય' જ્ઞાતિ સામયિકમાં ગુજરાતમાં આપવામાં આવી હતી અને પાટીદાર ભાઈઓને ત્યાં જવા માટે વિનંતી કરી હતી તે ખબર નીચે પ્રમાણે હતી.

## જ્ઞાતિહિતમાં ભાગ લેનાર દરેક બંધુએ પધારવું.

### શ્રી નિમાડ કડવા પાટીદાર સભાની આવતી બીજી બેઠક

(તા. ૮-૯- એપ્રિલ, ફાગણ વદ - ૧૨-૧૩, સોમ મંગળ, મુ. સુંદ્રેલ.)

આપણી શ્રી ક.પા. શુભેચ્છક સમાજમાં નિમાડ, માળવા વગેરે તરફથી દરેક બેઠકે કડવા પાટીદાર બંધુઓ ભાગ લે છે, આપણા અને તેમના વચ્ચે લાંબા વખતથી પડી ગયેલું અંતર સદ્ગત તંત્રી અને રામચંદ્ર ગોરના શુભ પ્રયાસથી ઓછું થતું જાય છે જે દરેક બંધુઓને સુવિદિત છે. આવતી બેઠક સુંદ્રેલ ગામે (આપણા વડીલે બંધાવ્યું છે) વિરમગામવાળા મુંબઈ નિવાસી ભાઈ ચંદુલાલ મણિલાલ દેસાઈના પ્રમુખપદે થવાની છે. ગુજરાત માફક તે તરફના બંધુઓ પણ પોતાની ઉન્નતિ માટે જે પરિશ્રમ કરવા લાગ્યા છે, તેમાં આપણે હાજરી આપી સહાયભૂત થવું એ દરેક સુજ્ઞ બંધુની ફરજ છે, તેમજ ત્યાંની સભાના પણ સદ્ગત પુરુષોત્તમદાસ સેક્રેટરી હતા તેમના માનની ખાતર પણ તેમના પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર તેમના પરિચકોએ અવશ્ય ભાગ લેવો જ જોઈએ. સભાનો વખત ઘણો જ નજીક હોવાથી નીચેના સરનામે તાકીદે પત્રવહેવારે અગર તારથી પોતે આવનાર છે એવી ખબર આપવાથી દરેક બંધુ માટે કડવા વિજયના મૅનેજર તરફથી બંદોબસ્ત કરવામાં આવશે.

આપણા સમાજ અને સદ્ગત મંત્રી તરફ માનની દૃષ્ટિથી જોનાર બંધુઓ ત્યાં જનાર છે. રેલવે ભાડા વગેરે ખર્ચ આશરે જતાં આવતાં દશ બાર રૂપિયા થાય છે. સુંદ્રેલ જવા માટે અમદાવાદથી રતલામ સ્ટેશન જવું જોઈએ. રતલામથી ઇન્દોર લાઇનમાં મહુ સ્ટેશન ઊતરી મોટરમાં મંડલેશ્વર જવાય છે. ત્યાંથી ત્રણ કિલોમીટર દુર સુંદ્રેલ આવેલું છે. મહાકાળેશ્વર, ઓમકારેશ્વર વગેરે યાત્રાઓનો લાભ લઈ શકાય તેમ છે. નર્મદાસ્નાન અને પર્વતોમાંથી નીકળતા ઝારાઓવાળી કુદરતની નિર્દોષ આનંદ દાયક લીલા જોઈ મનને જે શાંતિ થાય છે તે અવર્ણનીય છે. અમારી માન્યતા મુજબ સ્વાર્થ અને પરમાર્થ બંને થોડા ખર્ચે સાધી શકાશે.

રતલામ જવા માટે અમદાવાદથી એક સવારના છ વાગે ગાડી ઊપડે છે તે ડાકોર થઈને રાત્રે રતલામ ૯ વાગ્યે પહોંચે છે. અમદાવાદથી રાત્રે મુંબઈનો મેલ ઊપડે છે તેમાં બેસી વડોદરા ગાડી બદલી પંજાબ મેલ રતલામ ઉપર જાય છે તેમાં બેસાય છે, પણ અમદાવાદથી પંજાબ મેલમાં જવા માટે મહુની સીધી ટિકિટ લેવી. આ ગાડી રતલામ છ વાગે પહોંચાડે છે ત્યાંથી કલાક પછી ઇન્દોર તરફ જતી

ખંડવા લાઇન ૭ વાગ્યે સવારમાં ઊપડે છે તેમાં બેસવાથી મહુ સ્ટેશન પર સભાસદો માટે બંદોબસ્ત કરવામાં આવ્યો છે એટલે મોડામાં મોડું અમદાવાદથી તા. ૬ઠ્ઠીએ સાંજે નીકળી મહુ સ્ટેશન તા. ૭મીએ પહોંચવું જોઈએ.[૭]

**<u>શ્રી નિમાડ કડવા પાટીદાર સભાની બીજી બેઠક :</u>**

આ સભાની વાર્ષિક બેઠક આ વખતે ધાર સ્ટેટના સુંદ્રેલ ગામે થઈ હતી. નિમાડ અને માળવાનાં જુદાં જુદાં ગામો ઉપરાંત કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના સ્થળોમાંથી પણ તે સભામાં ભાગ લેવા શ્રી ક.પા.શુ. સમાજના મેમ્બરોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. સભાનું પ્રમુખ સ્થાન લેવા માટે વિરમગામવાળા શ્રીયુત ચંદુલાલ મણિલાલને વિનંતી કરવામાં આવી હતી અને નિમાડ સભાના કાર્યવાહકોના ખાસ આગ્રહથી તેમણે એ જગ્યા સ્વીકારવા માટે ગુજરાતના પણ કેટલાક સભ્યોએ ખાસ ભલામણ કરી હતી. તા. ૭મી સવારે રતલામ સ્ટેશન થઈને ગુજરાત તેમજ નિમાડ માળવાના સભ્યો મહુ સ્ટેશન બપોરના ઊતર્યા હતા, ત્યાંથી ઘોડાના ટાંગામાં બેસી આશરે, ૩૫ માઈલ પર આવેલા ધામનોંદ ગામે જઈ પહોંચ્યા હતા. તા ૮મી સવારમાં ધામનોદ મદ્રેસામાં ગુજરાત અને માળવાના બંધુઓને ચાપાર્ટી અપાઈ હતી, પાનસોપારી થઈ રહ્યા બાદ ત્યાંથી છ માઈલ પર આવેલા સભાના સ્થળ સુંદ્રેલ ગામે જવા માટે બેલગાડીઓ રવાના થઈ હતી. વચમાં આવતા બીખરૂન ગામના જ્ઞાતિબંધુઓના ખાસ આગ્રહથી તે ગામ તરફથી પાનસોપારી લેવા થોભવું પડ્યું હતું. આ પાનસોપારી વખતે એક નિશાળીઆએ બાળ લગ્નથી થતી ખરાબી અને વિદ્યા પ્રાપ્ત કરવાની જરૂરિયાત વિશે ગોખી રાખેલું એક વ્યાખ્યાન આપ્યું હતું. તે સાંભળી સદરહુ ગામના તેમજ બહારગામથી આવેલા દરેક બંધુઓને આનંદ થયો હતો, તદુપરાંત સભામાં તે વિશે કંઈક બંદોબસ્ત કરાય તો સારું એવી કેટલીક ભલામણો પણ ભાગ લેવા જનારાઓને ગામના આગેવાનો, મુખી-મુકાતીઓ તરફથી કરવામાં આવી હતી. સુંદ્રેલ ગામે તાકીદે પહોંચવાની જરૂર હોવાથી માત્ર અડધા કલાકમાં જ આ કાર્ય આટોપી લેવાયું હતું તોપણ સભાની બેઠકના કામકાજની શરૂઆત જાણે પોતાના જ ગામથી થતી હોય તેવા આનંદિત ચેહરે બીખરૂનના જ્ઞાતિબંધુઓ મહેમાનોની સાથે જોડાઈ એક સરઘસના રૂપમાં સુંદ્રેલ આવવા નીકળ્યા હતા. સવારના ૧૧ વાગ્યાના અરસામાં સુંદ્રેલની ભાગોળે ગાડીઓ થોભાવી વોલિંટીઅરોને સોંપવામાં આવી હતી અને સભાપતિ તેમજ ગુજરાતથી આવેલા સભાસદોના માનની ખાતર એક સરઘસના રૂપમાં સુંદ્રેલના આગેવાનો સામૈયું કરવા આવ્યા હતા. બેન્ડના સુંદર સ્વરો અને વોલિંટીઅરોના જયઘોષ વચ્ચે સભાપતિને હારતોરા અર્પણ કર્યા બાદ સરઘસ સભામંડપે થઈ સભાપતિના ઉતારે ગયું હતું, ત્યાં ઘરધણી તરફથી વરઘોડામાં પધારેલા સભાસદો તેમજ અન્ય વર્ગનો સત્કાર થયા બાદ સર્વે વિખૂટા પડ્યા હતા. સન્માનકારિણી સભાના આગેવાનો તથા ક.પા.શુ. સમાજના પધારેલા

મેમ્બરો સાથે સભાના કામકાજની ગોઠવણ થયા બાદ સભાનો વખત બપોરના ત્રણ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો.

દરેક કાર્યમાં વિરોધ પક્ષ હોય છે તેમ નિમાડની આ સભા પણ વિરોધીઓથી મુક્ત નહોતી. સુંદ્રેલ અને ધામનોંદ એ બંને ગામ નિમાડના પ્રદેશમાં આગેવાન હોવાનો દાવો કરે છે. કેટલાક બંધુઓનું એવું કહેવું હતું કે, બહારથી આવનાર કોઈ મેમ્બરો પાસેથી કંઈ પણ ફી લેવી નહિ તેમજ સભામાં દરેક ગામના કોઈ પણ બંધુને દરેક પ્રકારના હક્કથી મફત દાખલ કરવા. કેટલાકનું એવું કહેવું હતું કે સ્ત્રીઓને આ સભામાં બિલકુલ હાજર રહેવા દેવી નહીં. કેટલાક કહેતા હતા કે મેમ્બરો થાય કે ન થાય તો પણ જે જે બંધુઓ બહારથી આવ્યા હોય તેમની સાથે ગામના લોકોને પણ મફત જમાડવા. માત્ર બે જ જુના વિચારના માણસો કે જેઓ જ્ઞાતિમાં પટેલ છે તેઓને, પોતાનાથી ઊતરતા દરજ્જા માણસોને સભા ભરવાની આ મોટી હિલચાલ કરી તે પસંદ નહોતી, તેમજ તેની પરવાનગી પણ લીધી નહોતી વગેરે આડાંતેડાં બ્હાનાં તળે ગામના તેમજ બહારનાઓને સભામાં ભાગ નહીં લેવા માટે રોકવાનો પ્રયત્ન કરતાં હતાં. ગામના કાર્યદક્ષ સભા સંચાલકોની યુક્તિ અને ખર્ચ કરવાની ઉદારતાથી આ સઘળી ખટપટનો અંત આવી ગયો હતો. સંચાલકોએ પોતાના મહારાજ ના. ધાર નરેશને પ્રતિનિધિઓ મોકલવા વગેરે બાબત આમંત્રણ કર્યું હતું જેથી રાજ્યના મુખ્ય રેવન્યુ ઑફિસર, ખેતીવાડી અને સહકારી ખાતાના વડાઓ તેમજ પોલીસ ખાતાના વડાએ પણ સુંદ્રેલ મુકામે પડાવ નાખ્યો હતો. કેટલાક વિરોધીઓની ખટપટ અને ઊંધી સમજથી ગામમાં ફાટફૂટ પડી જવાની તેમને ભીતિ ઉત્પન્ન થઈ હતી, બહારથી આવનાર અને તેમાં પણ ખાસ સભાપતિ અને ગુજરાતની મંડળીના ઉદ્દેશો જાણ્યા સિવાય તેઓ કોઈ પણ નિર્ણય ઉપર આવી શકે તેમ નહોતું, તેમજ પોતાની ફરજ અદા કરવાને બદલે ના. મહારાજાએ તેમને મોકલવાનો ઉદ્દેશ વ્યર્થ જવાનો મોટો સંભવ અમલદાર વર્ગના હૃદયમાં ખડો થયો હતો. આ બધું કારણ માત્ર આપણા જાતિ સ્વભાવની અજ્ઞાનતાનું જ હતું. પરંતુ દીર્ઘદર્શી અમલદાર વર્ગે બુદ્ધિનો ઉપયોગ કરી સભાના કાર્યની શરૂઆત થાય તે પહેલાં ગુજરાતથી આવેલી મંડળી પૈકી ત્રણ કે ચાર માણસોને પોતાના કેમ્પસમાં બોલાવ્યા હતા જે ઉપરથી અમદાવાદવાળા મી. મગનભાઈ એન્જિનીયર, ગણપતપુરાવાળા મી. છોટાભાઈ, વડોદરાવાળા મી. પુરુષોત્તમદાસ માસ્તર અને મી. માણેકલાલ (નાનુભાઈ) અમાત્ય વર્ગની મુલાકાતે ગયા હતા. તેમના દરેક પ્રશ્નો વિષે તેમજ ગુજરાત અને નિમાડની સભાના ઉદ્દેશો, આશયો અને કાર્યપદ્ધતિથી તેમને સંતોષ થાય તે પ્રમાણે ખુલાસા કર્યા હતા, જેથી તેઓ ઘણા જ પ્રસન્ન થયા હતા. તદુપરાંત ચાર વિરોધીઓને બોલાવી ભાગ નહીં લેવાનાં કારણો તેમને કહેલાં તે ખોટાં છે એમ સમજાવ્યું હતું. ત્યાં જ કેમ્પમાં વિરોધ પક્ષના માણસો અને ગુજરાતીઓ તથા અમલદાર વર્ગ સર્વેની રૂબરૂ સર્વ શંકાઓનું સમાધાન થઈ જવાથી માત્ર સભાસદની

ફીનો રૂ. ૧ લેવાનો પ્રશ્ન બાકી રહ્યો હતો તેને ગંભીર રૂપ આપ્યા સિવાય વિરોધીઓનો છૂટકો નહોતો પરંતુ પ્રેક્ષક તરીકે મફત દાખલ કરવાની સભાના સંચાલકોએ ઉદારતા બતાવ્યાથી સર્વ વાતનો નિકાલ આવી ગયો હતો અને નાહીધોઈ પરવાર્યા બાદ ત્રણ વાગ્યે સભામંડપ ચિક્કાર ભરાઈ ગયો હતો.

બરાબર ત્રણ વાગ્યે સ્વયંસેવકોના જયઘોષ વચ્ચે સભાપતિએ મંડપમાં હાજરી આપ્યા બાદ મંગળાચરણમાં ઉમિયા માતાની સ્તુતિ સંગીતનાં સાધનો વડે કરવામાં આવ્યા પછી સત્કાર મંડળ તરફથી વ્યાસ રામચંદ્રજીએ સભાનો ઉદ્દેશ અને સભાપતિની ઓળખાણ કરાવનારું એક ટૂંકું પણ બોધદાયક ભાષણ આપ્યું હતું અને શ્રીયુત ચંદુલાલને પ્રમુખસ્થાને બિરાજવા વિનંતી કરી હતી, તેને તાલીઓના અવાજથી દરેક પ્રેક્ષકે વધાવી લેવા બાદ સભાપતિ તરીકે શ્રીયુત ચંદુલાલ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા અને જ્ઞાતિબંધુઓને ઉદ્દેશી એક ઉપયોગી અને માર્ગદર્શક ભાષણ હિન્દીમાં કર્યું હતું. જે ગુજરાતી ભાષામાં અન્ય સ્થળે આપવામાં આવ્યું છે, હિન્દી ભાષણ સભામાં વહેંચવામાં આવ્યું હતું. દરમ્યાન વાણીભૂષણ કવિરત્ન મહંત લક્ષ્મણગીરજીએ સભાનો ઉદ્દેશ ઘણો જ ઉત્તમ અને જરૂરી તેમજ જ્ઞાતિનું શ્રેય કરનારો હોવાનું શાસ્ત્રોક્ત અને વ્યવહારિક દૃષ્ટાંતોથી બતાવનારું વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. રાજ્યના અમાત્ય વર્ગે ઉત્સાહ અને ખંતપૂર્વક સભામાં ભાગ લીધો હતો. ત્યાર બાદ ખેતીવાડી ખાતાના ઉપરી તરફથી પોતાના કેમ્પમાં રાખેલાં ખેતીનાં મશીનો અને હળોની સમજત તેમજ ખેતીવાડી સંબંધી કેટલોક ઉપદેશ આપવા રાજ્યની પ્રજાને જરૂર હોવાથી સભાપતિ પાસે સમય માગવામાં આવ્યો હતો. તા. ૯મી સવારના ૭થી ૯ વાગ્યા સુધીનો ટાઇમ નક્કી થયા બાદ પ્રેક્ષક અને સભાસદોને તે વખતે કેમ્પવાળા બગીચામાં હાજર રહેવાની સૂચના કરવામાં આવ્યા પછી સાંજના સાડા છ વાગ્યે સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

બીજે દિવસે તા. ૯મી સવારમાં ૮ વાગ્યે પરવાર્યા બાદ સભાના સંચાલકો, પંડિત લક્ષ્મણદાસજી અને ગુજરાતી તેમજ અન્ય મંડળીના આગેવાનો સભામાં લાવવાના ઠરાવો ઘડવામાં રોકાયા હતા. દરમ્યાન કેટલાક સભાસદો અને ગામના દરેક બંધુઓ ખેતીવાડી ખાતાના અમલદારના કેમ્પમાં ગયા હતા ત્યાં તેમને સાંચાઓ અને હળો બતાવી તેનો ઉપયોગ અને ફાયદો સમજાવવામાં આવ્યો હતો. ગુજરાતી મંડળીની મુલાકાત લેવાનું અમાત્ય વર્ગ તરફથી સવારના ૯-૦૦ વાગ્યે આમંત્રણ આવવાથી મી. મગનભાઈ, છોટાભાઈ, ઈશ્વરભાઈ, મોતીલાલ કચ્છ ગઢસીવાળા, રતનશીભાઈ, નારણજી મિસ્ત્રી, પટેલ મગનલાલ દેસાઈભાઈ, મફતભાઈ, માણેકલાલભાઈ, રતલામના ટિકિટ કલેક્ટર મી. મણિભાઈ વગેરે પંદર સભાસદો ગયા હતા તેમની અને સ્ટેટ કાઉન્સિલના મેમ્બર સાહેબ અને બીજા અમલદારો વચ્ચે એક કલાક સુધી વાતચીત ચાલી હતી. ગુજરાતની તેમજ ધાર સ્ટેટની કૃષિપ્રજા અને ખેતીવાડી વિષે વિવેચન થયું હતું. ના. ધાર મહારાજાની પ્રજા તરફની દિલસોજી અને અમલદાર વર્ગ

સાથે પ્રજાનો સંબંધ જાણવા માટેના સારા ખુલાસા થયા હતા. કૃષિ પ્રજાની ઉન્નતિ માટે સ્ટેટમાં બનતો પુરુષાર્થ કરવામાં આવ્યો છે અને આવશે, કડવા પાટીદાર કોમને જે જે પ્રસંગે જે જે પ્રકારની રાજ્ય તરફથી મદદની જરૂર હશે તે મળી રહેશે એમ સમજાયું હતું. સભામાં ભાગ લેવા માટે નાહી ધોઈ જમીને પરવાર્યા બાદ ૧૧ વાગ્યે મેમ્બરો અને પ્રેક્ષકોએ સભામાં હાજરી આપવા માંડી હતી. સભાપતિના આવાગમન પછી મંગળાચરણ થયા બાદ દેસાઈ અમરસિંહભાઈએ જે જે ઠરાવો સભા સમક્ષ લાવવાના હતા તે ઠરાવો તથા રજૂ કરનાર અને ટેકો આપનારનાં નામો વાંચી બતાવ્યાં હતાં તેમજ સદરહુ ઠરાવો વિષે જે કોઈને બોલવું હોય તેમને નામ નોંધાવવાનું પૂછયું હતું જેથી બે-ત્રણ નામો કેળવણી અને બાળલગ્નના વિષય ઉપર બોલનારા તરીકે ઉમેરવામાં આવ્યાં હતાં. તેમજ ઠરાવ પસાર કરેલો ક્યારે ગણાય અને તેના સુધારા માટે બોલવું હોય તો સભાસદોએ કેમ કરવું જોઈએ તે વિષે ઘણું સ્પષ્ટ રીતે વિવેચન કર્યું હતું. પસાર થયેલા ઠરાવોનો આશય અને તે રજૂ કરનારા તેમજ ટેકો આપનારાઓનાં નામ વગેરે નીચે મુજબ છે.

<u>૧ લો ઠરાવ</u> : ના. શહેનશાહ જ્યોર્જ અને મહારાણી મેરીનું દીર્ઘાયુષ્ય ઇચ્છી યુરોપીય વિગ્રહમાં તેમનો જય થાય તે માટે - સભાપતિ સાહેબ તરફથી.

<u>૨ જો ઠરાવ</u> : ના. ધારના મહારાજાનું સહકુટુંબ દીર્ઘાયુષ્ય ઇચ્છી પોતાની લાગણી પ્રદર્શિત કરવા તેમણે કરેલો તાર તથા મદદ કરવા અમલદાર વર્ગને મોકલેલા તે બાબત ના. મહારાજાનો ઉપકાર માનવાનો - સભાપતિ સાહેબ તરફથી.

<u>૩ જો ઠરાવ</u> : ધાર સ્ટેટના ઑફિસરોએ સભામાં હાજરી આપી કીમતી મદદ કરી છે તેમનો ઉપકાર માનવાનો સભાપતિ સાહેબ તરફથી.

<u>૪ થો ઠરાવ</u> : ના. ધાર સરકારે મફત કેળવણી આપવાનું ધોરણ રાખ્યું છે તેમનો ઉપકાર અને વિદ્યા પ્રાપ્ત કરી શકે તેવાં દરેક પગલાં ભરવાની ના. સરકારને વિનંતી વગેરે બાબત રજૂ કરનાર માસ્તર પુરુષોત્તમદાસ, ટેકો આપી વિવેચન કરનાર મી. નાનુભાઈ, કાળુભાઈ પટેલ, દેવચંદભાઈ હીરાજી, ભક્તિરામ લાસુરવાળા, મી. રતનલાલ, ચી. લક્ષ્મી (બેચરભાઈ મુકાતીની પુત્રી) તથા, લીલાવતી બહેન અને ચી. કનૈયાલાલ (ભીલાજી ભાઈનાં સંતાનરત્નો.)

મી. પુરુષોત્તમદાસે ઠરાવ રજૂ કર્યા બાદ બુદ્ધિપૂર્વક વિવેચન કર્યું હતું. ત્યાર બાદ મા. નાનુભાઈએ કેળવણી લેવા માટે રાજ્યની મદદ કેટલી આવશ્યક છે અને આપણે શું કરવું જોઈએ તે સમજાવ્યું હતું. બીજા ટેકો આપનારાઓએ પોતાના ભાષણો વાંચ્યા બાદ ચી. લક્ષ્મીએ (ઉ.વ.૮) એક અસરકારક વાણીથી સભાસદોનાં હૃદય ઉપર બાળાઓ માટે

લાગણી ઉત્પન્ન થાય એવો નિબંધ વાંચ્યો હતો, ત્યાર બાદ સ્ત્રી મંડળમાંથી બહેન લીલાવતી (ઉ.વ.૧૪) ભીલાજીભાઈની પુત્રીએ સ્ત્રીઓને કેળવવાની આવશ્યક્તા, તેમનો દરજ્જો અને ઉપયોગિતા બતાવનારું વ્યાખ્યાન આપ્યું હતું, તેમજ કોમમાં બાળ લગ્નના રિવાજથી કજોડાં અને સ્ત્રીઓ તરફ અભાવ ઉત્પન્ન થાય છે તેનું હૃદયભેદક બ્યાન કરવાથી સભાસદોના હૃદય પ્રદેશ ઉપર ઘણી સારી અસર થઈ હતી.

**૫ મો ઠરાવ** : વધુ પડતાં અને અયોગ્ય ખર્ચા, કારજ, વરા વગેરે અટકાવવાનો વાણીભૂષણ પંડિત લક્ષ્મણદાસજીની રજૂઆત અને મિસ્ત્રી નારણજીનો ટેકો, રા. મોતીલાલ કાળીદાસ અને રતનશીભાઈ વધુ વિવેચન કરવાના હતા, પરંતુ વખતના અભાવે તાકીદ કરવાથી તેમ બની શક્યું નહીં.

**૬ ઠ્ઠો ઠરાવ** : ખેતીવાડીની ઉન્નતિ, આપણી આર્થિક સ્થિતિ અને રાજ્ય મદદ મેળવવા બાબત - રજૂ કરનાર મી. છોટાભાઈ ટેકો આપનાર મી. મગનભાઈ. ઍન્જિનિયર આ ઠરાવ મી. છોટાભાઈએ રજૂ કરતાં ખેડૂતોની ખેતી કેમ સફળ થતી નથી તેમજ કેવી જમીન અને કયાં ખાતરો કેવા પાક આપે છે વગેરે સમજાવ્યું હતું. મી. મગનભાઈએ ખેતીનો ધંધો, ખેડૂતોના સંપ અને રાજ્યની મદદ સિવાય આ સ્થિતિ આવી જવાનું સમજાવ્યું હતું. ખેતીવાડી સુધારવા માટે સારા અને બીજાં સાધનો રાજ્ય તરફથી પૂરાં પાડવાં જોઈએ અને કૃષિ ઉપદેશક કે અમલદાર તરીકે રાજ્યમાં કૃષિકારોના પુત્રોને જ રોકવા જોઈએ. તેમને તૈયાર કરવા જોઈએ વગેરે બાબત ના. મહારાજ પાસે લઈ જવાની જરૂર સમજાવી હતી અને હાજર રહેલા અમલદારોને તેમાં મદદ કરવા વિનંતી કરી હતી.

**૭મો ઠરાવ** : આ સભા તેમજ ગુજરાતની સભા અને સમસ્ત જ્ઞાતિના હિતાર્થે પ્રયત્ન કરનાર સદ્‌ગત તંત્રીના મરણનો શોક જાહેર કરવાનો તથા કુટુંબ પ્રત્યે દિલાસો આપવાનો ઠરાવ ભાઈ અમચંદ પાડલ્યાવાળાએ રજૂ કર્યો હતો, ઘણા માણસોએ ટેકો આપ્યા બાદ સભાની ગમગીની વચ્ચે પસાર થયો હતો.

**૮મો ઠરાવ** : બાળલગ્નની પ્રથાથી આપણી જે ખરાબી થઈ ગઈ છે અને અધર્મયુક્ત રિવાજો દાખલ થઈ ગયા છે તેને સુધારી લગ્નપ્રથા શાસ્ત્રોક્ત રીતે રાખવા માટે રજૂ કરનાર પંડિત વાણીભૂષણ ટેકો આપનાર ભાઈ અમરચંદ, જગન્નાથજી, રાજાભાઉ, રૂપચંદ, છીતરજીભાઈ મુકાતી અને ભીલાજીભાઈ ઝાલુડીઆ, પંડિતજીએ આ ઠરાવ રજૂ કર્યો. શાસ્ત્રોક્ત રીતે લગ્ન કરવાની પ્રથા અને જરૂરિયાત સમજાવી હતી, સભાજનોના મન ઉપર સારી અસર થઈ હતી.

**૯ મો ઠરાવ** : કન્યાવિક્રય થતો અટકાવવાનો, -

**૧૦ મો ઠરાવ** : હિન્દી ભાષાને ઉત્તેજન અને કડવા વિજયમાં એક ફોર્મ હિન્દીનો રાખવા માટે ગુજરાતની શ્રી ક.પા.શુ. સમાજને વિનંતી કરવાનો આ બંને ઠરાવો પંડિત વાણીભૂષણે રજૂ કર્યા હતા અને સભામાં ચર્ચાયા બાદ ટેકો આપનારાઓ ટૂંકું વિવેચન કરવા પૂરતો વખત નહીં હોવાથી ટેકો આપી બેસી ગયા હતા.

સભાનું કામકાજ પૂર્ણ ઉમંગથી ચાલતું હતું તે દરમ્યાન ધાર સ્ટેટના ઑફિસરો, મે. નાયબ દીવાન સાહેબ, સરદાર આર.સી.એલેમન્ડે સ્ટેટ કાઉન્સિલના રે.મેમ્બરસાહેબ, મી. ચિમનરાય છાયા, ખેતીવાડી ખાતાના અમલદાર તથા કોઓપરેટિવ સોસાયટી ખાતાના ઉપરી રજિસ્ટ્રાર મી. દેશમુખ, ઢોરોની ઇસ્પિતાલના ડૉ. મી.એસ.એન. પુરંધરે તથા પોલીસ ઇન્સ્પેક્ટર અને સિરસ્તેદાર સાહેબ વગેરે અમાત્ય વર્ગે બહુજ કાળજી અને ઉત્સાહપૂર્વક આ સભાના કાર્યમાં ઉમંગથી ભાગ લીધો હતો. મે. એલેમન્ડે સાહેબે બાળાઓ અને બાળકોના નિબંધો વંચાયા તે પૈકી બે જણને પસંદ કરી ફરીથી વંચાવવાનું સૂચવતાં ચી. લક્ષ્મીબેન તથા ચી. રૂપચંદે પોતાના નિબંધો ફરીથી વાંચી સંભળાવ્યા હતા જેથી અમલદાર વર્ગ ઉપર સારી અસર થઈ હતી. તે દરમ્યાન પાદરાની સભા વખતે કસરાબાદવાળા એક ગરીબ વિદ્યાર્થીને સ્કોલરશિપ આપવાની ત્યાંની મંડળીએ વિનંતી કરેલી તે સ્કોલરશિપ જ્ઞાતિના સુપ્રસિદ્ધ શેઠ દુર્ગાપ્રસાદભાઈ તરફથી આપવાની હતી, તે વિષે ટૂંકું વિવેચન કરી તે છોકરાને બોલાવી સભા સમક્ષ આપવામાં આવી હતી. દેસાઈ અમરસિંહ વકીલે આ હકીકત સમજાવી હતી. શ્રોતાજનો શેઠ દુર્ગાપ્રસાદભાઈની માંહોમાંહે પ્રશંસા કરતાં હતાં અને અમલદાર વર્ગમાં તેમના કુટુંબની ઓળખાણ અને જ્ઞાતિ તરફની લાગણીથી સભામાં સારી અસર થઈ હતી અને સમય પુરો થઈજવા છતાં પણ લગભગ સાત આઠ મિનિટ વાતચીત કરવામાં આવી હતી.

સહકારી રજિસ્ટ્રાર મી. દેશમુખે અરસપરસ સહાય કરનારાં મંડળોના ફાયદા સમજાવી આપણા કૃષિકારોની ઉન્નતિ ક્યા પ્રકારે સાધી શકાય તેમજ ઐક્યથી ખેતીના ધંધાને તેમજ કોમને કેટલા કેટલા ફાયદા થાય તેમ છે તેનું ઘણું અસરકારક અને વ્યાવહારિક વ્યાખ્યાન આપ્યું હતું. ખેતીવાડી અને જાનવરોની ઇસ્પિતાલના ઉપરીઓએ પણ પોતાના વિષયને લગતું વિવેચન કરી જરૂર પ્રસંગે તેમની સહાય લેવાની સૂચના આપી હતી. સરદાર એલેમન્ડે સાહેબે સભાના કામકાજ વિષે પોતાનો સર્વાંશે સંતોષ જાહેર કરતાં પક્ષાપક્ષનો અંત આવી જવા માટે પોતાની ખુશી જાહેર કરી હતી. જેઓ શુભ કાર્યમાં જે વિઘ્ન કરવાનો ઇરાદો રાખતા હતા તેમને સચોટ દાખલા-દલીલોથી સમજણ આપી હંમેશાં આ કાર્યમાં જોડાયેલા રહેવા ભલામણ કરી હતી. ના . મહારાજા તરફથી સભાના કાર્યને દરેક પ્રસંગે મદદ કરવા તથા ના. મહારાજા સાહેબની સભા પ્રત્યે સંપૂર્ણ દિલસોજી હોવાનું વગેરે કહી સંભળાવ્યું

હતું. આ સભાનું કાર્ય અને ઉદ્દેશ પોતાની પ્રજાને હિતકર્તા હોવાથી તેને ચાલુ જ રાખવાની ભલામણ કરી હતી. ના. મહારાજા આ સભામાં ભાગ લઈ શક્ત તેમજ જોઈતી મદદ પણ આપી શકત પરંતુ સભાના સંચાલકોના ડેપ્યુટેશનની ગેરહાજરી અને ઉદ્દેશો તથા કાર્ય પદ્ધતિથી અજાણ હોવાથી આ પહેલા પ્રસંગે તેઓ પધારી શક્યા નથી તોપણ અમલદાર વર્ગને સભાના દરેક કામમાં ભાગ લઈ મદદ કરવાનો હુકમ ફરમાવ્યો છે વગેરે કહ્યું હતું. તેમજ ના. મહારાજ તરફથી એક કન્યાશાળા સુંદ્રેલ ગામમાં ખોલવાનો તે જ વખતે હુકમ જાહેર કર્યો હતો અને નામ. મહારાજા તરફથી આ સભાના કાર્યમાં સહાનુભૂતિ દેખાડનારો તથા ભાગ નહીં લઈ શકવા માટે દિલગીરી બતાવનારો તાર વાંચી સંભળાવવામાં આવ્યો હતો. ગુજરાતથી આવેલા તેમજ ગામના અને બહારના દરેક સભાસદો તથા પ્રેક્ષકોને ના. મહારાજા તરફથી એક ડિનર પાર્ટી જમવાની મિજબાની આપવાનું નિમંત્રણ કર્યું હતું જેનો સભા તરફથી સ્વીકાર થવાથી તા. ૧૦મીનો ત્રીજો દિવસ કડવા પાટીદાર જ્ઞાતિની ખુશાલીમાં વધારો કરનારો થઈ પડ્યો હતો. લગભગ દીવાબત્તીનો વખત થઈ જવાથી તેમજ અમાત્ય વર્ગે સભામાં લાંબો વખત હાજરી આપવાનો જે પરિશ્રમ લીધો હતો તેનો વિચાર કરી અન્ય સદ્‌ગૃહસ્થો અને અમલદાર વર્ગની પાનસોપારી કરવામાં આવી હતી. મી. મગનભાઈ દેસાઈ, અમરસિંહભાઈ અને શ્રીયુત ચંદુલાલ વગેરેએ તેમની સાથે વાતચીત કરતાં સભાના કાર્યને મદદ કરવા તથા જ્ઞાતિબંધુઓનો ઉત્સાહ કાયમ રહે તે પ્રમાણે સહાય આપવા વિનંતી કરી હતી, જેનો તેમણે વળતો જવાબ આપી ગુજરાતી મંડળીને ઘણો સંતોષ આપ્યો હતો. ત્યાર બાદ સભાના કામમાં મદદ કરનારાઓનો અને ઠરાવો વગેરે જરૂર હોય ત્યાં મોકલી આપવાની સત્તા આપવાના તથા સભાપતિ સાહેબનો ઉપકાર માનવાના પરચૂરણ ઠરાવો અને કામકાજને આટોપતાં શ્રી ઉમિયા માતાની જય બોલાવી સભાની બેઠક બરખાસ્ત કરવામાં આવી હતી. તે દિવસે રાત્રે મી. અમરસિંહભાઈએ મહાલીનું આખ્યાન કર્યું હતું જેમાં ઊલટપૂર્વક દરેક જણે રાતના એક વાગ્યા સુધી ભાગ લીધો હતો. ત્રીજે દિવસે સવારમાં ગુજરાતની મંડળી અમલદાર વર્ગ સાથે વાતચીત કરી જ્ઞાતિસ્થિતિ અને સંયોગો વગેરે સમજાવવા તેમના કેમ્પમાં ગઈ હતી. રા. અમરસિંહભાઈએ જ્ઞાતિસ્થિતિ અને અજ્ઞાન વિષે તેમજ રાજ્ય તરફની મદદની જરૂર વિષે સારા ખુલાસા કર્યા હતા, ત્યાર બાદ ગુજરાતી મંડળીના દરેક મેમ્બરોની ઓળખાણ કરાવી હતી. બપોરના ના. મહારાજ તરફથી આપવામાં આવેલ મિજબાનીમાં લગભગ ૭૦૦ માણસોએ ભાગ લીધો હતો અને ના. મહારાજા સાહેબની જય બોલાવી સર્વે પોતપોતાના સ્થળે જવાને છૂટા પડ્યા હતા.

૨૫ મેમ્બરોની ગુજરાતી મંડળી કેટલાક બંધુઓના આગ્રહથી કસરાબાદ રસ્તે આવવા નીકળી હતી. કસરાબાદમાં કાળુભાઈ પટેલ, ઓમકારજીભાઈ મુકાતી અને વ્યાસ રામચંદ્રભાઈએ પોતાના

ઘેર જમણ અને ચા-નાસ્તાની પાર્ટી આપી હતી. ત્યાંથી મહારાણી અહલ્યાબાઈની રાજધાનીનો કિલ્લો અને નર્મદાજીનો ઘાટ જોવા મહેશ્વર ગઈ હતી ત્યાં કૂવાવાળા હીરજીભાઈ રસાત તરફથી ચા અને પાનસોપારી થઈ હતી. તા. ૧૨મી સવારમાં ટી પાર્ટી અને પાનસોપારી લઈ સ્પેશ્યલ મોટરમાં મુસાફરી કરી બરવાહા સ્ટેશને આવી પહોંચ્યા હતા. બાદ રતલામ સ્ટેશને રાત્રે આવી પહોંચ્યા હતા. મિસ્ત્રી વિસરામભાઈ તરફથી ગુજરાતી મંડળીને રતલામથી જતાં આવતાં ખાવા-પીવા અને સૂવાની ઘણી ઉત્તમ ગોઠવણ કરવામાં આવી હતી તેમજ અમદાવાદવાળા પાટીદાર મી. મણિભાઈ ટિકિટ કલેક્ટરે આ સભામાં ભાગ લઈ મુસાફરી કરવાની મુસીબતો ટાળવા પોતાની બનતો પ્રયાસ કર્યો હતો. તે ખાતે બંને બંધુઓનો ગુજરાતી મંડળી ઉપર અહેસાન થયો છે. નિમાડ સભાના સંચાલકોએ જે પરિશ્રમ લઈ ગુજરાતી તેમજ માળવા વગેરેની મંડળીઓનો સત્કાર કરવાની ગોઠવણો કરી છે, જ્ઞાતિ સેવાના ઉત્તમ કાર્યને દીપાવ્યું છે તે ખાતર તેમને ઘણા ધન્યવાદ ઘટે છે.[૮]

## <u>શ્રી નિમાડ કડવા પાટીદારો સભામાં</u>

### <u>શ્રીયુત ચંદુલાલ મણિલાલ દેસાઈએ પ્રમુખપદેથી આપેલું ભાષણ</u>

### <u>(બીજી બેઠક સુન્દ્રેલ, તા. ૮-૯- એપ્રિલ ૧૯૧૮.)</u>

વહાલા ભાઈઓ !

જ્ઞાતિહિતના કાર્ય તરફ લક્ષ આપી આપ સઘળા અત્રે પધાર્યા છો તે જોઈ મને ઘણો જ આનંદ થાય છે. આપણી નિમાડ પાટીદાર સભાની આ બીજી બેઠક છે તેના અધ્યક્ષ તરીકે આપ મને પસંદ કરી જોખમ ભરેલી ફરજ સોંપો છો તે યથાશક્તિ બજાવવા હું બનતું કરીશ. પરંતુ આપણી જ્ઞાતિમાં મારા કરતાં વિશેષ લાયક ઘણા પુરુષો છે તે પૈકી એકાદને પસંદ કરવામાં આવ્યો હોત તો આપણે કંઈક વિશેષ કરી શકત. સભાના અધ્યક્ષ તરીકેની જે જવાબદારી છે તે કેટલે અંશે હું સમજું છું, તે પરિપૂર્ણ રીતે બજાવવી એ મારી શક્તિ બહારની વાત છે તો પણ આપ સઘળા પોતાની શક્તિનો કંઈક અંશ મારામાં મૂકશો એટલે મને મારી ફરજ બજાવવામાં મદદરૂપ થશો એવી હું આપને વિનંતી કરું છું.

દેશના જુદા જુદા ભાગોમાં તસ્દી લઈ, વખત અને પૈસાનો ભોગ આપી આપણે અત્રે એકત્ર થયા છીએ એ ઉપરથી સહેજ અનુમાન થાય છે કે આપણું અત્રે એકઠા થવું કંઈક જરૂરી છે. કોઈ પણ કાર્ય આપણે જરૂર વગર કરતાં નથી અને તેમાં પણ આવા મહાન પુરુષાર્થ તો ખાસ જરૂર અને ઉચ્ચ અભિલાષા સિવાય કરવામાં આવતા નથી. અત્રે એકત્ર થવાનું આપણું પ્રયોજન જરૂરી અને વળી આનંદદાયક પણ હોય એવું સમજાઈ આવે છે. આ મંડપમાં આપણને હાજરી આપવાથી જે આનંદ થાય છે તે જાણે કોઈ નવીન પ્રકારનો અદ્‌ભુત કે દૈવી આનંદ હોય એવું મને સમજાય છે, કોઈ દુઃખી



શ્રી ચંદુલાલ મણિલાલ દેસાઈ (ગુજરાત)
શ્રી નિમાડ-કડવા પાટીદાર સભાની બીજી બેઠકના પ્રમુખ
સુંદેલ-૧૯૧૮

માણસના દુઃખનું આપણા હાથે નિવારણ થતાં હૃદયમાં જે આનંદ થાય, કોઈ રોગી ને આપણા તરફથી સુખ પ્રાપ્ત થતાં તે આપણા તરફ આશીર્વાદ આપતો હોય અને તેનું અંતઃકરણ આપણા તરફ જે માયાભરી દૃષ્ટિથી ખેંચાતું હોય તે ભાવથી આજે આપણાં અંતઃકરણો એક બીજા બંધુઓના દર્શનથી પુલકાયમાન થાય છે, અને આશાભરી દૃષ્ટિથી આપણે એક બીજાને આવકાર આપી કાર્યમાં જોડાવાની રાહ જોતા બેઠા છીએ. દરેક બંધુને પોતા તરફથી કંઈક થઈ શકે તો સારુ એવી પણ ઇચ્છા થતી હશે, એટલે ચારે તરફ ઉત્સાહનાં આંદોલનો આ મંડપની આસપાસ ફેલાઈ રહેલાં છે એમ કહેવું જોઈએ. આપણા આનંદના ગર્ભિત સ્વરૂપમાં કંઈક આશાના કિરણોની ઝાંખી પણ ઊંડી ઊંડી દેખાય છે કે જે આશા આપણને સુખ પ્રાપ્ત કરાવનારી જ હોઈ શકે, આપણને પોતાને જ આનંદ થાય તે કરતાં આપણા આખા કુટુંબને આનંદ થાય તે વસ્તુ માટે આપણને વિશેષ પ્રેમ હોવો જોઈએ, અને તે કરતાં પણ અધિક આનંદ અનેક કુટુંબોથી બનેલી આપણી જ્ઞાતિ માટે કંઈક કરી શકાય તો થવો જોઈએ. ડાહ્યા પુરુષો સમજી શકે છે કે જ્ઞાતિના હિત સાથે જ આપણું પણ હિત રહેલું છે એટલે આપણા બંધુઓ દુઃખદાયક સ્થિતિમાં હોય અને આપણે આપણું સુખ બની રહેલું જોવા માગતા હોઈએ તો તેમાં આપણી મૂર્ખતા સિવાય બીજું કાંઈ નથી. પરમાત્માની કૃતિ એવા પ્રકારની છે કે દરેક પ્રાણીએ એક બીજાના આધારભૂત બની જીવન વ્યતિત કરવું અને એક-બીજાના હિતમાં પોતાનું હિત પણ જોવું. આપણાં ધર્મશાસ્ત્રો જે કહે છે તેનો સાર પણ આવા જ પ્રકારનો છે. જેઓ માત્ર પોતાના જ સુખનો વિચાર કરી શકે છે તેઓનું તે પ્રકારનું સુખ ઘણા જ ટૂંકા આયુષ્યવાળું અને સ્વાર્થયુક્ત હોવાથી અધર્મને ફેલાવનારું થઈ પડે છે. માટે બંધુઓ ! આપણે હંમેશાં યાદ રાખવું જોઈએ કે માત્ર આપણા જ સ્વાર્થ કે હિત માટેની પ્રવૃત્તિ પાપમય જ હોય છે. આપણા કુટુંબીજનો, જ્ઞાતિ, તથા દેશના કલ્યાણ અર્થે ધર્મ અગર ફરજ સમજીને કરવામાં આવે તો દરેક પુરુષાર્થ હંમેશાં સુખરૂપ હોય છે કે જે સુખનું ભાન ધીમે ધીમે આપણને અનુભવસિદ્ધ થઈ જાય છે.

ગૃહસ્થ થવાની કે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની આપણને હંમેશાં ઇચ્છા થાય છે પરંતુ જ્યારે આ પ્રેરણા આપણું મન ઘડે છે ત્યારે આપણી બુદ્ધિ શુદ્ધ હોતી નથી, અને તે જો શુદ્ધ હોય તો આપણે ફળીભૂત પણ થઈએ એમાં શંકા નથી. જ્ઞાતિહિતનાં કાર્યોમાં હંમેશાં આપણે શુદ્ધ સાત્ત્વિક બુદ્ધિ રાખીને પ્રવૃત્તિ કરવી જોઈએ નહીં તો આવા એકત્ર થવાના પુરુષાર્થનું કંઈ સારું પરિણામ આવી શક્તું નથી. શુદ્ધ બુદ્ધિ એમ કહેવાની મારી એ મતલબ છે કે, અત્રે એકત્ર થવાના પ્રયાસમાં આપણે જ્ઞાતિહિતને જ મુખ્ય માન્યું છે એટલે તે સિવાય કોઈ ખાનગી અગર બીજી વ્યક્તિના હિત સાથે આપણી પ્રવૃત્તિને જોડી દેવી નહીં. આપણા ખાનગી હિતનો ભોગ આપવો પડે તો પણ જ્ઞાતિહિત માટે અહીં આવ્યા છીએ તે નહીં ભૂલતાં દરેક પ્રસંગે જ્ઞાતિ હિતના વિચારોને જ આગળ કરી એકબીજાને તન, મન,

ધનથી મદદ કરવા યથાશક્તિ તૈયાર રહેવું જોઈએ. અહીંયાં આપણે એક જ ગામ કે પરગણાના હિત માટે મળ્યા નથી પરંતુ આપણી વસ્તીના જુદા જુદા ભાગોનું હિત ધ્યાનમાં રાખી સેંકડો કુટુંબો અગર આપણી સમગ્ર જ્ઞાતિનું હિત બની રહે તેવા પુરુષાર્થ હાથ ધરી તે રસ્તે આપણા બંધુઓને દોરવા માટે એકત્ર થયા છીએ. કચ્છ, ગુજરાત, નિમાડ, માળવા જેવા દૂર દૂર દેશોમાં આપણે રહીએ છીએ છતાં એક જ કુટુંબનો આપણો આ પરિવાર છે તે કોઈ કાળે ભૂલવું જોઈતું નથી. ઘણો કાળ થઈ જવાથી દેશચાલ મુજબ આપણા પહેરવેશ અને બોલવામાં એકબીજાથી જુદાપણું લાગે છે પરંતુ આપણા મુખ્ય રિવાજો, ધર્મ અને કુળ કે અસલ સ્થળો જોતાં આપણે એક જ જ્ઞાતિના બંધુઓ છીએ એ સમજાયા સિવાય રહેતું નથી.

આપણા વડીલો આપણા કરતાં પણ સારી સ્થિતિમાં હતા, ગુજરાત, માળવા, કચ્છ, નિમાડ વગેરે દરેક વિભાગમાં જુદાં જુદાં ગામો વસાવી પોતે એક મુખ્ય રાજસત્તા નીચે ગામ કે પરગણાના માલિક તરીકે દરેક સત્તા ભોગવતા હતા, ગુજરાતમાં ગામો આપણા વડીલોએ વસાવ્યાના દાખલા અનેક છે તેમ માળવામાં પણ ઘણા જૂના કાળથી ગામો વસાવનાર તરીકે આપણા જ વડીલો પ્રખ્યાત થયેલા છે તેના અનેક ઐતિહાસિક દાખલાઓ આજે પણ મોજુદ છે. વડીલોએ ગામો વસાવ્યાની તેમજ આપણી પ્રાચીન જાહોજલાલી ભરેલી સ્થિતિ જેને જાણવી હોય તેમણે આપણા સ્વર્ગસ્થ કર્મવીરબંધુ ભાઈ પુરુષોત્તમદાસે રચેલા ''શ્રી કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ'' નામના પુસ્તકનો અભ્યાસ કરવો. આજે આપણે જે પવિત્ર સ્થળે એકત્ર થયા છીએ તે સુંદ્રેલ ગામ આપણા વડીલ મુકુંદ મુકાતી જીવણજી મુકાતીએ વસાવ્યું છે તે જાણી આપ દરેક બંધુને આનંદ થયા સિવાય રહેશે નહિ. આ પવિત્ર ગામ અમારા જેવા બહારનાઓ માટે તો એક યાત્રાનું સ્થળ હોય તેવું લાગે છે. આપણા દશરથ નામે એક વડીલ આ ગામમાં દાનેશ્વરી તરીકે પ્રખ્યાત થઈ ગયા છે તે સાથે તેમના ધર્મપત્ની સતી માતાના નામથી પણ આપ ભાગ્યે જ અજાણ હશો. તેમના પવિત્ર દેવાલયનાં દર્શન અમારા માટે તો અમૂલ્ય યાત્રાના ફળ રૂપ છે. આવી અનેક સતીમાતાઓ અને દશરથ સમાન પૂજ્ય વડીલો ઘણી જગ્યાએ થઈ ગયા છે. હાલમાં આપણી સ્થિતિ એટલી ઉચ્ચ પ્રકારની જણાતી નથી પણ ઉચ્ચ હતી તેના પુરાવા રૂપે આજે દેશના દરેક ગામમાં કૂર્મી-કણબીઓ જ ગામાત સત્તા અને જમીનદારી ભોગવે છે એ આપણી ઉન્નત સ્થિતિનું નબળું થઈ ગયેલું પણ અસ્તિત્વ તરીકે મોજૂદ સ્વરૂપ છે. દેશકાળને લઈ આપણી માફક દરેક રાજવંશી કુટુંબોની સ્થિતિમાં પણ પરિવર્તન થઈ ગયું છે. તેમની માફક આપણે પણ જમીન-જાગીર સાથે ઓછો સંબંધ હોવાથી પોતાની સ્થિતિમાં મહાન ફેરફારો થઈ ગયેલા સમજાતા નથી. રાજક્રાંતિનો સમય હંમેશાં દુઃખદાયક હોય છે. આજે યુરોપખંડમાં જે મહાયુદ્ધ ચાલે છે તેનો તમને ખ્યાલ હોય તો આપણી સ્થિતિ એક ખેડૂત જેવી કેમ થઈ ગઈ છે તે સહેજમાં સમજી શકાશે. હમણાં

હમણાં યુરોપમાં સાધારણ નાનાં નાનાં રાજ્યો ઊથલપાથલ થઈ ગયાં છે એટલે આખા યુરોપખંડની હમણાં જે સ્થિતિ છે તેવા પ્રકારની રાજક્રાંતિના સમયમાં સમગ્ર ભારતવર્ષની હતી. યુરોપનાં હાલનાં નાનાં રાજ્યોની જે સ્થિતિ છે તે આપણા કૂર્મી ક્ષત્રિયોની રાજક્રાંતિના સમયમાં હતી માત્ર છેલ્લા સાઠ સિત્તેર વર્ષથી આ પ્રકારનો જુલમાટ અને રાજક્રાંતિ બંધ પડ્યાં છે તો પણ આપણા દેશમાં પ્રજાની ઉન્નતિ સાધવા તરફ જ રાજસત્તાઓ રોકાયેલી હોય તેમ જણાતું નથી.

બંધુઓ ! શારીરિક શક્તિની બાબતમાં પણ આપણે ઘણું ગુમાવી દીધું છે, બાળલગ્નના નઠારા રિવાજથી પેઢી દર પેઢી આપણી કોમમાં જે અમર રહેલી શક્તિ તેનો નાશ થતો ગયો છે. તદુપરાંત જે દેવી શક્તિ આપણી કૂર્મી ક્ષત્રિય કોમમાં હતી તે પણ ધાર્મિક જીવનના અભાવે મૃતઃ પ્રાય થઈ ગઈ છે. આ મુખ્ય શક્તિનો લોપ થઈ જવાનું કારણ આપણો ગૃહસ્થાશ્રમ છે. જનસમાજમાં ઉત્તમ પ્રકારનો વહેવાર રાખી સુખી થવા માટે ઉત્તમ ગૃહસ્થ અને તેને યોગ્ય ગૃહિણીની જરૂર છે, બંનેનું જીવન એકબીજાની મદદ ઉપર આધાર રાખે છે એટલા માટે - સ્ત્રી એ પુરુષનું અરધું અંગ છે. એવું આપણા શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે. આ સૂત્રનું રહસ્ય ઘણું ઉચ્ચ પ્રકારનું છે. સ્ત્રી અને પુરુષ બંનેએ એકબીજાના અંગરૂપ બની રહી સંસાર રૂપી સમુદ્રને તરી મોક્ષ સાધવાનો છે અને તે પ્રકારે બની રહેવા માટે બંનેમાં ગુણ, સ્વભાવ અને બુદ્ધિની સમાનતા હોવાનું આવશ્યક છે. સંસાર રૂપી દરિયો સ્ત્રી રૂપી નાવમાં બેસી નાવિક પુરુષ ધારેલી દિશાએ જઈ શકે છે એટલે નાવિક સાથે નાવ પણ તે દિશાએ જાય છે. નાવ સારી ન હોય તો નાવિકને જ ડુબાડે છે અને નાવ સારી છતાં નાવિક પવનની દિશા જોઈ સઢમાં ફેરફાર કરવાની કળા ન ધરાવતો હોય તો તે વહાણ દરિયાનાં મોજામાં ગમે તે દિશા તરફ ઘસડાઈ જાય છે. આ કથન અનુભવસિદ્ધ છે. એટલે નાવ અને નાવિક બંનેની લાયકાત ધારેલી દિશાએ જવા માટે એકસરખી જરૂરની છે. વિદ્વાન પતિનો અભણ સ્ત્રી સાથેનો સંબંધ દુઃખદાયક થાય છે તે જ પ્રમાણે શાણી, સુશીલ અને વ્યવહાર સમજનારી ગૃહિણીનો મૂર્ખ પતિ સાથેનો સંબંધ દુઃખરૂપ જ નીવડે છે. ગુણની અસમાનતા વાળાં લગ્નોથી તો હાથપગ બાંધી દરિયામાં પડવા જેવી સ્થિતિ ઊભી થાય છે, એટલા માટે શાસ્ત્રોની આજ્ઞાનું એ રહસ્ય છે કે એકબીજાના અંગરૂપ એક જ સ્વરૂપે બની રહે તેમ ન હોય તેવાં સ્ત્રીપુરુષોને લગ્નની ગાંઠથી જોડવા નહિ. પુરુષના માથે બહારના વ્યવહારનો બોજો છે તે જ પ્રમાણે ગૃહકાર્યનો બોજો સ્ત્રીના માથે છે એટલે પતિની આજ્ઞાને અનુસરનારી, ધર્મ સમજી ગૃહસ્થાશ્રમને દીપાવવા માટે સંપૂર્ણ લાયક બનેલી, તેમજ સંતાનોને ઉછેરી તેમના આરોગ્ય અને વિદ્યાભ્યાસની સંભાળ રાખનારી સ્ત્રીઓ જ ઉત્તમ ગૃહિણીઓ તરીકે ગૃહસ્થાશ્રમને દીપાવી શકે છે. આ શ્રેષ્ઠ ધાર્મિક ગુણો તેમજ બીજા સામાન્ય સદ્‌ગુણો પણ તેનામાં આવવા માટે પુરુષ વર્ગની માફક સ્ત્રીઓએ પણ વિદ્યાભ્યાસ કરી સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાની જરૂર છે. માબાપ તરીકે વિશેષ

ફરજ એ હોય છે કે તેમને આ પ્રકારની સગવડ કરી આપવા ઉપરાંત ઘરકામ અને વ્યાવહારિક કાર્યોની કેળવણી આપી સદ્‌ગુણ અને સુશીલતાના ઉત્તમ પાઠોનું રહસ્ય તેમના કાનમાં દરરોજ રેડતા રહેવાની જરૂર છે. બાળાઓને આ પ્રકારે કેળવી એક છેલ્લી પવિત્ર ફરજ તેમના માથે એ બાકી રહે છે કે તેમને યોગ્ય સદ્‌ગુણી વર શોધી કાઢી પુત્રીની સંમતિ લઈ લગ્નની ગાંઠથી જોડી આપવી. આ શાસ્ત્રોક્ત ફરજને યથાર્થ નહીં બજાવનાર માબાપો પુત્રીઓના શ્રાપથી નરકે જાય છે. વરકન્યાના ગુણની ખાતરી કરી પોતાના કોઈ પણ સ્વાર્થને આગળ નહીં કરતાં તેમને લગ્નની ગાંઠથી જોડનાર માબાપોના અભાવે આપણો સંસાર દુઃખદાયક થયો છે. હું નથી ધારતો કે આપણે અહીં બેઠા છીએ તે પૈકી કોઈ હિંમતથી કહી શકે કે સંસારરૂપી દરિયો તરવા માટે અમારું જોડું સંપૂર્ણ લાયક છે ! ભાઈઓ ! આ કેટલી બધી અફસોસની વાત છે! સ્ત્રી અને પુરુષ એ બંનેના લગ્ન અગર હંમેશને માટે જોડી દેવાની આ પ્રાધાન્ય બાબતમાં પણ આપણે બીજી કોમો કરતાં ઘણા જ પછાત છીએ એટલે કે દસ વર્ષે આવતા વિવાહ અને વર્ષ બે વર્ષનાં બાળકોને પરણાવી દેવાની પ્રથા આપણી સ્થિતિમાં અધમપણું લાવનારી છે એ વાત હવે આપણને સમજાઈ છે. એકબીજાના ગુણો આ બાલ્યાવસ્થામાં જોઈ શકવાનું કેવું અસંભવિત છે ! લગ્નની ગાંઠથી જોડાવું એ પણ એક પ્રકારની ઉત્તમ ધાર્મિક ક્રિયા છે પરંતુ તે આપણામાં રાજ્યક્રાંતિના લીધે આવી ગયેલા રિવાજને લઈ અધર્મનો ફેલાવો કરનારી થઈ પડી છે, તેને હવે તજી દીધા સિવાય આપણા માટે એકપણ માર્ગ ખુલ્લો નથી. હું કાંઈ આર્યસમાજી નથી. માતાજી અને મહાદેવ કે વિષ્ણુની પૂજા કરનારો છું. તેમની ભક્તિમાં શ્રદ્ધા રાખી હું મારો વહેવાર કરવાં હંમેશાં કાળજી રાખું છું. મારા ઈષ્ટ દેવની હું હંમેશાં સેવાપૂજા કરું છું. મારા વિચારોમાં આપને કાંઈ જુદા પ્રકારનું સમજાતું હોય તો માત્ર તેનું કારણ એટલું જ છે કે અભણ બ્રાહ્મણો કહે તેના ઉપર શ્રદ્ધા રાખીને હું બેસી રહેનારો નથી. શાસ્ત્રો વાંચું છું, અને શાસ્ત્રો ભણેલા ધર્મને જાણનારા વિદ્વાન બ્રાહ્મણો કહે તેમાં શ્રદ્ધા રાખી હું મારો વહેવાર ચલાવું છું. આપણી કુળદેવી ઉમિયા માતાની ભક્તિ તરફ હું હંમેશાં કાળજી રાખું છું. આપણી તે દયાળુ કૃપાળુ દેવીમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આપણાં લગ્ન કરવાની માતાજી આજ્ઞા આપે છે અને દર દસ વર્ષે જ તે આજ્ઞા આપે છે (!) એ ગપો આપણામાં ચાલતી હતી તે હવે તદ્દન જુઠ્ઠી ઠરી છે. હું આપને પૂછીશ કે માતાજી ક્યા કામની આજ્ઞા નથી આપતાં ? આપણે રોજ જે જે પ્રકારના વહેવારો કરીએ છીએ તે કરવાની રોજ આપણને માતાજી આજ્ઞા આપે જ છે. માતાજીની આજ્ઞા ન હોય તો આપણે આજે અહીં એકઠા થયા છીએ તેના ગુણગાનનું કીર્તન કરીએ છીએ એ બની શકે ખરું ? તે દેવીની ઈચ્છા વિરુદ્ધ આપણે કંઈ કરી શકીએ નહિ. તે જ પ્રમાણે લગ્ન કહાડવાનો ઊંઝામાં બેસીને ધંધો કરનારા કહે છે કે માતાજીની આજ્ઞાથી અમે લગ્ન કહાડ્યા છે તેમાં કંઈ ખોટું નથી. લગ્ન કહાડનારા અને લગ્ન લઈ આવનારા પોતાનો ધંધો કેવા પ્રકારે ચલાવે છે તે કહેતાં મને શરમ ઉત્પન્ન થાય છે તો

પણ તેમાં માતાજીની આજ્ઞા હોવાપણું કેટલું છે તે તો હું આપને કહ્યા સિવાય રહી શક્તો નથી કારણ તે વસ્તુસ્થિતિનો મેં જાતે અનુભવ કર્યો છે. લગ્ન કહાડવાના પ્રસંગે આગેવાનો એકઠા થઈ જુદી જુદી ચાર-પાંચ તારીખો જુદી જુદી ચિઠ્ઠીઓમાં લખી તેનો ગોળો વાળે તે બધી એકઠી કરી તેમાંથી એક ચિઠ્ઠી માતાજીની સમક્ષ ઉપાડે છે તેમાં જે તારીખ આવે તેનાં લગ્ન આપણને કરવાનું કહે છે. ચાર-પાંચ હાથે લખીને ગોળો વાળેલી ચિઠ્ઠીઓમાંથી ગમે તે ચિઠ્ઠી આપણે લઈએ તેમાં આપણે જ લખેલી તારીખ હોય ! એમાં ધાર્મિકપણું શું હોઈ શકે ? હા, ધર્મ જેવું કંઈ હોય તો માત્ર માતાજીના મંડપમાં આ ચિઠ્ઠીઓ ઉપાડવાની ક્રિયા પૂરતું જ છે. ગયા વિવાહ વખતે માતાજીના મંડપમાં આ ધંધાદારીઓને પેસવાનું મુશ્કેલ હોવાથી અન્ય સ્થળે ચિઠ્ઠીઓ ઉપાડવાનો પ્રયોગ કર્યો હતો અને અમુક તારીખે લગ્ન કરવાની માતાજીએ આજ્ઞા આપી છે એવું પ્રસિદ્ધ કરી હજારો રૂપિયા આપણી નાતમાંથી લૂંટી ખાધા હતા. બંધુઓ ! એક વિદ્વાન પરદેશીની ઉક્તિ મારા વાંચવામાં આવી છે કે ‘હિન્દુસ્તાનના લોકોને છેતરવા હોય તો માત્ર ધર્મના ઢોંગ કે બહાના તળે જ છેતરી શકાય છે.’ આ હકીકત કેટલી બધી સત્ય ઠરે છે ! માતાજી તો સાક્ષાત્ સર્વવ્યાપક છે આપણાં બાળકોને જયાં જયાં અને જયારે જયારે પરણાવીએ ત્યારે ત્યારે તેમના ઉપર આશીર્વાદની વૃષ્ટિ કરવા પધારે છે તેનામાં એ શક્તિ કે પ્રભાવ ન હોય તો તેને દેવી કે માતા તરીકે કોણ માને ? આપણાં સંતાનો યોગ્ય વયે, શાસ્ત્રમાં કહેલી વિધી પ્રમાણે ગુણ-અવગુણની તપાસ કરી જયોતિષશાસ્ત્ર મુજબ તેમની રાશિ ઉપરથી જે શુભ દિવસ આવે તે દિવસે જો પરણાવીએ તો માતાજી શું આપણા ઉપર ક્રોધ કરે ? કદી ન કરે. ધર્મશાસ્ત્રો કહે તે જ પ્રમાણે જ લગ્ન કરવાની માતાજીની આજ્ઞા છે. માતાજી કંઈ આપણાં લગ્ન ફેલાવવાનો ધંધો કરનારા સ્વાર્થી બંધુઓ કે પેટભરુ ભિક્ષુક બ્રાહ્મણો જેવી સ્વાર્થ બુદ્ધિવાળાં નથી, તે તો આપણી માતા છે એટલે આપણું જીવન ધાર્મિક પ્રકારે ઘડાય તેવી તેની હંમેશાં ઇચ્છા હોય છે, ધર્મ પ્રમાણે ચાલવાની તેણે જ આપણને સદ્‌બુદ્ધિ આપી છે કે જેના પરિણામે આજે આપણે આપણી અધમ સ્થિતિ કરનારા રિવાજને ઘણે અંશે તજી દીધો છે. આ રિવાજ તજી દેવાથી માતાજી આપણા ઉપર નારાજ થાય કે શ્રાપ દે એવી કેટલાક અજ્ઞાન બંધુઓને ભીતિ રહે છે તેનું કારણ માત્ર એટલું જ છે કે આપણને ધર્મ સમજાતો નથી. આપણા આ તરફના પાટીદારો પૈકી માળવાના બંધુઓએ દસ વર્ષે એક જ દિવસે લગ્ન કરવાથી નુકસાન થાય છે એમ સમજી તેને તજી દીધો છે, તેમજ ગુજરાતી નિમાડી બંધુઓના લગ્ન પ્રસંગે પણ કન્યાના પિતાના રિવાજ મુજબ લગ્ન કરવાની પ્રથા છે તે શું બતાવે છે ? દસ વર્ષે લગ્ન કરો કે દરેક શુભ દિવસે લગ્ન કરો તેમાં માતાજીને ગુસ્સે થવાનું કાંઈ કારણ નથી. અમારા ગુજરાતમાં પણ વરકન્યાની લાયકાત જોઈ યોગ્ય ઉંમરે જ તેમનાં લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ ગઈ છે. મેં મારી પુત્રીનાં ૧૩ વર્ષની ઉંમરે ગયા વર્ષમાં જ વિરમગામમાં લગ્ન કર્યાં છે અને મારી માફક ઘણા બંધુઓએ શાસ્ત્રોની આજ્ઞા મુજબ

લગ્ન કર્યાં છે અને કરે છે. દસ વર્ષે જ લગ્ન કરવાની પ્રથા શાસ્ત્ર વિરુદ્ધ છે કારણ આપણને નાનાં નાનાં બાળકોને પારણામાં ઝૂલતી પુષ્પ સમાન કળીઓને પરણાવાની આવશ્યકતા ઊભી થાય છે. ગુણની સમાનતાનો વિચાર કર્યા સિવાય આપણે આ પ્રથાને વળગી રહેવા લાગ્યા એટલે કજોડાં, નાતરાં, કન્યાવિક્રય અને છૂટાછેડાના અધર્મ ભરેલા રિવાજો આપણામાં પ્રગટ થવા પામ્યા છે. તદુપરાંત નાની ઉંમરનાં બાળકોમાં મરણપ્રમાણ વિશેષ હોવાથી તેમને પરણાવવાનો ખર્ચ આપણો નકામો જવાથી તેટલું ધન ઓછું થઈ ગયું છે અને વળી વેવાઈ-વેવાણના વાંધા-સાંધાની કુટુંબ ક્લેશની વૃદ્ધિ કરવા સિવાય આ રિવાજે આપણને લાભ કર્યો હોય તેવું કાંઈ સમજાતું નથી. વિદ્યામાં આપણે પછાત રહી ગયા છીએ તેનું કારણ પણ આપણાં બાળલગ્ન છે, વહુ ઘેર આવે કે વર નિશાળે જવાનું છોડી દે છે. વહુને જલદી આપણે ઘેર તેડવી પડે છે કારણ કન્યાને ૧૩-૧૪ વર્ષની ઉંમરે ઋતુકાળ આવે છે અને લગભગ ૧૬ વર્ષ પહેલાં સંસાર માંડવાને લાયક થઈ ગયાનું સમજાય છે, પરંતુ ૨૪ વર્ષની ઉંમર સિવાય છોકરો સંસાર ચલાવવા લાયક થતો નથી એટલે લગભગ બંનેની ઉંમરમાં ૬ થી ૮ વર્ષનો તફાવત તો કુદરતી રીતે અવશ્ય રાખવાની જરૂર છે. બંધુઓ! તમે શાસ્ત્રને જો માનતા હો, ધર્મ તરફ તમારો સાચો પ્રેમ હોય તો તમે જરૂર કોઈ નિઃસ્વાર્થ વિદ્વાન શાસ્ત્રીને પૂછી તે કહે તે મુજબ તમારાં બેટા-બેટીને પરણાવાનો વિચાર રાખજો. નામદાર વડોદરાની સરકારે આપણી પાયમાલી થવાનું કારણ આપણામાં થતાં આ બાળલગ્નો છે એમ શોધી કાઢ્યું છે, એટલે શાસ્ત્ર વિરુદ્ધ થતાં આવાં બાળલગ્નો અટકાવવા તેમણે પોતાની દરેક પ્રજા માટે કાયદો ઘડ્યો છે અને બાળલગ્ન કરતાં અટકાવ્યાં છે. હું આશા રાખું છું કે તમે પણ તેવો કાયદો પોતપોતાની રાજસત્તા પાસે કરાવવા પ્રયત્ન કરશો અને આપણા અજ્ઞાન બંધુઓને આવા અધર્મના કાર્યમાંથી બચાવી લેશો.

એક ખાસ બાબત આપને મારે એ કહેવાની છે કે ઊંઝા ગામ અને આપણી કુળદેવીનું પવિત્ર ધામ નામદાર.વડોદરા સરકારની હદમાં છે એટલે ત્યાંથી ઉમિયા માતામાંથી અમે લગ્ન લઈને આવ્યા છીએ એવું કોઈ બ્રાહ્મણો તમારી પાસે આવીને કહે તો તમારે તમારી બુદ્ધિનો તે વખતે ઉપયોગ કરવો. કોઈ પૈસા ભરવા આવે તો પણ આપવા નહિ, કારણ કેટલાંક વર્ષથી માતાજીને નામે કેટલાક હરામખોરો ખોટી રીતે પૈસા ઉઘરાવી ખાય છે. હું આપને આ બાબત ફરીથી પણ વિનંતી કરું છું કે જ્યારે યોગ્ય ઉંમરના થાય ત્યારે જ તમારાં પુત્રપુત્રીના ગુણદોષ જોઈ, ઉંમરમાં તેમના શરીરના બંધારણ ઉપરથી જોઈએ તેટલો ફેર રાખી તેમને લગ્નની ગાંઠથી જોડશો. ત્યારે જ આપણામાં જે અધર્મ, અવિદ્યા, ઓછી તાકાત કે શક્તિ અને જુસ્સો મટી ગયો છે, સિપાહીના કપડાં પહેરી કોઈ ભિખારી આવે તો તેને જોઈને પણ ડરી જવાની આપણામાં જે નબળાઈ પેસી ગઈ છે તે ઓછી થશે, ત્યારે જ આપણે આપણી ઉન્નતિની નજીક જઈ શકીશું. સિવાય આપણા માટે કોઈ અન્ય માર્ગ નથી.[૯]

આ સુંદેલની સભામાં ધરમપુરની હિન્દી મીડિયમ સ્કૂલના એક વિદ્યાર્થીએ વિદ્યાનું મહત્ત્વ સમજાવતી વાત કરી હતી, જે કડવા વિજયમાં છપાયેલ હતી તે નીચે મુજબ છે.

## विद्या की महिमा

आज कैसा आनन्ददाई समय है कि निज जाति के सभ्य सज्जन गण व अन्य सुसज्जन एकत्रित हुए हैं। मैं अल्प बुद्ध बालक आप सज्जनों के समक्ष थोडासा विद्याकी महिमा के विषय पर कहता हूँ। मुझ अल्प बुद्ध बालक के मुख से जो कुछ कदाचित् अशुद्ध शब्द निकल आवे उसे आप सभ्य सज्जन गण बालक समझकर माफी देंगे।

प्रिय सज्जनों इस संसार में इश्वरने विद्या ही सब में श्रेष्ठ इल्म बनाया है, कठिन से कठिन कार्य इससे सिद्ध होते है, बहुत से पशुपक्षी बलमें, बुद्धि में समझमें, सुन्दरतामें, मनुष्यसे कइ बढकर होते हैं, परन्तु मनुष्य के पास विद्या रुपी हथियार ऐसा है कि सब इसके बस में है। यदि विद्या न हो तो मनुष्य जानवरो से भी अधम है। सूर्य भयानक अन्धकार से भयभीत होकर अस्ताचल की गोद में जा दबता है, चन्द्रमा आधे समयतक दृष्टि आता है, परन्तु विद्यारुपी सूर्य का प्रकाश सदा रहता है, रुपया, पैसा कितनाही छिपाकर रख्खो तो भी उसको चोर चुरा ले जाते हैं, परन्तु विद्या के अमूल्य रत्न को उजाड जंगलो में रात्रि को भी कोइ नही ले सकता, दुष्ट और अन्यायी राजा भी इसे नहीं छीन सकता, कुटुम्बी मनुष्य भी इसमें से भाग नही मांगते। इससे सच्चा ज्ञान मिलता और सर्व सुख प्राप्त होता है। यह माता के समान हमारी रक्षा करती है, और स्त्रीके समान हमे आनन्द देती है। हमारे सब कलेशो को यह दूर करती और संसार में हमारा यश फैलाती है, प्रियजाति सज्जनो दौलत की अकड में ऐसे अनुपम रत्न का निरादर न करो क्योंकि दौलत घर २ की कुतिया है जो फिटकारे सहती और झूटन खाती फिरती है, मैंने सैंकडो धनवानो को देखा है कि धन न रहने पर जूतियाँ चटकाते और भीग मांगते फिरते है, परन्तु विद्यावान मनुष्य सर्वदा आनन्द में रहते हैं, धन देने से घटता है, परन्तु विद्या का धन पैसा है कि जितनाही दिया जाय उतना ही अधिक होता है, किसी कविने कहा है कि –

राजा पंडित तुल्य नहि, जानहु नर शिरताज।<br>
पंडित पूज्य जहान में, नृपति पूज्य निजराज॥

राजा की प्रतिष्ठा उसके देश में ही होती है और धनवान का आदर वेही मनुष्य करते हैं जो उससे धन प्राप्ति की इच्छा रखते हैं, परन्तु विद्यावान मनुष्य सब संसार में पूजनीय होता है, जहां जाता है वहां आदर होता है। धनवान के अनेक शत्रु होते है। विद्यावान का कोइ भी शत्रु नही होता। इससे प्रियजाति सज्ज्नों आप लोग सोचो, विचारो और विद्या के उपर जरा निहारो, व अपने प्रिय पुत्रों व

प्रिय पुत्रियों को विद्या की सुशिक्षा देकर सुशोभित करो. जाति को शिक्षारुपी पहाड पर ध्वजा पहराते हुए दर्शन करो । इति शुभम् ॥[१०]

કોઈ પણ કાર્ય કરતાં હોઈએ તો તેની પાછળ તેની ટીકા કરનાર કે વિરોધ કરનાર હોય જ છે. તેમ નિમાડ સભાનો વિરોધ કરનાર વ્યક્તિઓ પણ હતાં એમ છતાં જે સત્ય બાબત હોય તેનો હંમેશાં વિજય થાય છે તેમ આ સભાની સારી બાબતોનો વિજય થયો.

નિમાડ સભાના કાર્યકર સભ્યોએ આ માટે પ્રજાને કુરિવાજો દૂર કરી સારી બાબતો અપનાવવા માટે સલાહ આપી હતી, જે નીચે પ્રમાણે છે.:

"ભાઈઓ ! તમને વધારે કહેવું નહીં પડે કે પોતાના ગુજરાતનો 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના નેતા (આગેવાન) દરબાર શ્રી લાલસિંહજી તથા સેક્રેટરી અને સમસ્ત જ્ઞાતિના શુભચિંતકો દ્વારા જ્ઞાતિ સુધારની હિલચાલને પ્રબળ બનાવવાના યુવક મંડળ અને જ્યાં જ્યાં પાટીદાર ભાઈ નિવાસ કરે છે તે જિલ્લામાં પાટીદાર સમાજની પેટા સમિતિ સ્થાપવામાં આવી છે, તે મુજબ નિમાડમાં વસતા આપણા કડવા ભાઈઓના કલ્યાણ માટે 'નિમાડ પાટીદાર સભા'નો જન્મ સં. ૧૯૭૩ના ચૈત્ર માસમાં નિમાડી સભાનો પહેલો વાર્ષિકોત્સવ કુવાં નામના ગામમાં થયો. ત્યાં સરકારી અધિકારી અને સભ્ય લોકો અને નિમાડવાસી કુલમી ભાઈઓએ ખુશીથી ભાગ લીધો હતો. (આ સભા મુંબઈના નારાયણભાઈ કંટ્રાક્ટરની અધ્યક્ષતામાં થઈ હતી જેનું વિગતવાર વર્ણન 'કડવા વિજય'માં તથા પુસ્તક રૂપે અલગ પ્રસિદ્ધ કર્યું છે.) આ જગ્યાએ અન્ય ઠરાવ પસાર કરવાને બદલે મરનારને ઘેર તેના પહેલા જ દિવસે (સુખડી પ્રસાદ) નામનું હૃદયવિદારક ભોજન કરવાની દુઃખદાયક પ્રથા છે. તે બંધ કરવાનો શાસ્ત્રોક્ત પુરાવો બ્રાહ્મણ ગામના શ્રીમાન ક્ષત્રિય અમીનસાહેબે આપ્યો અને સ્વજ્ઞાતિ બંધુ કવિ અમરસિંહજી દેસાઈભાઈ વકીલ વિરમગામે સભ્યનાં નાનાં મોટાં સ્ત્રી પુરુષોના હૃદયમાં એવો ભાવ પેદા કર્યો કે જેને કારણે હજારો નાનાં મોટાં નર-નારીઓએ મરનારના ઘરના અન્ન (પ્રસાદ) ન ખાવાની પ્રતિજ્ઞા કરી. આ વ્રત પાળનાર સાચા હિતેચ્છુ ભાઈ-બહેનોની કોઈપણ વિદ્વાન પ્રશંસા કર્યા વિના રહી શક્તા નથી. પરંતુ અમારે દુઃખ સાથે કહેવું પડે છે કે જે કાર્યનો શાસ્ત્ર પુરાણ, વિદ્વાનોએ નિષેધ દર્શાવ્યો છે છતાં કોઈને તે પ્રથા સારી લાગતી હોય તો ભલે તે મરનારના ઘેર દુઃખમય પ્રેતભોજન લઈને પેટ ભરે ને આનંદ માણે. તેને કોઈ રોકી શક્તું નથી. પરંતુ જે ભાઈ-બહેનો આવું પ્રેતભોજન નથી ખાતા, દુઃખી કુટુંબની સાથે બેસી દિલાસો આપવા અને કોઈ વિદ્વાને દર્શાવેલ શ્રેષ્ઠ માર્ગે ચાલવાનું વ્રત ધારણ કર્યું હોય તો તેની પાછળ પડીને તેના વ્રતના ભંગ કરવાનો પ્રયત્ન કરવો તે પોતાની અમાનવતાભર્યા કાર્યનો પરિચય આપે છે.

**ખોટું ગપ્પું**

નિમાડ સભાની બેઠક પછી અમે કેટલીય વાર એવાં ગપ્પાં લગાવતાં સાંભળ્યા છે કે અમુક કુલમીની મા મરી ગઈ તેણે બીજાને ત્યાં પ્રેતભોજન નહીં ખાવાની પ્રતિજ્ઞા સભામાં લીધી હતી તેથી ગામ લોકોએ તેના ઘેર સુખડી કરવાની મનાઈ કરી અને તેને દંડ કર્યો. ક્યારેક એમ કહ્યું કે અમુકનો બાપ મરી ગયો તેણે પ્રતિજ્ઞા કરી હતી તેથી તેની લાશ ત્રણ દિવસ સુધી ઉપાડી નહીં, જ્યારે અમને ખબર પડી અને અમે તપાસ કરી-કરાવી તો બધી વાતો પોકળ જુઠ્ઠી જણાઈ. આવાં જુઠ્ઠાણાં - ગપ્પાં કોઈ સારા માણસો નહોતાં પણ બુદ્ધિ વગરના માણસોનું કપટી કામ હતું.

**વિરોધીઓનો અન્યાય**

નિમાડ પાટીદાર સભાના મંત્રી ભીલાજીભાઈ ભાલુડિયાના પિતા આસો સુદ-૭ને દિવસે દેવલોક પામ્યા તે દિવસે વિરોધીઓએ અન્યાયપૂર્ણ વર્તન કર્યું. અમને તેની ખબર પડી તે સાંભળીને અમને હસવું આવ્યું. આ વાત સભાના સર્વ પ્રેમીજનોની જાણ ખાતર હું અહીં જણાવું છું. તમે પણ આ હકીકત સાંભળીને હસ્યા વિના નહીં રહો.

અગ્નિ સંસ્કાર કરતાં પહેલાં જ કેટલાક સભ્ય લોકો સુખડી રાંધવા માટે નનામીને ગામ બહાર પહોંચાડીને પાછા વળી જાય છે એવો નિયમ છે. એવું અહીં પણ બન્યું. તેમાં વિશેષતા એ હતી કે વ્રત ધારણ કરનાર લોકો પાછળ સુખડી ખાવી જ જોઈએ. ફલાણી વ્યક્તિ નહીં ખાય તો અમે પણ નહીં ખાઈએ. અમુક વ્યક્તિ તે નહીં ખાય તો તેને જ્ઞાતિ બહાર કરી દો. આવી વાતો થોડો વખત ચાલી પરંતુ ભીલાજીભાઈએ પોતે કહી દીધું કે જેને ખાવું હોય તે ખાય, ન ખાય તેની પરવા નથી. કોઈના વ્રતનો ભંગ કરાવવો તે સરાસર અન્યાય છે.

**આનું નામ તે સત્યવ્રત**

વિરોધીઓના ભારે ડર દબાણ હોવા છતાં સાચા વ્રતધારી પુરુષ તથા સ્ત્રીઓ ચલિત ન થયાં અને વિરોધીઓના પ્રયત્ન નિષ્ફળ નીવડ્યા. જેમણે પ્રતિજ્ઞા લીધી હતી તે દઢ બની. પછી આ વિરોધી ભાઈઓને એક યુક્તિ સૂઝી. પહેલા દિવસે તૈયાર કરેલી સુખડી દસ-બાર શેર કારજ કરનાર ઘેર વહેંચેલી તેના બારમા દિવસે રંધાતી કંસારમાં છૂપી રીતે લાવીને ભેળવી દીધી. પરંતુ હંમેશાં પરમાત્મા સત્યની રક્ષા કરે છે. મિલાવટની વાત છાની રહી નહીં અને વિરોધીઓનાં કરતૂત (કપટ) ખુલ્લાં પડી ગયાં. પ્રતિજ્ઞા કરનારાઓ તે ભોજન ન જમ્યા. તેમને માટે અલગ ભોજન તૈયાર કરવામાં આવ્યું.

ધન્ય છે તે ભીલાજીભાઈને કે જેમણે તેમના ઘેર અન્યાય થવા ન દીધો. તેમને હજાર વખત ધન્યવાદ છે કે પ્રહ્‌લાદની જેમ પોતાની કસોટી કરાવવામાં પાછા ન પડ્યા અને ન્યાયપૂર્વક કોઈની પરવા ન કરી, તેનું નામ તે સત્યવ્રત છે કે 'પ્રાણ જાય પણ વચન ન જાય.'

"ભાઈઓ ! તે જુલમી નાદીરશાહી જમાનો નથી. હવે તો ન્યાયપ્રિય અંગ્રેજ સરકારનું રાજય છે. જેને જે ઇચ્છા થાય તે વ્રત પાળે, તેવો ધર્મ પાળે, તેને કોઈ રોકી શક્તું નથી. તમે જે વ્રત લીધું તેને દૃઢ બનાવો. હવે હિંમતવાળા બનીને સુધરી જાઓ અને સમગ્ર જ્ઞાતિને સુધારો. સત્યવ્રત કેવી રીતે ધારણ કરવું તે સૌને શીખવો. તમને યાદ હશે કે આજકાલની આપત્તિઓને દૂર કરવા માટે વ્યક્તિઓને સભા સોસાયટીઓને દરેક સરકાર મદદ કરે છે, તેના પર સહાનુભૂતિ રાખે છે. અન્યાયથી દુઃખી કરનાર જાત તો શું ? નહીં જાતના શિરોમણીને પણ સરકાર સીધા દોર કરે છે. એવા અન્યાય માટે કેવા કાયદા કર્યા છે તે જુઓ તો ખરા. કોઈ વ્યક્તિ કોઈનું નુકસાન ન કરે પોતાની મેળે પ્રતિજ્ઞા લે પોતાનો વ્યવહાર સુધારે તો તેમાં ખોટું શું છે. તેને કોઈ સતાવી શકશે નહીં, કોઈ જ્ઞાતિ બહાર કરી શકશે નહિ. તમે આ વાત ચોક્કસપણે ધ્યાનમાં રાખો કે સરકાર ખ્રિસ્તી ધર્મનું પાલન કરે છે તે પોતાનો ધર્મ ફેલાવવા ઇચ્છે તો દુનિયામાંથી એક જ દિવસમાં લોકોને તંગ કરી પોતાનો ધર્મ મનાવી બધાનાં ધર્મ અને વ્રત છોડાવી શકે છે, પરંતુ નહીં, ન્યાયની વચ્ચે દરેક મનુષ્ય પોતાનાં ધર્મ, કર્મ, રીત, નીતિ સુધારીને ચાલે તેમાં કોઈ આડખીલી કરે તો તેને પાઠ ભણાવવા માટેનો કાયદો છે, અન્યાય કરનારને, ગરીબોને દબાવનારને સરકાર પાઠ ભણાવે છે. તમને ખબર હશે કે પેલા જુલમી ટંટ્યા ભૂલને પકડીને શું બોલતો કરી દીધો તે જ સરકાર આપત્તિ કાળમાં તમને ન્યાયની દૃષ્ટિથી જોશે."

"ભાઈઓ ! છેલ્લું વાક્ય એ છે કે જ્ઞાતિ સભા, સોસાયટીઓ જે જે ઠરાવ સુધારાના કરે તે માત્ર સાંભળીને એક કાનથી બીજા કાનમાંથી કાઢી ન નાખતા. તેના પર ખૂબ વિચાર કરજો. તમારા દિલમાં જો તે સાચું લાગે તે જ કરજો. તમારી પાછળ કોઈ ઉપદેશ તકાદો કે જુલમ કરવાના નથી. આ વાત ખૂબ ધ્યાનમાં રાખો કે તમે રાજા હરિશચંદ્રની જેમ તમારી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં કટિબદ્ધ રહેશો તો એક દિવસ એમ થશે કે સુધારાનો વિરોધ કરનાર પણ તમારી જેમ સત્યવ્રતવાળા બની જશે, હજુ નહીં સમજે તો તે કદી નહીં સમજે, વિચારે, સુધરે કે બીજાને સુધારે. કારણ કે મોટાનાં કામ મોટાં હોય છે અને મોટાની શોભા પણ મોટી છે. ઉમિયા માતા આપણા મોટાઓને સદ્‌બુદ્ધિ આપે જેથી જ્ઞાતિનો સત્વરે ઉદ્ધાર થાય."

કસરાવદના શંકરલાલ વ્યાસ નિમાડી પાટીદારોનો આદર્શ વિશે નીચે પ્રમાણે લખે છે.

"નિમાડ પ્રાંત અસલમાં શિક્ષામાં બહુ પછાત છે તેમની તથા તેમના પ્રાંતમાં વસતી જાતિઓની ઉન્નતિ કરવી તે ગાગરમાં સાગર ભરવા બરાબર છે. નિમાડ દેશની કડવા પાટીદાર જ્ઞાતિ બિચારી સુખ અને આનંદની નિદ્રામાં મસ્ત બની ગઈ હતી. તેને ગુજરાતના કેટલાક ઉત્સાહી સ્વજ્ઞાતિના સજ્જનોએ જગાડીને અજ્ઞાનરૂપી અંધકારમાંથી બહાર કાઢીને જ્ઞાનરૂપી સૂર્ય સામે લઈ જવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં કેવળ મુઠ્ઠીભર ભાઈઓને બાદ કરતાં બાકીના જ્ઞાતિભાઈ ઘણા દુઃખી છે."

તેનું કારણ શોધવામાં આવે તો ફક્ત તેમની અજ્ઞાનતા, જ જોવા મળશે. એક અજ્ઞાની બાળકને જેવી રીતે ડૉકટર જયારે દવા પિવડાવે છે તો ડૉકટર સારી રીતે જાણે છે કે તે બાળકનું ખરા અર્થમાં હિત કરી રહ્યા છે. પરંતુ બાળક અજ્ઞાનતાને કારણે દવા પિવડાવનારને ગાળો દે છે. એવી જ રીતે આપણા નિમાડી પાટીદારો છે, તેમને ઊંચે ચઢાવવાનો પ્રયત્ન કરે છે.

હવે જરા જ્ઞાતિ તરફ ધ્યાન આપો. જ્ઞાતિ શબ્દના બે અર્થ થઈ શકે છે. સાચી જ્ઞાતિ તો એ છે કે સંસારને જ્ઞાતિ માનીને પોતાના ઉદાર ચરિત્ર દ્વારા સંસારને લાભ પહોંચાડે, પરંતુ મનુષ્યની શક્તિ નથી કે તે સંસારમાં પ્રયાસ કર્યા વિના કોઈ ઉન્નતિ કરી શકે. આ કારણે ધ્યેય રાખવાથી સંસારમાં મોટાં મહાન કાર્ય થઈ શકે છે. તેથી આપણે પ્રથમ તો આપણી કડવા પાટીદાર કોમથી જ કાર્યનો આરંભ કરવો જોઈએ.

જ્ઞાતિના કોઈપણ અર્થમાં તેની ઉન્નતિનો વિચાર કરતાં કરતાં આપણે એ વિચારવું પડશે કે ઉન્નતિ કોને કહેવાય. ઉન્નતિ માટે સાચા રૂપમાં શિક્ષણનો ફેલાવો હોવો જોઈએ. શિક્ષણ હિન્દી ભાષા દ્વારા અપાવું જોઈએ. છોકરા અને છોકરીઓને શિક્ષિત કર્યા વિના ઉન્નતિ મુશ્કેલ છે.

આ પ્રથાથી જેટલું નુકસાન થઈ રહ્યું છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. આ કુરિવાજને દૂર કરવાનું બધા પાટીદાર ભાઈઓનું કર્તવ્ય છે.

બીજું, કન્યાવિક્રય તરફ ધ્યાન આપવામાં આવે તો નિમાડ પ્રાંતમાં કન્યાવિક્રયનું જોર પાટીદાર બંધુઓમાં જાણે ઘેર ઘેર રહેલું છે. આજે આ પાટીદાર કોમમાં તમે જોશો તો જણાશે કે ૨૫ એવી વ્યક્તિઓ નીકળશે કે આવું ઘૃણાસ્પદ કાર્ય કરવામાં શંકા કરે, પરંતુ બાકીના તો આ મહાદુષ્ટ રિવાજ કન્યાવિક્રયને બેધડક અપનાવે છે. આવા લોકોને સભાનો ઉપદેશ આપવામાં આવે તો અમે નથી કહી શક્તા કે તે સભાની વાત માને.

તેમનું કહેવું તો એટલે સુધી છે કે સભા અમને બગાડે છે, સભા અમને ઊંડા કૂવામાં ધકેલે છે, સભા અમને આર્યસમાજી બનાવે છે વગેરે સભા પર આક્ષેપ મૂકીને પોતે શુદ્ધ બની જાય છે.

પરંતુ જયાં સુધી નિરક્ષરતા દૂર નહીં થાય ત્યાં સુધી તેમના હૃદયમાં સદ્‌ભાવ પેદા થશે નહીં. મહાત્મા તુલસીદાસે યોગ્ય કહ્યું છે કે ઢોલ, ગમાર, પશુ અને નારી એ બધાં તાડન(માર)ના અધિકારી. એટલે જયાં સુધી રાજયના કાયદાથી બાળલગ્ન તથા કન્યાવિક્રય પર પ્રતિબંધ લગાવીને રોકવામાં નહીં આવે ત્યાં સુધી સુધારો થવો મુશ્કેલ છે. આપણા લોકપ્રિય મહારાજા વડોદરા નરેશે બાળલગ્ન પ્રતિબંધ કાયદો લાગુ કરીને પ્રજા પર અપાર ઉપકાર કર્યો છે. આ રીતે બીજા રાજાઓ, મહારાજાઓ પણ પોતાના રાજયમાં આવો કાયદો લાગુ કરે તો પ્રજા અત્યંત સુખી થાય.[૧૧]

આ સભામાં એક બાળકે પોતાની વિચારશ્રેણી રજૂ કરી હતી જે નીચે પ્રમાણે હતી.

આજના દિવસની એક પળ પણ બહુ જ આનંદની છે કે જે તમારા જેવા જ્ઞાતિબંધુઓના દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. સુંદેલના સહુ ગ્રામવાસીઓને વિશેષ કરીને હાર્દિક ધન્યવાદ આપું છું. જેમની કૃપાથી કુલમી ભાઈઓનું બીજું સંમેલન બોલાવાયું. ત્યાર બાદ સભાપતિ મહાશયને પ્રણામ કરું છું કે જેમણે આ તુચ્છ બુદ્ધિવાળાને સભામાં બે શબ્દો કહેવા આજ્ઞા ફરમાવી.

"ભાઈઓ ! એવો ક્યો પુરુષ છે જે સુખ ઇચ્છતો નથી ! પરંતુ ખેદની વાત છે કે સુખ સર્વ કોઈ ઇચ્છે છે પરંતુ જે કારણે સાચા આનંદની છોળો કુલમી જ્ઞાતિની બહાર થઈ ગઈ છે તેને દૂર કરવાનો પ્રયત્ન કોઈ કરતું નથી. અહીં એ વાત જાણવી જરૂરી છે કે એવાં ક્યાં કારણ છે કે જેનાથી સુખનાં દ્વાર હંમેશ માટે બંધ થઈ ગયાં છે. તે કારણ આવાં છે (૧) બાળકોના બાળપણમાં લગ્ન કરવા, (૨) નાતરામાં છોકરીઓના પૈસા લેવા, (૩) કેળવણી ન આપવી, (૪) પિતૃભોજનમાં હજારો રૂપિયા ખર્ચવા, (૫) સુખડી ખાવી. મૃત્યુને દિવસે ગળ્યાં ભોજન ખાવાં. ભાઈઓ ! તમે ગમે તે બગીચામાં જાઓ તો પ્રત્યેક પુરુષ ખીલેલાં ફૂલ તોડશે પરંતુ ખીલ્યા વિનાની કળીઓ છે તેમાં સુગંધ હોતી નથી. એમ કહીને તેને છોડી દેશે. તમે તો મનુષ્ય ગણાઓ છો, પરંતુ ભમરાને જુઓ કે તે પણ કળીઓ છોડી દઈને ખીલેલા કમળ કે ગુલાબના ફૂલ પર બેસશે. તમને હું પૂછું છું કે તે ખેતરમાં જે અનાજ વાવો છો તેમાં મકાઈ, જુવાર, બાજરી, ઘઉં, તુવેર વગેરેનો પાકને દાણા બેસતાં જ કાપી કેમ લેતા નથી ! કારણ કે બહુ દિવસ સુધી તેની રખેવાળી કરવી પડે છે. પક્ષીઓ, પશુ વગેરે નુકસાન કરે છે. તેટલું નુકસાન થતું તો અટકે. તેનો જવાબ એ મળશે કે દાણા બેસી ગયા છે પણ કાચા છે. કાચા દાણા શા કામના. આ રીતે મારા પાઘડીવાળા મુકાતીઓ (૧) બાળપણમાં લગ્ન કરી દેવા, તે કાચો પાક કાપવા બરાબર છે. તેનાથી તો એક છોકરાને ત્રણ ચાર સ્ત્રીઓ થઈ જાય છે. છોકરીઓને ૩-૪ પતિ થઈ જાય છે. (૨) સીફિલીસ, પરમિયા વગેરે બીમારી લાગુ પડે છે. (૩) શક્તિનો નાશ થાય છે, તેથી સ્ત્રીઓનો વ્યભિચાર વધે છે. (૪) પચ્ચીસ વર્ષમાં યુવક વૃદ્ધની માફક દેખાવા લાગે છે. એવાં અનેક નુકસાન થાય છે. જુઓ જે માંસ અને હાડચામના તમે બન્યા છો તેના જ ભીમસેન, અર્જુન, રાવણ વગેરે બન્યા હતા. તેમની શક્તિ અને તમારી શક્તિમાં કેટલો ફરક કેમ છે? તે એક જ બાણમાં ગંગા કાઢતા હતા. તમે એક હજાર બાણમાં કાઢી આપો તો ઘણા વીર સમજીએ. આ બધું બાળપણમાં લગ્ન કરવાનું કારણ છે.

હવે હું સાચું દશ્ય કવિતા રૂપે દર્શાવું છું. જેમાં પાટીદાર જ્ઞાતિના કુરિવાજો વિશે ધ્યાન દોર્યું છે.

निमाड के उन मुकातियों का करता हूं बयान,
जो कुरीतियों से जाति को कर रहे हैं वीरान !
नाना डुलारम सोवे, नानी पालने में रोबें
लाडा-लाडी की लगन कराई, मुकाती की करी विदाई ।

दुःख की उढाई चादर उन्हे, पतियों की आस बुझाई ।

पुत्र ने मां का छोडा नहीं अभी पयपान,

पौत्र-दर्शन की हमें इच्छा हुई बलवान ।

कम उम्र में लिख रुक्का कर दिया बस लग्न,

अहा ! मातापिता हुए हैं आनन्द में मग्न;

कर बाल -विवाह की रचना ।

पुनि भोगों में इतना, बल बुद्धि का हुआ बिगडना,

हो गया सत्य सुख का सपना !

बचपन में व्याहते से अबहुं तो बाज आओ ।

बच्चों की करके शादी, करते हो क्यों बरबादी,

बुद्धि-बल और शान-शौकत मिट्टी में मत मिलाओ ।

भाईयों ! मुल्क भारत इसीसे हुआ है गारत ।

अब छोडो ये जिलाहत, दुनिया को क्यों हंसाओ !

माहिर थी सारी खलकत, कहती थी जिसको जन्नत,

उस हिन्द को अब भाईयों, दोजख न तुम बनाओ ।

इस ब्याह बालपन से, आजिज है लाखों तन से,

दिन रोज रो रहे हैं, इनको तो अब बचाओ ।

पथरी, प्रमेह, गढिया, घर घर बिछाई खटिया ।

सुस्ती और रोगीपन से, दामन तो अब छुडाओ ।

हाय ! मेघाशक्ति अब देती नहीं है साथ,

माखीयां कैसे उडें, उठते नहीं हैं हाथ ।

प्राण से प्यारे सुतों का भूलकर परिणाम,

कह रहे हैं माता-पिता ही शत्रुओं का काम ।

दिन एक हो कि बधाई, लडके की मृत्यु सुनाई ।

सुखडी वालों की बन आई, अब मुर्दे पर दया न आई !

मुर्दें की क्रिया कर आए, घर दुख में समाए ।

मृतक घर मसान समें हैं ।

सुखडी वालों की कुछ कम है, घर क्यों खडे हैं ?

तीरथ भोजन को अडे हैं ।

मृतक घर तीरथ धर्म कहीं मृतक भोजन (तीर्थ) धर्म नहीं,

मांस से कुछ कम नहीं ।

कलपाकर मत कलपाओ, सुखडी को मांस समझाओ ।

अब अधिक न हाय सलाओ, निज कृत्यों पर शरमाओ !

बस प्रण से हट जाओ, कुरीतियों को जल्द मिटाओ ।

हां ! सचमुच बडे कडे हो, हां ! हठ पर अभी अडे हो ।

इस जाति से बहुत लडे हो, अवनति के लिये खडे हो ।

बो बीज पतन का तुमने, की नष्ट जाति तुमने ।

सद्धर्म की याद भुला दी, पापों मे लता लगा दी ।

विद्या से विमुख किया है, दिल ऐसा कडा किया है ।

आफत में हमे ठेला है, मूर्खता का मंत्र दिया है ।

दुःख कौन जो नहीं सहे हैं, जल से नित नेत्र बहे हैं ।

हो ऐसे दिन गये हैं, कुछ काम के नहीं रहे हैं ।

अब अधिक न हाय सलाओ, कुरीतियों को जल्द मिटाओ ।

यही देवचन्द का कहना ।

मुकातियों भूल मत जाना ।

श्री सभापति साहब कहना,

प्रिय मुकातियों भूल मत जाना ।[१२]

## (બ) જ્ઞાતિ મુખપત્રો દ્વારા સુધારાત્મક આંદોલન

**પાટીદાર સમાજની માસિક પત્રિકાઓનું સમાજ જાગૃતિમાં પ્રદાન :**

આધુનિક જીવનમાં રેડિયો, ટી.વી., ટેલિફોન અને શિક્ષણ જેવા લોકમત જાગૃતિનાં મહત્ત્વપૂર્ણ સાધનો આવી ગયાં છે. પરંતુ પહેલા સમાચાર પત્ર-માસિક પત્ર પત્રિકાઓ આ ક્ષેત્રમાં મુખ્ય ભાગ ભજવતાં હતાં. આ દૃષ્ટિથી છપાયેલ કાર્ય અને પત્રકારિતાના ક્ષેત્રમાં પાટીદારોને પણ અમૂલ્ય સહયોગ રહ્યો છે. છપાવાના કાર્યમાં બાજીભાઈ અમીચંદ્ર પટેલનું નામ વિશેષ ઉલ્લેખનીય છે. તે અમદાવાદના નિવાસી હતા અને તેમને છાપગર નામથી બધા જ લોકો જાણતા હતા.

આ જ્ઞાતિ માસિક પત્રિકાઓમાં ખેતીનો પ્રચાર અને સુધાર, શિક્ષણનો પ્રચાર, સ્ત્રીશિક્ષણના પ્રચાર પર ભાર મૂકવામાં આવ્યો હતો. તો બીજી બાજુ બાળવિવાહ પ્રેતભોજન (મૃત્યુભોજન), કન્યાવિક્રય અને દહેજ વગેરેનો વિરોધ કરવામાં આવ્યો હતો. આ માસિકોને જનજાગૃતિની સાથે સાથે દેશની સ્વતંત્રતાની લડાઈમાં પણ સારો એવો ફાળો આપ્યો હતો.

જ્યારે દેશમાં રાષ્ટ્રીય આંદોલન શરૂ થયું ત્યારે આ માસિક પત્રિકાઓએ મુખ્ય સમસ્યાઓને લઈને ખૂબ પ્રચાર કર્યો હતો. રાસખેડા, બોરસદ, અડાસ, માણસા, બારડોલી જેવા સત્યાગ્રહોમાં પાટીદાર ખેડૂતો ખૂબ આગળ આવ્યા હતા અને અનેક પુરુષ-સ્ત્રીઓ જેલમાં ગયા હતા. પાટીદાર છાત્રાલયો(આશ્રમ)ના વિદ્યાર્થી અને શિક્ષક ગણ પણ મેદાનમાં આવી ગયા હતા. રાષ્ટ્રીય નેતાઓની તેમજ રાષ્ટ્રીય પ્રવૃત્તિની નાનામાં નાની હકીકત પણ બેધડક આ પત્ર-પત્રિકાઓમાં આપવામાં આવતી હતી. પછી ભલે તે લોકમાન્ય તિલકનો અંગ્રેજોના વિરુદ્ધનો તર્ક-વિતર્ક હોય અથવા વીર સાવરકરનું દુઃસાહસ હોય, ગાંધીજીનું જેલ જવાનું હોય અથવા સરદાર પટેલની લોખંડી દઢતા હોય. આ માસિકોએ કોઈ સંકુચિત વાડાનું અવલંબન કર્યું નથી. પટેલ જ્ઞાતિની સાથે સાથે બીજી જ્ઞાતિના કુરિવાજોનો પણ તેમણે ઉલ્લેખ કર્યો છે.

તારીખ ૨૧-૮-૮૮ના દિવસે ઉમિયા માતાની સંસ્થાના સહયોગથી જાતિ-માસિકોના સંપાદકો અને સહસંપાદકોની એક પરિષદનું આયોજન કરવામાં આવ્યું હતું. ઊંઝામાં થયેલી આ પરિષદમાં ડો. મંગુભાઈ પટેલે પાટીદાર સમાજના માસિકો પર (૧૮૮૩-૧૯૮૦) વિદ્વત્તાપૂર્ણ લેખ પસાર કર્યો હતો. આ માસિકોની સંખ્યા ૪૦થી પણ વધારે હતી. જેમાં મધ્યપ્રદેશનું પાટીદાર લોક, પાટીદાર જાગૃતિ અને ચુનાર (યુ.પી.)ના દીપનારાયણસિંહના પત્ર કૂર્મી હિતૈષીનો ઉલ્લેખ પણ હતો. મધ્યપ્રદેશના હિન્દી માસિકોમાં ગુજરાત વિશે ઘણી બધી જાણકારી આપવામાં આવી છે.

આ માસિકોમાં ભારતભરમાં જે કૂર્મીઓની પ્રવૃત્તિઓ તેમનું સંગઠન અને કૂર્મી સભાઓનું વર્ણન આપેલું છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છે.:

| | |
|---|---|
| 'વિજય' (૧૯૦૨) | : સંપાદક : શ્રી મણિભાઈ પટેલ |
| 'કડવા વિજય' (૧૯૦૭) | : સંપાદક :શ્રી પુરુષોત્તમ પરીખ |
| 'પાટીદાર ઉદય' (૧૯૨૪) (કરાંચી) | : સંપાદક : શ્રી રતનજી પટેલ |
| 'ચેતન' (૧૯૨૪) | : સંપાદક : શ્રી બબાભાઈ પટેલ |
| 'પટેલ' (૧૯૩૭) | : સંપાદક : શ્રી મગનભાઈ પટેલ |
| 'પટેલ બંધુ' (૧૯૦૬) | : સંપાદક : શ્રી કુંવરજી વી. મહેતા |
| 'પાટીદાર' (૧૯૪૦) આણંદ | : સંપાદક : શ્રી નરસિંહભાઈ પટેલ |

આ પાટીદાર જ્ઞાતિના જાણીતા માસિકો છે. આફ્રિકા અને લંડનમાં પણ પાટીદારોએ સંગઠન ઊભું કર્યું હતું અને આ માસિકો નીકળ્યાં હતાં.

ગાંધીજીની આફ્રિકાની લડાઈમાં પાટીદારોએ તન, મન, ધનથી સહયોગ આપ્યો હતો. સમાજના ઉત્થાન માટે દાન એકત્રિત કરવા માટે શ્રી કુંવરજી અને કલ્યાણજી મહેતા તથા જેઠાલાલ સ્વામીનારાયણને આફ્રિકા અને રંગૂનનો પ્રવાસ કર્યો હતો. સુભાષચંદ્ર બોઝ અને આઝાદ હિન્દ ફોજને પણ પાટીદારોએ ખૂબ સહયોગ આપ્યો હતો. ગાંધી આશ્રમ(અમદાવાદ)માં ૪૦ હજારનું દાન સોમચંદ રઘુનાથ પટેલે આપ્યું હતું.

ઉપરના માસિકોમાં મોટા ભાગના લેખ હિન્દીમાં પ્રકાશિત કરવામાં આવતાં હતાં. જેવા કે 'કૂર્મી ક્ષત્રિય મહાસભા' અખિલ ભારતવર્ષીય કૂર્મી ક્ષત્રિય નવમી, દશમી અને અગિયારમી પરિષદ કણબી ક્ષત્રિય મહાસભાના વિચાર, ઉદ્દેશ અને સફળતા, વ્યસનમુક્તિ(તમાકુની મનાઈ), પંચ-પ્રપંચ, સહકારથી કાર્ય કરવાથી મળતી સફળતા, સ્ત્રીઓનું મહત્ત્વ, નિમાડી પાટીદારોમાં ધર્મનો અભાવ, નિમાડી-માળવા પાટીદારોમાં લગ્ન, સ્ત્રીની અવનતિના કારણ અને મૃત્યુનોંધ વગેરે બાબતોની જાણકારી આપવામાં આવતી હતી.

ગુજરાતના જાણીતા આખ્યાનકાર અને સુધારક શ્રી અમરસિંહ દેસાઈ મધ્યપ્રદેશમાં પણ લોકપ્રિય હતા. તેમનું આખ્યાન 'માઘા'ના પિતાનું પ્રેત અને બાળવિવાહ હિન્દીમાં અનુવાદ કરવામાં આવ્યા હતાં. નાયક લોકોની ભવાઈમાં 'ઝંડા ઝૂલણ'નો ખેલ હિન્દીમાં છપાયેલા હતા. હું અહીંયાં મહત્ત્વના સમાચારોની ઝલક આપુ છું.

## નિમાડના સંદર્ભમાં 'કડવા વિજય'માં છપાયેલ સમાચાર

કડવા વિજય, પાટીદાર બંધુ, ચેતન, વિજય વગેરે જ્ઞાતિ સામયિકોમાં બાળલગ્ન, વિધવાવિવાહ, કન્યાવિક્રય, શિક્ષણ, પુર્નવિવાહ, મરણસંબંધી માહિતી વગેરે આપવામાં આવતી હતી અને તે દ્વારા લોકોનું ધ્યાન દોરવામાં આવતું તેમજ સુધારા માટે પ્રેરણા પૂરી પડી રહે તેવી બાબતો પણ છપાતી હતી તેમાંથી અમુક છપાયેલી માહિતી મેં અહીં રજૂ કરી છે.

### નિમાડ કડવા પાટીદારોના રિવાજ

નિમાડ જિલ્લામાં આ જ્ઞાતિનાં ૧૫૦૦ ઘર અને ૫૦ હજારની વસ્તી છે. તેઓ વૈષ્ણવ ધર્મમાં માને છે અને ખેતી કરે છે. તેઓ લગભગ અભણ છે. અહીં એક ટકા શિક્ષિત (ભણેલા) છે, કોઈ છોકરાઓને ભણાવતા નથી. આ લોકો માત્ર કમાવું અને ખાવું આ બે જ કામ જાણે છે. દરેક વખત અગિયાર વર્ષના અંતરે ઊંઝાથી માતાજીના નામે મોકલેલી લગ્ન-પત્રિકા અહીં આવે છે ત્યારે વિવાહ થાય છે. અહીંયાં કુંવારી કન્યાના રૂ. ૩૦૦થી ૪૦૦ નાતરાની કન્યાના રૂ. ૧૫૦૦ સુધી લેવાય છે.

કન્યાવિક્રય થાય છે. વધારે કિંમત હોવાથી ગરીબ લોકોમાં નાતરાં થતાં નથી. આથી તે કુંવારા રહી જાય અને કુંવારા જ મરી જાય છે.

સ્ત્રી જાતિનો પહેરવેશ બહુ જ ખરાબ છે. વહુ અને છોકરી (પુત્રી) બધા કસ્ટા જેવાં કપડાં પહેરે છે, છોકરીના પૈસા લેવા (સાટાપેટા) તે શાસ્ત્રમાં પણ પાપ મનાય છે. એમણે દર વર્ષે લગ્ન કરવા જોઈએ જેથી નાતરાં ઓછાં થશે ઘણા લોકો બે-ત્રણ લગ્ન કરે છે અને ૩-૪ પત્નીઓ રાખે છે. આથી ગરીબ લોકોને કન્યાઓ મળતી નથી. શાસ્ત્રમાં છોકરી (પુત્રી) માટે એક જ વરની આજ્ઞા છે, પરંતુ પુત્રીના પિતા લોભી થઈને ત્રણ-ચાર વર કરાવે છે, કન્યાને વારેઘડીયે નાતરે મોકલે છે, રૂ. ૧૦૦૦થી ૧૨૦૦ સુધી વારંવાર લે છે. આ પાપ માટે તેમને નરકમાં જવું પડશે. નાની ઉંમરનાં બાળકોનાં પણ લગ્ન કરી દે. છોકરી નાની અને છોકરો મોટો આ પણ જુલમની વાત છે. અમે બધા ભાઈઓને વિનંતી કરીએ છીએ કે દર વર્ષે પુત્રની ઉંમર ૧૧ વર્ષ હોય ત્યારે મુહૂર્ત કાઢીને વિવાદ કરવા જોઈએ.[૧૩]

**<u>અખિલ ભારતીય કુરમી ક્ષત્રિયની સભા</u>**

ખબર આપવામાં આવે છે કે અખિલ હિન્દના સમગ્ર કુલમી ક્ષત્રિય એસોસિએશનની વાર્ષિક બેઠક સન ૧૯૧૦, ડિસેમ્બરની તા. ૨૫, ૨૬ અને ૨૭ને દિવસે પ્રદેશમાં પીલીભીત ખાતે લાલા ખૂબચંદ ઑનરેરી મેજિસ્ટ્રેટસાહેબની ઇનામત ગંજ મહોલ્લામાં આવેલી હવેલીમાં મળશે. આ અવસર પર સમગ્ર હિન્દમાંથી કુનબી ભાઈઓ પધારવાની કૃપા કરશે એવી આશા રખાય છે. મધ્ય હિન્દુસ્તાનમાં નાગપુરના જાણીતા બૅરિસ્ટર ઍટ.લૉ.મિ.સી. વિનાયને સભાના પ્રમુખ સ્થાન પર બેસવાની અનુમતિ આપી છે એટલે પ્રમુખ સ્થાન સ્વીકાર્યું છે. આમાં થનાર કાર્યક્રમ આમ રહેશે :

પહેલો દિવસ - પ્રમુખનું ભાષણ

'હિન્દના સહયોગથી કુરમી ક્ષત્રિય પ્રજામાં એક્તા.'

બીજો દિવસ - કૂર્મીઓએ પોતાનું ક્ષત્રિયત્વ જાળવી રાખવું, ક્ષત્રિયત્વ પ્રસ્થાપિત કરવું, ધર્મ અને ફરજ માટે તૈયાર રહેવું.

ત્રીજો દિવસ કૂર્મી ક્ષત્રિયમાં પ્રાથમિક અને વ્યાવહારિક શિક્ષણનો પ્રચાર અને સાધન.[૧૪]

ઉપર પ્રમાણે કાર્યક્રમ સાથે જાહેરખબર આપવામાં આવી હતી.

**<u>નિમાડી માલવીય કુલમીઓ ધ્યાન આપો. :</u>**

પ્રિય ભાઈઓ ! આફત સમયમાં જ્ઞાતિ, પાછલી પહોરના સમયમાં જ્ઞાતિ, વિવાહ સંબંધમાં જ્ઞાતિ, જન્મમરણમાં જ્ઞાતિ વધારે શું ગણાવીએ, દરેક કામ, જ્ઞાતિના સાથ વગર બને તે શોભાયુક્ત થતું નથી. કેટલાંય કામ તો એવાં છે, જે જ્ઞાતિ વગર પળમાત્ર પણ ચાલી શક્તાં નથી.

તમે બધાં તમારી જ્ઞાતિ ભાઈઓને ભૂલી ગયા છો. તમે માત્ર અહીંયાં જેટલા કુલમી રહે છે તેમને જ પોતાની સમગ્ર જ્ઞાતિ સમજો છો અને જયાંથી તમારી ઉત્પત્તિ થઈ છે, તે દેશને અને તે જ્ઞાતિ ભાઈઓને કંઈ પણ સમજતા નથી એટલે સુધી કે તેમની સાથે કંઈ વ્યવહાર કરવા સુધીની તમે ઘૃણા કરો છો. આ અજ્ઞાનતા છે, આજે તમે લોકો માળવા અને નિમાડમાં સારી રીતે રહો છો. પરંતુ તમારું અને તમારા પૂર્વજોનું તે ગુજરાત ઉદ્‌ગમ સ્થાન છે. આટલું બધું જાણતા હોવા છતાં તમે ગુજરાતી ભાઈઓને અને ગુજરાત દેશને ભૂલી ગયા છો. અહીંયાં માળવામાં શું થાય છે ? ત્યાં ગુજરાતમાં તે લોકો શું કરે છે ? તમને તેની અને તેમને તમારી કંઈ જ ખબર પણ નથી. તે મોટા અફસોસની વાત છે.

આજકાલ જમાનો સુધારાનો આવી ગયો છે. બધી જ જ્ઞાતિઓ સુધારાનો પોકાર મચાવે છે. ગુજરાતમાં કડવા જ્ઞાતિએ કંઈ થોડી ઉન્નતિ કરી નથી. હજારો પાટીદાર ઉચ્ચ શિક્ષણ લઈને મોટાં મોટાં સ્થાન પર બેઠેલા છે. કેટલાક વ્યાપારમાં ઘણા હોશિયાર સફળ થઈ રહ્યા છે. કેટલાક પશ્ચિમી રીતો વડે ખેતીમાં સુધારા કરવામાં તેમજ જરૂરિયાત પૂરી કરવામાં લાગ્યા છે, તેમનો ખ્યાલ એ જ છે કે મુખ્ય ધંધો અમારા ભાઈઓનો વધુમાં વધુ ખેતીનો છે. તેની સુધારણા કેવી હોય ? થોડી જમીનમાં વધારે પાક કેવી રીતે ઊપજે ? થોડી મહેનતમાં ઘણી લાંબી જમીનમાં પિયત કેવી રીતે પૂરું પાડી શકાય ? પાકને અનાયાસે કુદરતી આપત્તિઓમાંથી બચાવવાનો શો ઉપાય છે ? ખેતીની વધારે નજીકનો સંબંધ ઢોર સાથે છે. તે ક્યા ક્યા ઉપાયોથી સુરક્ષિત, નીરોગી રહી શકે ? વગેરે વગેરે અનેક ઉપયોગી વિષયોમાં ગુજરાતી પાટીદાર ભાઈઓ કટિબદ્ધ થઈ રહ્યા છે.

હજારો પાટીદાર ભાઈઓ વિદ્યાર્થીઓને ભણાવવાની સગવડ પૂરી પાડવા માટે છાત્રાલયો સ્થાપવા અને તેમનો ખાવાપીવાનો બંદોબસ્ત કરી રહ્યા છે. કેટલાક ભાઈઓ દર વર્ષે દેશ દેશથી પોતાના કડવા પાટીદાર ભાઈઓને ભેગા કરી મોટી સભાઓ ભરે છે. તેમાં આવા ઉપયોગી ઠરાવો પસાર કરે છે, જે પાટીદાર માત્રને ફાયદાકારક હોય છે.

શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સભા, દર વર્ષે ગરીબ કુલમીઓની, ધનિક ખેડૂતોની, નાના-મોટાની, સ્ત્રી-પુરુષોની, બધી જ જ્ઞાતિની ભલાઈ વિચારે છે. જ્ઞાતિનાં છાત્રાલયો ભારે ખર્ચે બંધાવે છે અને આમાં પણ વધારે ઉપકાર એ કરી રહ્યા છે કે જે લોકો સભામાં મેળાવડામાં હાજર નથી રહી શક્તા. કોઈ કારણોથી જ્ઞાતિબંધુ ગુજરાતના નિયમિત સ્થળે સદા હાજર થઈને જ્ઞાતિ ભાઈઓમાં જ્ઞાતિના ઉપકારમાં જ્ઞાતિની શુભ પંચાયતોમાં ભાગ લઈ શક્તા નથી, તેમને માટે ખાસ સભા દર મહિને 'કડવા વિજય' નામનું માસિક પત્ર પ્રસિદ્ધ કરે છે. જેથી દેશ-વિદેશમાં, જિલ્લે જિલ્લામાં, ગામે ગામમાં અને પાટીદારના ઘેર ઘેર, સભા-સોસાયટીઓના સુવિચાર ઘેર બેઠાં, સાંભળવા, સમજવા અને તેમની વાતોથી જાણકાર રહેવાનું દરેક જ્ઞાતિ ભાઈઓને સુઅવસર પ્રાપ્ત થઈ શકે છે, તે શિક્ષિત

પોતાના ભાઈઓના શિક્ષણ અનુસાર લોકો પણ પોતાના ગામના જ્ઞાતિ ભાઈઓને કુટુંબીઓને અને પોતાનાં સંતાનોને સારા કામમાં પ્રવૃત્ત થવાની કોશિશ કરી શકે છે.

આવી આપણી જ્ઞાતિમાત્રને ઉપયોગી થનાર સભાઓમાં કડવા પાટીદાર ભાઈઓ હજારો રૂપિયા દાનમાં આપે છે, જ્ઞાતિનું હિત અને ધનનો સદ્‌ઉપયોગ કરીને દેશમાં અવિચળ કીર્તિ પ્રાપ્ત કરી રહ્યા છે. ગુજરાતમાં સાધારણ લોકો જે વધારે ધન આપી શકે તેમ નથી એવા મહાનુભાવ જ્ઞાતિના પ્રેમી ગરીબ ખેડૂત પણ માત્ર એક એક રૂપિયો દર વર્ષે સભામાં દાન આપી પોતાનું નામ લખાવી દે છે. જેથી તેમને ઘેર બેઠા સભા દરેક કામમાં નિમંત્રિત કરે છે, સભામાં જવાથી સમાન દૃષ્ટિથી માન આપે છે અથવા કોઈ કારણસર ન જઈ શકાય તો સભામાં શું શું કામ થયું તે તેમના ઘેર બેઠા વિગતવાર હકીકત છાપેલા કાગળો દ્વારા પહોંચાડે છે.

નિમાડ માળવામાં પણ સાધારણ સ્થિતિના સારા ખેડૂત ગૃહસ્થો રહે છે, પંરતુ કેવળ હળની અણીથી ખેતી કરવાનું જાણે છે, નવા સુધારા ઉપર, જ્ઞાતિની અધમ દશા પર, બાળકોની કેળવણીના વિકાસમાં કોઈ જ વિચાર કરતા નથી. નિમાડ છોડીને માળવા અને માળવા છોડીને નિમાડની હદમાં જવાનું પસંદ કરતા નથી. દસ-પાંચ ગાઉથી છોકરી પરણી લાવ્યા ને આપી, તો બહુ મોટો ગઢ જીત્યો હોય તેમ માને છે. નકામી પંચાયતોમાં વર્ષનો ચોથો ભાગ ગુમાવે છે. લાભ કે નુકસાનનો પોતાનાં સંતાનને માટે કશો વિચાર કરતા નથી, કોઈ જ્ઞાતિની કામગીરી અંગેની સભા, સોસાયટીની કાગળપત્રની, ઉપયોગી સલાહની પરવા કરતા નથી.

ભાઈઓ ! જાણે કંજૂસ ભાઈની ગાંઠેથી સમયની હેરફેરથી ખોટાં કામોમાં પણ હજારો રૂપિયા ખર્ચ થઈ જાય છે, ત્યારે જ્ઞાતિના, પોતાના કુટુંબના, પોતાના સંતાનના હિતનો વિચાર કરીને, માત્ર સવા રૂપિયો ખર્ચ કરીને ફક્ત એક વર્ષ માટે 'કડવા વિજય' માસિકના ગ્રાહક થઈ જવું મુશ્કેલ શા માટે છે ? આમાં કોઈ આનાકાની ના કરશો. એક વર્ષમાં જ તમે પોતે તેની ઉપયોગિતા સમજવા લાગશો. આજે જ એક પત્ર તમે લખીને મોકલો અને પોતાના સગાંસંબંધી, જ્ઞાતિના ભાઈઓ પાસે પણ પત્ર લખાવજો. ભાઈઓ, બીજાં નકામાં કામોની માફક તેને ભૂલી ન જશો. આ ઉપરના લખાણ દ્વારા નિમાડી અને માળવાના ભાઈઓને ગુજરાતના પાટીદાર ભાઈઓની જેમ સજાગ અને જાગૃત થઈ સુધારો લાવવા માટે પ્રયત્ન કરો તેવું બતાવવામાં આવ્યું છે.[૧૫]

<u>બાળલગ્નની જ્વાળા</u>

હજારો જગ્યાએ આ હત્યારા બાળ લગ્નના રિવાજે પાયમાલી કરી છે અને કરી રહ્યો છે. તો પણ ફૂટેલા હૃદયના આપણે નાદાન પાટીદાર આ રિવાજને અપનાવીએ છીએ તથા તન-મન-ધનથી પાયમાલ થઈ રહ્યા છીએ. તા. ૫-૧-૧૯૧૬ની રાત્રે નિમાડ જિલ્લાના કસરાવદ ગામમાં એક

હૃદયદ્રાવક રોમાંચક ઘટના ઘટી. એક બાળ વિવાહિત ૧૪ વર્ષની કન્યા પતિના ઘેર ગઈ. ત્યાં પતિ ઉદ્ધત બનીને તેને માર મારતો અને તેનું નાક કાપવાની ધમકી આપતો. આ બીકથી કન્યા પોતાનાં માતાપિતાને ઘેર પાછી આવી, પિતાએ છોકરીને જમાઈ કોઈ દુ:ખ ન આપે તેના માટે પંચોને કેટલીય વાર વિનંતી કરી. જમાઈ ઉદ્ધત હોવાથી તેની વિરુદ્ધમાં જામીન આપવા માટે કોઈ તૈયાર થયું નહીં.

તા. ૫-૧-૧૯૧૬ના રોજ પિતાના ખેતરથી કન્યા આવી રહી હતી ત્યારે તેનો પતિ રસ્તામાંથી જ તેને જબરજસ્તીથી પોતાના ઘેર ઉઠાવી લઈ ગયો અને ઘરમાં લાવીને પૂરી દીધી. રાત્રે તેનું નાક અને કાન મૂળમાંથી જ કાપી નાખ્યા. પછીથી પતિની પોલીસે ધરપકડ કરી. પછી શું થયું તેની ખબર પડી નથી. બાળલગ્નના રિવાજથી સમાજમાં જે અનિષ્ટો પેદા થાય છે તે ઉપરના લખાણ દ્વારા પ્રજાને જણાવવામાં આવ્યું છે. [૧૬]

**આકસ્મિક દુ:ખદ અવસાન**

કુવાં ગામના ઇતિહાસ પ્રસિદ્ધ પટેલ અમરાજી મુકાતીના ૩૮ વર્ષના યુવાન પુત્ર હીરાલાલજીના સ્વર્ગવાસની દિલગીરી સાથે અમે નોંધ લઈએ છીએ. પોતે ધનવાન હોવા છતાં વ્યવહારકુશળ, પરોપકારી અને મિલનસાર તથા સાદા હતા. તેમના દ્વારા જ્ઞાતિમાં જલ્દી સુધારા થવાની અમારી આશા નિરાશામાં ફેરવાઈ ગઈ છે. તેઓ પોતાની પાછળ વૃદ્ધ માતા અને સંતાન વગરની બે સ્ત્રીઓને ત્યજીને સ્વર્ગવાસી થયા છે, દયાળુ પ્રભુ , તે સ્વર્ગસ્થ ભાઈના આત્માને શાંતિ આપો અને તેમના કુટુંબ અને મિત્રવર્ગને તેમના તત્કાળ આકસ્મિક સ્વર્ગવાસથી આવી પડેલી આફત સહન કરવા જ્ઞાન-શક્તિ આપો.

બાળસમુદ્ર ગામના નવયુવાન ભાઈ વિશ્રામજી ૧૬ વર્ષની આશાભરી, ઉંમરમાં પોતાની માતા તથા નવપરિણીત સ્ત્રીને ત્યજીને સ્વર્ગવાસી થયા છે. તેમના આવા અકાળે થયેલા મૃત્યુથી અમે ઘણા દુ:ખી છીએ. તેમના આત્માને પ્રભુ શાંતિ આપો અને તેમની માતા તથા યુવાન વિધવાને દુ:ખ સહન કરવા બધી રીતે જ્ઞાન આપો એવી પ્રભુને અમારી નમ્ર પ્રાર્થના છે.[૧૭] જ્ઞાતિમાં સુધારો કરવા માટે સાથ-સહકાર આપનાર વ્યક્તિ કે તેના કુટુંબીજનોના મૃત્યુની નોંધ પણ જ્ઞાતિ-મુખપત્રમાં આપવામાં આવતી હતી તે આ પરથી ફલિત થાય છે.

**કન્યાવિક્રય:**

નિમાડમાં નાતરાનાં લગ્ન સમયે કન્યાવિક્રય સખત ચાલે છે. દેવ પોઢી એકાદશી પહેલાં ઉતાવળથી વિધવાનાં માતા પિતા સંબંધ કરીને દામ લેવા દોડાદોડી કરે છે. બિચારાં પરણનાર આવા પ્રસંગે ઘણા જ અશાંત બને છે. કેમ કે કેટલાય તો, દેવું કરી નાતરાનું લગ્ન કરે છે અને પાછળથી દાગીના વગેરેમાં પણ ખર્ચ થાય છે. (બે હજાર સુધીનાં ઘરેણાંની પણ કબૂલાત થાય છે.) કન્યાવિક્રયથી

દેખીતો મોટો જુલમ અને કન્યાઓનું જાહેરમાં વેચાણ જેવું થાય છે. પ્રભુ ! માળવાના પાટીદારોને સદ્‌બુદ્ધિ આપો અને તેમનાં અજ્ઞાન દૂર કરો એવી અમો રંક કણબીની પ્રાર્થના છે.[૧૮]

પાટીદાર જ્ઞાતિના 'કડવા વિજય' મુખપત્રના સંપાદક શ્રી પુરુષોત્તમ લલ્લુભાઈના અવસાન પર શોકપ્રગટ કરતી ગઝલ 'કડવા વિજય'માં આપવામાં આવી હતી જે નીચે આપેલ છે.

तंत्री श्रीयुत् पुरुषोत्तम लल्लुभाई की मृत्यु पर शोक

कडवा विजय विरमगांव (गुजरात) की गजल

गजल

पुरषार्थि बन्धु पुरुषोत्तम, बी जला गये है।
गुजरात कडवा समाज सूनी, करके रुला गये है ॥१॥
हा ! फट रहा कलेजा, धीरज को कैसे धारे ॥
दुःख दर्द के गठे मे, हमको गिरा गये है ॥२॥
सोई पडी थी जाति, गफलत की नींद में सब ॥
उसको जगा के बन्धु, कहां को चले गये है ॥३॥
गुजरात में था बोया, जात्योन्नति का तरुवर ॥
मालव निमाड में फल, उसका चखा गये है ॥४॥
सामर्थ्य थी ये किसकी, हलचल मचावे ईतनी ॥
कडवा सभा बना के, अमृत पिला गये है ॥५॥
इच्छा जो आपको थी, कीने न दी प्रभु ने ॥
अध बीच डाल नैया, गोते खिला गये है॥६॥
निज स्वार्थ छोड करके, तन मन से कीन्ही सेवा ॥
हमको आभारी करके, ऋणी बन गये है ॥७॥
उपकार इनके शंकर, हम कैसे भुल जावें ॥
जो जाति के लिये निज, तन मन जला गये है ॥८॥ [१९]

'પાટીદાર' માસિક મુખપત્રમાં મુંબઈમાં સમગ્ર પાટીદાર જ્ઞાતિની મહાસભા યોજવાની હતી તેની જાહેરખબર આપવામાં આવી હતી અને તેમાં નિમાડ-માળવાના ભાઈઓને પધારવા માટે આમંત્રણ આપતી જાહેરાત હતી જે નીચે મેં દર્શાવી છે.

१८३

## निमाडी मालविय भाईयों को आमंत्रण

(समस्त जाति की महासभा मुंबई- डिसेम्बर ता. २८-२९-३०)

हमारे निमाड मालवे के कडवा कुलमी पाटीदार बंधुओको विज्ञप्ति कि अपने ओर कच्छ भाईयों की आने जाने की दुरस्ती के लिए अपनी समस्त क. पा. जाति की महासभा श्री कडवा पाटीदार शु. समाज का आठवा महोत्सव मुंबई मुकर्रर किया है। समय बहोत थोडा है, मार्गशीर्ष कृष्ण पक्षकी १०-११-१२ शनी, रवि, सोम के तीन दिन बेठक रहेगी, इसलिए आपकी आनेकी खबर जल्दी भेंजे। आपका पधारना बहोत जरुरी ओर आनंददायक वनेगा। जातिहित वोही अपना हित, शक्ति ओर ऐक्य है। आपस आपस के विचारो की आप से करने से अपना हित और उन्नति के कारण जो कुछ जरुरी है समज मे आता है अपने विद्वान और धनवान भाईयों अपनी स्थिति समझ के योग्य मार्ग में प्रवृत्ति कर सकते हैं। सृष्टि की सर्व प्रजा का प्रारब्ध आजकल बहोतसा वेगसे नये बनाये जाते है। इस काल में वैसा कोन है जो अपना हित का विचार न कर सकें ? यह बात बहोत मननीय और विचारयुक्त है आप सोच लेवें।

मुंबई को अपना जाना बहोत बहोत सफल होवेंगा। अपने मार्ग में नाशिकजी और त्रिंबकेश्वर-गोदावरीजी की बडी यात्रा है और कहते हैं कि मुंबई जैसी नगरी नहीं देखी दनका जन्म अफल है। यह बात भी सफल होगी अवल तरह की हरेक कारीगरी, नमूनै, प्रसिद्ध जगाएं, दरीआ, जहाज ओर कारखाने देखने का लाभ जाति सेवा के साथ साथे मिल जायेगा। जाति सेवा इसलिये कही जाती है कि मुंबई की इस महासभा में समस्त जाति के बंधु पधारेंगे, अपने विस्तारो के मानते शाखा परशाखा खोली जायेगी, कार्यवाही और वाहक मुकर्रर किये जायेगे। देशी और विदेशी सरकारें के पास अपनी जरुरियात पेश करके समस्त जाति का हित करने को शिश जोर शोर से की जायेगी। आशा है कि जो जातियां अपने पीछे चलनेवाली अपना पकाया खानेवाली है उनमे भी नीचे दरज्जे के हो जाने सरीखा यह जमाना है। वो समय के सब भाईओ अपनी स्थिति के सुदार के लिए पधारेंगे और अपनी उन्नति का प्रबंध करने में अपना ज्ञान शक्ति का दान जाति के कारण अवश्य ही करेंगे।

. सभा में आने जाने की और सब प्रकारकी खबर निम्न् लिखीत पता से मिल जायेगी। अगाऊसे सूचना न कर सकें और मुंबई को सिधे आनेवाले भाईयों अपनी सुंद्रेल सभाकी बैठकके सभापतिजीके निम्न लिखित स्थान पर आवें.

सूचना - बहोतसी मोंघवारी और भारी खर्चा पर भी सिरस्ते मुजब सरभरा- मेम्बर फी के रु. ३ बिछाना और जलपात्र साथ रखे.[२०]

'કડવા વિજય' જ્ઞાતિ મુખપત્રમાં સ્ત્રીની અધોગતિના કારણો નીચે આપેલ લેખમાં બતાવવામાં આવ્યા છે.

**સ્ત્રીની અધોગતિનું કારણ :**

પ્રિય માતાઓ ! વર્તમાન સમયમાં આપણી સ્ત્રી જાતિની ઘણી જ દુર્દશા થઈ ગઈ છે. આનું સૌથી પહેલું કારણ તો શિક્ષણનો અભાવ છે. ભોજન કરવું, વસ્ત્રો પહેરવાં વગેરે સિવાય બીજું કંઈ જ જાણતી નથી. આપણે આપણાં કર્તવ્યોને બિલકુલ ભૂલી ગયા છીએ, આપણે ક્યારેય આપણી દુર્દશા ઉપર વિચાર કરતા નથી અને આ જ કારણ છે કે પુરુષ જાતિ  સ્ત્રી જાતિ ઉપર મનમાન્યો અત્યાચાર કરી રહી છે. અમારા બધા અધિકાર છીનવી લીધા અને અમને પગના જૂતા બરાબર સમજવા લાગ્યા. પશુ-પક્ષીઓનો અમારાથી કેટલોય વધારે સત્કાર કરાય છે. પોપટ પાંજરામાંથી ઊડી જાય તો કેટલોય મોટો સંતાપ કરાય છે પરંતુ આપણા મરવાથી એવું કહેવાય કે 'જીવશે પુરુષો તો બાંધશે ઘર'. આ તો પાછળની વાતો છે, પરંતુ કેટલીક જગ્યાએ રોગિષ્ઠ સ્ત્રીઓને આ વાક્ય સાંભળી પરમધામ જવું પડે છે કે ''મરતી પણ નથી, પાપ છૂટે, અમે તો બીજી લઈ આવીશું!"

બહેનો ! પાળેલા કૂતરા, બિલાડી અને ગાય-ભેંસ જેટલું પણ આપણું માન નથી. બીજી જ્ઞાતિઓ તો રહેવા દો પરંતુ આપણી કડવા જ્ઞાતિએ જ અમારી કિંમત હજાર અથવા બે હજાર રૂપિયા એક ઘોડીના બરોબર ગણી લીધા છે, ત્યારે અમારા માટે કોણ રુદન કરે ! આપણે પણ તે ભેંસ, બકરી, ઘોડી અથવા કૂતરીઓ સમાન પોતાના રંગરૂપના માનથી વધારે અથવા ઓછી કિંમતમાં વેચવામાં આવે છે ત્યારે આપણાં માન શું ? જ્યારે અમારા સમાન એક પણ પુરુષનો આટલો અનાદર કરાય, તો અમને વધારે ખરાબ ન લાગત. માત્ર અમારા જ માટે આટલો અનાદર સહન થતો નથી પરંતુ શું કરીએ ! અમને પણ પુરુષોની જેમ પોતાનાં કર્તવ્યનું પાલન કરવામાં સ્વતંત્રતા હોત તો અમને પોતાના દુઃખો તથા થયેલ અત્યાચારોનું પોતે જ નિવારણ કરી શકત. એ વિચારવાનું છે કે મનુ ભગવાન સ્ત્રી જાતિ માટે શું કહે છે, જ્યાં સ્ત્રીઓનું પૂજન થાય છે ત્યાં દેવતાઓ ખુશ થાય છે. એટલે કે જ્યાં સ્ત્રીઓનો આદર નથી થતો ત્યાં બધાં જ કાર્ય નિષ્ફળ જાય છે. સ્ત્રી જાતિ માટે ઋષિ મહામુનિઓની પણ આમાં સંમતિ છે, તેની આજે આ દુર્દશા થઈ રહી છે, જેવી રીતે કોઈ પહાડી ટોચ ઉપર હંમેશાં ઘર બનાવીને રહે છે. જ્યારે તેમનાં બધાં અસ્ત્ર-શસ્ત્ર છીનવીને તેમને એક કૂવામાં નાખી દેવામાં આવે તો તેમની શું દશા થશે બસ, એવી રીતે સ્ત્રી જાતિની દશા થઈ રહી છે, આ કારણે તમને સૌને પ્રાર્થના છે કે તમે આ સુવિધા અને અન્યાયરૂપી કૂવામાંથી નીકળવાનો પ્રયત્ન કરો, કારણકે  જ્યારે કોઈ આ રીતે ઊંડા કૂવામાં પડી જાય છે ત્યારે તે માણસને બીજા માણસ તેમાંથી દોરડા વડે બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે, પરંતુ યાદ રાખવાની યોગ્ય વાત છે કે જ્યાં સુધી કૂવામાં પડેલો માણસ પોતે એવી ઇચ્છા ન કરે મારે બહાર નીકળવું છે ત્યાં સુધી કાઢવાવાળાના બધા પ્રયત્ન નિષ્ફળ જાય છે. આવી જ રીતે જ્યાં  સુધી સ્ત્રી જાતિ પોતે આ અજ્ઞાનતા રૂપી કૂવામાંથી બહાર નીકળવા અને પુરુષ જાતિના ઘોર અત્યાચારથી

બચવાનો પ્રયત્ન નહીં કરે, હાથ પગ નહીં હલાવે ત્યાં સુધી કોઈ સફળતા પ્રાપ્ત થઈ શક્તી નથી.

બહેનો ! પુરુષ શું જાણે કે તમારે વહુ તરીકેની અવસ્થામાં શું દુઃખ સહન કરવું પડે છે. પુરુષ તમારો વિયોગ, અપંગુતા, અજ્ઞાનીપણું નાનો અથવા મેળ વગરનો પતિરાજ મળી જતાં થનારા હજાર હજાર વજાઘાત થવા જેવા સમાન દુઃખોને કેવી રીતે જાણે, કદાચ કોઈ વિરલ પુરુષે તમારા દુઃખને જાણ્યું પણ, તેમને તમારા માટે પ્રયત્ન કરવાની શું ગરજ છે ?

દેવીઓ ! જ્યારે નવી વહુની અવસ્થામાં, સાસુના સામ્રાજ્ય નીચે ખૂબ ડરીને કામ કરવાથી પણ સાસુના મુખમાંથી તમારા માટે જે મુશ્કેલ સમસ્યાઓ ઘરમાં ઊભી થાય છે, તે સમયના ઝઘડા વચ્ચે તમે ખૂબ ડૂબકીઓ મારીને કારાવાસનો પૂરો અનુભવ કરો છો. તમે જ નણંદ, જેઠાણી અને દેરાણી વચ્ચે કઠોર વચનો ને પોતાના હૃદયમાં સ્થાન આપી સુખદુઃખનો અનુભવ કર્યો છે. આટલું થવા છતાં પણ તમારા પતિદેવ તમારા જેવી પ્રકૃતિવાળા ન હોવાથી રોજ નવા ડંડાનો સ્વાદ ચખાડે છે. પતિરાજ કોઈ કારણથી ખરાબ માર્ગે ચડ્યા હોય તો પોતાના ઘરમાં મનને મનાવીને શાંતિરૂપી ચાદર ઓઢીને મહાવ્રતધારી તપસ્વીનું કામ તમે કર્યું છે, જો પતિરાજ તમારે યુવાન અવસ્થામાં બાળ લીલાવાળા માત્ર રમકડું જ સમજતા હતા, તો તે સમયે તમે વિયોગે સારસ જેવા દુઃખનો અનુભવ કર્યો. તે સમયે તમને ગમે તે મળી જાય શાંતિનો અનુભવ ધારણ કરી, મનને મનાવી, કામવાસનાને વશમાં રાખીને, કૂતરાની જેમ મહાયોગી જેવા વ્રતનું પાલન કરીને, જે બધું સંસારમાં દુઃખ છે, તે બધાં દુઃખો સહન કર્યાં છે. જુઓ, હવે તમારી સામે આજની કુમારિકાઓને પણ વારંવાર આ દુઃખ થઈ રહ્યું છે, અને જ્યાં સુધી તમે અનુભવપ્રાપ્ત દુઃખોથી સ્ત્રી જાત બાલિકાઓને દુઃખથી બચાવવાનો પ્રયત્ન નથી કરી શક્તી તો પુરુષ લોકો તમને આ મહાજ્વાળારૂપી અગ્નિમાંથી ઉગારવાના પ્રયત્ન કરી શક્તા નથી.

બહેનો ! આ પ્રમાણે પગની જૂતી બનેલી સ્ત્રી જાતિની ઉન્નતિ અસંભવ છે, કારણ કે જે જાતિ પોતાની સ્વતંત્રતાને ખોઈને બીજી જાતિને પોતાના ઉપર પ્રસન્નતાપૂર્વક અત્યાચાર કરતાં જોઈ પણ સંતોષ માને છે, પોતાના ઈશ્વરદત્ત અધિકારોની કોઈ પરવાહ કરતાં નથી, પગની નીચે કચડી નાખવા છતાં પણ પોકારી ઊઠતી નથી તે ક્યારેય સુખસંતોષ મેળવી શક્તાં નથી, તે જાતિ સરાસર નિર્બળ છે, પોતાના પગ ઉપર કુહાડી મારી રહ્યા છે, અને તમે જ પોતાના નાશનું કારણ છો. આપણા જ્ઞાની ઋષિમુનિ શાસનકારો સ્ત્રીપુરુષોને સમાન રૂપે ગણીને એક શરીર માન્યું છે. જેનો એક ભાગ સ્ત્રી અને બીજો ભાગ પુરુષ છે અને આનાથી સ્ત્રીને અર્ધાંગિની કહી છે. પુરુષ સ્ત્રી વિનાનો છે તેને અપૂર્ણ કહ્યો છે, તે ધાર્મિક કાર્ય અગ્નિહોત્રાદિ એકલા કરી શક્તો નથી, રામાયણ વાંચવા સાંભળવાવાળાં બહેનો આ વાતને અવશ્ય જાણે છે કે શ્રી રામચંદ્રજીને અશ્વમેધ યજ્ઞમાં ત્યાગી સીતાને બોલાવવાં પડ્યાં હતાં. આ જાણતી હોવા છતાં પણ સ્ત્રી જાતિને પગની જૂતી થઈ રહેવું જોઈએ? બહેનો વિચારો ક્યાં અર્ધાંગિની

શબ્દ અને ક્યાં જૂતી !

પ્રિય માતાઓ ! વર્તમાન સમયમાં સ્ત્રી જાતિ ઉપર ઘોર અત્યાચાર થઈ રહ્યો છે, તેના ગળા ઉપર છરો ચલાવાય છે. જે પુત્રીઓને તમે નવ મહિના ગર્ભમાં રાખી, જન્મ આપતી વખતે મૃત્યુનો સામનો કર્યો અને પાલન કરતાં કરતાં બહુ જ કષ્ટ સહન કરવા પડ્યાં અને હજુ પણ જેનુ પ્રાણોની જેમ જતન કરો છો, તે જ લાડલી પુત્રીઓને કજોડાવાળા, મનમેળ વિનાના પતિ સાથે પરણાવવાથી બિલકુલ નાદાન અવસ્થામાં સંબંધ કરવા, શીતળા, અછબડા અને બીજી બાળપણમાં થનાર બીમારીમાં આંધળો, લૂલો, કાણો પતિ મળવાથી જે કોઈ દુઃખ તમારે યુવાવસ્થાથી ઘડપણ સુધી ભોગવવાં પડ્યા હતાં, તેમાંથી તમારી વહાલી પુત્રીઓને ભોગવવાં નહીં પડે? સગાઈ કરતી વખતે તમારો પ્રેમ દૂર થઈ જાય છે કે પુત્રી બ્રહ્મચારિણી યુવાવસ્થાને પ્રાપ્ત થાય છે, અને તેનો પતિ ઊંટના ગળામાં બિલાડી બાંધી હોય તેવું જગતને દેખાય છે, અથવા તો કંકાસમય જીવન તે જ ઘરમાં પૂરું પાડવું પડે છે, અથવા છુટકારો કરતાં અથવા કરાવવાનાં નીચ કામ કરીને, બધાં શાસ્ત્રોને ચૂલામાં નાખીને દુનિયાથી હલકાં કામ પોતાની પુત્રીઓને તમે જાતે જ કરાવો છો, ધારો કે આવું ન થયું, અને કુટુંબની આબરૂ અંદરથી દાબી રાખો તો તે જ તમારી વહાલી પુત્રીઓ આપઘાત કરીને મરી જાય છે. બહેનો! એક બ્રહ્મચારિણીના વિવાહ બ્રહ્મચારી સાથે જ થઈ શકે છે, અને તે જ થવામાં ન્યાય અને ધર્મ રહેલો છે. તમે વિચાર વગર સમજ્યા વગર નાનામાં નાનાં બાળકો સાથે મેળ વગરની જોડી મેળવી દો છો, તે બહુ અનર્થ અને અન્યાયનું મૂળ છે. બિલકુલ શાસ્ત્ર વિરુદ્ધ છે, વિવાહ સમયે વરકન્યાના વચ્ચે જે પ્રતિજ્ઞાઓ લેવાય છે તે વિચારવા યોગ્ય છે. તમારા આવા કૃત્યથી સુકુમારી કન્યાઓ બહુ જ દુઃખી થાય છે, તે સમયે તે તેના સાચા હૃદયથી જે શ્રાપ આપે છે, તેના શ્રાપથી તમને અવશ્ય પરમાત્મા દંડ દેશે, કારણ કે તે અજ્ઞાન છોકરીઓ શું જાણે ? તમારી આંખોની સામે દુઃખ જ દુઃખ આ મેળ વગરના વિવાહના કારણે તમે વરસતાં જોયાં છે. છતાં તમારી પ્રિય સુકુમારીઓને તે ખાડામાં નાખવા, અજ્ઞાની બિનઅનુભવી પુરુષોની સાથે તમે પણ ખુશીથી સાથ આપો છો, અહીંયાં રોજના આ અત્યાચારથી આપણી કોમળ હૃદયની કન્યાઓનાં હૃદય ચૂર ચૂર થઈ રહ્યાં છે. આનંદમય જીવન દુઃખી દુઃખી બની ગયું છે, પરંતુ અભાગણી સ્ત્રી જાતિ કરવટ પણ લેતી નથી, શું આ દુઃખની વાત નથી ?

પ્રિય માતાઓ! જાગો, હવે સૂવામાં બહુ જ સમય વીતી ગયો, માનમર્યાદા બધું જ લૂંટાઈ ગયું. જે થયું તે થઈ ગયું. પરંતુ હવે આંખો ઉઘાડીને જુઓ, કે સંસારમાં શું થઈ રહ્યું છે ? પોતાનાં ભાવિ સંતાનો માટે સુધારો કરો, સમજદાર સ્ત્રીને મરેલા પુરુષ અથવા બિલકુલ નાસમજ, નાદાન અને કદરૂપા યુવાન સાથે સંબંધ કરવાનું કહેવામાં આવે તો તે ક્યારેય ખુશ થશે નહિ, તો તમે વિચાર કરો કે તે પ્રકારે તેના બાળપણમાં આપણા મનને સમજવા સારા સાધન-સંપન્ન અથવા ધનવાન સસરા

અથવા એક-બે દિવસ અથવા એક-બે મહિના મોટી ઉંમરના છોકરા સાથે તેનો સંબંધ કરી, તેનો આખો જન્મ ભ્રષ્ટ કરી નાખવો શું તેના પર અન્યાય કરવા જેવું નથી ! ક્યાં સુધી ધીરજ રખાય? કન્યાઓની અજ્ઞાન દશામાં તેને તમે પતિ શોધી દો છો, આટલું જ નહિ પરંતુ વિધવા બને ત્યારે પણ તેમને યોગ્ય પતિ તમે નથી મેળવી આપતા. રૂપિયાની લાલચમાં આવીને સુકુમારીઓને આંધળા ઊંડા કૂવામાં નાખી દો છો. ધારો કે નાનો અથવા કદરૂપો છોકરો મળે અને તેમને પૈસા લેવાની ઇચ્છા ન થઈ તો મોટા ધનવાન, વૃદ્ધના ગળામાં પોતાની કોમળ પુત્રીને તેના ગળે બાંધી દો છો, ત્યાં પણ તેને દુઃખનો સામનો કરવો પડે છે. ઊઠો, બધાં મળીને કમર કસો. હવે આળસમાં પડી રહેવાનો સમય નથી, આ દુષ્ટ રિવાજને મૂળથી કાઢવાનો પ્રયત્ન કરો, તમને પુત્રીઓ ઉપર સાચો પ્રેમ હોય તો તમે તમારા મનમાં દૃઢ સંકલ્પ કરી લો કે કન્યા પાંચ વર્ષની થયા વિના અને તેથી આઠ વર્ષ મોટો છોકરો જોયા વગર સંબંધ કરશો નહિ, કારણ કે આ અણમોલ વિવાહે દામ્પત્ય પ્રેમના મૂળને ખોખલું બનાવી દીધું છે, સંસારમાં અધર્મનું રાજ્ય ફેલાવી રાખ્યું છે, સ્ત્રી વ્રત ધર્મની મૂળમાં કુહાડી ચલાવી રાખી છે અને જગતજનની સ્ત્રી જાતિને પગના જૂતાની પદવી આપી રાખી છે. આવા રિવાજના બળ ઉપર પુરુષ જાત કહેતી ફરે છે, 'જૂનું જૂતું તૂટ્યું નવું પહેરી લઈશું.' 'ચોળીનું શું ધોવું, ઔરતનું શું રોવું.' જ્યાં સુધી સ્ત્રી જાતિ આવી દુષ્ટ પ્રથાને જડમૂળથી ઉખાડવાનો પ્રયત્ન નહીં કરે, ત્યાં સુધી પુરુષ જાતિના હૃદયમાં સ્ત્રી જાતિ પ્રત્યે સન્માન ઉત્પન્ન થઈ શકે નહિ.[૨૧] (જુઓ પરિશિષ્ટ : ૫)

<u>ઈન્દોરમાં બાળલગ્ન અટકાયત કાયદો :</u>

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારના વડોદરા રાજ્યમાં યોગ્ય કાયદા અનુસાર, ઈન્દોરના શ્રીમંત મહારાજા સાહેબ સવાઈકર તુકોજીરાવ હોલકર સરકારે પણ બાળવિવાહ પ્રતિબંધક કાયદો કરીને આપણી પ્રજાનાં ઊગતાં સંતાનોની શારીરિક દશા સુધારવા ધ્યાન આપ્યું છે. આ રાજ્ય અંતર્ગત કડવા પાટીદારોની સંખ્યા પણ માળવા અને નિમાડ જિલ્લામાં વધારે છે, મહારાજા સાહેબે તો આપણી સમક્ષ પ્રજાને સુધારવાના ઉદ્દેશથી કાયદો ઘડ્યો છે, પરંતુ બધી જાતિના લોકોની અપેક્ષાએ જે બહુ બગાડ્યું છે આ તે બાળવિવાહરૂપી રાક્ષસી પ્રથાએ તે આપણી કડવા જાતિના છે, એ કહેવું નહિ પડે કે આ સમયે મહારાજા સાહેબે, આ યોગ્ય કાયદો લાગુ પાડીને અમો ગરીબ ખેડૂત ધંધાવાળા કડવા પાટીદાર કોમની બગડતી દશાને સુધારવામાં તૂટતા ઘરને સહારો આપ્યો છે. મરેલાના મુખમાં ગંગાજળ નાખી જાણે જીવતદાન આપ્યું છે.

<u>કાયદાનો મુસદ્દો આ પ્રમાણે છે :</u>

આ કાયદાનું નામ ઈન્દોર બાળવિવાહ પ્રતિબંધક કાયદો હશે. સન ૧૯૧૮ અમલ શ્રીમંત મહારાજા સાહેબ(ઈન્દોર)ના આખા રાજ્યમાં કરાશે, આ કાયદામાં જ્યાં સગીર શબ્દ આવ્યો છે,

તેનો અર્થ ૧૮ વર્ષથી ઓછી ઉંમરનો છોકરો અને ૧૨ વર્ષથી ઓછી ઉંમરની છોકરી સમજવો.

બાળલગ્નનો અર્થ આવા છોકરા-છોકરીઓ અંગે છે, જેમની ઉંમર ૧૪ અને ૧૨ વર્ષની ન થઈ હોય, વિવાહમાં પાટનાતરા પણ સામેલ હોવાનું સમજવું જોઈએ.

જયારે 'સગીર'નો વિવાહ કરવા હોય તો તેના પાલક, રક્ષક અથવા પિતાએ પરગણાના દીવાની જજ(મુનસફ)ને અરજી આપવી જોઈએ, વિવાહમાં બંને બાજુ 'સગીર' હોય તો અને વર-વહુ બંનેના પિતા તથા રક્ષકો મળીને અરજી આપવી જોઈએ. મુનસફ પંદર દિવસની અંદરની કોઈપણ તારીખ નક્કી કરી વર-વહુની જ્ઞાતિના ત્રણ એસેસર નીમીને તેમના દ્વારા તપાસ કરશે, પુરાવો લેશે અને પોતાની તપાસ પૂરી કરીને ફેંસલો પણ તે દિવસે આપશે જયાં મુનસફ અને એસેસરોના મોટાભાગના લોકો આ વાત ઉપર સંતોષ વ્યક્ત કરશે કે આ વિવાહ મંજૂર ના કરવો તો બંને પક્ષ એક વર્ષ સુધી જયાં સુધી કે વર વધૂ પુખ્ત ન બને, ત્યાં સુધી લગ્ન કરી શકશે નહિ.

અથવા ક્યારેક છોકરીના પિતા અથવા રક્ષક એટલા બીમાર કે વૃદ્ધ હોય કે જયાં સુધી છોકરી પુખ્ત ના બને ત્યાં સુધી જીવતા ન રહી શકે તેમ હોય તથા બીજી કોઈપણ પ્રકારની મુશ્કેલી ઉપસ્થિત થઈ જાય તો મનસફની સહીસિક્કાનો હુકમ વિવાહ કરવા માટે આપી શકશે, પરંતુ આ પરવાનગી પણ ૯ વર્ષની નાની ઉંમરની કન્યા વહુને માટે આપી શકાશે નહિ.

આ કાયદો પસાર કર્યાને ત્રણ માસ પછી અથવા 'સગીર'ના વિવાહની પરવાનગી માટે કોઈ અરજી કરે અને મુનસફને આ વાતનો સંતોષ થાય કે કાયદો બનતાં પહેલા તે સગાઈ થઈ ગઈ હતી, તો તેમને વિવાહ માટે પરવાનગી મળશે, કોઈપણ હાલતમાં વર-વહુને શારીરિક પરીક્ષા માટે કોર્ટમાં લાવવા માટે ફરજ પાડવામાં આવશે નહીં.

જયાં કોઈ મામલામાં અસેસરોના મોટાભાગના લોકોમાં અને મનુસફ વચ્ચે મતભેદ પડે ત્યાં મુનસફ અને એસેસરોનો મુદ્દાનો મામલો જિલ્લા જજ પાસે મોકલવો પડશે. ત્યાં આ મામલાનો ફેંસલો ૮ દિવસની અંદર જ કરવામાં આવશે અથવા જિલ્લા જજને પરવાનગી આપવાનું યોગ્ય જણાશે તો પરવાનગી આપી દેશે. જે મામલામાં જિલ્લા જજ અને મુનસફ પરવાનગી ના આપે તો તે મામલામાં અરજદાર ફરી હાઈકોર્ટમાં અરજી કરી શકે છે, જયારે મનુસફ અને જિલ્લા જજ કોઈને હુકમ આપે તો તે હુકમની એક નકલ પરગણાના સૂબેદારને મોકલવામાં આવશે.

જયારે કોઈ પુખ્ત થયા પહેલાં હુકમ લીધા વિના બાળકોના વિવાહ કરશે. તેને ઇન્દોર દંડ અધિનિયમની કલમ ૧૦૭. અન્વયે દંડ કરવામાં આવશે. તે દંડ ૧૦૦ રૂપિયા સુધીનો હશે.

પરંતુ આમાં એક અપવાદ એ છે કે વર અથવા કન્યા જયાં સુધી પુખ્ત ન બને અને પોતાની મરજીથી વિવાહ કરે ત્યાં સુધી તેને આ કાયદા અનુસાર દંડ કરવામાં નહીં આવે. આ નિયમાનુસાર

કોઈ ગુનો બન્યાના બે વર્ષ પછી કોઈ મુનસફ તપાસ કરી શકશે નહીં.

આવાં લગ્નોનું એક રજિસ્ટર રાખવામાં આવશે. ઈન્દોર શહેર અને બીજા બધા કસબામાં જ્યાં મ્યુનિસિપાલિટી સ્થપાયેલી છે ત્યાં મ્યુનિસિપાલિટીના પ્રમુખ જ્યાં મ્યુનિસિપાલિટી ન હોય ત્યાં અને ઈમાનદાર અથવા જાગીરદાર અથવા ઈસ્ત મુરારદાર તથા તલાટી રજિસ્ટર રાખશે. આ પ્રમાણે કરેલી નોંધની નકલો બીજા મહિનાના દસ દિવસ પહેલાં રજિસ્ટર ઑફિસ દ્વારા મુનસફ મારફત સૂબાને મોકલી આપવામાં આવશે. સૂબેદાર આ નોંધોનું પત્રક બનાવીને સરકારને મોકલશે. આ સંબંધમાં કોઈ ગુનાની તપાસ પોલીસ કરી શકશે નહિ, આ સંબંધમાં મુનસફ કોર્ટ સજા કરશે તો તેની ફરિયાદ તે સૂબા પાસે મોકલશે.

વહુના પિતા અથવા રક્ષકે નોંધણી કચેરીમાં લગ્નની અરજી લગ્ન પછી આઠ દિવસમાં આપી દેવી જોઈએ અને પ્રમાણપત્ર મેળવી લેવું જોઈએ. એમ નહિ કરનાર અને ખોટી બાતમી આપનાર દંડના અધિકાર બનશે, તે દંડ રૂ. ૧૦ સુધી હશે.

ઈન્દોર નગરપાલિકા સુપરિન્ટેન્ડન્ટ અને પરગણાના અમીન આવી વ્યવસ્થા વખતોવખત કરતા રહેશે તેથી આવી નોંધ વ્યવસ્થિત રીતે કરવામાં આવે.

નિયમોનો ભંગ કરીને કોઈ લગ્ન થઈ જશે તેને વિવાહ હકદાર ગણશે નહીં.[૨૨]

**<u>કડવા વિજયના સંદર્ભમાં જરૂરી નિવેદન :</u>**

કડવા વિજયે તેનાં ૧૦ વર્ષ પાટીદાર જ્ઞાતિના સાચા શુભચિંતક ઉન્નતિ વીર સ્વર્ગવાસી પટેલ પુરુષોત્તમદાસજીના સંપાદકપણા હેઠળ ઉન્નતિ સાથે પૂરાં કર્યાં.

દસ વર્ષમાં કડવા વિજયે કડવા જ્ઞાતિની જે સેવા કરી છે તે અવર્ણનીય છે. સંપાદક, પ્રકાશક તથા સહાયક મહોદયો એ કેવી કેવી મુશ્કેલી સહન કરીને આ કડવા જ્ઞાતિની વિજયપત્રિકા ચારે બાજુ ભારતમાં ફેલાઈ તે કડવા જ્ઞાતિના શુભેચ્છકોથી અજાણ્યું નથી.

કડવા વિજયની હિલચાલે શુભેચ્છક સમાજને જન્મ આપ્યો. કડવા વિજયે જ જગતમાતા શ્રી ઉમિયાજીની શુભયાત્રાનો આરંભ કરીને કડવા જ્ઞાતિ માટે વૈશાખી પૂર્ણિમાને એક યાદ બનાવી દીધી. કડવા વિજયે જ્ઞાતિના હજારો વર્ષના વિખૂટા પડેલા ભાઈઓના હૃદયમાં ગુજરાતની ભૂમિની યાદ ફરીથી દેવડાવી. બાળક, વૃદ્ધ, અશક્ત,અસહાય જ્ઞાતિજનો તરફ નૂતન ભાગ્યશાળીઓનું ધ્યાન ખેંચ્યું. આ બાળલગ્ન રૂપી આરોપના ચક્કરમાં આપણાં ભાઈબહેનો, કુમારિકાઓની ડૂબતી નૌકા બચાવવા માટે શાસ્ત્રોક્ત લગ્નપ્રથા શરૂ કરવા તેમને ડૂબતાં બચાવ્યાં છે. જ્ઞાતિને ઘોર નિદ્રામાંથી જગાડવાની પહેલ કડવા વિજયે કરી. જ્ઞાતિ ઉન્નતિમાં અજ્ઞાનરૂપી કાંટાથી બચાવવા કડવા વિજયે સૂર્યની જેમ કાર્ય કર્યું અને અંધ માર્ગદર્શકોને માટે ચશ્માંનું કામ કર્યું.

શુભેચ્છક સમાજની છઠ્ઠી બેઠક પછી કડવા વિજયના દસમા વર્ષ પછી કડવા વિજયના સંપાદકને જ્ઞાતિસેવાના મહાન કાર્યના પદથી પરમાત્માએ પોતાની પાસે બોલાવી લીધા. દસ વર્ષ વચ્ચે ફક્ત છેલ્લાં એક-બે વર્ષમાં કડવા વિજય અનેક મુશ્કેલીઓને કારણે તથા ગ્રાહકોની આનાકાનીને કારણે સમયસર પ્રકાશિત થઈ શક્તું ન હતું. પરંતુ આ અગિયારમા વર્ષમાં કડવા વિજય બરાબર સમયસર પ્રગટ કરીને તમારા હાથમાં મૂકવામાં આવે છે. એટલું જ નહીં પણ માળવા-નિમાડ વગેરે પ્રાંતોના ભાઈઓને લાભદાયક બને તેવી ઇચ્છાથી એક પાનું હિન્દી લેખોથી વિભૂષિત કરવામાં આવે છે અને બીજી અનેક બાબતોનો તેમાં વધારો કરવામાં આવ્યો છે.

યુરોપના મહાયુદ્ધને કારણે, કાગળ વગેરે વસ્તુઓની મોંઘવારીને લીધે જેટલા સમાચારપત્રો છે, સર્વેએ પોતાના આકારમાં કંઈક ઘટાડો કરીને મૂલ્યમાં વધારો કરેલ છે. પરંતુ કડવા વિજયે એવું કશું જ કર્યું નથી.

બધો જ આધાર ગ્રાહકો પર છે, તેથી અમારી આ નમ્ર વિનંતી છે કે જે મહાશયો પાસેથી કડવા વિજયને એક-બે અથવા જેટલા વર્ષનું લ્હેણું છે તે કૃપા કરીને

તંત્રી,

કડવા વિજય,

મગનભાઈ જી. એન્જિનિયર

૩૦૩, વાડીગામ

અમદાવાદના સરનામે મોકલાવી દે અથવા વી.પી.થી કડવા વિજય મોકલાવવા માટે પરવાનગી લખીને મોકલાવી આપે.

એક ખાસ વિનંતી એ છે કે જેટલા ગ્રાહક, અનુગ્રાહક, મહાશય કે જે કડવા વિજયના શુભચિંતક છે તેઓ બધા કડવા વિજય માટે એક એક નવા ગ્રાહક આ નવા વર્ષ પહેલાં બનાવી, તેઓ દ્વારા રકમ પણ મોકલાવી દે, તો સોનામાં સુગંધ જેવું કામ થશે. કારણ કે જેટલા વધુ ગ્રાહક હશે તેટલું જ કીમતી માસિક છાપી શકાય. આશા છે કે શુભેચ્છક જનો કડવા વિજયની વૃદ્ધિ કરવામાં સંપૂર્ણ ધ્યાન આપશે.

-નિવેદક [૨૩]

## સ્વીકાર અને અભિપ્રાય :

ઇન્દોર સ્ટેટના કસરાવદ શહેરના રહેવાસી શંકરલાલ વ્યાસ લિખિત 'ઋણ દર્પણ' નામનું એક નાનું પુસ્તક અમને અભિપ્રાય અર્થે મળ્યું છે. આ પુસ્તકમાં ઋણ (કરજ દેવું) કેવી રીતનું હોય છે, કેવી મૂર્ખતાથી મોટા ધનવાન લોકો ધન વિનાના થઈ જાય છે, અને ઋણથી અનેક દુઃખ થાય છે. જેનું બરાબર વર્ણન કાવ્યમાં વાર્તારૂપે કરેલું છે. વાર્તા કેશવ પટેલની છે. કુલમી ભાઈઓ માટે આ પુસ્તક

લાભકારક, આનંદદાયક છે. કિંમત રૂ. ૨-૦૦ ઘણી કીમતી રાખવામાં આવેલ છે.

પર કર્જ લાવી ખર્ચ કરવું એ મોટી ભૂલ છે,

તે જાતિ કેમ ન ડૂબે જે આ પક્ષને અનુકુળ છે,

જેવો ક્ષયનો રોગી થઈ જાય છે, તેવો ઋણને સમજે પાઠક,

હાડમાંસ અને રક્ત સૂકવે તેવા ઘાવ ઋણ પણ બતાવે

આ જ કારણે ઋણથી બચતા રહો, ઋણ હત્યા તનથી છૂટતી નથી.[૨૪]

## નિમાડ-માળવાના પાટીદારોનાં લગ્ન વિશે માહિતી :

વૈશાખ સુદ - ૩ના દિવસની રાહ દરેક લોકો જુએ છે. આ ત્રીજ આવીને ઉપસ્થિત થઈ ગઈ. આજે ઘણી ગરમી પડી રહી છે. જાનવર પણ અહીંથી ત્યાં જવામાં ખચકાય છે. સૂર્યનો જ્વાળાગ્નિ પૃથ્વીના સ્તરને શેકી રહ્યો છે. આવા સમયે અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં, વરરાજાઓની સવારી, ડોલી, ગાડી વગેરે વાજતેગાજતે જાનવાસમાં પહોંચી રહી છે. વાજાં, તાસ અને ઢોલ ડફ એક સાથે વાગતાં હોવાને કારણે પાસેના મનુષ્યોને પરસ્પર વાત સંભળાતી નથી, જ્યાં જુઓ ત્યાં વરવધૂઓના પાલકગણ ઝૂમી રહ્યા છે. દરેક ગામના અન્ય જાતિના લોક પણ આ જગત પોષક જાતિની ખુશીમાં ખુશી મનાવી રહ્યા છે. આ પ્રકારે ખુશીનો શુભ દિન જોવા માટે દરેક લોકો કોઈ ચાર મહિના પહેલાં શુભ સંવાદદાતા લગ્નવાળાની રાહ જોઈ રહ્યા હતા. ખરસોદના હક્કદાર મહાશયે, અર્ધી ગુજરાતી ભાષામાં લગ્નપત્રિકા બનાવીને બ્રાહ્મણોને મોકલી દીધી. લગ્ન આવવાની તૈયારીઓ જ્યાં જુઓ ત્યાં થવા લાગી. માતાજીનો કર લગ્નવાળા લઈ જાય છે. આવા ભોળા ધર્મભાવવાળા મનુષ્યોના ગામમાં લગ્નવાળાની પૂજા સત્કાર સિવાય તેઓએ જે કષ્ટ ઉઠાવ્યું છે તેના બદલે પણ હિરણ્ય દક્ષિણાઓ આપીને લગ્નપંડિતોને સંતુષ્ટ કરવા લાગ્યા.

કેટલાંક ગામના લોકોમાં શંકા કરીને લગ્નવાળાના હાથે માતાજીની ભેટ મોકલાવતા નથી, પોતાના ગામમાં જ રાખી લીધી. જેઓ સીધા માતાજીના નામે ઊંઝા મોકલાવશે, તો પણ કેવળ નિમાડ પ્રાંતથી જ અનુમાને બે અઢી હજાર રૂપિયા લગ્નવાળાઓ મારફત લોકોએ માતાજીને મોકલાવવાની કૃપા કરી (આવા હઠીલા સ્વભાવને કારણે માતાજીની આવક નાહક વિંધ્યાચલ પર ચઢી ગઈ.)

કેટલાંક ગામના લોકોએ લગ્નવાળાને અનેક પ્રકારના પ્રશ્ન કર્યા, જેના પ્રત્યુત્તર લગ્નવાળાઓ યથાયોગ્ય આપીને લોકોને સંતુષ્ટ કરતા હતા. જ્યારે લોકોને એ જ્ઞાન થતું કે આ લોકો ગુજરાતથી નહીં માળવાથી આવ્યા છે, તથા માતાજીના નામે જે હજારો રૂપિયા આપવામાં આવે છે તે માતાજીને પહોંચતા નથી. સહજતાથી તેઓ કહી દેતા કે આપણે શું ? સદાયે દેતા આવ્યા છીએ ને હવે પણ દઈશું, પછી ભલે ને માતાજી સુધી ન પહોંચે; આવી વાત હઠીલા સ્વભાવની થતી હતી.

જેમ જેમ લગ્નના દિવસ નજીક આવતા તેમ તેમ લોકોની દોડાદોડી વધારે થતી હતી. સંબંધ જોડવા તોડવામાં સેંકડો લોકો નિશ્ચિત નહોતા. સાથે જ કુલમી ગામવાળા બધી જાતિના લોકો શાંત નહોતા. કોઈ વ્યાપારને કારણે, કોઈ હક્ક હકૂમત વસૂલ કરવાને કારણે, કોઈ સાથી બનાવવા અને અદલાબદલા ચૂકવવાના શિરોભારને કારણે, બધા જ વિવાહના કામમાં પરોવાયેલા નજરે પડતાં હતાં. રાત્રે નિત્ય વરઘોડા કાઢવામાં આવતા. જેમાં પણ ઘણી જાતના ઝઘડા દરેક ગામમાં થઈ જતા હતા. કોઈ વરઘોડાને ઘેર બોલાવતા હતા. કોઈ ત્યાં જવાનું પસંદ કરતા નહોતા, કોઈ કહેતા હતા ત્યાં સદાયે જતા આવ્યા છીએ, ત્યાં જવું જ જોઈએ. મતભેદને કારણે, મહોરમના અખાડાની જેમ જુદા જુદા અખાડા વરઘોડા (દળો) પોતપોતાના મતોમાં મસ્ત ફરતા હતા. ત્યાં વરવધૂઓ મ્યાનમાં ડોલી તેમજ ઝોપાલોમાં નિંદર લેવા સિવાય કશું કરતા નહોતાં કેટલાક ગણ્યા-ગાઠ્યા મોટી ઉંમરના છોકરાઓ ઘોડી ઉપર સવાર થયેલા નજરે પડતા હતા.

સુધારક લોકોની ગણના આ સમયમાં લગ્નોમાં કરવાનું સૌભાગ્ય પણ નિમાડને પ્રાપ્ત થયું છે. કેટલાંય ગામમાં છોકરા અને છોકરીઓને ખાસ કરીને કુંવારાં રાખવામાં આવ્યાં. એકાદ જગ્યાએ બળજબરીથી આવાં કુંવારાં છોકરા - છોકરીઓનાં લગ્ન તેઓના મુખીઓએ કરી દીધાં. આમ પરિવારના હઠીલાપણા માટે આપણે ખેદ પ્રગટ કર્યા વિના રહી શકીએ નહીં. દવાના ગામના પ્રતિષ્ઠિત જાજરમાન શેઠ ગજાનંદભાઈ એક જબરજસ્ત ધર્મનિષ્ઠ અને કુલમી જાતિ પ્રત્યે પ્રેમ રાખવાવાળા મહાનુભાવ છે. આમેય ૩-૪ ગામના કુલમીઓને ભોજન આપ્યું. લગ્ન થનાર નાનાં નાનાં બાળકોને જોઈને આપે એવી રૂઢિ ઉપર અનિચ્છા પ્રગટ કરી તથા બાળલગ્નના હિમાયતીઓને બહુમૂલ્ય બોધ આપ્યો. વધુમાં જે લોકોએ તે ગામોમાં છોકરા-છોકરીઓને કુંવારાં રાખ્યા, તેઓને સાંત્વન આપ્યું. આપ ધન્યવાદને પાત્ર છો. માળવાના ગણ્યાંગાઠ્યાં હઠીલા મનુષ્યોને છોડીને બધાના મુખે એ સાંભળવામાં આવ્યું કે લગ્ન તૂટી જાય તો સારું. કારણકે આ બંધનમાં લોકોને બહુ જ કષ્ટ થાય છે. જેના છોકરાઓ કુંવારા રહી જાય છે તેઓને વચ્ચે ઘણાં વર્ષો સુધી તક મળતી નથી. આ રીતે બીજા લગ્નના દિવસ સુધી છોકરાઓ મોટી ઉંમરના થઈ જાય છે અને આ જાતિ મોટા છોકરાઓને ખોડવામાં સમજે છે, આ રીતે ગરીબ ઘરોની જડ કપાઈ જાય છે. કુંવારાપણું ગયા વિના પણ નાતરું કરવું પણ પાપ સમજવામાં આવે છે. આ કારણે નાતરું થઈ શકતું નથી. કન્યાવિક્રયના જાલીમ રિવાજને કારણે નાતરામાં પણ ગરીબોની દાળ ચઢતી નથી.

ગુજરાત જે જાતિનું ઉદ્‌ગમ સ્થાન છે, ગુજરાતના જ લોહીથી અહીંનું લોહી બનેલ છે. તે જ દેવી શ્રી ઉમિયાજીના સેવક બધા લોકો છે. તે છતાં પણ ગુજરાતની રીતિથી અલગ જવું અને ગુજરાત કરે તેવું નહીં કરવું તથા માતાજીની આજ્ઞાની પણ દરકાર કરવી નહીં. એ મોટું આશ્ચર્ય છે. મહાન

પશ્ચાત્તાપ અને ખેદની વાત છે કે એક લોહી હોવા છતાં અને એક માતાજીની આજ્ઞાનો દુરાગ્રહ કરીને સંબંધ તોડી નાંખવો એ કેટલી ગેરવાજબી વાત છે. જે માતાજીને કારણે દૂર દેશોમાં બેઠા હોવા છતાં પણ આજે પોતપોતાના કુટુંબી અને વંશજોને ભૂલી શક્યાં નથી. જયારે માતાજી સાથેનો સંબંધ તોડવા માટે તૈયાર હોય એવા લોકો પુરાણાં કુટુંબ, ગોત્ર અને વંશજોના સંબંધવાળા કહેવાય તો તેમાં આશ્ચર્ય શું છે ?

અહીંની દેશી હકૂમતમાંથી એક-બે ઇન્દોર ધાર જેવી હકૂમતમાં ખર્ચ અને બાળલગ્ન પ્રતિબંધક કાયદા આશરે એકાદ વર્ષથી અમલમાં આવ્યા છે. જેની બજવણીની કાર્યવાહી પૂર્ણ રીતે થવામાં આવી નથી તેથી તપાસનો પ્રારંભ થયેલ નથી. જેને ઢીલો કાયદો સમજીને હકૂમત તરફ કાંઈ પણ ધ્યાન આપ્યા વિના વિવાહ કરી લેવાનું કાર્ય ઘણી ધૃષ્ટતાપૂર્વક કરવામાં આવ્યું છે. કારણે કાયદાની સમજ પહેલાં જ પ્રગટ થઈ છે અને તેની જેમ બીજી ઘણી જાતના લોકોએ પરવાનગી મેળવી છે. આ કુલમી જાતિના લોકોમાંથી પણ ઘણાં લોકોએ પરવાનગી મેળવીને કાયદાને માન આપીને મોટા આદરનું કાર્ય કર્યું છે. એ કહ્યા વિના રહી શકાય નહીં કે કાયદાના નામે ગમે તેવી રીતે પરવાનગી મેળવવાવાળા કરતાં પણ આ લોકો વધારે પ્રશંસાને પાત્ર અને સરકારની કૃપાને પાત્ર છે કે જેઓએ કાયદાને પૂરી રીતે શિરોધાર્ય કરીને પોતાનાં અજ્ઞાની છોકરા-છોકરીઓનાં લગ્ન ન કરાવ્યાં, ધર્મ, ન્યાય અને ઉચ્ચ સમાજમાં પણ તેઓ પ્રશંસાને યોગ્ય છે. જેઓએ સર્વ સંમતિથી આવી અશક્ય રૂઢિનાં બંધનને તોડી નાંખ્યાં. વિદ્વાન, દેશના નેતા, રાજા, મહારાજ સર્વેની નજરોમાં અનિષ્ટ સાબિત થયેલી રૂઢિથી આપણાં લાખો ભાઈઓ પોબારા કરી ગયા છે. આવી દશામાં ફરી ફરીને પણ કૂવાનો કાંઠો ઢાંકવાનો પરિશ્રમ કરવાવાળાને સમાજ વિદ્વાન, દેશ અને જાતિના નેતા તથા આપણાં રાજા-મહારાજા જે ભાવથી જરૂર તેવા લોકોને નીરખશે. જેઓ આ પરિવર્તન પામતા જમાનામાં ઝડપથી કાયદા અને તે પરિવર્તનનું મહત્ત્વ સમજી ગયાં છે.

તેવા પ્રતિજ્ઞા ધારકોના કર્તવ્ય પર નજર નાંખ્યા વિના રહેવાતું નથી કે જેઓએ સહસ્ર બાર ભરી સભામાં જાતિ ગંગાની વચ્ચે પંચ પરમેશ્વર સમક્ષ ઊભા રહીને હોહા કરીને નકામો ખર્ચ નહીં કરવા યુવાન મૃતકોનાં પ્રેત ભોજનો નહીં ખાવાં કન્યા દ્રવ્ય ન લેવાનું અને બધા પાસે બાળલગ્ન નહીં કરાવવાની મોટી પ્રતિજ્ઞા લેવડાવનારા જે પોતાની પ્રતિજ્ઞાઓનો ભંગ કરી ચૂક્યા છે તેવા લોકોની અજ્ઞાનતાના કર્તવ્ય પર અવશ્ય એકવાર પશ્ચાત્તાપ રૂપી પ્રાયશ્ચિત્ત કરીને તેઓના કલંકને ધોઈ નાંખવા જોઈએ. એક વાત ગૌરવ કરવાને લાયક છે કે સદાય માટે લગ્ન સમર્થ કેટલીક જાનો ઝઘડાને કારણે કુંવારી પાછી ફરતી હતી. એવાં કાર્ય આ સમયે ઘણી જગ્યાએથી સાંભળવામાં આવ્યાં નથી. આ એક સંતોષની વાત છે. ગણેશ બેસાડ્યા પછી કેટલાંક ઘરોમાં મૃત્યુ થયાં, પરંતુ લાચાર આ બાર વર્ષની

રૂઢિને કારણે મરણ શોકને ભૂલીને વિવાહની ખુશી જ મનાવવી પડી.

કેટલીય જગ્યાના સમાચાર સાંભળ્યા કે લગ્નના દિવસે કન્યા સ્વર્ગે સિધાવી ગઈ. જેના કારણે તેઓના ઘેર આવનારી જાનને પાછું ફરવું પડ્યું. આ રીતે બધાં જ કષ્ટ, દુઃખ, સુખનો સામનો કરીને પરમાત્માની કૃપાથી, શ્રી મહામાયા ઉમિયાજીના આશીર્વાદથી દરેકનાં લગ્ન પરિપૂર્ણ થયાં. પંડિતોએ બ્રહ્મા મુરારી ત્રિપુરાંતકારી, ભાનુ, શશી, ભૌમ, બુધસ્ય, ગુરુ, શુક્ર, શનિ, રાહુ, કેતુ, સર્વગ્રહ શાંતિકરા ભવંતુ સ્વાહાના વિધિયુક્ત મહામંત્ર તથા સપ્તપદીના ફેરા ફેરવ્યા. બીજા દિવસે જાન વિદાય અને ત્રીજા દિવસે આણાં, કન્યા વળાવવાનું, માતાજીની પૂજા, દર્શન કરાવવાં વગેરે રિવાજોથી વિવાહ સર્વત્ર પરિપૂર્ણ સમાપ્ત કરવામાં આવ્યા. હવે વાજિંત્રોના ઝણકાર, ટંકાર, ગાનની ધૂન વરવધૂઓના ચિત્કાર કેટલાંય સ્થળોથી સાંભળવામાં આવતાં નથી. બધા જ લોકો પોતાની સમયસરની ખેતીના કામમાં લાગી ગયા, પ્રભુ તે નવપરિણીત વરકન્યાની જોડીને આનંદમાં રાખે.[૨૫]

કડવા પાટીદાર પરિષદના બ્રાંચ-નિમાડના સંચાલક રામચંદ્ર વ્યાસ જ્ઞાતિ શુભેચ્છકોને એક અપીલ કરેલ હતી જે નીચે પ્રમાણે છે. અખિલ ભારત વર્ષના કડવા પાટીદાર ગણમાન્ય સજ્જનોની સન્મુખ એક અપીલ રજૂ કરું છું. જેની ત્રુટિઓને બદલે ક્ષમા કરીને તેના અંતરના ભાવને આપના હૃદયમંદિરમાં સ્થાન આપીને કૃતાર્થ કરશો. એ આશાએ હૃદયને દૃઢ કરી આપની સન્મુખ ઉપસ્થિત થયો છું.

અપીલ એ છે કે આપણી કોમને પછડાયેલી અવસ્થામાંથી ઉપર ઉઠાવવા માટે અંતિમ શ્વાસ સુધી મહાભગીરથ પ્રયત્ન કરવાવાળા મહાપુરુષના નામને આપણે એકદમ વિસારી દીધું છે. તે સાચા જ્ઞાતિ સેવકનાં કર્મો ઉપર, તેઓની નિશ્ચલ જ્ઞાતિભક્તિ ઉપર, તેઓના નિઃસ્વાર્થ ભાવ ઉપર, આપણે આપણા હૃદયમાં કોઈપણ વિચાર કર્યો નથી. તે મહાવ્રતધારી જ્ઞાતિ શુભેચ્છક તપસ્વીએ પોતાનું સર્વસ્વ ત્યાગ કરીને, મહાયોગી પદ પ્રાપ્ત કરવાને બદલે 'દાસ' પદ મેળવ્યું. આપણે લોકોએ તે ત્યાગી પુરુષની શું કદર કરી ? તેઓના ઉચ્ચ પવિત્ર ભાવો ને આપણે કઈ હદ સુધી સમજ્યા. જેને કેવળ આપણું હૃદય અને બીજા પરમાત્મા સિવાય અન્ય કોઈ જાણી શક્તું નથી, તેઓના દાસપણા ઋણથી મુક્ત થવા માટે આપણા હૃદયમાં હજુ સુધી કોઈપણ વિચાર આવ્યો નથી, એટલું જ નહીં પરંતુ સમયાંતરે આપણે તેઓના નામને પણ ભૂલી જઈશું અને તેઓની સેવાના ઋણના ફક્ત આભારી બની રહીશું.

મારી વિનંતી છે કે આપણે બધા લોકો તે પરમાર્થ ત્યાગી પુરુષની મહાસેવાનો બદલો કોઈ ને કોઈ રૂપે ચૂકવીને ઋણમુક્ત થઈએ.

આ 'દાસ'ની સેવાના મર્મને આપણી ભોળી જાતિ કંઈ પણ સમજી નથી. સમજી તો એ સમજી કે શ્રી જગતજનની માતા ઉમિયાજી, તેઓ દ્વારા પોતાની ચરણરજની સફાઈ માટે મહાશિવરાત્રીના

શુભ પર્વ પર, પોતાની પાસે બોલાવી લીધા. તે 'દાસ' આ લોકથી ચાલ્યા ગયા પરંતુ તેઓની સત્ત્વગુણ ભરેલી કીર્તિ આ લોકમાં હાજર છે, જો આપણે તેઓની સેવાને સાચી સેવા સમજ્યા હોય. જો આપણે તેઓના ત્યાગને નિઃસ્વાર્થ ત્યાગ સમજ્યા હોય, જો આપણે તેઓની જીવન કુરબાનીને આપણા માટેની જીવન કુરબાની સમજતા હોય તો તેઓની સત્ય કીર્તિનો વિકાસ જગતમાં કરવાથી જ, તેઓના ઋણથી મુક્ત થવાનું છે, જો આપણે એક 'દાસ'ના મર્મ ભાવોને સમજીશું તો સમયાંતરે આપણને આવા અત્યંત 'દાસ' મળી શકશે અને જ્ઞાતિનું કલ્યાણ થશે.

સ્વર્ગવાસી પુરુષોત્તમ લલ્લુભાઈ ઉપનામ 'દાસ'ની પુણ્યતિથિ મહાશિવરાત્રિ નજીક આવી રહી છે. તે દિવસે ઉમિયા પ્રતિ દેવાધિદેવ મહાદેવનો વ્રત ઉપવાસ કરી પોતાને કૃતાર્થ માને છે. સાથે જ આપણે આપણા દાસની જયંતી ઉજવીને આપણને કૃતાર્થ સમજીએ.

કડવા પાટીદાર પરિષદ નિમાડ બ્રાન્ચ દાસ જયંતી ઊજવવાનો નિશ્ચય કર્યો છે. પ્રાંતના પ્રત્યેક પાટીદારોના ગામમાં દાસ જયંતી નિમિત્તે અગ્નિહોમ, ભજન કીર્તન તથા જલસા વગેરે યથાશક્તિ મનાવવાની યોજના કરવામાં આવી છે, તે મુજબ પ્રત્યેક પ્રાંતવાસી કડવા પાટીદાર બંધુ દાસ જયંતી મનાવીને પોતાને કૃતાર્થ સમજે. સાથે જ દાસના જીવનચરિત્ર સંગ્રહ કરીને તેનો પ્રચાર કડવા જ્ઞાતિના ઘરેઘરમાં વિના મૂલ્યે કરવાનો નિશ્ચય કર્યો છે, જે મહાનુભાવ પાસે, જે સભા સોસાયટી પાસે, પુરુષોત્તમ દાસબંધુના જીવન ચરિત્રમાં દાખલ કરવા લાયક સામગ્રી હોય, તો તે 'કડવા વિજય' ઑફિસમાં મોકલીને ફાળો આપે. આ એક વિશેષ આશા છે.

### જ્ઞાતિ (જાતિ) વર્તમાન

આપણી જાતિને સુધારવા માટેની હિલચાલમાં ભાગ લેવાવાળા ગોર ભાઈઓમાંથી એક પંડિત સખારામજી શર્મા, સુન્દ્રેલ, જિ. નિમાડવાળા પણ છે. આપ વારંવાર પાટીદાર પરિષદની બેઠકમાં તન, મન, ધનથી મદદ કરો છો. સુન્દ્રેલની બેઠકના ભોજન ખર્ચમાં પણ આપે દાન આપ્યું હતું, હવે આપે એક વિદ્વાન સાધુ ક્યાંયથી રમતારામ, સુન્દ્રેલના આવ્યા હતા, તેઓને કડવા જાતિને પછડાયેલી દશાની માનીને, નિમાડની કડવા જાતિમાં પ્રચાર કરવાની પ્રતિજ્ઞા કરાવી હતી. હવે સાધુજી અહીં જ છે. આપ સારું ગાઈ, વગાડી તથા ઉપદેશ આપી શકો છો. તા. ૧૧,૧૨,૧૩ ડિસેમ્બરના રોજ સુન્દ્રેલના રામચંદ્રજી વ્યાસ દ્વારા અમરસિંહજી દેસાઈ ભાઈકૃત બાળલગ્ન બળાપા અને પ્રેતભોજનનાં સંગીતમય આખ્યાન થયાં હતાં, જેમાં સાધુજી પૂર્ણરૂપે ભાગ લેતા હતા. આ આપણા ગોરજીનો ઉપકાર છે. આશા છે કે આપણા પૂજ્ય ગોર મહારાજ ઉપરોક્ત ગોરજીનાં કાર્યોમાંથી અવશ્ય બોધ લેશે.[૨૯]

## જ્ઞાતિસમાચાર

નિમાડ પાટીદાર પરિષદ પંચની પ્રાર્થનાથી શ્રીમંત મહારાજા સાહેબ ઇન્દોરે પોતાના રાજયમાં ખેડૂતોને ઓછા વ્યાજે કર્જ આપવા માટે સર્વત્ર બેન્ક ખોલવાનો નિયમ જાહેર કર્યો. આ કામ માટે પાટીદાર જાતિ મહારાજા સાહેબનો ધન્યવાદ માને છે. ઇન્દોરથી 'ખેતીવાડી' નામનું માસિક બહાર નીકળે છે. મધ્યપ્રદેશ, માળવા, નિમાડમાં આ પહેલું માસિક છે. ખેડૂત ભાઈઓને તેના ગ્રાહક બનીને લાભ ઉઠાવવો જોઈએ. સંપાદકનું સરનામું નીચે પ્રમાણે છે.:

મેનેજર, ખેતીવાડી સમાચાર

બોઝાંકિટ માર્કેટ, ઇન્દોર

## પ્રેતભોજન

આ ફાગણ મહિનાના સુદી પખવાડિયામાં નિમાડના કુવાં ગામના વૃદ્ધ બહેન સ્વાદિષ્ટ પ્રેતભોજન કરાવવાનાં છે. તેમનો એક યુવાન પુત્ર બહુ વર્ષ પહેલાં અવસાન પામ્યો ત્યારથી તે આજ સુધીમાં બે વખત પ્રેતભોજન તે આપી ચૂક્યા છે. આ ત્રીજી વખત છે. આ વખતે ઓછામાં ઓછા ૮થી ૧૦ હજાર રૂપિયા ખર્ચ થશે. જો આ માતા તેમની કેટલીક મિલકત કડવા પાટીદાર આશ્રમ કડી (ગુજરાત) ને દાન કરે તો જ્ઞાતિના વિદ્યાર્થીઓનું જીવન સફળ બની જાય. અને વિદ્યાદાન જેવું બીજું દાન નથી. આશ્રમ દાન દેવાની ફક્ત એક જ જગ્યા છે. આશા છે કે એ બહેન આ બાબતમાં વિચારશે-કડવા પાટીદાર પરિષદનો વાર્ષિક ઉત્સવ ન થવાને કારણે જ્ઞાતિને લગતી પ્રવૃતિઓમાં એક પ્રકારની શિથિલતા આવી ગઈ છે.

આમે યુવક મંડળ પાસેથી એવી આશા રાખીએ છીએ કે તે પોતાનો વાર્ષિક ઉત્સવ મનાવીને પરિષદના ઠરાવોને કાર્યરત કરવાનો પ્રયત્ન કરે, જેથી જ્ઞાતિના સુધારાનો માર્ગ સરળ બને. સાથોસાથ સભ્યો બનાવવાનો પ્રયત્ન પણ કરવામાં આવે.

## ચેતન (૧૯૩૦)

(રામચંદ્ર વ્યાસ, કસરાવદનો સંદેશ)

આ વર્ષે માતાજી લગ્ન કાઢશે તેવી આશામાં સઘળા લોકો લગ્નની તૈયારીઓ કરી રહ્યા છે. ઇન્દોર રાજયમાં બાળલગ્ન પ્રતિબંધ અધિનિયમ છે, છતાં તેનો કડક અમલ થતો નથી. તેથી કોઈ તેને ધ્યાનમાં લેતા નથી. ગયા લગ્નમાં બે-ચાર ભાઈઓએ તેમનાં દીકરા-દીકરીઓને કુંવારાં રાખ્યાં હતાં. તેથી જ્ઞાતિનું પંચ તેમના પર ગુસ્સે થયું હતું. જ્ઞાતિ નારાજ થઈ હતી, પરંતુ કાયદો હોવાથી કોઈ કશું કરી શક્યા ન હતા.

અહીં વરસાદ ન હોવાથી દુષ્કાળ જેવું છે. શીતળા માતાના રોગથી અસંખ્ય પશુહાનિ અને

કેટલાંક નગરોમાં મનુષ્ય હાનિ પણ થઈ રહી છે. તેથી અહીંની પરિષદમાં કોઈ આવી શક્યું નથી.

પરિષદ એટલું તો જરૂર કરી શકશે -

૧. હોલ્કર રાજ્યને કડક બનવા અને તેનો અમલ કરવાની વિનંતી કરે.

૨. ઊંઝાથી લગ્નપત્રિકા લઈને માળવામાં આવે નહીં એવો પ્રતિબંધ વડોદરા રાજ્ય દ્વારા કરાવવો.[૨૭]

## નિમાડ(માળવા)ના સમાચાર

ઇન્દોર રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધનો કાયદો છે, તેથી નાનાં બાળકોનાં લગ્ન કરનાર મા-બાપને દંડ થાય છે. છતાં પણ બાળલગ્નના આગ્રહી અને બાળલગ્નમાં માનનારા બાળલગ્ન કરવામાં ગર્વ અનુભવે છે. કેટલાય પાટીદાર બંધુઓ પોતાનાં છોકરાં-છોકરીઓને સ્વેચ્છાએ કુંવારાં રાખે છે. બાળલગ્નના હિમાયતી તે લોકોનો જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવાના ઠરાવ પસાર કરે છે. આ બધું છૂપી રીતે કરે છે.

જે લોકોએ આર્યસમાજની જનોઈ ધારણ કરી છે તે લોકોને પણ જ્ઞાતિ બહાર (બહિષ્કાર) કરે છે. પંચના સભ્યો એમ માને છે કે આ લોકોને લીધે દંડ અને સજા થાય છે. આગેવાન પાટીદાર પંચના માણસો અજ્ઞાની અને ભોળા પાટીદારોને એવું સમજાવે છે કે જનોઈ ધારણ કરનાર રાજ્યને બાળલગ્ન કરનારને દંડ ફરમાવવા કહે છે. તેથી તે લોકોનો પણ બહિષ્કાર કરવો.

ધાર સ્ટેટના પાટીદાર પણ આવું વર્તન કરી રહ્યા છે અને બાળલગ્નના ઉત્સાહી આગેવાનોએ એવી નોટિસ કાઢી છે કે જે લોકો નક્કી કરેલી તારીખે પોતાનાં બાળકોનાં લગ્ન નહિ કરે અને જે લોકોએ જનોઈ ધારણ કરી છે અને તે ઉતારશે નહીં તો તે બધાને જ્ઞાતિ બહાર મૂકવામાં આવશે. આવી સૂચનાથી અને ધમકીઓથી યુવકો ગુસ્સે થઈ ગયા અને સૂચનાનો ભંગ કરવાનું શરૂ કર્યું તેમજ જનોઈ ધારણ કરવાનો આગ્રહ સેવવા લાગ્યા.

માળવાના લગ્ન કાઢનાર અધિકારી પટેલોએ આ વર્ષે લગ્ન કાઢ્યાં-નક્કી કર્યાં છે. બધી લગ્નપત્રિકાઓ અને લગ્નનો પડો લઈને ગામેગામ પહોંચી ગયા છે. પરંતુ લગ્ન થશે એવી કોઈ શક્યતા જણાતી નથી. કુવાંના આર્યસમાજી શ્રી હીરાલાલ દેવાજી રુંસાતે પોતાની બે છોકરીઓ અને છોકરાને અનુક્રમે વડોદરા (ગુજરાત) કન્યા વિદ્યાલય અને શુક્લતીર્થ ગુરુકુળમાં ભણાવે છે, પરંતુ તેમના કુટુંબીજનો તેમને સતાવે છે તેથી તેમનાં બાળકોનો અભ્યાસ બંધ કરવો પડ્યો અને તાત્કાલિક લગ્ન કરવા પડ્યા. કુટુંબ અને જ્ઞાતિની પજવણીનું આ ફળ હતું.[૨૮]

## ઈન્દોર રાજ્યમાં કારજબંધીનો કાયદો

### (પ્રેત ભોજન પ્રતિબંધનો કાયદો)

કસરાવદના રહેવાસી રામચંદ્ર વ્યાસ લખીને મોકલે છે કે શ્રીમંત હોલ્કર સરકારે સુધારકોનો યોગ્ય અવાજ સાંભળીને સૌ પ્રથમ બાળલગ્ન પ્રતિબંધનો કાયદો ઘડ્યો હતો. તે પછી વૃદ્ધ લગ્ન બંધનો કાયદો ઘડ્યો અને ખેતી થઈ ન શકે એવી જમીન ગીરો ન મૂકવામાં આવે તેવો કાયદો બનાવ્યો હતો. પરંતુ કુરિવાજોના પૂજકોનો અંત ન આવ્યો તેથી કારજબંધીનો કાયદો બનાવ્યો છે. તેની કલમો નીચે લખી છે.:

૧. મરનાર વ્યક્તિ પાછળ અપાતું પ્રેતભોજન (કારજ) ગણવામાં આવશે. અપવાદ શ્રાદ્ધ વગેરે શાસ્ત્રોક્ત વિધિનું ભોજન કારજ ગણાશે નહિ.

૨. પ્રેતભોજનમાં ૧૦૧ વ્યક્તિઓથી વધુ માણસોને જમાડી શકાશે નહીં.

૩. કોઈને જો ૧૦૧ વ્યક્તિઓ કરતાં વધુ વ્યક્તિઓને જમાડવાની ઈચ્છા હોય તો તેમને તેમના જિલ્લા મૅજિસ્ટ્રેટ (કલેક્ટર)ને લેખિત અરજી કરીને પરવાનગી લેવી પડશે. કલેક્ટરની પરવાનગી માગનારની સ્થિતિ નબળી હોય તો તેણે વધુમાં વધુ ૪૦૦ વ્યક્તિઓને જમાડવાની પરવાનગી આપવામાં આવશે.

૪. મૃત્યુ પછી કોઈ લહાણાં કે વાસણોની વહેંચણી કરાશે નહીં.

૫. બીજી કોઈ વ્યક્તિ અથવા કોઈને આ કાયદાના કલમનું ઉલ્લંઘન કરીને કારજ કરવા કે લહાણા વહેંચવા દબાણ કરશે તો તેને તેનો મદદગાર ગણવામાં આવશે.

૬. નિયમ વિરુદ્ધ કારજ કરનારને, લહાણાં કરનારને અને એવા કાર્યમાં સહયોગ આપનારને રૂ. ૫૦૦નો દંડ અથવા એક પખવાડિયાની સજા ફરમાવવામાં આવશે.

૭. પોતાની હકૂમતમાંના જિલ્લામાં અમુક વ્યક્તિ કારજ કરવાનો વિચાર કરે છે એવી ખબર જિલ્લા મૅજિસ્ટ્રેટને મળતાં તે વ્યક્તિને  કારજ નહિ કરવાની નોટિસ મૅજિસ્ટ્રેટ તરફથી આપવામાં આવશે.

૮. જો તે વ્યક્તિ નોટિસ મળ્યા પછી પણ કારજ કરશે તો તે વ્યક્તિ રૂ. ૧૦૦૦નો દંડ અને એક મહિનાની કેદની સજાને પાત્ર બનશે.

૯. આ કાયદાનો ભંગ કરનારનું નામ, આ કાર્યમાં મદદગારી કરનારનાં નામ જિલ્લા મૅજિસ્ટ્રેટને આપનારને, આપેલી માહિતી સાચી સાબિત જણાય તો દંડની અડધી રકમ ઇનામ રૂપે આપવામાં આવશે અથવા જો માહિતી ખોટી નીકળી તો માહિતી આપનારને રૂ. ૧૦૦ દંડ થશે.

## સ્ત્રી પર થતો અત્યાચાર

આ કપટભરી વાર્તા લખતાં કલમ હાથથી સરકી જાય છે અને હૃદય કંપે છે પરંતુ સંસારમાં નીચું મોં દેખાડનાર અનર્થકારી કુળવાન કંઈક સુધારો કરશે એવી આશામાં કલમ હાથમાં ટકી રહી છે.

નિમાડ(ઈન્દોર રાજ્ય)ના કુવાં ગામમાં એક કુળવાન કુટુમ્બમાં કસરાવદની એક છોકરીને સંવત ૧૯૭૭ (સને ૧૯૨૧)ની લગ્નતિથિએ પરણાવી હતી. કુળવાન સાસુને વહુ ગમતી ન હતી અને પોતાના છોકરાને બીજી પત્ની લાવી આપવાની ધૂન લાગી. ચાર-પાંચ વર્ષથી વહુ સાસરે આવી હતી. પરંતુ તેને સુખ પડવા દીધું નહોતું. અનેક પ્રકારનાં કષ્ટ આપ્યાં કર્યાં છતાં વહુ બધું સહન કર્યા કરતી રહી. વર્ષ સુધી સાંભળવામાં આવતું કે કુળવાન હવે તેના છૂટાછેડા કરી નાખશે, પરંતુ તેમ કરવા જતાં કુળવાનને બદનામી લાગતી હતી. આ માટે ગયા જેઠ મહિનામાં બપોરે ઘરના થાંભલે બાંધીને તેને યમલોક પહોંચાડી દીધી.

સાસુ, પતિ અને તેનો ભાણેજ; આ ત્રણે જણની પોલીસે ધરપકડ કરી છે. સાંભળ્યું કે ત્યાં તેમણે -જાહેર કર્યું છે કે ચાર દિવસ સુધી વહુને બિલકુલ ખાવા જ ન આપ્યું. જે દિવસે તેનું ખૂન કર્યું તે દિવસે સવારથી તેને ખેતરમાં સાંઠીઓ વીણવા લઈ ગયા હતા. ખેતરમાં હતા તે બધા મજૂરોને પીવાનું પાણી આપ્યું પરંતુ વહુને પાણી ન પિવડાવ્યું. પાણીને બદલે થાંભલા સાથે બાંધી દીધી, ઉપરથી માર માર્યો તેથી તે કુલીનતા પર કલંક બનીને સંસારમાંથી સદાને માટે ચાલી ગઈ. આ કેસ ચાલે છે. તેના ચુકાદાની પછી ખબર પડશે. છોકરી બહુ જ સીધી હતી. તેનું નામ દયા હતું. તેના મૃત્યુની વાત સાંભળીને કોઈપણ કઠોર હૃદયના વ્યક્તિને દયા આવી જાય છે. આટલું થવા છતાંય કુલીનતાના પૂજારી છોકરી આપવા તલપાપડ થઈ રહ્યા છે. આવું નિર્દય કૃત્ય કરનારાને ક્યા નામથી બોલાવવા. ઉઘાડી આંખે જોવા છતાં પણ ત્યાં તે જ ઘેર કન્યા આપનાર આંધળાં માબાપને શું કહેવું ! આવી હત્યાઓ અને ગંભીર શ્વાસોશ્વાસને રોકવા માટે સેવકોએ પ્રાણનાં બલિદાન આપવા તૈયાર રહેવું પડશે. કેવળ વાતો કરવાથી કંઈ ફળીભૂત નહીં થાય. હજી પણ આવી સમસ્યાઓનો ગંભીરતાથી વિચાર નહીં કરનારા પણ ડાહ્યા જણાતા પાટીદાર કોમમાં ઓછા નથી.[૨૯]

ઉપર જણાવેલ જ્ઞાતિ માસિક પત્રિકાઓ દ્વારા પ્રજામાં રહેલા કુરિવાજો દૂર કરવા માટે પ્રયત્ન કરવામાં આવતા હતા. તેમજ પ્રજાનું ધ્યાન વિવિધ સમાચારો આપીને દોરવામાં આવતું હતું જેથી પ્રજામાં સુધારાઓ કરવા માટે ઉત્સુકતા આવે. આમ પાટીદાર જ્ઞાતિ મુખપત્રોમાં જુદા જુદા સમાચારો આપીને પ્રજામાં જાગૃતિ લાવવાના પ્રયત્નો થતાં હતાં. જેથી ચોક્કસપણે કહી શકાય કે જ્ઞાતિ સામયિકોએ જ્ઞાતિમાં જાગૃતિ લાવવાનું સુધારાત્મક આંદોલન ચલાવ્યું હતું.



## પાદ નોંધ:

૧. ડૉ. મંગુભાઈ, 'કુલમી ક્ષત્રિય પાટીદારોનો ઇતિહાસ', અમદાવાદ-૧૯૯૧,
પૃ-૧૮૭-૧૮૯
૨. 'કડવા વિજય' ૧૯૧૭
૩. 'એજન', ૧૯૧૭
૪. ડૉ. પટેલ મંગુભાઈ લેખિત લેખ, 'ઉમિયા દર્શન', અમદાવાદ-૧૯૯૯, અંક-૧,૨,૩
૫. 'પાટીદાર જાગૃતિ' (મધ્યપ્રદેશ)
૬. 'કડવા વિજય', પુસ્તક- ૧૧મું, એપ્રિલ-૧૯૧૮, અંક-૪થો.
૭. 'કડવા વિજય', વિરમગામ ૧૯૧૮
૮. 'પાટીદાર લોક', (મધ્યપ્રદેશ) ૧૯૧૮
૯. 'પાટીદાર લોક', (મધ્યપ્રદેશ)૧૯૧૮
૧૦. 'કડવા વિજય',૧૯૧૮
૧૧. 'કડવા વિજય',૧૯૦૯
૧૨. 'કડવા વિજય',૧૯૦૯
૧૩. 'કડવા વિજય', ૧૯૦૯
૧૪. 'કડવા વિજય',૧૯૧૦
૧૫. 'કડવા વિજય',૧૯૧૫
૧૬. 'કડવા વિજય',૧૯૧૬, પૃ-૨૦, અંક-૧-૨
૧૭. 'કડવા વિજય',૧૯૧૬
૧૮. 'કડવા વિજય',૧૯૧૬
૧૯. 'કડવા વિજય',સ્વ. પુરુષોત્તમ પરીખ વિશેષાંક, ૧૯૧૮, પૃ-૧૧, અંક-૧,૨,૩
૨૦. 'પાટીદાર', સામયિક-૧૯૧૮
૨૧. 'કડવા વિજય',૧૯૧૮, પુસ્તક -૧૧મું, જાન્યુ., ફેબ્રુઆરી-માર્ચ, અંક-૧-૨-૩,
પરિશિષ્ટ-૫
૨૨. 'કડવા વિજય',૧૯૧૪, પૃ-૧૧
૨૩. 'કડવા વિજય',૧૯૧૮
૨૪. 'કડવા વિજય',૧૯૨૦, પૃ-૧૩, અંક-૬-૯

૨૫.'કડવા વિજય', ઉપર્યુક્ત

૨૬. 'કડવા વિજય',૧૯૨૬, પૃ-૧૪, અંક-૬

૨૭. 'ચેતન', ૧૯૩૦

૨૮. 'ચેતન' ૧૯૩૧, પૃ-૫, અંક-૫

૨૯. 'પટેલ', ૧૯૩૭, પૃ-૧, અંક-૪



ગુજરાત અને મધ્યપ્રદેશના સંબંધો જોડનાર કર્ણધાર



शेठ श्री केशवलाल वि. पटेल

अध्यक्ष * उमिया माताजी संस्थान

ऊंझा (गुजरात)



chapter-6

# ૬. ૧૮મી શતાબ્દીના શ્રી ઉમિયા માતાજી મહોત્સવ પછી માળવા-નિમાડમાં આવેલું પરિવર્તન

**આ** અગાઉનાં પ્રકરણોમાં આપણે ગુજરાત તેમજ માળવા-નીમાડના પાટીદાર સમાજમાં પ્રચલિત રીત-રિવાજો પર વિસ્તૃત ચર્ચા કરી પરંતુ ૧૮મી શતાબ્દીનો ઉમિયા માતાજી મહોત્સવ ઊંઝા મૂકામે થયો તે પછી માળવા-નિમાડમાં ધાર્મિક ક્ષેત્રે તેમજ સામાજિક કુરિવાજો દુર કરવા માટે વિવિધ જિલ્લાના સંમેલનો દ્વારા નિયમો નક્કી થયા, તેમજ શિક્ષણ ક્ષેત્રે પરિવર્તન આવ્યું તે અંગે આ પ્રકરણમાં વિશદ છણાવટ કરવામાં આવી છે પરંતુ આ તમામ બાબતો વિશે જાણકારી મેળવતાં પહેલાં ઊંઝા ઉમિયા માતાજીના મંદિર(ઉ.ગુ)ની સ્થાપના વિશે માહિતી અત્રે રજૂ કરેલ છે તે જોઈએ.

ભાટ-વહીવંચા વગેરે એવી વાતો કરે છે કે પ્રાચીનકાળમાં શંકર ભગવાને સ્વહસ્તે, હાલ જયાં ઊંઝા છે ત્યાં પોતાનાં પટરાણી દેવી શ્રી ઉમિયાજીની સ્થાપના કરી હતી અને તેથી તે સ્થાન કેટલાક કાળ સુધી ઉમિયાપુરીના નામથી ઓળખાતું હતું. પરંતુ કાળના વહન સાથે ધીમે ધીમે તે નામનો અપભ્રંશ થયો અને તેને બદલે તે ઊંઝા કહેવાવા લાગ્યું. બીજો આધારવાળો એવો ઉલ્લેખ છે કે ઈ.સ.૧૫૬ અને ઈ.સ. ૨૧૨માં કૂર્મિક્ષત્રિય એવા કણબી જ્ઞાતિના પૂર્વજ શ્રી વૃજપાલજી નામના માધાવતીના રાજવી પોતાનું રાજય ગુમાવી બેઠા પછી 'શ્રી સ્થળ' અને તે હાલનું સિદ્ધપુર કે જેમાં હિંદુ વંશ પરંપરા અનુસાર માતૃગયાની શ્રાદ્ધક્રિયા કરવા સારુ આવેલા અને તે સમયે તેઓશ્રી ઘણા જ્ઞાતિબંધુ એવા કૂર્મિક્ષત્રિય ભાઈઓને મળેલા અને તેથી તે પોતાની શ્રાદ્ધક્રિયાનું કર્મ પતાવી પાછા ફરતા હતા,

ત્યારે તે સમયે જ્ઞાતિબંધુઓએ અત્રે રહી જવાનો પ્રેમભર્યો આગ્રહ કરવાથી તેઓ સિદ્ધપુરથી પાંચેક ગાઉ દૂર પોતાના રાસ રસાલા સાથે 'ઉમાપુર' નામે ગામ વસાવીને ત્યાં વસવાટ કર્યો. એ ભૂતકાળનું 'ઉમાપુર' એ આજનું ઊંઝા, અને તે સમયે તેઓ ભગવાન શંકરના ઉપાસક હોવાથી તેમણે મહાદેવી ઉમાની સ્થાપના કરીને તેની ભક્તિ- અર્ચના કરવા લાગ્યા અને તેને પોતાની કુળદેવી તરીકે માનવા લાગ્યા અને ત્યારથી કૂર્મિક્ષત્રિય એવા કડવા-કણબી કોમની તે કુળદેવી તરીકે પ્રસ્થાપિત રહી છે, અને તે હાલ પણ સમગ્ર કડવા પાટીદાર કોમ તેને હૃદયથી કુળદેવી તરીકે સ્વીકારીને ચાલે છે અને શ્રદ્ધાપૂર્વક ભક્તિભાવથી પૂજે છે.[૧]

મંદિરની સ્થાપનાને ૧૮૦૦ વર્ષ પૂરાં થયાની ખુશીમાં કેટલાક સમય પહેલાં "અઢારમી શતાબ્દી મહોત્સવ" મનાવવામાં આવ્યો. તા. ૨૫-૧૧-૧૯૭૬ માગસર સુદ-૪ સંવત ૨૦૩૩ ગુરૂવારથી શરૂ કરીને તા. ૨૯-૧૧-૧૯૭૬ના રોજ તેની પૂર્ણાહુતિ થઈ. તેમાં દેશ-પરદેશના લગભગ ૧૦ લાખ લોકોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો.

ઉમિયા માતાજીની ૧૮મી શતાબ્દીના મહોત્સવ પછી સમગ્ર જ્ઞાતિમાં જે જાગૃતિ આવી છે તે ખરેખર અદ્‌ભુત છે. અને તેથી ૧૮મી શતાબ્દી મહોત્સવ એ માત્ર ધાર્મિક યજ્ઞ ન બનતાં સમગ્ર જ્ઞાતિમાં અવનવાને ભાવો અરમાનો વિવિધ સ્વરૂપે ખીલવા લાગ્યાં છે. આર્થિક રીતે માતાજીની સંસ્થા હવે સધ્ધરતા તરફ વળી છે. તેની આવકમાં પણ અસાધારણ એવો વધારો થયો છે અને થતો રહેવાનો છે. તેવા સંજોગોમાં ઉમિયામાતાનું સંસ્થાન એ માત્ર ઈંટ, માટી કે પથ્થર-ચૂનાનાં મકાનો બનીને રહે તો સાવ સામાન્ય વાત છે પણ ઉમિયામાતાની સંસ્થા એક માત્ર ધાર્મિક સંસ્થા નથી અને ભૂતકાળમાં ન હતી અને ભવિષ્યકાળમાં બનવાની નથી કારણ કે, ઉમિયાજીએ સમય, સંજોગો અને પરિસ્થિતિ પ્રમાણે, એને તેના વહાલા પુત્રોને વખતોવખત સમયાનુસાર માર્ગદર્શન આપી એક માતા તરીકેની પોતાની ફરજો અદા કરી છે, પછી તે પુરાતન યુગ હોય, મધ્યકાલીન યુગ હોય કે પછી વર્તમાન યુગ હોય પણ તેની અંતરપ્રેરણા અને આશિષ પાટીદાર સમાજ ઉપર પરિસ્થિતિને અનુરૂપ હોય તે રીતે ઉતરેલી છે, અને તેથી તે એક ધાર્મિક માતા ન રહેતાં લોકહૃદયની લોકમાતા બનીને રહી છે. તેના દરેક કર્તવ્યમાં લોકકલ્યાણની સુવાસ પ્રસરેલી હોય છે. પછી તે રાક્ષસોનો સંહાર કરવા માટે પોતાના પ્યારા પુત્રો ગણેશજી અને કાર્તિકેયને મોકલવાની નેમ હોય, કે પછી બાર વર્ષે લગ્ન કરવાના રિવાજની ભાવના જગાવતી હોય, કે પછી બાર વર્ષે લગ્નના શરૂ થયેલા- એકતિથિની લગ્નપ્રથામાં બાળલગ્નનું અનિષ્ટ ઘૂસવાથી તેને નાબૂદ કરવા સારુ જાગ્રત નાગરિકોના મનમાં સુધારાનું દ્વન્દ્વ યુદ્ધ જગાવી તે પ્રથાને તોડવાની સામાજિક ક્રાંતિ પ્રગટાવી બાળલગ્નો સામે લાલબત્તી ધરવાની ક્રિયા કરવાની હોય અને આમ તેની દરેક ક્રિયા સામાજિક પ્રેરણા અને ઉત્થાન માટેની જ હોય છે. પાટીદાર

સમાજના નવા યુગના મંડાણ માટે તેને એક નાનકડી યજ્ઞ ભાવનામાંથી, મહાન વિશાળ એવા ૧૮મી શતાબ્દી મહામહોત્સવનો પ્રેરણાનો સંદેશા આપી તમામ પાટીદાર સમાજને જાગ્રત કર્યો છે. અને તે યજ્ઞ પછી જાગ્રત થયેલા પાટીદાર સમાજના હૃદયમાં સમાજ ઉત્કર્ષ માટે, સમાજ ઉત્થાન માટે અને તેના સર્વાંગી વિકાસ માટે નવી નવી આશા-આકાંક્ષાઓ જાગવા લાગી. આ નવા યુગના જમાનામાં આર્થિક રીતે ઘસાતા સમાજને; લોકકલ્યાણી દેવી એવી ઉમિયા માતાજીના જૂના સંદેશાને નવો ઘાટ, નવો ઓપ આપી એક તિથિની લગ્નપ્રથાને કારણે ઊભી થયેલી સામૂહિક લગ્નપ્રથાને જીવંત કરવાનો માતાજીની અંતર પ્રેરણાથી નિશ્ચય કર્યો. માતાજીના આંગણા માત્ર ધાર્મિક યજ્ઞો, ઉત્સવો કે ઢોલ નગારાં વગાડવાં એ માત્ર બાહ્ય ક્રિયા ભલે થતી રહે, પણ સાથે સાથે ધર્મને નવા સ્વરૂપે જીવન ઘડતર કે, સામાજિક ઘડતરના બીબામાં ઢાળી તેને નવો ઘાટ, નવો ઓપ આપી કાર્યરત બનાવવું એ જ મોટો ધર્મ છે. સંસ્થાના કાર્યકરોએ અનુભવ્યું કે, જયાં સુધી સમાજમાં કન્યા-કેળવણીનો પ્રચાર નહિ થાય, અને દીકરીઓ ભણશે નહિ ત્યાં સુધી સમાજનું ગાડું આગળ ધપશે નહિ. કન્યા કેળવણીને વેગ મળે, કન્યા કેળવણીને પ્રોત્સાહન મળે તેવા ઉમદા હેતુ સારૂ યોજનાઓ વિચારવામાં આવી અને તે વિચારના મંથનમાંથી કન્યા કેળવણીના કાર્યમાં મદદ કરવાનું નવનીત નિર્માણ થયું. શ્રી ઉમિયા માતાજી સંસ્થા ને મોરબી કન્યા- છાત્રાલયને તેના પુનઃવિકાસ માટે રૂ. ૫૧૦૦૦/- એકાવન હજારની મદદ કરી અને આમ એક ધાર્મિક ભાવનાવાળી સંસ્થા કેળવણી તેમજ સામાજિક ઉત્થાન માટેનાં નવા અભિગમ દ્વારા ખુલ્લી મૂકી તમામ ધાર્મિક સંસ્થાઓ માટે સમયનાં એંધાણ પારખી સમાજના ભલા માટે કાર્યરત બનવાનો સૌ પ્રથમ દાખલો બેસાડ્યો છે અને તે ઉપરાંત પોતાના આંગણે સામાજિક રિવાજોના પરિવર્તન માટે નવા જમાનાના ઘડતર માટે તા. ૨૮-૧૨-૧૯૮૦ના રોજ ધરતી વિકાસ મંડળ, અમદાવાદના સહયોગ સાથે સમગ્ર કડવા પાટીદારોના આગેવાનોનું એક વિશાળ સંમેલન પણ યોજવામાં આવ્યું અને આ સંસ્થા એટલેથી ન અટકતાં તેને જે-જે કરવા જેવા, કરવા પડે તે તમામ પ્રયાસો કરવાની સતત તૈયારી દાખવી છે. અને તેના ફળસ્વરૂપે શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા અને ધરતી વિકાસ મંડળ, અમદાવાદના સંયુક્ત ઉપક્રમે તા. ૧૧-૪-૧૯૮૧ને શનિવારના રોજ સમગ્ર સૌરાષ્ટ્રની સમાજ વિકાસ યાત્રા સળંગ છ દિવસ સુધી કાઢવામાં આવી. આ સમાજ વિકાસ યાત્રા સૌરાષ્ટ્રનાં મુખ્ય નગરોમાં સમૂહ લગ્નો, સાદાઈનાં લગ્નો, કેળવણીનો પ્રચાર, ખોટાં કુરિવાજોમાંથી મુક્તિ માટે અને નવજાગૃતિ માટેનો સંદેશો લઈ ફરી અને સમાજયાત્રાઓ આજ સુધીના કડવા પાટીદારના ઇતિહાસમાં આવી સામાજિક વિકાસયાત્રા કદી કોઈએ કાઢી નથી. આવો પ્રયાસ આ સૌપ્રથમ હતો અને તેથી તેને સૌરાષ્ટ્રનાં ભાઈ બહેનોએ ખૂબ ઉમળકાભર્યો એવો સારો

આવકાર આપી ઠેરઠેર સમાજયાત્રીઓને મળવા સારુ લોકો આવવા લાગ્યા અને આમ ઉમિયા માતાજી સંસ્થાન અને ધરતી વિકાસ મંડળના સંગમે સામાજિક નવો પ્રયોગઘાટ ઉપસાવ્યો છે તેમ કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી.[૨]

## મધ્યપ્રદેશના કૂર્મી પાટીદારોમાં ધાર્મિક ચેતનાઃ

## શ્રી ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જયોત પદયાત્રાનો ઈતિહાસ (માર્ચ-૧૯૮૬)

પશ્ચિમ નિમાડના મહેશ્વર તાલુકામાં આવેલ કરોંદિયા ગામ એક નાનું ગામ છે. તે ગામમાં પાટીદાર સમાજમાં ૧૧૦ ઘર આવેલાં છે. પાટીદાર સમાજની વસતી એક હજારની છે. તે બધા કડવા પાટીદાર છે. તેમનો મુખ્ય વ્યવસાય ખેતી છે. અહીંનો સમાજ ધર્મપ્રેમી છે. ત્યાં અનેક ધાર્મિક સંસ્થાઓ આવેલી છે, અને કેટલાય પ્રકારના ધાર્મિક ઉત્સવો ત્યાં ઉજવવામાં આવે છે.

આ ગામમાં પાટીદાર સમાજની વસતિ અધિક હોવાથી તથા ધર્મ પ્રત્યે સારી શ્રદ્ધા હોવાથી એક સંત અને માતાજીની પ્રેરણાથી ગ્રામજનોને કુળદેવી શ્રી ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જયોત ઊંઝા (ઉ.ગુ)થી પગપાળા લાવવા માટે પ્રેરણા મળી.

ગ્રામવાસીઓ વિચારમાં પડી ગયા. ૬૦૦ કિલોમીટર સુધી પગપાળા યાત્રા એપ્રિલ મહિનામાં કરવાનું મુશ્કેલ તથા કપરું કાર્ય જણાયું. પરંતુ ત્યાંના નવયુવકો ઉત્સાહી હતા અને માતાજી પ્રત્યેની શ્રદ્ધાનું બળ હતું. પરંતુ તે વર્ષે દુષ્કાળ પડ્યો હતો. પાણીની સમસ્યા ઘણી કપરી હતી અને ઉનાળાના દિવસો હોવાથી વડીલો વૃધ્ધોને આ કાર્ય મુશ્કેલ લાગ્યું. તેમણે યુવકોને ઘણા સમજાવ્યા પણ માતાજીની કૃપા જ એવી થઈ કે યુવકોમાં જુસ્સો અને ઉત્સાહ વધી ગયાં અને આ શુભ કાર્યમાં સંત પણ જોડાયા.

અખંડ દિવ્ય જયોતને આ ગામે લાવવાની તૈયારીઓ શરૂ થઈ ગઈ. સંતની સાથે શ્રી રામચંદ્ર શંકરલાલજી પાટીદાર તથા શ્રી દેવનારાયણ દ્વારકાજી પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જયોત લાવવાની પરવાનગી લેવા માટે તા. ૧૩-૩-૮૬ના રોજ ઊંઝા પહોંચી ગયા. રાત્રે સંસ્થાનના સભ્યોની એક ખાસ બેઠક બોલાવવામાં આવી. પ્રતિનિધિઓ દ્વારા માતાજીની જયોત નિમાડ લઈ જવા સંબંધમાં ચર્ચા કરી. તમામ સભ્યોએ આ કાર્ય માટે એકમત થઈને સંમતિ આપી તથા પ્રસન્નતા વ્યક્ત કરતાં કહ્યું કે આ શુભ કાર્ય માટે તમામ પ્રકારની વ્યવસ્થા કરવા અને પૂરેપૂરો સહયોગ આપવા જણાવ્યું.

કરોદિયાથી ૨૭ માર્ચ ૧૯૮૬ના રોજ સવારના સૂર્યોદય થતાં જ તમામ યાત્રીઓ તૈયાર થઈને માતાજીની અખંડ દિવ્ય જયોત લેવા માટે શ્રી ઉમિયા માતાજીની જયઘોષ કરતા કરતા પોતપોતાનાં વાહનોમાં બેસવા લાગ્યા. આખા ગામની માતાઓ, બહેનો, યુવકો અને વૃદ્ધોએ વિદાય આપી તથા આશીર્વાદ આપ્યા અને પ્રસ્થાન કરવા જણાવ્યું.

૮૫ પુરુષો અને ૫૫ સ્ત્રીઓનો સમૂહ ભજન-કીર્તન કરતો કરતો ઊંઝા જવા રવાના થયો. મહેશ્વર,ધામનોદ,ધાર, ઝાલુવા, દાહોદ, સંતરામપુર, લુણાવાડા, મોડાસા, હિંમતનગર, વિજાપુર, વિસનગર થઈને ૨૮ માર્ચ, ૧૯૮૬ના રોજ સૂર્યોદયના પહેલાં કિરણ સાથે માતાજીનો જયજયકાર કરતો નાચતો ગાતો ઊંઝા નગરમાં શ્રી ઉમિયા માતાજીના મંદિરના પ્રાંગણમાં પહોંચ્યો. ત્યાં સંસ્થાનના બીજા સૌ યાત્રીઓનું સ્વાગત કરવામાં આવ્યું. યાત્રીઓના ભોજન તથા આરામગૃહમાં રહેવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. ૬૦૦ કિલોમીટરનો પ્રવાસ ખેડીને તમામ યાત્રીઓએ ૨૮મી માર્ચે આરામ કર્યો. ૨૯મી માર્ચની સવારના ૭ વાગ્યાથી સાંજના ૭ વાગ્યા સુધી કરોંદિયા ગામના યાત્રીઓએ અખંડ કીર્તનનો કાર્યક્રમ મંદિરના પ્રાંગણમાં રાખ્યો. આ કીર્તનમાં "ઓમ નમો ભગવતે વાસુદેવાંય" દ્વાદશ મંત્રનો જાપ કર્યો. આ કીર્તન કાર્યક્રમમાં ઊંઝા નગરના હજારો નરનારીઓએ નિમાડથી પધારેલ યાત્રીઓ સાથે બેસીને આખો દિવસ કીર્તન-ધૂન કર્યા. સાંજે ૭ વાગે ભોજન બાદ રાત્રે ૯ વાગે સંતોનો પ્રવચન કાર્યક્રમ થયો, જેમાં યાત્રીઓ તથા નગરનાં હજારો નરનારીઓએ પ્રવચનનો લાભ લીધો.

૩૦મી માર્ચની સવારે હવનના કાર્યક્રમનો આરંભ થયો. તેમાં યાત્રીઓ તરફથી આગેવાન હવનકર્તા શ્રી હરિરામ સખારામ તથા તેમનાં ધર્મપત્ની શ્રીમતી ભગવતીબહેન દ્વારા માતાજીના પુજારી પૂજનીય શ્રી સુખદેવજી શાસ્ત્રીએ સંપૂર્ણ વિધિપૂર્વક હવન કરાવ્યું. હવન બાદ શ્રી ઉમિયા માતાજી જળ અભિષેક તથા અઠારસો વર્ષથી પ્રજ્વલિત અખંડ દિવ્ય જ્યોતની પૂજા અર્ચના કરવામાં આવી. માતાજીની જયઘોષ બોલાવતા શાસ્ત્રીજીએ નિમાડના આગેવાન શ્રી હરિરામ પાટીદારને જ્યોતિ સોંપી. સૌ યાત્રીઓ અને ઊંઝા નગરીનાં નિવાસીઓએ શ્રી ઉમિયા માતજીનો જયજયકાર કર્યો અને કીર્તન કરતાં કરતાં મંડપમાં પહોંચ્યા. જ્યોતને રથમાં બિરાજમાન કરીને પૂજા-અર્ચના તથા આરતી કરવામાં આવી અને પ્રસાદ વહેંચ્યો.

તે દિવસે બપોર પછી ઊંઝા શહેરમાં અખંડ દિવ્ય જ્યોતની શોભાયાત્રા કાઢવામાં આવી, તેમાં મહિલાઓ દ્વારા ૧૦૮ કળશયાત્રા સાથે હજારો નર તથા નારીઓ જોડાયાં. રથની આગળ આગળ બેન્ડ વાજાં પોતાના મીઠા સૂરો રેલાવ્યા. પદયાત્રીઓ ઝાંઝ (કાંશી જોડ), મંજીરા અને ઢોલક વગાડીને કીર્તન કરી રહ્યા હતા. રથની પાછળ કળશ યાત્રીઓ તથા મહિલાઓ ભજન કરતાં કરતાં ચાલી રહ્યાં હતા. આ રીતે ઊંઝા શહેરના મુખ્ય માર્ગો પરથી પસાર થતી આ શોભાયાત્રા મંદિરના પ્રાંગણમાં આવીને પૂરી થઈ હતી. તે દિવસે રાત્રે ૯ વાગે પદયાત્રાઓ સિવાય બાકીના સહુ યાત્રીઓ નિમાડ જવા રવાના થયા.શ્રી ઉમિયા માતાજી ઊંઝાના પુજારી શ્રી સુખદેવજી શાસ્ત્રી દ્વારા પદયાત્રીઓ માટે શુભ મુહૂર્ત ૧લી એપ્રિલનું કાઢી આપ્યું.

૧લી એપ્રિલ ૧૯૮૬ની સવારે સઘળા યાત્રીઓ પોતાની દિનચર્યા આરંભી તૈયાર થઈ ગયા.

જ્યોત ઉપાડી રવાના થવાની તૈયારી કરી. સંસ્થા તરફથી વિદાય સમારંભનો કાર્યક્રમ રાખવામાં આવ્યો, તેમાં સંસ્થાના પ્રમુખ શ્રી કેશવલાલજી પટેલ, બધા સભ્યો, કર્મચારીગણ, માતાઓ-બહેનો તથા ઊંઝાના નગરવાસીઓ પધાર્યા. સંત અને માતજીના પુજારી શાસ્ત્રીજી દ્વારા પ્રવચન કરવામાં આવ્યાં. પ્રમુખ શ્રી કેશવલાલભાઈ પટેલે પુષ્પગુચ્છ સાથે સૌ યાત્રીઓને વિદાય આપી. પદયાત્રીઓના પ્રમુખ શ્રી રામચંદ્ર પાટીદારે માતાજી સંસ્થાન તથા ઊંઝાના નગરજનોનો આભાર માન્યો અને કહ્યું કે આપના તરફથી જે પ્રેમ અને સહયોગ મળ્યો છે તેનું વર્ણન મા શારદા સિવાય અન્ય કોઈ કરી શકતું નથી. ભવિષ્યમાં ક્યારેક ક્યારેક ગામ કરોંદિયાના વાસીઓ આપના માર્ગદર્શન અને આશીર્વાદની આપ સૌ પાસે આશા રાખે છે.

સૌ પદયાત્રીઓ કુળદેવી શ્રી ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જ્યોત ઉપાડીને માતાજીનો જયજયકાર તથા ભજન-કીર્તન કરતા કરતા રવાના થયા. ઊંઝા નગરના હજારો નરનારીઓ વિદાય આપવા માટે તેમની સાથે ચાલવા લાગ્યાં.

પછીના દિવસે ૨જી એપ્રિલના રોજ વિસનગરથી સવારે યાત્રી રથ લઈને નીકળ્યા. નગરનાં નરનારીઓ નગરની હદ સુધી માતાજીની જ્યોત અને પદયાત્રીઓને વિદાય આપવા આવ્યાં. માતાજીનો રથ અને યાત્રીઓ ગુજરાત પ્રદેશમાંથી ૧૪ દિવસનો પ્રવાસ ખેડીને મધ્યપ્રદેશમાં પ્રવેશ્યા. આ ૧૪ દિવસની યાત્રા દરમિયાન જે પ્રેમ, સહયોગ અને મિત્રભાવ મળ્યો છે તેને યાત્રીઓ પોતાના જીવનમાં તો શું, ઇતિહાસ પણ કદી ભૂલી શકશે નહીં.

આ યાત્રા ઊંઝાથી વિસનગર, વિજાપુર, હિંમતનગર, ગઢડાકંપા, મોડાસા, મેણીકંપા, મહી નદી, હીરાપુર, લીમડી અને દાહોદ પસાર કરીને ૯મી એપ્રિલના રોજ મધ્યપ્રદેશમાં પ્રવેશી. ત્યાં ઝાલુવા, રાજગઢ, સરદારપુર, દસઈ અને ધારથી ધામનોદ ખાતે ૧૬મી એપ્રિલ ૧૯૮૬ના રોજ સવારે પહોંચી. ત્યાં નગરના સ્ત્રી પુરુષો બૅન્ડ વાજાં અને મંગળ ગીતો ગાતી સ્ત્રીઓ કળશ સાથે માતાજીની આગળ ચાલ્યાં. માતાજીનું સ્વાગત અને પૂજન કરવામાં આવ્યું. અહીંથી એક વિશાળ શોભાયાત્રા નીકળી. યાત્રી માતાજીની ધજાઓ લઈને ભજનકીર્તન કરતા કરતા ચાલી રહ્યા હતા. આ શોભાયાત્રામાં ધામનોદની આજુબાજુનાં ગામોથી પણ જનતા ટ્રેક્ટર, મોટર તથા મોટર સાયકલો પર સવાર થઈને માતાજીની આગળ આગળ ચાલ્યા આવતા હતા. આ શોભાયાત્રા ૯ કિલોમીટર લાંબી હતી. શહેરના મુખ્ય માર્ગો પરથી પસાર થતી બહુચર માતાજીના મંદિરના પ્રાંગણમાં પહોંચી. પાટીદાર સમાજની નિમાડ જિલ્લાના ઇતિહાસમાં આ સૌથી મોટી શોભાયાત્રા હતી. અહીં યાત્રીઓએ ભોજન તથા આરામ કર્યો. હવે અહીંથી જ્યોત લઈને બડવી, મહેશ્વર, મંડલેશ્વર અને ઘરગાંવ થઈને શુભ દિવસ મંગલ મુહૂર્તમાં સવારે ૧૮ એપ્રિલ, ૧૯૮૬ને રામનવમીના પવિત્ર દિવસે કરોંદિયા ગામે

પહોંચ્યા ત્યાંની જનતા ૨૩ દિવસથી માતાજીની જ્યોતની અધીરતાથી પ્રતીક્ષા કરી રહી હતી. શુભ સમાચાર મળતાંની સાથે ગામનાં સ્ત્રી-પુરુષો, યુવાનો, વૃદ્ધો અને બાળકો તથા આજુબાજુના ગ્રામજનો સૌ માતાજીની આગળ ભાગ લેવા બેન્ડ વાજા, ઢોલ, ત્રાસાં, ઝાંઝ, મંજીરા, ભજનકીર્તન, મંગળ ગીતો ગાતાં અને માતાજીની જયઘોષ બોલાવતા પૂજાની આરતી લઈ દોડવા લાગ્યાં. અહીં ગામની વ્યક્તિઓ દ્વારા પોતાની પત્નીઓ સાથે માતાજીની આરતી તથા પૂજા કરવામાં આવી. અહીંથી એક વિશાળ શોભાયાત્રાનો પ્રારંભ થયો, જેમાં ૧૦૮ કળશ સાથે કન્યાઓ જોડાઈ. હજારો સ્ત્રી-પુરુષ ભજન-કીર્તન અને માતાજીનો જયજયકાર કરતાં બેન્ડવાજા સાથે આગળ વધ્યાં. માતાજીના રથની આગળ કુમકુમ, ગુલાલ અને ફૂલોથી માર્ગો શણગારવામાં આવતા હતા. આ શોભાયાત્રા ગામના મુખ્ય માર્ગો પરથી પસાર થઈને પાટીદાર સમાજના ધર્મશાળાના ચોગાનમાં પહોંચી.

અહીં પાટીદાર સમાજ દ્વારા બંધાવેલ ધર્મશાળામાં માતાજીની જ્યોતનું આદર-સન્માન સાથે આસન આપવામાં આવ્યું.

શ્રી ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જ્યોત, ઊંઝા(ઉ.ગુ)થી ગામ કરોંદિયા (મ.પ્ર) સુધી ૬૫૦ કિલોમીટરની પદયાત્રા ૧૮ દિવસ પદયાત્રાઓ પૂરી કરી.[૩]

આ પછીના સમયમાં જે ગુજરાત-મધ્યપ્રદેશની સમાજયાત્રાઓ થઈ તેનો પ્રભાવ કુળદેવી શ્રી ઉમિયા માતાજીનાં મંદિરોના નિર્માણની દિશામાં પણ સ્પષ્ટ જણાઈ આવે છે. વારંવાર ઊંઝા, બેચરાજી, અંબાજીનાં દેવીશક્તિ સ્થળો તથા મંદિરોની યાત્રા પર મધ્યપ્રદેશના પાટીદારો જવા લાગ્યા અને ગુજરાતથી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના કાર્યકર્તાઓ શેઠ કેશવભાઈના નેતૃત્વમાં મધ્યપ્રદેશની સમાજયાત્રાઓ પર આવતા રહ્યા, ત્યારે સ્વાભાવિક જ મા ઉમિયા પ્રત્યે શ્રદ્ધા-વિશ્વાસ વધતાં ગયાં. પરિણામે મધ્યપ્રદેશમાં પણ ઉમિયા મંદિર નિર્માણ થવા લાગ્યાં. ઉમિયાધામ રાઉ-રંગવાસા અને ઉમિયા મંદિર કરોંદિયાનાં નિર્માણ તો ગુજરાત-મધ્યપ્રદેશની આ વર્તમાનકાળની પરસ્પર સમાજયાત્રાઓનાં કારણે જ થઈ રહ્યાં છે.

**શ્રી ઉમિયા માતાજી મંદિર, કરોંદિયા (નિમાડ)**

શ્રી ઉમિયા માતાજી સંસ્થાના ઊંઝાના પ્રમુખ (ઉ.ગુ) શેઠ શ્રી કેશવભાઈ જ્યારે જ્યારે મધ્યપ્રદેશની સમાજયાત્રાઓ પર આવ્યા, ત્યારે ત્યારે તેઓ દરેક વખતે કરોંદિયા ગામે આવ્યા અને ભૂમિની પસંદગી, નિરીક્ષણથી માંડી મંદિર નિર્માણની તમામ યોજનામાં પ્રત્યક્ષ સહાયક, માર્ગદર્શક તથા સલાહકાર બની રહ્યા. એમના જ વરદ્ હસ્તે તા. ૮-૩-૯૦ના રોજ શ્રી ઉમિયા માતાજી મંદિરનું શિલારોપણ મધ્યપ્રદેશ તથા ગુજરાતનાં હજારો સ્ત્રી-પુરુષોની હાજરીમાં થયું.

આ મંદિર-નિર્માણમાં શેઠ સાહેબે રૂ. ૧૧૦૦૦ દાન આપીને દાનવીરોને પ્રેરણા આપી. આજે

આ મંદિર મધ્યપ્રદેશ પાટીદાર સમાજનું ગૌરવસ્થળ, ઐતિહાસિક પ્રતીકના રૂપમાં પૂર્ણરૂપે નિર્મિત થઈ ગયું છે.

પાટીદાર સમાજ કુળદેવી શ્રી ઉમિયા માતાજીની મૂર્તિનો પ્રાણપ્રતિષ્ઠા સમારંભ તથા સહસ્ત્રચંડી મહાયજ્ઞનું આયોજન કરોંદિયા ગામમાં યોજાયા. શ્રી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના પ્રમુખ શ્રી કેશવલાલજી તથા શ્રી મણિભાઈ તેમજ અન્ય મુખ્ય કાર્યકર્તા ભાઈઓની પ્રેરણા તથા માર્ગદર્શનમાં હોલકર સ્ટેટની દેવીસ્વરૂપા મહારાણી અહલ્યા માતાની કર્મભૂમિ મહેશ્વર નજીક ઉમિયાધામ કરોંદિયામાં આ અદ્વિતીય આયોજન થયું. જેનાથી પાટીદાર સમાજની એકરૂપતા, દાનશીલતા, લગન તથા કઠોર પરિશ્રમનું ફળ સમગ્ર ભારતીય સમાજના તમામ વર્ગોને મળ્યું. આ આયોજનમાં શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના પ્રમુખની સાથે ટ્રસ્ટના પદાધિકારી સર્વશ્રી મણિભાઈ (ઘંટી) માનદ્ મંત્રી, નાથુલાલજી પટેલ- સહસચિવ, મણિભાઈ નેતાજી, નાથાલાલજી ચારી સામેલ થયા. મહેશ્વરથી કરોંદિયા સુધીની ભવ્ય શોભાયાત્રા, અખંડ જ્યોતિની રથયાત્રા, છોટે મુરારીબાપુનાં પ્રવચનો, મધ્યપ્રદેશ, ગુજરાત, રાજસ્થાન, મહારાષ્ટ્રના પાટીદારોનું વિશાળ સંમેલન વગેરે મહત્ત્વપૂર્ણ ઘટનાઓ સદૈવ સ્મૃતિમાં અંકાયેલી રહેશે. પરસ્પર સમાજયાત્રાઓનું આ પ્રભાવશાળી પરિણામ છે. મધ્યપ્રદેશના હિન્દી છાપાંઓનો મત આ પ્રમાણે રહ્યો : આ આયોજન પાટીદાર સમાજની એકતા, સંગઠન, શ્રમશક્તિ તથા દાનશીલતાનું અદ્ભુત ઉદાહરણ છે.

**<u>શ્રી ઉમિયા માતાજી મંદિર- સોમખેડી</u>**

શ્રી ઉમિયા બાલ વિદ્યા આશ્રમ સોમખેડીના પ્રાંગણમાં પાટીદાર સમાજ કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું નાનકડું સુંદર મંદિર બનાવવાનો શુભ સંકલ્પ ટ્રસ્ટ તથા સંચાલક મંડળે લીધો હતો. આશ્રમમાં શિક્ષણની સાથે સાથે ધાર્મિક, આધ્યાત્મિક તથા ભક્તિભાવનાના વિકાસ માટે મંદિર સ્થાપનાની ઉપયોગિતાનું સમર્થન મધ્યપ્રદેશ તથા ગુજરાત પાટીદાર સમાજે કર્યું. પાટીદાર સમાજના સહયોગથી એક લાખ પચાસ હજાર રૂપિયાના ખર્ચે બનેલા સુંદર મંદિરમાં આદ્યશક્તિ જગતજનની મા અંબિકાજી, કુળદેવી મા ઉમિયાજી, વિદ્યાદેવી સરસ્વતીજીની મૂર્તિઓનો પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ શેઠ કેશવલાલજી પટેલના વરદ્ હસ્તે, શેઠ ચતુર્ભુજજી પાટીદાર રાઉની અધ્યક્ષતામાં તથા શ્રી માંગીલાલજી શંકરલાલજી મુકાતી-ખિલેડીના વિશેષ આતિથ્યમાં સંપન્ન થયો. પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવમાં શતચંડી મહાયજ્ઞનું આયોજન પ.પૂ. સંત શ્રી રામદાસજીના સાંનિધ્યમાં સંપન્ન થયું. પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સાથોસાથ સંસ્થાનો વાર્ષિકોત્સવ,સરદાર વલ્લભભાઈ પટેલ ભવનનું ઉદ્ઘાટન તથા શિવાલય પ્રતિષ્ઠા (શિલારોપણ) મહોત્સવ પણ આયોજિત થયા, જેમાં ગુજરાત તથા મધ્યપ્રદેશના તમામ જિલ્લાના પ્રમુખ પદાધિકારીઓ તેમજ સમાજસેવકો સામેલ થયા. વિભિન્ન ઉછામણીઓમાં એક લાખ પચ્ચીસ




ભારતની ઉજ્જૈન નગરીના પશ્ચિમમાં આવેલ શિપ્રા નદીના કિનારે હનુમાનગઢી ઉપરના રામગઢના ઘાટ ઉપર સીતા-રામનું સામાન્ય પણ નાનું અને સુંદર મંદિર આવેલું છે. ઉજ્જૈનના ધાર, રતલામ, ઈન્દોર અને મંદસૌર વગેરે જિલ્લાઓના પાટીદાર ભાઈઓની સભા તેમજ ધાર્મિક પ્રવૃત્તિઓ માટે આ મંદિર પ્રેરણારૂપ છે. જ્યાં દરેક ધાર્મિક પ્રસંગો અને ઉત્સવોમાં પાટીદાર ભાઈઓ હંમેશા મોટી સંખ્યામાં ભેગા થાય છે. આજે પણ આ મંદિર પાટીદારો માટે પ્રેરણા સ્થળ છે. ટૂંકમાં પાટીદાર સમાજની સારી અને સુંદર ભાવનાના પ્રતીકરૂપ શ્રી રામમંદિર છે. જે આજે પણ સમાજના સર્વાંગીણ વિકાસ અને સંગઠન માટેનું સ્થળ ગણાય છે.

હજાર રૂપિયા માતાજીના મંદિરને પ્રાપ્ત થયા. આ મંદિરમાં દરરોજ સવાર-સાંજ છાત્રાલયનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ, સ્ટાફ મેમ્બર્સ તેમજ ગ્રામ સોમાખેડીનાં સ્ત્રી-પુરુષો માતાજીની આરતીમાં સામેલ થાય છે. વિદ્યાલયમાં ભણતાં તમામ છોકરા-છોકરીઓ માતાજીનાં દર્શનનો લાભ લે છે. આશ્રમમાં સ્વાધ્યાય તથા સાધનાનો અદ્ભુત સંયોગ પ્રાપ્ત થયો છે.

**શ્રી ઉમિયાધામ, રાઉ- રંગવાસા (ઇન્દોર)**

મધ્યપ્રદેશ પાટીદાર સમાજ દ્વારા નિર્મિત સમાજનાં ગૌરવશાળી તથા પ્રતિષ્ઠાપૂર્ણ ઐતિહાસિક મંદિરોની શૃંખલામાં શ્રી રામ મંદિર, ઉજ્જૈન પછી ઉમિયાધામ, રાઉ-રંગવાસાના પાવન મંદિરે પોતાનું મહત્ત્વપૂર્ણ સ્થાન મેળવી લીધું છે. ઉમિયાધામ ટ્રસ્ટના ઉપાધ્યક્ષ શ્રી પુરુષોત્તમજી પાટીદાર, ઇન્દોર લખે છે :

"જ્યાં સુધી ઉમિયાધામ સ્થાપનાનો પ્રશ્ન છે એની સ્થાપનાની સાથોસાથ ગુજરાતના પાટીદારો સાથે મધ્યપ્રદેશ પાટીદારનો જીવંત સંપર્ક વધ્યો છે. ગુજરાતના પાટીદારોનાં ખાસ કરીને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા ટ્રસ્ટના અધિકારીઓએ મધ્યપ્રદેશના પાટીદારોને શૈક્ષણિક જાગૃતિ માટે પ્રોત્સાહિત કર્યા છે. ઊંઝા ટ્રસ્ટના અધ્યક્ષ શ્રી કેશવભાઈના અમે અત્યંત આભારી છીએ, જેમણે સંપર્ક રાખીને ઉમિયાધામની પ્રગતિમાં રુચિ લીધી છે."

શેઠ શ્રી કેશવભાઈ પટેલે ઉમિયાધામ મહોત્સવની શોભાયાત્રા, પ્રાણપ્રતિષ્ઠા સમારંભમાં ગુજરાત પાટીદાર સમાજના અનેક અગ્રગણ્ય કાર્યકર્તાઓની સાથે ઉત્સાહભેર ભાગ લીધો. આ વિશાળ ઐતિહાસિક શોભાયાત્રામાં શેઠ કેશવભાઈની હાજરીએ ચાર ચાંદ લગાવી દીધા હતા. પોતાના દાનવીર ભામાશાહ, સમાજસેવક, જ્ઞાતિસેવકને શોભાયાત્રામાં જોઈને મધ્યપ્રદેશ પાટીદાર સમાજ ધન્ય બની રહ્યો હતો.[૪]

**પંચ જ્ઞાતિ નિયમો અને સંગઠનો દ્વારા સુધારાની દિશામાં આગેકૂચ**

**'કુલમી કુલભૂષણ' પુસ્તક :**

સામાજિક પરિવર્તન લાવવા માટે અને તેમાં સુધારો કરવા લેખિત કાયદાની આવશ્યક્તા રહે છે. આપણે ધર્મ, જ્ઞાતિ, કાયદો, રાજ્યનો કાયદો, પ્રતિજ્ઞા અને યુવા સંગઠનો દ્વારા પ્રતિજ્ઞાઓ લઈને સમાજમાં પરિવર્તન લાવી શકીએ છીએ. જ્ઞાતિ પંચનું મહત્ત્વ આજે પણ યથાવત્ રહ્યું છે. તેમાં પરિવર્તન જરૂર આવી રહ્યું છે. પંચના કાયદામાં પ્રાયશ્ચિત, દંડ અને જ્ઞાતિબહાર (બહિષ્કાર) કાઢવાની પરંપરા જોવા મળે છે. ઉત્તર ગુજરાતમાં ગોળ પ્રથા છે. માળવા-નિમાડમાં ગોળ પ્રથા નથી. રોટી-બેટી વ્યવહાર મધ્યપ્રદેશ, રાજસ્થાનના પાટીદાર સમાજમાં પ્રચલિત છે. નિમાડ પ્રદેશમાં ક્યાંય લાજ (ઘુંઘટ) કાઢવાનો રિવાજ નથી. નિમાડમાંથી સુધારાની શરૂઆત થઈ હતી. અહીં આર્યસમાજનો સારો એવો

પ્રભાવ છે. માળવા પ્રદેશમાં આજે પણ ઘૂંઘટ પ્રથા છે. પરંતુ તેમાં ધીમે ધીમે સુધારો થવા લાગ્યો છે. આ પ્રથા શરૂ થવાનું કારણ માળવામાં મુસલમાન સુલતાનોનું રાજ્ય હતું, તેમની અસર માળવાની બધી જ્ઞાતિઓ પર પડી હતી. મધ્યપ્રદેશમાં પ્રાદેશિક સંગઠન છે. સને ૧૯૭૪માં કડવા-લેઉવા સમાજ એક થઈ ગયો છે. હું અહીં ઉદાહરણ પૂરતા કેટલાક કાયદા રજૂ કરી રહી છું. જેમાં આપણને સમાજની પરિસ્થિતિનો ખ્યાલ આવશે. સુધારા માટે દરેક પ્રદેશમાં પાટીદાર પરિષદોની શાખાઓની રચના કરવામાં આવી હતી. નિમાડ પ્રદેશની પેટા શાખા કસરાવદમાં ઑમકારજી હીરાજી દાપડા (હોલ્કર રાજ્ય) તથા માળવા પ્રદેશની પેટા- શાખા બાબૂ ભગતરામજી જોધરામજીએ કાયમ કરી હતી.

મધ્ય ભારતમાં કડવા-લેઉવાને એક કરવાનું શ્રેય શ્રી ૧૦૮ શ્રી મહંત રામકૃષ્ણજી હનુમાનજી ઉજ્જૈનને ફાળે જાય છે. તેમણે કુલમી કૂલભૂષણ નામના પુસ્તકની રચના કરીને કુલમી પાટીદારો માટે આચારસંહિતા બનાવી હતી. તેમાં લખેલા નિયમોની કલમોના આધાર પર જ્ઞાતિ કાયદો અસ્તિત્વમાં આવ્યો અને સુધારાને વેગ મળ્યો. આ પુસ્તકમાં આપેલી કલમો ખૂબ આકર્ષક છે, તેથી નમૂનારૂપે અહીં આપી છે. શ્રી રામકૃષ્ણદાસજીએ ગુજરાતની ખૂબ પ્રશંસા કરી છે અને મધ્યપ્રદેશના કુલમીઓને ગુજરાતનું અનુકરણ કરવાનો ઉપદેશ આપ્યો છે. ઊંઝાનાં ઉમિયા માતા અને ભવાયા નાયકો સાથે પાટીદારોના સંબંધો તથા ઊંઝાના જ્ઞાતિ આગેવાનોનો પણ ઉલ્લેખ કર્યો છે.[૫] (જુઓ પરિશિષ્ટ-૬)

**<u>'કૂલમી કૂલભૂષણ'માં આપેલી કલમો :</u>**

કલમ-૩૧માં જણાવ્યા મુજબ લગ્ન કર્યા બાદ છોકરીની ઉંમર ૧૨ વર્ષની ન થાય ત્યાં સુધી સાસરે ન મોકલવી. કોઈ ઝઘડાને કારણે અથવા કોઈ કોમની લાલચ અથવા તો સાસરેથી લડાઈ કરીને ભાગી આવે અને અહીં સાચી-ખોટી વાત કરીને કે મને મારે છે, મને જમવાનું નથી આપતા, સાસુ-સસરા, જેઠ, દિયેર અથવા જેઠાણી, નણંદ, પતિ વગેરે લડે છે. તેથી ન મોકલો અને કહે જાવ દાવો કરો મારી છોકરી અને બહેનને નહીં મોકલું. જો હાથ ઉપાડશો અને મારપીટ કરશો તો પોલીસમાં પકડાવી દઈશ અથવા પોતે મારી દેશે. આવી હાલતમાં તે વ્યક્તિએ તે જ ગામના પંચોની આગળ દરખાસ્ત આપી દે અને પંચ પછી બોલાવીને પૂછે અને સ્ત્રીને અને તેના ઘરવાળાઓને સમજાવે.

આટલાથી પણ ન માને અને ગાળો આપે તો પંચ અથવા તેના પતિને અથવા જમાઈની સાથે તરત જરા પણ સંકોચ વગર પંચ મારફતે ગાડીમાં બેસાડીને અથવા તો તેને સોંપીને રવાના કરી દે.

**કલમ**-૪૪માં ઠરાવ કર્યો કે જે કલમ ૪૮માં છોકરા-છોકરીને શાળા કૉલેજ મોકલવાનું લખ્યું છે. તેનો ખુલાસો કે ચોક્કસપણે પોતાના ગામમાં મોકલે ન મોકલે તો પંચ મારફત મોકલવામાં આવે અને ઘરકામમાં, ખેતીમાં કૂવામાંથી પાણી ખેંચવું વગેરેમાં, ઘઉં કાપવામાં જોતરવી વગેરે કામ માટે રજા આપવી નહીં.

અથવા કોઈ જરૂરી કામ હોય, સગાસંબંધી આવ્યા હોય અથવા બીમારી હોય તો પંચને વિનંતી કરે પછી પંચને યોગ્ય જણાય તો એક દિવસ કે બે ચાર દિવસની મંજૂરી આપે, વધુ નહીં, અને શિક્ષકની ચિઠ્ઠી લાવે ત્યારે શાળામાં છોકરા-છોકરીને રોકે અથવા મુદતની અંદર પાછા શાળામાં ન આવે તો ચાર આના દંડની મર્યાદા છે. બાર મહિનામાં પંદર દિવસથી વધુ રજા ન પડવી જોઈએ. બીમારીની વાત જુદી છે.

છોકરીએ સારું વાંચન કરતાં આવડે તો રામાયણ, ગીતા, બસ પછી બંધ કરે તો વાંધો નથી. ત્રણ ચાર ધોરણ સુધી ભણે અને છોકરાએ તો સારી રીતે ભણવું જોઈએ. પછી ઉજ્જૈન મંદિરે બોલાવે તો કલમ ૪૮ મુજબ મોકલશે અને શિક્ષકને ખાતરી થઈ જાય કે પંચના સભ્યોની સંમતિ વિના એક દિવસની પણ રજા ન આપવી. છોકરા- છોકરીનો કોઈ પક્ષ લે, શીખવે, તો તેના પર કલમ-૪૮ પ્રમાણે સજા કરવામાં આવે. શરૂમાં માફી આપવાની તક મળે તો પંચને હક છે. તે જોઈ વિચારી નિર્ણય કરે.

ગરીબના છોકરા-છોકરીને પંચાયત તરફથી પુસ્તકો, કાગળ, સ્લેટ, ખડિયો, કલમ વગેરેનો કુલ ખર્ચો આપવામાં આવે. શરૂઆતમાં પંચાયતના રૂપિયાથી બધો સામાન સ્ટોકમાં રાખવામાં આવે તો ત્યાં સુધી બતાવીને દંડ કરીને નહીં મોકલે. ત્યાર પછી પુસ્તકો વગેરે આપવા છતાં પણ ન મોકલે તો પછીથી મોકલી શકે છે, પહેલાં ડરને કારણે કે બંધ કરીને મોકલતા રહે તો પાછળથી દંડ કરીશું.

**કલમ:૪૭**માં તમાકુએ આજકાલ હાલત બહુ જ બગાડી દીધી છે, અને આપણી જ્ઞાતિમાં દસ વર્ષનો છોકરો પચાસ વર્ષના પુરુષ સામે પીવે છે. તે પીવાથી જીવ નર્કવાસી બને છે. તે ખાવી કે પીવી ઘોર પાપ છે. કારણ કે તેનાથી બુદ્ધિ બગડે છે. તામસી સ્વભાવ બને છે, ક્રોધ, અજ્ઞાન પેદા કરે છે, એટલે કે તે દરેક રીતે હાનિકર્તા છે.

એટલે કે ગાંજો, ચરસ, તમાકુ ખાવી અને પીવી એ બધું સદંતર બંધ કર્યું છે અથવા જે પીશે તેના પર નીચે દર્શાવેલ સેવન ઠરાવ મુજબ સજા કાયમ રહેશે. જુઓ તમાકુનું સેવન કેટલું ભ્રષ્ટ છે.

પરંતુ સૌ કોઈ તેનાથી દિનપ્રતિદિન ખરાબ-બરબાદ થઈ રહ્યા છે, તેથી પેદાશ કાર્તિક મહાત્મમાં ગાયના કાનની કહી છે. એટલે કે તેને મધ્યમ કહી છે. માંસની બરાબર છે અને તમે એટલું પણ નહિ વિચારો કે બ્રાહ્મણ સુદ્ધા પીવે છે. આમ બધા આજકાલ એશઆરામમાં મસ્ત છે.

**કલમ-૪૮** એવું નક્કી કર્યું કે દરેક ગામના છોકરા-છોકરીઓ જેવા હોશિયાર બની જાય અને ઉજ્જૈન મંદિરે પંચ જેમ નક્કી કરતા જાય તેમ બેચાર છોકરા છોકરી મોકલતા રહે. પછી ઠીક થતાં આખો પરિવાર કુલ છોકરા અને છોકરીઓ મોકલતા રહેશે. આપણે પણ હવે ગુજરાતના ભાઈઓનાં સંતાનો વિદ્યા દ્વારા ગુણવાન છે. એવા અહીં પણ પોતાનાં સંતાનોને બનાવવાનાં છે અને ત્યારે જ

આપણાં દુઃખ દર્દ અને દારિદ્ર, મૂર્ખતા, અજ્ઞાનતા દૂર થઈને સુખ પ્રાપ્ત થશે. કારણ કે વિદ્યા વિના કોઈપણ પરિસ્થિતિમાં સુખ કે ધન પ્રાપ્ત થશે નહીં. છોકરો ભણીગણીને ગુણવાન બનીને ધન પેદા કરી શકે છે. છોકરીઓ ભણવાથી ગૃહસ્થ ધર્મ જાણવા લાગે છે. તમામ પાપ કર્મ છોડી દઈને શુભ કાર્ય કરવા લાગે છે. પતિ સેવા, સાસુ-સસરાની સેવા, જેઠ-દિયરની સેવા, નણંદ વગેરેની સેવા એ બધું જાણવા લાગે છે.

પતિને ગાળ દેવી અને પતિને છોડી દઈ બીજા પાસે જવું એ કેટલું મોટું પાપ થાય છે, સાસુ-સસરાને ગાળ આપવી અને તેમની પાસે કામ કરાવવું તે કેવું પાપ થાય છે. જેમ આજકાલ વહુ સૂઈ રહે છે અને સાસુ રોતી રોતી ઘંટી ચલાવે છે, પાણી ભરે છે અને વહુ તેની પાસે કામ કરાવે છે. ન કરે તો ગાળ દે છે અને મારે તથા પોતાના પતિ પાસે ગાળો ખવડાવે અને માર મરાવે અને પોતે અલમસ્ત પાડાની જેમ રહે છે. પાપ પુણ્યનું જ્ઞાન પણ નથી. પતિ અને સાસુ-સસરાની સામે એક શબ્દ સામે દશ શબ્દ ઉચ્ચારે છે, અને તેમાં ખુશ થાય છે. ઘડપણમાં દુઃખ દે છે.

આ પાપનું ફળ બાળબચ્ચાં ઘરનાં સૌ કોઈને ભોગવવું પડે છે. અંતમાં નરકવાસી બનવું પડે છે. આ રીતે છોકરો પણ પોતાનાં માતાપિતાને વૃદ્ધાવસ્થામાં ગાળો આપે કે મારઝૂડ કરે એવું પાપકર્મ અનીતિ કરતો હોય અને છતાં સુખ ઇચ્છતો હોય તો તે મૂર્ખ છે તેને સુખ ક્યાંથી મળે, કદી મળે જ નહીં.

એટલે કે છોકરા-છોકરીને ભણાવવાની બાબત મહત્ત્વની છે તે સમજો, માટે શાળા- કૉલેજ ફરજિયાત કર્યાં છે. પહેલાં આપણાં બે ગામોમાં ભણવા મોકલો અને પછી હોશિયાર બને ત્યારબાદ ઉજ્જૈન શાળા-કૉલેજમાં બોલાવવામાં આવશે.

**કલમ-૫૩**માં આપણી જ્ઞાતિમાં દેશકાળનો ધર્મ જોઈને નાતરાં કરવાનો રિવાજ ફરજિયાત છે કે જેનાથી બેન દીકરી દેવીઓની બેઈજ્જતી ન થાય પણ હવે તેમાં પણ ખૂબ અનીતિ થવા માંડી છે. જ્યાં સુધી નાતરાવાળા સ્ત્રીના પુત્રને આગળની સ્ત્રીના છોકરા તથા ભાઈ, કાકા, પિતા વગેરે ભાગ આપતા નથી અને ઘરમાંથી કાઢી મૂકે છે પછી તે રાજ્યમાં, પંચમાં ગરીબ હાલતમાં રખડી ખાય છે. જીવનભર તેની બાબતમાં સુનાવણી કરવામાં આવતી નથી. આ કેવો અનર્થ છે. જ્યાં જુઓ ત્યાં અને સાંભળો ત્યાં અહીં આપણી જ્ઞાતિમાં દરેક બાબતમાં અન્યાય થઈ રહ્યો છે. અને દિન પ્રતિદિન અન્યાય કરી રહ્યા છે.

જો એવું હોય તો નાતરું શા માટે કરે છે અને કરે છે તો પછી બધા છોકરાઓને ભાગ કેમ આપતા નથી. શું તમે તેમને જન્મ આપ્યો નથી કે તમારો અંશ નથી કે તેને કાઢી મૂકો છો? હવેથી આવું કદાપિ કરવાનું નથી. અગર પરિણીત સ્ત્રીનો પુત્ર અને નાતરાવાળાનો પુત્ર અંદરો અંદર કેટલા ભાઈ હોય -બે ચાર બધા એ સ્ત્રીની પુત્રોને સરખો હિસ્સો આપવો. માતા-પિતા મરી ગયાં હોય તો અને

ભાઈ તથા કાકા હયાત હોય તો અંદરો અંદર લડાઈ ન કરે અને ભાગ પાડે. કોઈ નાતરાની ઓરતના પુત્રને ભાગ ન આપે અને કાઢી મૂકે તો પંચ મારફત ભાગ અપાવવો જરૂરી જણાય તો ઓછું વત્તું કરીને પણ ભાગ આપવો. બિલકુલ ભાગ ન આપે તો તેને રૂપિયા ૧૧ દંડ અને એક મહિનાની સજાની મર્યાદા છે. સજા કરવા છતાં ન સમજે તો પછી તેને જ્ઞાતિ બહાર મૂકવો. ભાગ આપ્યા પછી જ્ઞાતિમાં ભેળવવો. તેમાં કોઈ પક્ષપાત કરે કે શીખવે તો તેને રૂ. ૫ દંડ અને ૪ દિવસની સજાની મર્યાદા રાખી છે. ભાઈ-ભાઈ જુદા થઈ ગયા હોય તો વસિયતનામું (વીલ) મોટાભાઈના નામનું હોય તો વસિયતનામામાં નામ ન હોય તેઓ જમીન ખેડતા હોય તે હાલતમાં જમીન બાર મહિના ખેતી કરે પછી છોડાવી શકતા નથી.

છોડાવે નહિ અથવા પટ્ટો અલગ ન કરાવે તે હાલતમાં રૂ. ૫૧ દંડ અને ૧૫ દિવસની સજા ઠરાવી છે, તેમ છતાં ભાગ ન આપે તો જ્ઞાતિ બહાર મૂકી ભાગ અપાવવો અને જમીનમાં સામેલ કરવા. તેમાં પક્ષપાત કરનારને રૂ. ૨૫ દંડ અને ૧૫ દિવસની સજા ઠરાવી છે.

**કલમ-૬૧**માં છોકરીના વિવાહ વખતે ગોર-મહારાજ માટે જે નિયમો થયા છે તે મુજબ જ લેવડ-દેવડ કરવી.

**કલમ-૯૧**માં એવો ઠરાવ કરવામાં આવ્યો કે સ્ત્રીઓને ગાળો ન બોલવી અને મારવાનું બંધ કરવા ઠરાવ્યું છે. તે મુજબ વિવાહ વખતે ગાળો સદંતર બંધ કરાવવી. જાન રહે ત્યાં સુધી ગાળોના ગીત ગાવાની મનાઈ કરવામાં આવી છે. ટૂંકમાં ફટાણા ગાવાનું બંધ કરાવવું.

**કલમ-૬૫**ના ઠરાવમાં જે વ્યક્તિ ઘરડા બળદને બજારમાં જઈને વેચી આવે છે. આપણે જાણીએ છીએ કે મોંમાં દાંત ન હોય, શરીરમાં લોહી ન હોય પછી તેને ખરીદીને કોઈ શું કરે ? તેથી તેવા બળદને કતલખાનામાં લઈ જઈને તેને મારી નાખે છે અને તેનું લોહી, ચરબી, હાડકાં અને ચામડું-એ બધું કામમાં લે છે. એટલે કે આ દોષ આપણે માથે છે. કારણ બળદ યુવાન હોય ત્યારે તેનો ખેતી કામમાં ઉપયોગ કરીએ છીએ અને જે બળદ આપણને ખૂબ કમાણી કરી ખવડાવે એ જ બળદને ઘરડો થતાં તેની સેવા કરવાને બદલે વેચી દઈએ છીએ. લાલચમાં આવીને આ કેટલી બેઈમાની અને ઘોર પાપ છે. આ પાપ પાછળથી ગૃહસ્થાવસ્થામાં ભોગવવું પડે છે. કારણ કે તેનો વિચાર કરીએ તો સાચો કસાઈ તો વેચનાર જ છે. એટલે હવે ઘરડા બળદ-દાંત વિનાનો, લોહી વિનાનો કે જેનામાં ચાલવાની શક્તિ ન હોય તેને બજારમાં લઈ જઈને પૈસા ઉપજાવી વેચવો નહીં, મફતમાં પણ ન આપી દેતાં આપણે ઘેર તેની સેવા કરવી જોઈએ.

**કલમ-૧૦૨**માં કન્યા અને વરપક્ષની લેવડ-દેવડની સ્પષ્ટતા કરેલી છે. તેમાં ૧૧ રૂ. ની જ વાત છે. કલમ-૧૦ એટલા આટે મહત્ત્વની છે કે તેઆં જે પુરુષની સ્ત્રી મરી ગઈ હોય અને તે નાતરું

કરવા માંગતો હોય તે બાર મહિના પછી જ કરી શકે, તે પહેલાં નહીં, પણ જો કોઈ સ્ત્રી લાવે તો તેને ૧૫ રૂ. દંડ અને ૧૫ દિવસની સજા અને પેલી સ્ત્રીને પોતાના મા-બાપને ઘેર પાછી મોકલવામાં આવે છે.

**કલમ**-૧૦૯માં એમ ઠરાવ્યું છે કે કોઈ વિધવા સ્ત્રી ઘરની જમીન, માલસામાન, મકાન, નગદ, રોકડા વગેરે બીજાને ખવડાવે તે અન્યાયકર્તા સ્ત્રીને પંચ, પાડોશી કે તેના ઘરના જેઠ, દિયર વગેરે મનાઈ કરે તો પણ તે એમ કહે કે "મારો માલ છે, મારી ઇચ્છા થાય તેને ખવડાવીશ, મને કોઈ રોકી શકશે નહીં." આમ કહે અને વાત બરાબર હોય તેની ચાલચલગત પૂરેપૂરી ખરાબ હોય તો પંચ સમજાવે, નહિ તો પંચ મારફત ગાડામાં ભરીને જબરજસ્તીથી માલ ઠેકાણે પહોંચાડી દે.

જેમ હકદાર હોય તેવા તેના વારસદારને બધી મિલકત સોંપી દેવી. વારસદાર ન હોય જે લેવાની ના પાડે તો તેની પુત્રી, બહેન વગેરેના પુત્રોને સોંપી દેવી અથવા તેની સાથે રવાના કરી દેવી. બળજબરીથી ન જાય તો જ્ઞાતિ બહાર મૂકવી. પછી જવા ઇચ્છે અને જાય ત્યારે સામેલ કરીએ તે બદમાસ હોય તેને પંચને યોગ્ય લાગે તો કલમ-૭૫ અને ૨૧ હેઠળ સજા કરીને જુદી કરે. તેમાં તેનો કોઈ પક્ષ લે કે શીખવે તો તેને માટે રૂ. ૫ દંડ ઠરાવ્યો છે.

**કલમ**-૧૧૪માં ઠરાવ્યું છે કે જેમ કલમમાં મંજૂરી જોઈને નાતરાનો ઠરાવ કર્યો છે તે મુજબ જમણ પણ પંચોની મંજૂરી લઈને કરે તો હેસિયત જોઈને મંજૂરી આપે. તે પ્રમાણે ભલે એક વ્યક્તિ આવીને રકમ, કપડાં આપી જાય અથવા શ્રી ફળ અને રૂપિયો આપી જાય. હવે પૂછયા વિના પંચનું જમણ કરી લે તેના પર રૂ. ૫ દંડ લેવાનું ઠરાવ્યું છે. અને જમણવારમાં ન જવું હોય તેને ન જવા દે. પછી માફી માગવાથી યોગ્ય જણાય તો તેને પરવાનગી આપવી. તેમાં કોઈ પક્ષ લે કે શીખવે તો તેનો સવા રૂ. દંડ ઠરાવ્યો છે.

**કલમ**-૧૨૩માં અંબાજીમાના ગરબા વર્ષમાં પાંચ વખત કરે, પરંતુ બ્રાહ્મણને બોલાવી સેવા પૂજા કરવી, ગરબી ગાવી અને આનંદ મેળવવો. પરંતુ તેનાથી ઉલટું પૈસા ભેગા કરી કણબીઓ નચાવવી, મા-બેન સામે ગાળો બોલવી અને રાતભર મૂર્ખાઓની માફક મસ્તી કરવી આવું કરનારને માતાજીનો દોષ લાગશે. જે પંચાયત તેને રોકશે નહીં તેને ૧૫ રૂ. દંડ થશે એટલે ઠરાવ કરવામાં આવે છે કે નવરાત્રિમાં ગરબામાં રંડીઓને નહીં નચાવવી તેમજ જનાની કપડાં પહેરીને મા-બહેનો અને વડીલો સામે ચેનચાળા નહીં કરવા.

માળવા-નિમાડ ઉપર પરિષદોની ભારે અસર હતી. કસરાવદના રામચંદ્ર વ્યાસે આ સમાજને સુધારવા માટે ખૂબ જ પરિશ્રમ લીધો હતો અને આ બધા ગુજરાતી જ્ઞાતિબંધુઓ હોવાથી તેઓ ગુજરાતની જેમ પ્રગતિ કરે તેવા પ્રયાસો કરી માળવા અને નિમાડમાં ગુજરાતના સમાજ સુધારકોને આમંત્રી સંમેલનો કર્યા હતા. કુલમી કુલભૂષણના લેખકે પણ સમાજને અનુરૂપ ૧૪૦ કાયદાઓનું બંધારણ

બનાવ્યું હતું. ત્યારબાદ આ પુસ્તકને આધારે નિમાડ જિલ્લાના અનેક પ્રદેશોમાં તેને લાગુ પાડવામાં આવ્યું હતું. અને બીજા જિલ્લાઓમાં પણ કુલમી કુલભૂષણ પુસ્તકનો આધાર લઈ સ્ત્રીઓને કષ્ટમાંથી મુક્ત કરવાનો પ્રયાસ કર્યો હતો. ૧૯૪૧માં આ જાગૃતિ આવી હતી તેમની ૩-૮-૧૯૪૧ની સભામાં કુલમી પંચ કડવા પરગણાઓની રચના કરવામાં આવી હતી.

આ ઉપરાંત હોલ્કર સ્ટેટના રાજ્યો સમગ્ર પાટીદારના પંચો અને લેઉવા પાટીદાર સમાજે પણ પંચે કરેલા નિયમોની એટલે કે સામાજિક બંધારણની પુસ્તિકાઓ બહાર પાડી હતી. મધ્યપ્રદેશના લેઉવા પાટીદાર સમાજે વિક્રમ સંવત ૨૦૨૫માં પુસ્તિકા બહાર પાડી હતી.[૬] આ પુસ્તિકા નિમાડ અને માળવામાં વહેંચવામાં આવી હતી જેથી દરેકને તેના કાયદા વિશે જાણ થઈ શકે. તે છાપેલી પુસ્તિકાને આધારે લીધેલ લખાણ નીચે પ્રમાણે છે :

## निमाड जिले के पुराने विधान

### (संवत् ११९८में छपी पुस्तक के आधार पर)

'कुलमी कुल भूषण' पुस्तक से निमाड के कुलमियों को भी प्रेरणा मिली । ग्राम करोंदिया में सनातन धर्म सभा हुई थी, उसमें श्री कालूराजी शास्री धर्म पर व्याख्यान देने पधारे थे । उन्होंने 'कुलमी कुल भूषण' पुस्तक पढकर सुनाई थी । श्री कालूरामजी शास्री के सामने कुलमी-पाटीदार पंचोने यह दिया कि ईस पुस्तक की दफाएं निमाड में भी लागू की जावें । फिर धामनोद मंदिर की सदर कमेटीमें महाराजजीने वह ठहराव सुनाकर खलधार पंचो को यह काम सौंपा कि इस पुस्तक को छपवाकर गांव वार बांट देना । खलघाट पंच कमेटीने यह काम पूरा किया : यह निवेदन भी पुस्तक में लिखा कि इन ठहरावों को भी नहीं तोडना, क्योंकि यह विधान पूरे मालवा निमाड के पंचोका बनाया हुआ है । यदि तोडोंगे, तो पूरी कडवा लेवा जातिमें आपकी तौहीन होगी । यदि सब पंच मेम्बरान इकट्ठे होकर निमाड जिला के पंचो से जबान पूछेंगे, तो हम पंचो को जवाब देना भारी पडेगा । विधान की एक छोटी पुस्तक पाटीदार घनश्यामदास उज्जैन की लिखी हुई खलधार पंच तरफ से हर एक गावं को भेजी जाती है (ता. ३-८-१९४१)[७]

## होल्कर स्टेट, जिला निमाड, ग्राम करोंदिया में सनातन धर्म सभा की कार्यवाही का वर्ण (संवत् १९९७ वि.)

सदर कमेटी में पंडित कालूराम शास्री गां - अमरोदा, जिला-कानपुर वाले महाशयजीने सनातन धर्म सभा में व्याख्यान दिये । इस कमेटीमें आपने कुलम्बी पंचायती के उज्जैन मंदिरवाले श्री रामकृष्ण दासजी महाराज की लिखी किताब 'कुलमीकूलभूषणं' पढकर सुनाई । यहां हाजिर सभी गांवो के पंचोंने अपनी सही करके यह ठहराव किया कि इस पुस्तक में की चन्द कलमें पांचों परगनों में लागू की जाती

है । जो हाजिर नहीं है, उस गांव के पंच सही करके चैत्र सुदी १३ को अगली कमेटीमें धामनोद माताजी के मंदिर में पेश करेंगे । अब कुलमी पंच गण 'कुलमी कुलभूषण' किताब के अनुसार पंच फेसले करेंगे और इसकी दफाओं को लागू करेंगे । यही सब पंचो से विनय है । मिती अगहन वदी ६ संवत् १९९७ को जाति सुधार की कलमों का ठहराव किया, जो कुलमी - कुलभूषण किताब पर आधारित है । इस पुस्तकमें १४१ दफाएं है ।

सनातन धर्मसभा में करोंदिया कमेटी के सदस्यों, गांव के पंचो, इटावदी पंचों की सही (दस्तखत) हुई । मिती पोस वदी ६, संवत् १९९७ को शुरु करके श्री महाराजजीने गांव वार फिरकर ठहराव सुनाकर निम्न गांवों के पंचों की सहियां ली.

खलघाट, सुंद्रेल, बगडीपुरा धेगदा, पेडूमी, भुवाणिया, झाकराड, डोगर, लोहारी, पटलावद, विखरेण, गुलझारा, बैगम्दा, मोगरडी, इटावदी, मेतवाडा, करोली, बडवेल बबली, मैंगाव, चुनडीया, करौंदिया, मोदे, झापडी, कौडीया, ंडिया, सोमाखेडी, गुलावड, मंडोरी, बिलवावडी, भूदरी, होदडिया, पाडल्या, छोटा करोंदिया, कवांणा, कस्बा, बंडेरा, कतरगांव, कम्या, बहेंगाव, पथराड, नांदरा, गोगाम, धरगाम, सुलगाम, खरगुण, मण्डेश्वर, ठमगाम, मातपुर, कांकरिया ।

नर्मदा पार के कसरावद परगना के निम्न गांव के पंचों की सहियां कराई गई (मिती चैत्र वदी ५, सं. १९९७ से शुरु करके) ।

बीलगांव, बडी कसरावद, बडगाम, माकडखेडा, मोगाम, छोटी कसरावद, सालदा, बिठेर, साटुट, एवं धामनोद कमेटी पंच मेंबरान (मांगीलाल पाण, भिलाजी गाडरिया, नथुजी गुजारिया, सीतारामजी अर्जुनजी मिठा)

**કરોંદિયામાં 'સનાતન સભા' મળી હતી તેમાં કુલમી કૂલભૂષણના કાયદાઓ વાંચી સંભળાવ્યા અનેતેનો અમલ કરવા માટે દરેક ગામના પંચોની સહી લીધી હતી. જેની વિગત ઉપર પ્રમાણે હતી. ત્યાર પછી પાટીદાર પંચો સમાજમાં સુધારા લાવવા એકઠા થયા અને નીચે પ્રમાણે નિર્ણય લીધા :**

**<u>સમગ્ર પાટીદાર પંચોના બૃહદ્ સંમેલનમાં નીચેના નિર્ણયો લેવામાં આવ્યા હતા. :</u>**

૧. પાટીદાર પૂર્વજોએ જ્ઞાતિમાં સગાઇનો સંબંધ કાયમ રાખવાની બાબતે બહુજ વિચારીને ઉત્તમ નિયમ બનાવ્યા છે. તેને આજે બધા જ જ્ઞાતિ ભાઇઓ બરાબર પાલન કરે છે. અને આ નિયમને બધા જ્ઞાતિ ભાઇઓએ હંમેશાં માટે પાલન કરવો જોઇએ.

૨. બંધારણની કલમ-૨માં છોકરા-છોકરીની લગ્નની વયમર્યાદા નક્કી કરવામાં આવી હતી. તેમાં છોકરા-છોકરી વચ્ચેની ઉમરમાં પાંચ વર્ષનું અંતર હોવું જોઇએ. છોકરો છોકરી કરતાં પાંચ વર્ષ મોટો હોવો જોઇએ અને નાની ઉંમરે વેવિશાળ કરવાની પ્રથા બંધ કરવી

જોઇએ. તેથી જેટલી મોટી ઉંમરમાં સંબંધ કરવામાં આવશે તેટલું જ સારું થશે.

૩. વેવિશાળ સમયે છોકરાવાળાએ છોકરીના ઘેર જઇને એક તીવારી ખારેક આપીને સંબંધ પાકો કરવો જોઇએ.

૪. છોકરીના પિતાએ સગાઇ વખતે કોઇ પણ પ્રકારના રૂપિયા લેવા નહિ. છોકરાના પિતાએ પણ છોકરીવાળાને રૂપિયાની લાલચ ન બતાવવી.

૫. વિવાહ વખતે છોકરાની ઉંમર ૧૮ વર્ષ અને છોકરીની ઉંમર ૧૪ વર્ષની હોવી જોઇએ. અર્થાત સરકાર દ્વારા નિર્ધારિત કાનૂનને માન્ય ગણવો જોઇએ.

૬. પ્રત્યેક માતા-પિતાનું મહત્ત્વનું કાર્ય એ છે કે છોકરાઓને ૧૧માં ધોરણ સુધી અને છોકરીઓએ ચોથા ધોરણ સુધીનું શિક્ષણ આપવું અને સરકાર દ્વારા શિક્ષણ પ્રચારની યોજનાનો પ્રચાર કરવો.

૭. વિધવા સ્ત્રીને ફારગતી વખતે ૫૦ રૂા. અને તેનાં ઘરેણાં પાછાં આપવા અને વિધવા સ્ત્રીની પાસે દૂધપીતું સંતાન હોય તો એને સાથે લઇ જવાનું અથવા તો તેના પહેલાં કુંટુંબને સોંપી દેવું.

૮. વિધવા સ્ત્રીને ગર્ભ રહી જાય તો તેનો નિકાલ કરવો જોઇએ કારણકે આ જ્ઞાતિમાં પુનઃલગ્નની પ્રથા હોવાથી કોઇપણ વિધવા આવું પાપકર્મ ન કરે પણ રિવાજ મુજબ બીજા ઘરનો સ્વીકાર કરી લે.

૯. કોઇ પણ છોકરીને તેના સાસરા પક્ષના કોઇ કારણ વિના તેડે નહીં તો તેનો નિર્ણય જાતિપંચ પાસે કરાવવો જોઇએ. કોર્ટમાં છુટાછેડા કરાવવા જોઇએ નહીં. કારણકે જાતિપંચોના નિર્ણય લાભદાયક ગણાય છે. આ ઉપરાંત પ્રેતભોજન પણ બંધ કરવામાં આવ્યું હતું. તેમજ ધાર્મિક શિક્ષણ પર ભાર મૂકવામાં આવ્યો હતો.

૧૦. વિધવા સ્ત્રી જ્યાં સુધી કોઇ જ્ઞાતિની વ્યક્તિ સાથે પુનઃર્લગ્ન કરવાની સંમતિ આપીને એમના તરફથી લાવેલ કંદોરો પંચો સમક્ષ એમનું નામ નિશ્ચિત કરીને પહેરે નહીં ત્યાં સુધી કોઇપણ વાત પાકી માની શકાય નહીં.

૧૧. કોઇપણ છોકરીને જો તેનો શ્વસુર પક્ષ કારણ વિના તેડી જતો ન હોય તો તે બાબતમાં જ્ઞાતિ-પંચ દ્વારા નિર્ણય લેવાવો જોઇએ. કોર્ટ મારફત છૂટાછેડા કરાવવા ન જોઇએ. કારણ કે જ્ઞાતિપંચનો નિર્ણય જ લાભદાયક હોઈ શકે છે.

૧૨. જે બાબતોમાં કોર્ટ જ્ઞાતિ-પંચોના પુરાવા (પ્રમાણ) માગે છે તે અંગે જ્ઞાતિ પંચે નિર્ણય લેવો જ યોગ્ય છે.

૧૩. લગ્ન સમયે પાલખીની પ્રથા હવે ઉપલબ્ધ નથી. તેથી આ પ્રથા બંધ કરી દેવી એ જ ઉત્તમ માર્ગ છે.

૧૪. લગ્ન બાદ રાત્રે જ ચોરી તથા તોરણો છોડવાની વિધિ પૂરી કરી બીજે દિવસે સવારે જાન વિદાય કરી દેવી યોગ્ય ગણાય, લગ્નમાં કેવળ એક જ જમણવાર આપવો હિતાવહ છે.

૧૫. મૃત્યુ બાદ અપાતું પ્રેતભોજન બંધ કરવામાં આવે છે. દૂર જઇને ફક્ત ફળાહાર કરવો જોઇએ.

૧૬. પાટીદાર સમાજના પ્રત્યેક ઘરમાં રામાયણ અને ગીતાનું એક પુસ્તક હોવું જોઇએ. મહેરબાની કરીને આ બાબત પર આવશ્ય ધ્યાન આપજો.[૯]

મધ્યપ્રદેશના જુદા જુદા જિલ્લાઓએ પોતાના વિસ્તારમાં રહેલા કુરિવાજોને દૂર કરવા માટે અમુક નિયમો બનાવ્યા હતા અને તે કાયદા દરેક વિસ્તારના ગામોમાં તેનો અમલ કરવા પ્રજાને સમજાવવામાં આવી હતી. તે વિશે જોઈએ.

**પાટીદાર હિતૈષી મંડળ, જિલ્લો નિમાડ (મ. પ્ર.)(મહેશ્વર, કસરાવદ, ધામનોદ ક્ષેત્ર) સ્થાપના ૧૦ ઑક્ટોબર ૧૯૭૬ સમાજનો કાયદો.**

**ભાગ-૧**

ભારત એક ખેતી પ્રધાન દેશ છે. ભારતના નવ નિર્માણમાં ખેડૂતોનો વિશેષ ફાળો છે. ખેડૂત વર્ગમાં પાટીદાર સમાજ એક વિશિષ્ટ સ્થાન ધરાવે છે. પાટીદાર સમાજ એકતા, દઢતા, મહેનત માટે પ્રસિધ્ધ છે. ગૌરવશાળી પ્રતિભાઓ તથા વિભૂતિઓને જન્મ આપવાવાળો સમાજ હાલમાં સંગઠિત નથી.તથા તેમાં કેટલીક રૂઢિઓ અને પંરપરાગત રીત-રિવાજો પ્રચલિત છે. દેશ અને સમાજની બદલાતી જતી પરિસ્થિતિઓને અનુકૂળ પાટીદાર સમાજમાં પણ સુધારા કરવાની ખૂબજ આવશ્યકતા છે. દેશના અનેક પ્રદેશોમાં વસતા અસંગઠિત પાટીદાર સમાજને પુનઃ સંગઠિત કરવા તેમજ તેમાં સુધારો કરવાના ઉદ્દેશથી ઉજ્જૈનમાં મ.પ્ર. પાટીદાર સમાજની રચના કરવામાં આવી છે. તથા અખિલ ભારતીય પાટીદાર સમાજની રચના પણ કરવામા આવી. સમાજમાં ક્રાંતિકારી પરિવર્તન લાવવાના ઉદ્દેશથી મહેશ્વર, કસરાવાદ તથા ધામનોદ ક્ષેત્રના પાટીદાર સમાજના સભ્યો નિમાડ પાટીદાર સમાજની રચના કરી રહ્યા છીએ.

**ઉદ્દેશ :** આ સંગઠનનો ઉદેશ નીચે પ્રમાણે

૧. સમાજ સંગઠન તથા સમાજ સુધારો

૨. શૈક્ષણિક તેમજ આર્થિક ઉન્નતિ તેમજ ખેતીમાં સુધારો

૩. પરસ્પર સહયોગ તેમજ સદ્ભાવના

૪. નવ યુવકોને સંગઠિત કરવા અને તેમનો સક્રિય સહયોગ લઇને સમાજમાં ક્રાંતિ લાવવી.

**નામ તેમજ કાર્યક્ષેત્ર :**

મહેશ્વર, કસરાવદ, ધામનોદ ત્રણે ક્ષેત્રના પાટીદાર સમાજનું સંગઠન તેમજ સુધારાના હેતુથી એક જિલ્લા કક્ષાનું સંગઠન બનાવવામાં આવ્યું છે. તેનુ નામ પાટીદાર હિતૈષી મંડળ, જિલ્લા નિમાડ રાખવામાં આવ્યું છે. આ મંડળનું કાર્ય ક્ષેત્ર સંપૂર્ણ ખરગોન તેમજ ઘરગાંવ રહેશે.

**જિલ્લા કાર્યકારિણી સમિતિની રચના :**

તા. ૧૦/૧૦/૭૬ ના રોજ અંબાજીના પવિત્ર મંદિર ધામનોદમાં ત્રણે ક્ષેત્રના પાટીદાર બંધુઓની એક વિશાળ સભા થઇ જેમાં પાટીદાર હિતૈષી મંડળ, જિલ્લા નિમાડ નામના સંગઠનનું નિર્માણ થયું તેમાં ત્રણે ક્ષેત્રના પસંદ કરેલા પ્રતિનિધિ તેમજ અન્ય સન્માનીય સભ્યો એકત્રિત થયા હતા.

## ભાગ -૨

પસાર કરેલા નિયમ, નિર્ણયનો અધિકાર, કલ્યાણકારી યોજનાઓ, સલાહ તેમજ સમાજ સુધારાના હેતુથી પસાર કરેલ દરખાસ્ત તેમજ ઠરાવ.

**નિયમ :-** ૧. લગ્ન તથા સંસ્કાર સંબંધી

**(૧) સગાઇ કરવાની બાબત :-** છોકરા - છોકરીની સગાઇ લગ્ન યોગ્ય ઉંમરે થાય તે સમયે જ થવી જોઇએ. સગાઇ અને લગ્નની વચ્ચેનો સમય ૧ થી ૨ વર્ષનો હોવો જોઇએ. સગાઇ સમજી વિચારીને કરવી જોઇએ. સગાઇ પછી સંબંધ તૂટવો ન જોઇએ.

**(૨) દહેજ બાબત :-** દાગીનામાં સોનાનાં કેવળ ૨ ઘરેણાં આપવાં જોઇએ. જેનું વધુમાં વધુ વજન ૩ તોલા હશે તેવી રીતે ચાંદીના ૩ ઘરેણાં આપવાં જોઇએ. આ મર્યાદા વધુમાં વધુ છે. ઓછી તો ગમે તેટલી હોઇ શકે.

આ રિવાજ ગણેશ પૂજનથી લઇને જાન સુધી કરવામાં આવે.

**(૩) લગ્નની તિથિ બાબત :** દર વર્ષે લગ્નની તિથિ અક્ષયતૃતિયા નક્કી કરવામાં આવે છે. છોકરો અને છોકરી એમ બંને પક્ષની સંમતિ હોય તો વસંતપંચમી પર પણ લગ્ન થઇ શકશે. જે પરિવારોમાં છોકરો - છોકરી બન્નેનાં લગ્ન હોય તો તેઓ પોતાની સગવડ પ્રમાણે આ બંને તિથિઓના ૧-૧ દિવસ આગળ પાછળ પણ લગ્નની તિથિ નક્કી કરી શકે છે.

**(૪) જાનના સમય બાબત :** જાન એક જ સમયની રાખવામાં આવી છે. પરંતુ ખાસ પરિસ્થિતિમાં ઘણે દૂરથી આવવા-જવાનું હોય તો તે અંગેની અનુકૂળતા જોઇને બંને પક્ષ મળીને બે વખતની જાન પણ રાખી શકે છે.

**(૫) નિયમ નંબર ૨ :** કપડાંની લેવડ દેવડ બાબત

લગ્ન તથા અન્ય કોઈપણ પ્રસંગોએ પતિ-પત્નીને કપડાં ચઢાવવામાં આવે પરંતુ બીજા કોઇ સગાં-સંબંધીઓને કોઇ પણ પ્રકારના કપડાંની લેવડ-દેવડ ના કરવી. આ નિયમ હેઠળ કપડાં લેનાર સ્વીકારનાર સંપૂર્ણપણે દોષિત માનવામાં આવશે.

**નિયમ નં.૩ :** છૂટા છેડા અને પુર્નલગ્ન બાબત

પહેલી વખતના લગ્ન પછી છૂટાછેડા બિલકુલ બંધ રહેશે,પરંતુ સંજોગોવસાત્ અથવા મનમેળ થતાં બંન્ને પક્ષોમાં પરસ્પર નિર્ણય થાય તો પરિણીત યુવક પણ નાતરુ કરી શકશે. કુંવારી છોકરી સાથે લગ્ન નહિ કરી શકે આ નિયમ સ્ત્રીઓની સામાજિક સ્થિતિ સુધારવા તથા પુરુષોનું નૈતિક સ્તર ઊંચું લાવવા માટે જરૂરી હોવાથી કડકાઇપૂર્વક પાળવામાં આવે. વિધુર પ્રમાણપત્ર જિલ્લા સમિતિ પાસેથી મેળવવાનું રહેશે. અને છોકરાની લગ્ન યોગ્ય ઉંમર હોય તો, ગ્રામ સમિતિની ભલામણ તાલુકા અથવા જિલ્લા સમિતિની પરવાનગીથી લગ્ન કરી શકશે. નિયમમાં આ છુટછાટનો ઉપયોગ વિચારણા કરીને કરવામાં આવે.

છુટાછેડા કરવાના સંજોગોમાં બંન્ને પક્ષોની રાજીખુશીથી પરસ્પર ઘેર બેઠા કરવામાં આવે તો છોકરા-છોકરી બંન્ને પક્ષે રૂા. ૧૫૦-૧૫૦ પંચને આપવા પડશે. એક તરફી નિર્ણય લેવામાં આવ્યા હોય ત્યારે જે પક્ષે છુટાછેડાની ઇચ્છા હશે તેણે ૩૦૧ રૂા. એકલાએ આપવાના રહેશે. છુટાછેડા તાલુકા સમિતિ સમક્ષ થશે તો સમિતિને રૂા. ૫૦૧/- આપવાના રહેશે. અને જિલ્લા સમિતિ સમક્ષ છુટાછેડા થયા હશે તો ૭૦૧/- રૂા. આપવાના રહેશે. તાલુકા અને જિલ્લા સમિતિ પોતાનો હિસ્સો રાખી, વધેલી રકમ છોકરા-છોકરી બંન્ને પક્ષની ગ્રામ્ય સમિતિને અડધી -અડધી વહેંચી દેશે. જ્યાં છૂટાછેડા હશે તે ગામમાં તે જ દિવસે રૂપિયા લઇ લેવામાં આવે અને પછીથી પાત્રતા અનુસાર મોકલી આપવામાં આવે.

**નિયમ નં. ૪ :** કડવા-લેઉવા સંબંધ બાબત

કડવા-લેઉવા પાટીદાર સમાજમાં લગ્ન સંબંધ નિયમ અનુસાર ફરજિયાત કરવામાં આવે છે.

**નિયમ નં. ૫ :** મૃત્યુ ભોજન બાબત

કોઇના પણ મૃત્યુ પ્રસંગે પહેલા દિવસે તીરથ ભોજનમાં અને ઘેર પણ મીઠું ભોજન (મીઠાઇ)કરવામાં નહીં આવે નર્મદા કિનારાથી દૂરના લોકો ઘાટ પર સેવ, ચોખા, મિઠાઈ વગેરે નાસ્તા રૂપે આપી શકશે. અગિયારમું અને બારમાનું નોતરુ પણ મર્યાદિત રૂપે કરવું . અગાઉની રીત-રસમ અનુસાર કાગળ(ચિઠ્ઠી) લખવા નહીં.

## નિયમના ઉલ્લંઘન પછી નિર્ણયનો અધિકાર

સમાજના સભ્યોએ પોતાના ઉદ્ધાર તથા સુધારણાના આશયથી ઉપર દર્શાવેલ નિયમો બનાવ્યા છે. નિયમોનું પાલન કરવાવાળા સભ્યો, તો તેનું પાલન કરશે જ, સંગઠન એવો વિશ્વાસ કરે છે કે આ નિયમો, દરખાસ્તો, ઠરાવો તથા આજ પછી પણ પસાર કરવામાં આવનાર નિયમોનો કોઇપણ સભ્ય ભંગ નહીં કરે. કોઇ સભ્ય એના વિરુધ્ધનું કાર્ય કરશે તો ગ્રામ સમિતિ સમક્ષ તેની ફરિયાદ કરવામાં આવશે. ગ્રામ સમિતિ પોતાના ગામના આવા પ્રશ્નો સાંભળશે અને નિયમોનુસાર નિર્ણય આપશે.

નિર્ણય ન આપવા અથવા લેવાની સ્થિતિમાં તાલુકા અથવા જિલ્લા કચેરીમાં ફરિયાદ કરવામાં આવ્યેથી પતિ-પત્નીના ક્ષેત્રાધિકારમાં તેમનો નિર્ણય આખરી ગણાશે. જે સભ્યો સમિતિઓનો નિર્ણય માન્ય નહીં રાખે, તેમને સંગઠનના સભ્યપદેથી દૂર કરવામાં આવશે. નિયમોનું ઉલ્લંઘન કરનારને સમિતિઓ ભૂલ કરનાર પક્ષને વધુમાં વધુ રૂા. ૫૦૧/- સુધીનો દંડ કરી શકે છે. સમાજના કોઇપણ સભ્ય સમિતિના હોદ્દેદારોને અપશબ્દ બોલશે નહિ. નિયમોનું ઉલ્લંઘન કરનારને પણ જરૂર પડ્યે યોગ્ય રીતે સજા કરી શકાશે.

### ભાવિ કલ્યાણકારી યોજનાઓ :

**૧. અનિવાર્ય શિક્ષણ** :- સમસ્ત પાટીદારોનું એ પવિત્ર કર્તવ્ય છે કે તેઓ તેમના દીકરા-દીકરીનાં સુખી અને સમૃધ્ધ ભવિષ્ય માટે તેમના યોગ્ય શિક્ષણની વ્યવસ્થા કરે. પોત-પોતાના ગામમાં મળતા શિક્ષણની સગવડના અનુસાર તેમને ભણાવવામાં આવે, પોતાની આર્થિક પરિસ્થિતિ તથા સુવિધા અનુસાર દીકરીઓને માધ્યમિક અને ઉચ્ચતર માધ્યમિક ધોરણો સુધી ભણાવવામાં આવે. છોકરાઓને વ્યાવસાયિક ઉચ્ચ શિક્ષણ આપવામાં આવે.

**૨. છાત્રાલય સુવિધા** :- જિલ્લા સમિતિ જાણે છે કે, સમાજના છોકરા-છોકરીઓને જરૂરી શિક્ષણ વ્યવસ્થા માટે કોઇ યોગ્ય સ્થળે છોકરા-છોકરીઓ માટે છાત્રાલય બનાવવામાં આવે અને સમાજની યોગ્ય વ્યકિતઓને તેના સંચાલનની જવાબદારી સોંપવામાં આવે.

**૩. પ્રતિભાશાળી છાત્રોનું સન્માન** :- સમાજના પ્રતિભાશાળી છાત્રાલયવાસી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓના અભ્યાસ અર્થે આર્થિક સહાય આપવામાં આવે, એવાં કુમળાં છોકરાં-છોકરીઓને સમાજ સાર્વજનિક રૂપે ઇનામ આપી તેમનું સન્માન કરે.

### સુચનો :

પાટીદાર ભાઇઓને તેમના પોતાના સમાજના તેમજ દેશના ભલા માટે કેટલાક સમયોચિત સૂચનો કરવામાં આવે છે. આ સૂચનોને પોતાના જીવનમાં કાર્યન્વિત કરજો.

**<u>૧. કુટુંબ નિયોજન</u>** :- કુટુંબ નિયોજનના ક્ષેત્રમાં પાટીદાર સમાજ કાયમથી જ અગ્રેસર રહ્યો છે. છતાં પણ આ ક્ષેત્રમાં ઘણું કામ કરવાનું છે. પાટીદીર ભાઇઓને વિનંતી છે કે, તે વધુમાં વધુ નસબંધી ઓપરેશન કરાવવાની સરકારી યોજનાને સફળ બનાવવામાં સક્રિય યોગદાન આપે.

**<u>૨. દહેજ નાબુદી</u>** :- પાટીદાર સમાજ આ કુરિવાજોનો વિરોધી રહ્યો છે. વર્તમાન યુગની માંગ અનુસાર પાટીદાર નવયુવકોએ દહેજ ન લેવાની અને ન આપવાની પ્રતિજ્ઞા કરવી જોઇએ.

**<u>૩. સમૂહ લગ્નોનું આયોજન</u>** :- સમાજના નાના તથા ગરીબ વર્ગને ઊંચો લાવવા ખોટા ખર્ચ રોકવા, દેખાદેખી ખોટાં પ્રદર્શનની ભાવનાને ડામવા, તથા સમાનતા લાવવાના ઉદ્દેશથી સમૂહલગ્નોનું આયોજન કરવામાં આવે. સમાજના મોટા સેવાભાવી તથા સુધારકવાદી સભ્યોએ આ ક્ષેત્રમાં જરૂરી પહેલ કરવી જોઇએ.

અંતમાં આપણે સૌ પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે દેશ અને સમાજમાં થનાર ક્રાંતિકારી અને સુધારાવાદી કાર્યક્રમમાં સહકાર આપીશું.[૯]

<u>સિહોર જિલ્લા પાટીદાર સમાજ, મ.પ્ર.</u>

કાર્યક્રમ સ્થળ : ગામ કનૌદ મિરજી.

તાલુકો : આષ્ટા, જિલ્લો : સિહોર, (મ. પ્ર.)

તારીખ : ૧૮/૨/૮૦

**વિષય** : પાટીદાર સમાજ સુધારણા અંગેના વિષય પર અમલ કરવો તથા જરૂરી સૂચનો આપવા.

પાટીદાર સમાજ જિલ્લો સિહોર મધ્યપ્રદેશની જિલ્લા સમિતિની બેઠક તારીખ ૬/૨/૮૦ ના રોજ ગ્રામ કન્નોદ મિરજી, તાલુકો આષ્ટા, જિલ્લો : સિહોરમાં બોલાવવામાં આવી. બેઠકમાં સમાજ સુધારણા અંગેનાં સૂચનો પસાર કરવામાં આવ્યા, જે નીચે મુજબ છે.:

<u>૧. સગાઈ પ્રસંગે :</u>

ઉપસ્થિત રહેલા બધા જ સભ્યોએ એવો નિર્ણય કર્યો કે, છોકરા - છોકરીની સગાઈ છોકરી પાંચ વર્ષથી અને છોકરો ૮ વર્ષથી ઓછા ઉંમરનો હોય તો નહીં કરીએ. સગાઈ નક્કી કરતી વખતે રૂપિયા વાટકી આપીને સંબંધ કરવામાં આવે. રક્ષાબંધન વગેરે તહેવારો ઉપર કપડાં વગેરે આપવામાં ન આવે. સગાઈ અંગેના પ્રસંગે રકમ કે કપડાંનો રિવાજ કરવામાં ન આવે, પરંતુ લગ્ન કરવાના થોડા દિવસ અગાઉ જ આ રિવાજ પૂરો કરવામાં આવે.

<u>૨. લગ્ન કર્યા પછી સંબંધ તોડવાની બાબતે :</u>

(અ) લગ્ન કર્યા પછી કોઈપણ વ્યક્તિ આ સંબંધ તોડશે નહીં, જો કોઈ લગ્ન કર્યા પછી છોકરીને ત્યજી દેશે તો, છોકરાવાળા ૫૦૦/- રૂા. છોકરીવાળાને આપશે. છોડી દીધા પછી છોકરીનું

નાતરું કરવામાં આવશે તો પેલા ૫૦૦/- રૂા. છોકરીવાળાએ ગામના સમાજના પંચને આપવા પડશે આના પછી જ સંબંધ તોડેલો મનાશે, નહીં તો છોકરાવાળાનો સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવશે. ત્યાં બીજી કોઈપણ વ્યક્તિ સંબંધ નહીં કરે.

જો છોકરીમાં કોઈ ઉણપ હશે, અથવા છોકરાવાળાને છોકરી ત્યજી દેવા માટે મજબૂર કરવામાં આવે તો ત્યાંના ગામના સમાજના પંચના કહેવા અનુસાર એકપણ રૂપિયો જમા કરાવ્યા વગર પણ સંબંધ તોડેલો માનવામાં આવશે.

(બ) લગ્ન કર્યા પછી જો છોકરી સાસરે જાય નહીં, અથવા છોકરીના પિતા અથવા કોઈપણ ઘરવાળા તેને મોકલે નહીં તો પંચ દ્વારા છોકરીવાળા પાસેથી રૂા. ૧૦,૦૦૦/- રોકડા વસૂલ કરવામાં આવશે અથવા છોકરીવાળાનો સામાજિક બહિષ્કાર કરવામાં આવશે અને ભવિષ્યમાં કોઈપણ વ્યક્તિ તેને ત્યાં સંબંધ નહીં કરે. જે પણ રકમ છોકરી પાસે અથવા તેના ઘરવાળા પાસે હશે તે છોકરાવાળાને આપી દેવામાં આવશે. ફક્ત ખોળાની રકમ નહીં આપવામાં આવે, પંચ દ્વારા જે કોઈપણ રકમ છોકરીવાળા પાસેથી વસૂલ કરવામાં આવશે. તેમાંથી રૂા. એક હજાર પંચ પાસે રહેશે, બાકીની રકમ છોકરાવાળાને આપી દેવામાં આવશે.

<u>૩. અન્ય :</u>

સમાજ દ્વારા પ્રતિબંધિત દુર્વ્યસનો પર નિયંત્રણ લાવવા માટે પાટીદાર સમાજ દ્વારા પ્રતિબંધિત દુર્વ્યસનો જેવાં કે દારૂ પીવો, માંસ વગેરેનો ઉપયોગ કરવા પર મનાઈ છે. જો કોઈ વ્યક્તિ દારૂ પીતો હોય અથવા અન્ય એવા દુર્વ્યસન કરતો જોવા મળે, તો સમાજ દ્વારા તેને દંડ કરવામાં આવશે, જેમાંથી ૫૦૧/- રૂપિયા રોકડા સમાજના પંચમાં જમા કરવાના રહેશે. વારંવાર આવા પ્રકારની ચેષ્ટા કરતો જોવા મળશે તો તેની સાથે સમાજની કોઈ વ્યક્તિ સંબંધ નહીં રાખે, અને સમાજના કોઈપણ કાર્ય જેવાં કે લગ્ન, નોતરું અથવા અન્ય કોઈપણ પ્રસંગે તેને આમંત્રણ આપવામાં નહીં આવે અને કોઈ પણ જમણવારમાં પણ બોલાવવામાં નહીં આવે.

ઉપર્યુક્ત બધા નિયમોનું ચુસ્તપણે પાલન કરવામાં આવશે. નિયમનું પાલન નહીં કરનારની ઉપર સામાજિક નિયમોનુસાર કાર્યવાહી કરવામાં આવશે અને મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સંમેલનમાં પણ આ પ્રશ્ન ઉપસ્થિત કરાશે.[૧૦]

## <u>મંદસૌર જિલ્લા પાટીદાર સમાજ</u>

### <u>આચાર-સહિતા સને ૧૯૮૨</u>

મંદસૌર જિલ્લાના પાટીદાર સમાજના ૨૭૦ ગામોના પ્રતિનિધિઓ અને ગામ સમિતિઓના અધિકારીઓના આ પાંચમા મહાઅધિવેશન, પાટીદાર સમાજની સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક,

શૈક્ષણિક અને સંગઠનાત્મક ઉન્નતિ અને પ્રગતિશીલ સમાજની સ્થાપનાના ઉદ્દેશો માટે સર્વાનુમતે આ મંદસૌર જિલ્લા પાટીદાર આચાર-સંહિતા પસાર કરે છે અને આજથી તેને ગામ સમિતિઓ દ્વારા પાલન કરવા માટે પોતપોતાના ગામમાં લાગુ પાડવામાં આવે છે.

**પાઠ :૧ સંગઠન**

પાઠમાં સંહિતાનું નામ, અમલ તેને લગતી બનેલી ગામ સમિતિઓ, તેની રચના, તેનું કાર્ય, અધિકાર, કર્તવ્ય અને કાર્યપધ્ધતિ સંબંધિત નિયમોનું વર્ણન છે.

**પાઠ :૨ સામાજિક પ્રથાઓ અને આચાર :**

મંદસૌર જિલ્લા પાટીદાર સમાજના આ પાંચમા મહાઅધિવેશન, સમાજના સામાજિક પ્રથાઓમાં નીચે પ્રમાણેના સુધારા કરે છે. આ સુધારા મંદસૌર જિલ્લાના દરેક ગામમાં લાગુ પડશે અને તેને ગામ સમિતિઓ પોત-પોતાના ગામમાં કાર્યશીલ કરશે.

**સગાઈ :**

સમાજમાં છોકરો અથવા છોકરીઓની સગાઈ નક્કી કરવાની ઉંમર પર કોઈ પ્રતિબંધ નથી, પરંતુ સગાઈ જ્યારે પણ નક્કી કરવામાં આવે છે ત્યારે છોકરાની ઉંમર, છોકરીની ઉંમર કરતાં ૪ વર્ષ વધુ હોવી અતિ આવશ્યક હોવી જોઈએ.

**ચાંલ્લો :**

સગાઈ નક્કી થઈ ગયા પછી ચાંલ્લો જરૂરી નથી. છતાં કોઈ સ્વેચ્છાએ કરવા ઈચ્છે, તો છોકરા - છોકરીના લગ્ન થવાના એક અથવા બે વર્ષ અગાઉ જ સંબંધ કરી શકશે. જો આ નિયમનું ઉલ્લંઘન કરી, કોઈ ચાંલ્લાની રસમ કરવામાં આવી હશે અને પછી સગાઈ તૂટી ગઈ હોય તો તેની સુનાવણી કોઈ ગામ, તાલુકો, જિલ્લો કે પ્રાંત સમિતિમાં કરવામાં નહીં આવે.

સગાઈની રસમ પૂરી કરતી વખતે, કન્યા પક્ષ તરફથી વરપક્ષને વધુમાં વધુ ૫૧ રૂપિયા, નાળિયેર અને એક જોડ પોષાકથી વધુ આપવામાં નહીં આવે. આ શરતનું ઉલ્લંઘન કરવામાં આવશે તો આવી પ્રથાનો ગામસમિતિના સભ્યો તાત્કાલિક બહિષ્કાર કરી દેશે અને તે પ્રથામાં કોઈ મતનો સહયોગ આવશે નહીં.

**ચૂંદડી ઓઢાડવાની પ્રથા :**

ચાંલ્લા પછી કન્યા પક્ષના ત્યાં કન્યાના લગ્ન થવાના એક અથવા બે વર્ષ અગાઉ કોઈ ચિડી અથવા સોના-સાંદીના દાગીના ચઢાવવાની પ્રથા વરપક્ષ દ્વારા કરવામાં નહીં આવે. આમાં ફક્ત તે પરિવારમાં કોઈ લગ્નના સમયે અથવા આનંદના અવસર ઉપર ફક્ત એકજોડ કપડાં ભેટ સ્વરૂપે આપી શકાય છે. આ નિયમના ઉલ્લંઘન કરીને, જો ચૂંદડી ઓઢાડવાની રસમ પૂરી કરે, તો ગામ સમિતિના

સભ્યો આમાં ભાગ નહીં લે, અને સગાઈ તૂટી જવાની દિશામાં ચિઠી પરત કરવામાં કોઈ પણ સુનાવણી કરવામાં નહીં આવે.

ચિઠી (ચૂંદડી ઓઢાડવી) તથા ચાંલ્લાની પ્રથા વખતે વધુમાં વધુ ૧૨ મહેમાનોની મહેમાનગીરીથી વધારે આયોજન કરી શકાશે નહીં.

<u>લગ્ન</u>

વ્યક્તિગત રૂપે બાળલગ્ન કરવાની બધી જ પ્રથાઓને તથા સામૂહિક ૧૦ વર્ષની બાળાઓના લગ્નની પ્રથા બંધ કરવામાં આવે છે.

પ્રત્યેક ગામ સમિતિના સભ્યો આજથી હિન્દુ લગ્નના કાયદા તથા બાળલગ્ન પ્રતિબંધક કાયદામાં દર્શાવેલ છોકરાની ઉંમર ૨૧ વર્ષ અને છોકરીની ઉંમર ૧૮ વર્ષ પૂરાં થયા બાદ જ પોતાનાં પુત્ર પુત્રીનાં લગ્નનું આયોજન કરાવી શકે છે. જો આ કાયદાના પેટા કાયદાનું ઉલ્લંઘન કરી બાળલગ્ન કરવામાં આવશે તો, તે પોલિસની દૃષ્ટિએ અપરાધ થશે. પોલિસના હસ્તક્ષેપથી કુટુંબની અને સમાજની મોટી માનહાનિ તથા આર્થિક અને માનસિક મુશ્કેલીઓ થશે. આથી ગામ સમિતિઓને પોતાના ગામમાં બાળલગ્ન અટકાવવા માટે અધિકૃત કરવામાં આવી છે.

સમાજમાં કાયદાકીય બાળલગ્ન કરવાની પ્રથાનું પ્રચલન શરૂ કરવામાં આવે છે. આ દિશામાં બાળવિવાહથી ઉત્પન્ન આણાની પ્રથાને બંધ કરવામાં આવે છે. આણાની મહેમાનગતિ તથા જમાઈ તેડવાની પ્રથાને બંધ કરવામાં આવે છે.

આજથી અગાઉ થયેલ બાળલગ્નના આણાની પ્રથામાં પાટીદાર સમાજના સભ્યો સહકાર આપશે નહિં, તેનાથી બાળવિવાહ પર પ્રતિબંધ આવશે.

લગ્ન વૈદિક પધ્ધતિથી રિવાજ પ્રમાણે સંપન્ન કરવામાં આવશે.

બાળ-લગ્નને પ્રોત્સાહન આપવા અને બાળલગ્નો બંધ કરવાની દિશામાં સમાજમાં લગ્નની દરેક વર્ષની વૈશાખ માસની સુદ ત્રીજ થી પૂનમ સુધીની અને વસંતપંચમીની આસપાસની કોઈપણ શુભ તિથિઓમાં લગ્ન વ્યક્તિગત ધોરણે પોતપોતાનાં ઘર આગળ અથવા સામૂહિક રીતે ગામમાં ગામ સમિતિની દેખરેખમાં એક મંડપ, એક આચાર્ય, એક પ્રીતિભોજન, એક બેન્ડ અને એક વ્યવસ્થા મુજબ આયોજન કરી શકાય છે. પરંતુ પ્રતિબંધ એ રહેશે કે, આ લગ્નોમાં સામૂહિક વિવાહના નામે ઓછી ઉંમરવાળા છોકરા - છોકરીનાં બાળલગ્ન કોઈપણ સંજોગોમાં કરી શકાશે નહીં.

સમૂહ લગ્નને પ્રોત્સાહન આપવા માટે, તાલુકા કાર્યસમિતિ અને જિલ્લા કાર્યસમિતિ પોતાના તાલુકા અને જિલ્લામાં કોઈપણ ઉપર્યુક્ત સ્થાન પર એક મંડળ, એક આચાર્ય, એક પ્રીતિ ભોજન, એક બૅન્ડ અને એક વ્યવસ્થા અંતર્ગત સમૂહલગ્નોનું આયોજન કરી શકે છે.

આ બધી વ્યક્તિગત તથા સામૂહિક લગ્નોમાં કોઈપણ લગ્નમાં જાનૈયાઓની સંખ્યા ૫૧ થી વધુ ન હોવી જોઈએ.

જાનૈયાઓના પ્રીતિભોજન સ્વાગત તથા વિદાય પૂર્વે બે ભોજનથી વધુ આપવામાં નહીં આવે.

જાનૈયા વધુપક્ષની સાથે, મધુર, ઉચિત, સભ્ય તથા સંયમિત વ્યવહાર કરશે. અને લગ્નની બધી જ ધાર્મિક રસમો શાંતિપૂર્ણ, સાંસ્કૃતિક સૌહાર્દપૂર્ણ વાતાવરણમાં ગોઠવશે અને તેમાં મદદરૂપ બનશે.

જાનમાં સમાજના ભિન્ન આચાર-વિચારવાળી (એટલે કે માંસાહારી તેમજ નશો કરવાવાળી) વ્યક્તિઓને લાવવામાં નહીં આવે.

આતશબાજી, નાચગાન કરનાર સ્ત્રીઓ (રંડી)ના નૃત્ય તેમજ અશ્લિલ પ્રદર્શનો ઉપર પ્રતિબંધ લગાડવામાં આવે છે તથા બેન્ડ-વાજાના ખોટા ખર્ચથી બચત થાય.

**મોસાળું**

પતિ અથવા પત્નીને ઘેર મોસાળું નાના - મામાના ઘરનું જ સ્વીકારવામાં આવશે. અન્ય સંબંધીઓના મોસાળા પર પ્રતિબંધ લગાડવામાં આવે છે. જ્ઞાતિદારીના અન્ય રીતરિવાજો યથાવત્ પાલન કરવામાં આવે છે.

મોસાળું વર કન્યા પક્ષના ઘેર જે મામા પક્ષનું હશે, તેમાં વર કન્યા તેમના માતા - પિતા, દાદા, ભાઈ અને કાકા સુધીના સંયુક્ત કુટુંબના સભ્યો સુધી સીમિત રહેશે. અન્ય નજીકના કુટુંબીઓ સુધી મોસાળાના કપડાં આપવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે.

મોસાળામાં સાથે આવવાવાળા મોસાળીયાઓની સંખ્યા ૧૫ સ્ત્રી-પુરુષોથી વધુ ન હોવી જોઈએ. મોસાળીયાઓ દ્વારા કપડાં ન આપી શકાય, તો રોકડ રકમ પણ ભેટ સ્વરૂપે આપી શકાશે.

વરપક્ષ અથવા જાનૈયાઓ દ્વારા દહેજ-ભેટ, કપડાં-લતાની પહેરામણી વગેરે મોં માંગી પહેરામણી લેવા પર એવા જાનૈયાઓનો ગામ સમિતિ બહિષ્કાર કરી દેશે અને તેમની સાથે કોઈ સહયોગ કે સહાનુભૂતિ રાખશે નહીં. તથા તેમની વિરુધ્ધ તેમની બેંકમાં નિંદાનો પ્રસ્તાવ પસાર કરીને જિલ્લા અને તાલુકા કાર્યસમિતિને મોકલી દેશે.

બાળલગ્નો પર અસરકારક પ્રતિબંધ લગાડવા માટે, ઉંમરલાયક લગ્નોના મનમાન્યા વિચ્છેદ કરી દેવા અને બીજાં લગ્ન કરી લેવાં જેવી પ્રવૃત્તિઓ પર પ્રતિબંધ લગાડવાની દિશામાં ગામ સમિતિ પોતાના ગામમાં કરવામાં આવેલ ઉંમરલાયક લગ્નોનું નોંધણી કાર્ય કરશે. જિલ્લા કાર્ય સમિતિ દ્વારા નક્કી કરેલ નોંધણી રજિસ્ટર ગામ સમિતિના મંત્રીને મોકલવામાં આવશે, જેમાં મંત્રી પોતાના ગામમાં થનાર લગ્નોની નોંધણી કરશે. નોંધણી ફીની રકમ ગામ સમિતિના ફંડમાં જમા રહેશે.

ગામ કાર્યસમિતિ પોતાના ગામના સમાજમાં બાળલગ્ન થવાના કાર્યમાં અટકાયત માટે નીચેના સામાજિક ઉપાયો કરશે :

(અ) લગ્નની તૈયારીઓ અગાઉ સંબંધિત પક્ષને સમજાવશે તથા વિચાર - વિમર્શ કરશે.

(બ) લેખિત સૂચનાપત્ર, ચેતવણી, અસહયોગ વગેરેનો ઉપાય કરશે.

(ક) છતાં આ ઉપાયોથી પણ સંબંધિત પક્ષ નહીં માને, તો વર કન્યા અને તેનાં માતા-પિતાના નામ-સરનામાંની સાથે સંભવિત લગ્નની જાણકારી તાલુકા અને જિલ્લા કાર્યસમિતિના અધિકારીઓને મોકલી આપશે. આના પરથી તાલુકા અને જિલ્લા અધિકારીઓ બાળલગ્નને રોકવા માટે સર્વ પ્રથમ સામાજિક ઉપાયોનો આશરો લેશે અને અંતમાં તેમનો કાયદાકીય નિયમોનો આશ્રય લેવાનો અધિકાર આપવામાં આવશે.

<u>લગ્ન-વિચ્છેદ</u>

- આજ તારીખ ૯-૫-૮૨ના રોજથી રચવામાં આવેલ બધા જ ઉંમરલાયક લગ્ન અવિચ્છેદનીય છે.

- વધુ લગ્નોની પ્રથાને સમાપ્ત કરવામાં આવે છે.

- કાનૂની રીતે વિચ્છેદનનો નિકાલ આવ્યા પછી જ અથવા તેના પહેલાં પતિ અથવા પત્નીના મૃત્યુ થયા પછી જ કરી શકાશે. આવાં લગ્નોમાં કોઈ પણ પક્ષના અગાઉના પત્ની અથવા પતિ જીવિત નહીં હોય, પરંતુ ખાસ સંજોગોમાં અગાઉના પત્નીની અનુમતિથી કોઈ સભ્ય બીજી પત્ની કરી શકશે. કોઈ એક લગ્ન પક્ષ મન ફાવે તેવી ઈચ્છાથી લગ્ન વિચ્છેદ કરી દે છે અને સામાજિક રૂઢિ પ્રમાણે અથવા કાયદાની કોર્ટથી છૂટાછેડા લીધા વગર બીજો પતિ અથવા પત્ની કરવા ઈચ્છે તો આવું કરવા પર પ્રતિબંધ લગાવાય છે. જો આ પ્રતિબંધનું ઉલ્લંઘન કરવા કોઈ પક્ષ તૈયાર થાય તો તે પક્ષને સમાજના કોઈપણ સભ્ય પોતાની પુત્રી અથવા પુત્ર પરણાવશે નહિ તથા તેમની સાથે લગ્ન નક્કી કરશે નહિ. જો આ પ્રતિબંધનું ઉલ્લંઘન કરી કોઈ પક્ષ પોતાની પુત્રી અથવા પુત્ર પરણાવશે તો ગામ સમક્ષ બેઠકનું આયોજન કરી તેમનો સામાજિક રૂઢિઓ પ્રમાણે બહિષ્કાર કરવામાં આવશે. તથા સમાજમાં તેમના બધા આમંત્રણનો અસ્વીકાર કરવામાં આવશે.

સામાજિક રીતે માત્ર બાળલગ્નના બંને પક્ષો એટલે કે વર અને કન્યાની પરસ્પર સંમતિથી તેમનાં લગ્નનો વિચ્છેદ થઈ શકશે. પરંતુ શરત એ છે કે આવી પરસ્પર સંમતિ ગામ સમિતિ સમક્ષ પ્રાપ્ત કરેલી હોવી જોઈએ. આવી પરસ્પર સંમતિ વહુના લગ્નના ગામની સમિતિ દ્વારા આપી શકાશે. આજથી પહેલાં અથવા પછી જે બાળક બાળકીઓનાં બાળલગ્નો થઈ ગયાં હશે તો તેમનાં લગ્નનો વિચ્છેદ કરવા સંબંધમાં કોઈ ફરિયાદ ગામ સમિતિને સાંભળવાનો અધિકાર નથી તથા આવા પક્ષોને સંહિતા અંતર્ગત કોઈ સહાયતા અને સહયોગ આપવામાં આવશે નહિં.

લગ્ન સંબંધી ઝઘડાઓને ન્યાયાલયમાં લઈ જવામાં આવે તે પહેલાં બંને પક્ષોમાં અંદરોઅંદર સમજૂતી દ્વારા સમાધાન માટે જિલ્લા પાટીદાર સમાજના અંતર્ગત દરેક તાલુકા માટે એક સમજૂતી બોર્ડ રચવાના હેતુથી જિલ્લા પાટીદાર સમાજને અધિકૃત કરાવવામાં આવે છે. જિલ્લા અધ્યક્ષ પોતાની કાર્યવાહી સમિતિની સહમતિથી ૧૧ સભ્યોના આ બોર્ડમાં વિચારણા કરીને તેમની કાર્યપ્રણાલી નક્કી કરી શકશે.

<u>પાઠ : ૩ કુટુંબ</u>

પાટીદાર સમાજના પરિવારોનું જીવન મુખ્યત્વે ખેતીના વ્યવસાય પર નિર્ભર છે. હવે ખેતી લાયક જમીન જમીનદાર પાસે હશે નહિં. આ કારણે પાટીદાર સમાજની રહેણીકરણી અને જીવન ધોરણના આદર્શોમાં ઉણપ આવે નહિ. એટલા માટે ગામ સમિતિઓ પોતાના ગામમાં 'નાનું કુટુંબ સુખી કુટુંબ'ના આદર્શો અપનાવશે, અને પરિવારોને વધારે સંતાનોના બોજથી ઉગારવાના રાષ્ટ્રીય કાર્યક્રમોમાં સહયોગ આપશે.

કુટુંબના વડીલ અને ગામ સમિતિની જવાબદારી હશે કે પાટીદાર ગામની યુવા પેઢીને સારુ સ્વાસ્થ્ય, ખાન-પાનની સ્વચ્છતા અને જીવનના નૈતિક આદર્શોને પ્રોત્સાહન મળે તેવા કાર્યક્રમનું આયોજન કરતા રહેશે.

પ્રથમ બાળકના ગર્ભમાં આવવાના સમયે ખોળો ભરવાની પ્રથા યોગ્ય નથી. તેથી ખોળો ભરવાની પ્રથા બંધ કરવામાં આવે છે. તે પ્રથામાં ઘણા મહેમાનોને તેડાવી ઘણી મોટી મહેમાનગતિના ખર્ચની બચત કરીને તે બચત બાળકના પ્રોવિડન્ડ ફંડ ખાતે બેંકમાં સુરક્ષિત રાખી શકાય છે.

ખુશી જન્મ પહેલાં નહીં, જન્મ પછી મનાવવાનું બુદ્ધિપૂર્વકનું છે, તેથી ખોળો ભરવાના ખર્ચને જન્મ બાદ તેના શિક્ષણ પાછળ કરવા માટે સુરક્ષિત રાખવાની સલાહ આપવામાં આવે છે.

<u>પાઠ : ૪. શિક્ષણ</u>

કુટુંબમાં બાળકોના પાલન-પોષણ પરત્વે વિશેષ ધ્યાન અપાશે. આ દિશામાં ગામ સમિતિઓ પોતાના ગામમાં બાલ - મંદિર, બાલવાડી વગેરે સંચાલિત કરશે.

દરેક કુટુંબના વડાનું એ અનિવાર્ય કર્તવ્ય હશે કે તે પોતાના કુટુંબનાં પુત્ર અને પુત્રીની સમાનરૂપે ૫ વર્ષની ઉંમરે તેમને ગામની નિશાળમાં દાખલ કરાવે અને તેમને ઉચ્ચ માધ્યમિક શાળા સુધીનું શિક્ષણ અનિવાર્યપણે અપાવે.

ગામ સમિતિનું એક કર્તવ્ય છે કે તે પોતાના ગામમાં છોકરીઓના શિક્ષણ માટે ગામમાં ખાનગી શાળા સંચાલિત કરે.

**પાઠ : ૫. વ્યવસાય (ધંધો)**

પાટીદાર કુટુંબના સભ્યો હવે એક માત્ર ખેતી પર નિર્ભર રહી શકે નહીં, તેથી ખેતીની સાથોસાથ સમાજના યુવકોને નોકરી ધંધો, વ્યાપાર, દુકાનદારી, હસ્તકારીગરી, કલાકૌશલ, ટેક્નિકલ વ્યવસાયોમાં લગાડવામાં આવે અને ગામ સમિતિઓ તેમનાં સાધન - સુવિધાઓ વગેરે ઉપલબ્ધ કરાવવાનું કાર્ય કરે.

**પાઠ : ૬. સામાજિક રિવાજ**

સમાજનાં પ્રચલિત પ્રેતભોજનના રિવાજ બંધ કરાવવામાં આવે છે.

(અ) ભવિષ્યમાં ૧૧મા અને ૧૨મા દિવસે ધાર્મિક ક્રિયાકાંડ વખતે હાજર રહેલા નજીકના સંબંધીઓ માટે જ જમણવાર થશે. આવા અવસર પર હવે આખી જ્ઞાતિને જમાડવામાં આવશે નહિ.

(બ) ૧૧મા અને ૧૨મા દિવસે સંબંધીઓ અને કુટુંબીઓ માટેના ભોજનને પ્રેતભોજન ગણાશે નહીં, તે પાઘડી ભોજન અથવા શ્રધ્ધાંજલિ કાર્યક્રમ તરીકે ઓળખાશે.

(ક) આવા કાર્યક્રમમાં પાઘડીની રસમ પહેલાં બધા કુટુંબીઓ અને સંબંધીઓ બે મિનિટ ઊભા થઈને સ્વર્ગવાસી આત્માને મૌન શ્રધ્ધાંજલિ અર્પણ કરશે, ત્યારપછી શોક નિવારણ માટે પાઘડીનો કાર્યક્રમ થશે.

(ડ) પ્રેત ભોજનની સામૂહિક - ચિઠ્ઠી લખવાનો રિવાજ બંધ કરવામાં આવે છે. ક્યાંથી પણ ગામ સમિતિના ક્ષેત્રમાં આવી ચિઠ્ઠી અથવા નિમંત્રણ મળશે તો તેનો ગામ સમિતિ બહિષ્કાર કરશે.

(ક) મૃત્યુ ભોજનની ચિઠ્ઠીઓ ફાડવી, તેડાં મોકલવાં, સહકુટુંબ નોતરું આપવાનો રિવાજ બંધ કરવામાં આવે છે.

(ખ) હવે કોઈના મૃત્યુ પર તેમના વારસદાર ૧૧મા ૧૨મા દિવસના કાર્યક્રમના અવસર પર તેમના સંબંધીઓને શ્રધ્ધાંજલિ અથવા પાઘડી કાર્યક્રમની તારીખ અને સમયની સૂચના વ્યક્તિગત પત્ર દ્વારા આપી શકશે.

(ગ) આવા અવસર પર હવે પાઘડી માત્ર મરનારના વારસદારો સિવાય તેમના નાનાભાઈ અથવા ભત્રીજાઓને જ બંધાવવામાં આવશે. બીજા કુટુંબીઓને આવી પાઘડી બંધાવવામાં આવશે નહિં, તેના પર પ્રતિબંધ મૂકવામાં આવે છે.

(ઘ) પ્રેતભોજનને જન્મ આપનારી સુખડી, ઉઠમણું તથા મૃત્યુ સંબંધી શ્રાધ્ધ તથા વરસી વગેરે રિવાજોને બંધ કરવામાં આવે છે.

- મરણ પામેલનું બેસણું અથવા શ્રધ્ધાંજલિ કાર્યક્રમ આયોજિત કરવો પણ અનિવાર્ય નથી. મરણ પામેલના કુટુંબીઓ દ્વારા બેસણાનો કાર્યક્રમ પણ કર્યો હોય તો સ્વર્ગવાસી પુરુષ તેમજ બેસણાના રિવાજમાં સગા સંબંધીઓને ૧૨ દિવસની અંદર જ આ રિવાજ પૂરો કરી લેવો જરૂરી છે. ઉઠામણા કે બેસણાના કાર્યક્રમ પછી મરણ પામેલાના નામે બેસણામાં સ્ત્રીઓ દ્વારા રોવા-કુટવાની ખોટી પ્રથાઓને દૂર કરવામાં આવે છે.

- બેસણાનો રિવાજ પાળતી વખતે સંબંધીઓની સ્ત્રીઓ દ્વારા બેસણા પછી સ્વર્ગવાસીની સહાનુભૂતિમાં રડવું આવે ત્યારે સ્ત્રીઓએ રડી લેવું જોઇએ. બાકી દેખવા માટે રિવાજ પ્રમાણે રડવાની પ્રથાને બંધ કરવામાં આવે છે.

- મૃત્યુની બધી ચાલી આવતી રૂઢિગત પ્રથાઓની વિરુધ્ધ સત્યાગ્રહ તેમજ ઘરણાંના આંદોલન તથા તેનો બહિષ્કાર કરવાના બધા અધિકારો આપવામાં આવે છે. કારણકે આ સામાજિક કુરિવાજોને અસરકારક રીતે નાબૂદ કરી શકાય.

## પાટીદાર સમાજ જિલ્લા નિમાડના સુધારેલ કાયદો મધ્ય પ્રદેશ ૧૯૮૬

### ભાગ : ૧

પાટીદાર સમાજના પ્રથમ પ્રગતિશીલ કાયદા અનુસાર સમાજે કેટલીય પરંપરાગત રૂઢિઓ રિવાજો છોડી દઇને દેશની પ્રગતિને અનુરૂપ સુધારા કર્યા છે. આપણો કાયદો પ્રગતિશીલ છે. તેમજ વખતોવખત પરિસ્થિતિપ્રમાણે તેમાં જરૂરી સુધારા પરિવર્તન, વધારો કરવામાં આવે છે. આ સંદર્ભમાં કાયદાની બીજી આવૃતિ તા. ૧૦/૪/૧૯૮૬ ગુડી પડવા સંવત ૨૦૪૩ થી લાગુ કરવામાં આવે છે. આ સંગઠનનું નામ "પાટીદાર સમાજ, જિલ્લા નિમાડ" ઉદ્દેશ : પૂર્વવત્

### ભાગ :- ૨

સમાજના ઉત્કર્ષ માટે , પુરુષ તેમજ મહિલાઓના નૈતિક સ્તરને ઊંચું લાવવા માટે નવયુવકોને સામાજિક કાર્યોના માર્ગદર્શન માટે તેમજ મહિલાઓની સામાજિક સ્થિતિમાં સુધારો લાવવાના હેતુથી કરેલ દરખાસ્ત.

<u>નિયમ નંબર :-૧</u>    <u>લગ્ન તથા સંસ્કાર સંબંધી :</u>

(અ) સંબંધ કરવાની બાબત : પહેલાંની જેમ

(બ) દહેજની બાબત : પહેલાંની જેમ

(ક) લગ્નની તિથિની બાબતમાં :લગ્નની તિથિ દર વર્ષે અખાત્રીજ તેમજ વસંતપંચમી નક્કી કરવામાં આવે છે. અખાત્રીજ પર સગવડ પ્રમાણે વૈશાખ સુદ બીજથી વૈશાખ સુદ સાતમ સુધી અને વસંત પંચમીથી સાતમ સુધીની રહેશે. અભ્યાસ કરતા પુખ્ત યુવક, યુવતીઓને પરીક્ષાના નિયમ મુજબ

લગ્નની તારીખમાં ફેરફાર કરવાનો અધિકાર જિલ્લાની કાર્યકારિણી સમિતિને છે. આ ફેરફારને પરીક્ષા પૂરી થયાની તિથિથી ત્રણ દિવસની અંદર હશે.

(ડ) જાનના સમય બાબત : પહેલાંની જેમ

(ઈ) સમૂહ લગ્નનું આયોજન : સમાજના હિતને ધ્યાનમાં રાખીને લગ્નનું આયોજન સમૂહમાં કરવાનું ઉચિત ગણાશે :

<u>નિયમ નંબર :૨</u> <u>કપડાંની લેવડદેવડ બાબતે :</u>

પહેલાંની જેમ આ નિયમના સંદર્ભમાં કપડાની લેવડ-દેવડ કરનાર બંનેને દોષિત માનવામાં આવશે.

<u>નિયમ નંબર : ૩</u> <u>જમણ તેમજ બાના બાબત</u>

<u>નિયમ નંબર : ૪</u> <u>છૂટા છેડા, સ્વીકૃતિ તથા પુનઃવિવાહ બાબત</u>

(અ) ગૃહસ્થ જીવનની શરૂઆત લગ્ન સંસ્કારથી થાય છે. લગ્ન થઇ ગયા પછી જીવન પર્યન્ત પતિ-પત્નીમાં પ્રેમભાવ અને એકતા બની રહેવી એ આદર્શ પરિવારનું લક્ષણ છે.

પરંતુ અપવાદરૂપે કેટલીક પરિસ્થિતિઓમાં મનમેળ ન રહેતાં અને બીજાં કારણોથી છુટાછેડા ની સ્થિતિ ઊભી થઇ જાય છે. આવા કુટુંબ બુધ્ધિહિનતા , અસહનશીલતા અથવા સ્વાર્થીપણાને વરેલા છે. આવી સ્થિતિમાં છુટાછેડા લીધેલ છોકરો કુંવારી છોકરી સાથે લગ્ન કરી શકશે નહિ. તેને છુટાંછેડા લીધેલ અથવા વિધવા છોકરી સાથે નાતરું જ કરવું પડે. પાટીદાર સમાજની કોઇપણ વ્યકિત લેઉવા અથવા કડવા પોતાની કુંવારી છોકરીના લગ્ન એવા છૂટાછેડા લીધેલ છોકરા સાથે સામાજિક નિયમ અનુસાર અથવા કોર્ટમાં લગ્નના નિયમાનુસાર કરશે નહિ. આ નિયમનું ઉલ્લંઘન કરનાર છોકરો અને છોકરી પક્ષની વ્યકિત અથવા કુટુંબની સમાજના સભ્યપદેથી ત્રણ વર્ષ સુધી અલગ રહેશે, આવા કુટુંબના લોકો જિલ્લા કાર્યકારી સમિતિમાં અરજી કરે તો અરજીની તારીખથી ત્રણ વર્ષની મુદત પછી જિલ્લા કાર્યકારી સમિતિ ગુનાની પરિસ્થિતિ ધ્યાનમાં લઇને નિર્ણય આપી શકે છે તેજ પ્રકારે નિયમનું ઉલ્લંધન કરનારના સાથીદાર પણ સમાન રીતે અપરાધી મનાશે. તે પણ નિયમનુ ઉલ્લંધન કરનારની માફક ત્રણ વર્ષ માટે સમાજના સભ્યપદેથી દૂર થઇ જશે.

(બ) વિધુર થવાની સ્થિતિમાં પરિણીત છોકરો પણ નાતરું જ કરશે, કુંવારી છોકરી સાથે લગ્ન કરશે નહિ, આ નિયમનું ઉલ્લંધન કરતા નિયમ નંબર ૪ (અ) અનુસાર સજાની પ્રક્રિયા લાગુ પડશે.

(ક) વિધવા અથવા છુટા છેડા લીધેલ છોકરી સાથે કોઇ કુંવારો છોકરો લગ્ન કરે તો સમાજમાં ક્રાન્તિ સમાન આ એક આદર્શ વિવાહ ગણાશે.

(ડ) કોઇપણ પુરુષ પોતાની ઇચ્છાનુસાર એકજ વાર નાતરુ કરી શકે છે. જોકે કોઇ કારણસર

તેનો સંબંધ તૂટી જાય તો તેને ફરી નાતરું કરવા માટે તાલુકા સમિતિ પાસેથી નિર્ણય લેવો પડશે. અથવા પરિસ્થિતિ પ્રમાણે તે જિલ્લા સમિતિમાં પણ અરજી આપીને સ્વીકૃતિ પ્રાપ્ત કરી શકે છે. આ નિયમ વારેઘડીએ છુટાછેડા અથવા નાતરાની પ્રવૃત્તિ પર પ્રતિબંધ મૂકવા માટે છે. પરંતુ વિધુર અથવા નિઃસંતાન પુરુષ માટે આ નિયમ બંધનકારક બનશે નહિ.

(ઈ) સ્વીકૃતિ મળ્યા પછી બંને પક્ષોની રાજી-ખુશીથી અંદરો અંદર ઘેર બેસીને થાય તો પણ છોકરા છોકરી બંને પક્ષોની રાજીખુશીથી અંદરોઅંદર ૫૦૦-૫૦૦ રૂ. ગામ સમિતિને આપશે.

એક તરફી નિર્ણય લેવાય તો જે પક્ષ સ્વીકૃતિ ઇચ્છે ને રૂા. ૧૦૦૧ આપશે. સ્વીકૃતિ તાલુકા સમિતિમાં થશે તો રૂા. ૧૧૦૦ જમા કરવા પડશે, જિલ્લા સમિતિની સમક્ષ સ્વીકૃતિ થાય તો રૂા. ૧૫૦૦ જમા કરાવીને લગ્ન વિચ્છેદ ખત લખાવવું, જેના પર ક્રમશ : ગામ સમિતિ અને તાલુકા સમિતિ અથવા જિલ્લા સમિતિના કોઇ બે હોદ્દેદારોના હસ્તાક્ષર કરવાનું અનિવાર્ય છે. સમાજમાં આ લગ્ન વિચ્છેદ ખત ત્યારે જ માન્ય બનશે, જ્યારે રૂપિયાની પહોંચ રસીદબુકમાંથી ફાડવામાં આવી હોય. આ રકમ લીધા અથવા આપ્યા વગર પહોંચ આપે તો તે સમાજમાં માન્ય રહેશે નહિ. અને તે બેને પક્ષ ત્રણ વર્ષ સુધી સમાજના સભ્યપદેથી દૂર રહેશે, ગામ સ્તરે છુટાછેડાની રકમનો અડધો ભાગ છોકરાની ગામ સમિતિને અને અડધો છોકરીની ગામ સમિતિને આપવામાં આવશે. તાલુકા સ્તરે રૂા. ૨૦૦ સમિતિ પાસે રહેશે તથા રૂા. ૫૦૦-૫૦૦ સંબંધિત છોકરા છોકરીની ગામ સમિતિને મોકલવામાં આવશે. દહેજ અને ઘરેણાંની લેવડ-દેવડ પણ સમિતિ સમક્ષ જ કરી દેવી સામૂહિક લગ્નમાં પ્રાપ્ત દહેજના વાસણો વગેરે પણ છોકરીને પાછા આપી દેવામાં આવશે.

<u>નિયમ નં. ૫.</u> <u>કડવા લેઉવા સંબંધ બાબત : પૂર્વવત્</u>

<u>નિયમ નં. ૬.</u> <u>પ્રેત ભોજનના સંબંધ</u>

પ્રેત ભોજનના સંબંધમાં પૂર્વવત પહેલા દિવસે કડવા વગેરેમાં જોડાવા અંગે કોઇને માટે કોઇપણ પ્રકારનો પ્રતિબંધ રહેશે નહિ.

<u>નિયમ નં. ૭.</u> <u>આવક અને ખર્ચની વહેંચણી સંબંધમાં</u>

આ નિયમ અનુસાર પ્રાપ્ત થયેલ આવકનો ગામ સમિતિએ અડધો હિસ્સો પોતાની પાસે રાખીને અડધો હિસ્સો તાલુકા સમિતિને મોકલશે. તાલુકા સમિતિ પોતાની આવકનો અડધો હિસ્સો વર્ષમાં એકવાર ૩૧ ડિસેમ્બરે જિલ્લામાં જમા કરાવશે. જિલ્લા "આર્થિક યોગદાનથી પ્રાપ્ત રકમ"માંથી અડધી પોતાની પાસે રાખીને ૨૫ % સંબંધિત ગામને આપશે. સભ્ય પછી રકમની પ્રાંતીય નિયમ અનુસાર પ્રાંત, જિલ્લા, તાલુકા તથા ગામ સમિતિઓમાં વહેંચણી કરવામાં આવશે.

**ભવિષ્યની કલ્યાણકારી યોજનાઓ અને સલાહ :**

૧. **અનિવાર્ય શિક્ષણ** : પૂર્વવત્

૨. **છાત્રાલય વ્યવસ્થા** : જિલ્લા કાર્યકારી સમિતિએ છાત્રાલયનું નિર્માણ કરવાના હેતુથી જિલ્લા સ્તરે એક "છાત્રાલય નિર્માણ સમિતિની રચના કરી દીધી છે. સમાજના શિક્ષણપ્રેમી સભ્યોને વિનંતી છે કે તમે તન-મન-ધનથી સહયોગ આપશો."

૩. **વિદ્યાલય ચલાવવું** : પાટીદાર સમાજના માધ્યમથી પોતાના વહીવટ દ્વારા માન્યતા પ્રાપ્ત શિક્ષણ સંસ્થાઓ સ્થાપિત કરીને પોતાનાં બાળકો-બાળકીઓને સારા શિક્ષણની સાથો-સાથ તેમનામાં સારા સંસ્કારો આપવામાં આવે અને પ્રતિભાશાળી છાત્રોને સન્માનિત અને પુરસ્કૃત કરવામાં આવે.

૪. **દહેજપ્રથા નાબૂદી** : પૂર્વવત્

૫. **વૈવાહિક મોજણી** : સમાજનાં લગ્નયોગ્ય પુત્ર-પુત્રીઓને મોજણી પ્રતિવર્ષ ગામ સ્તરે કરીને તેની જાણ તાલુકા અને જિલ્લા સમિતિને કરવામાં આવે. આ કાર્ય માટે નિર્ધારિત ચોપાનિયાં છપાવી સંકલન કાર્ય જિલ્લા કાર્યકારી સમિતિ કરશે.

૬. **સમાજ સેવકોનું સન્માન** : સમાજના વિભિન્ન ક્ષેત્રોમાં વિશેષ કાર્ય કરનારી સેવાભાવી વ્યક્તિઓનું વખતોવખત જાહેરમાં સન્માન કરવું, જેથી નવયુવકોને કાર્ય કરવાની પ્રેરણા મળે.[૧૧]

**પાટીદાર સમાજના વિકાસને લગતાં અધિવેશનો**

**અધિવેશનનો ઈતિહાસ**

મધ્યભારતમાં થયેલું કૂર્મી ક્ષત્રિય બંધુ સંઘ નામની સંસ્થાએ મધ્યપ્રદેશમાં કૂર્મી સમાજમાં સુધારાની હિલચાલ પેદા કરી હતી જેથી તેનો ઉલ્લેખ મેં અત્રે કર્યો છે.

કુર્મી-ક્ષત્રિય સમાજમાં એકતા, શિક્ષણ અને સમાનતાની વૃધ્ધિ માટે શ્રી કુર્મી - ક્ષત્રિય બંધુ સંઘ, મધ્ય ભારતની સ્થાપના, મુકામશ્રી ઝરણેશ્વર મહાદેવ, ગામ સિરોલયા ખાતે કરવામાં આવી છે. સંઘનો મુખ્ય ઉદ્દેશ સમાજની ઉન્નતિ અને સેવાભાવ છે.

(૧) કુર્મી-ક્ષત્રિય સમાજમાં પરસ્પર પ્રેમ, સંગઠન અને સંબંધ સ્થાપવો.

(૨) સમાજ હિતની દૃષ્ટિથી ધાર્મિક, આધ્યાત્મિક, નૈતિક, આર્થિક, શારીરિક અને વિદ્યાની ઉન્નતિ માટે દરેક ઉચિત ઉપાયોને વ્યવહારમાં લાવવા માટે પ્રચાર કરવો.

(૩) સમાજના ગરીબો, રોગીઓની અને વિધવાઓની યથાશક્તિ સેવા અથવા મદદ કરવી.

સમાજના અનુભવી અને ઉદાર મનવાળા સજ્જનો અને નવયુવકોને પ્રાર્થના છે, આ સંઘની

શાખાઓ મધ્ય ભારતના દરેક ગામમાં જયાં કુર્મી-ક્ષત્રિય બંધુ સુખી હોય ત્યાં વહેલી તકે સ્થાપવામાં તમે અને તમારા મિત્રોનો હાર્દિક સહયોગ મેળવીને મળી સંગઠનનું અત્યંત આવશ્યક કાર્ય પૂરૂં કરવામાં તન-મન-ધનથી તત્પર રહો.

## કુર્મી-ક્ષત્રિય બંધુ સંઘ, મધ્યભારતનું પહેલું અધિવેશન

### ૧૪-૧૫ ઑક્ટોબર, સરોલિયા

આ સંમેલન સ્વામીજીશ્રી આત્માનંદજી મહારાજ સરસ્વતી મુન્દૌરલ (ઈન્દોર રાજય)ની અધ્યક્ષતામાં થયું હતું.

**ઠરાવ**

૧)આ સંમેલન જાતિના તમામ કુરિવાજોનો બહિષ્કાર કરે છે, જેના કારણે કુર્મી ક્ષત્રિય સમાજનું આર્થિક નુકસાન જ નહીં, પરંતુ નૈતિક પતન પણ થયું છે, સાથે જાતિબંધુઓને અનુરોધ કરે છે કે તે આવા કુરિવાજોને દૂર કરવામાં સંઘને વધુમાં વધુ સહયોગ આપે.

૨)આ સંમેલન કુર્મી ક્ષત્રિય સમાજમાં શિક્ષણના અભાવ અંગે દુઃખ પ્રગટ કરે છે અને પોતાના જાતિબંધુઓને સાક્ષર બનવા અને પોતાના આશાસ્પદ સંતાનોને વિદ્યાભ્યાસ કરાવવા પ્રત્યે ધ્યાન આપવા માટે પ્રાર્થના કરે છે.

૩)આ સંમેલન પોતાના ભાઈઓને પ્રાર્થના કરે છે કે તે અંદરોઅંદરના ઝઘડા, કેસો કરવા, ફાટફૂટ, ઈર્ષા જેના કારણે જાતિ બરબાદ થઈ શકે છે. તે પોતાનામાંથી દૂર કરીને પ્રેમ, સંગઠન અને પરસ્પર સંબંધ પેદા કરીએ.

૪)આ સંમેલન એ જરૂરી સમજે છે કે વર્તમાન જમાનામાં પ્રચાર અર્થે જાતિનું એક માસિક પત્ર હોવું જરૂરી છે, જેના માટે પાંચ મહાનુભાવોની એક સમિતિ રચવામાં આવશે, જે માસિકપત્ર પ્રગટ કરવાની યોજના તૈયાર કરશે.

૫)આ સંમેલન શિક્ષણ પૂરું કરવા માટે અને કુર્મી ક્ષત્રીય સમાજનાં આશાસ્પદ સંતાનોને યોગ્ય કેળવણી અને ખેતીના વિશેષ અનુભવ માટે એક કુર્મી ક્ષત્રિય વિદ્યા મંદિરની સ્થાપના કરવા માટે પ્રાર્થના કરે છે, સાથે જ ધનવાન સજ્જનોને વિનંતી કે તે આ શુભ કાર્યમાં તન, મન, ધનથી સહયોગ આપે.[૧૨]

**કુર્મી-ક્ષત્રિય બંધુ માળવા**

"જાગો !" જયાં સંસારની બીજી જાતિઓ જાગ્રૃત અને ઉન્નતિમાં આગળ પડતી છે. સમયનો પણ આ જ સંકેત છે "ઊઠો કે મરો" આવી દશામાં આપણું પણ કર્તવ્ય છે કે જાતિની ઉન્નતિ માટે તન, મન, ધન અર્પણ કરી દઈએ. આમ વિચારી "કુર્મી ક્ષત્રિય બંધુ મધ્ય ભારત"ની સ્થાપના અને તેમના

કાર્યકર્તાઓની ચૂંટણી શ્રી ૧૦૮ સ્વામી મહારાજ આત્માનંદજી સરસ્વતીની અધ્યક્ષતામાં તા.૧૪ અને ૧૫ ઓકટોબર ૧૯૪૩ના રોજ શ્રી ઝરણેશ્વર મહાદેવ ગામ સરોલિયા ખાતે કરવાનું નક્કી થયું છે. આ પ્રસંગે જે પણ જાતિ પ્રેમી નવયુવક સજ્જન જાતિના સેવા માટે આવવા ઈચ્છે તે આગામી દશેરા પહેલાં સૂચનાપત્ર શ્રી છગનલાલજી સી. કુર્મી મુસદ્દીપુરા, ઉજ્જૈનના સરનામે અવશ્ય મોકલે. જેથી તૈયારી કરવામાં સરળતા રહે.

કુંવર દોલતસિંહ સરોલિયા
શ્રી કુર્મી ક્ષત્રિય-બંધુ સંઘ

## મધ્યભારતનું બીજું અધિવેશન

**તા.૧૯,૨૦,૨૧ ફેબ્રુઆરી ૧૯૪૬ સ્થાન : સ્ટેશન - કાલીસિંધ**

**(ઉજ્જૈન થી ભોપાલ રેલવે)**

ભાઈઓ !

વર્તમાન ઘટનાઓ જોતાં એવું જાણવા મળે છે કે સંસારના આ પરિવર્તનશીલ સમયમાં અસંગઠિત જાતિઓનું અસ્તિત્વ ભયમુક્ત નથી. આ માટે પોતાની જાતિના ભાઈઓનું કર્તવ્ય છે, કે તે સમાજની ઉન્નતિ માટે શિક્ષણ, આર્થિક, નૈતિક અને સામાજિક સુદૃઢ એકતાની વધુ આવશ્યકતા સમજે અને એકમત થઈને સંઘના અવાજને બુલંદ બનાવે ત્યારે આપણી જાતિ જાગૃત તેમજ ઉન્નતિશીલ બની શકે. પોતાના ભાઈઓને પ્રાર્થના છે કે વધુમાં વધુ સંખ્યામાં હાજર રહીને વિદ્વાન નેતાઓના સુંદર ભાષણો સાંભળવાનો લાભ અવશ્ય લે.

**શ્રી કુર્મી ક્ષત્રિય બંધુ સંઘ મધ્યભારતના બીજું અધિવેશનના ઠરાવ**

૧. આ સંમેલનથી અનુભવ થયો કે લેઉવા-કડવા કૂર્મી એક જ સમાજની બે શાખાઓ છે, જે સમયના કારણે પરસ્પર ખાનપાન ચાલુ હોવા છતાં એમાં ફકત બેટી વ્યવહાર લગ્ન જ બંધ છે, વખત જોતાં આ આપણા માટે શરમજનક છે, આ યોગ્ય નથી. આપણા બધા સ્વજાતિ લેઉવા, કડવા ભાઈઓને નિવેદન છે કે સભાપતિ રામેશ્વરજી પરસ્પર મતભેદોને દૂર કરી લગ્ન વગેરે પુનિત કર્યોની શરૂઆત કરે.

૨. આ સંમેલન નાની ઉંમરમાં લગ્ન કરવાં અને પ્રેત ભોજન કરવાની પ્રથાની નિંદા કરે છે અને પોતાના જાતિભાઈઓને અનુરોધ કરે છે કે કાયદા અનુસાર અમલ કરી તે બંધ કરવાનો પ્રયત્ન કરે.

આ અધિવેશનના ફળસ્વરૂપ કહી શકીએ છીએ કે શ્રી કુ.ક્ષ.બં.સં.મધ્યભારત નામની રચના

લેઉવા-કડવાની એકતા, શિક્ષણનો પ્રચાર અને જ્ઞાતિ માસિક અંગે વિચારોનાં બીજ રોપાયાં હતાં. પરિણામે આપણે સન ૧૯૭૪માં મધ્ય ભારત પાટીદાર સમાજરૂપે મળ્યા હતા, તેથી પાટીદાર સમાજની પ્રગતિ અને પરિવર્તનમાં તેમનું યોગદાન ઓછું રહ્યું નથી.

અખિલ ભારતીય કુલમી અધિવેશનમાં અને ત્યાંથી આવ્યા પછી બધાં કુલમી પોતાના પ્રાંતોમાં સંગઠન સાધવા લાગ્યા હતા. તેનું એક ઉદાહરણ નીચે આપ્યું છે.-

ઉપર્યુકત અધિવેશનથી પ્રેરણા પામીને :-

૧. ચૌ. શિવદાસ પ્રસાદસિંહ રઈસ, અધ્યક્ષ (રાજય-વરીપાલ)

૨. ડૉ.શંકરસિંહ પ્રધાનમંત્રી અને

૩. ચૌ. મથુરાપ્રસાદ

એ મળીને ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર ૧૯૪૪માં સજેતી ખાતે તાલુકો ઘાટમપુર, જિલ્લા કાનપુરમાં જાતિના વિવિધલક્ષી સુધારા અને વિકાસ માટે એક મોટું સંમેલન ભારે ઉત્સાહપૂર્વક બોલાવ્યું.[૧૩]

ગુજરાતમાં આ કાર્ય સને ૧૯૦૯માં કડવા પાટીદાર પરિષદના નિર્માણ અને અધિવેશન દ્વારા થયું હતું. આ સંગઠન કડવા પાટીદાર શુભેચ્છક સમાજના નામથી પાછળથી "કડવા પાટીદાર પરિષદ"ના નામે ઓળખાયું. તેના બે સભ્યો માળવા અને નિમાડના હતા. માળવાના સેક્રેટરી જાવદના ભક્તિરામજી મેધરાજજી અને નિમાડના સેક્રેટરી કસરાવાદના ઓમકારજી હીરાજી દાવડા હતા.

## "મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સંગઠનનો ઈતિહાસ"

## (પાટીદાર સમાજ પર પાંચ અધિવેશનોનો પ્રભાવ)

સન ૧૯૫૫માં ઈન્દોરમાં શ્રી પરશુરામજી તથા ભાઈ ખેમચંદજીના પ્રયત્નોથી શ્રી પાટીદાર યુવક મંડળ નામની સંસ્થા સ્થાપિત થઈ, જેના ફળસ્વરૂપે સન ૧૯૫૭માં અખિલ ભારતીય પાટીદાર સમાજ સંમેલનનું આયોજન થયું. આમાં મધ્યપ્રદેશ, ગુજરાત, ઉત્તરપ્રદેશ અને રાજસ્થાન સુધીના ૪૦૦ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો અને તેની અધ્યક્ષતા તેના નિવાસી શ્રી વિષ્ણુરામજી "સુમનાકર" એ કરી હતી. આ સંમેલન મધ્યપ્રદેશ પાટીદાર સમાજના જુદા જુદા જિલ્લાના પાટીદારને સંગઠિત કરવા અને જાગૃતિ લાવવાની દિશામાં સફળ રહ્યું અને આમાં "પાટીદાર લોક" પત્રિકાને ચાલુ રાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો.

૧૯૫૯માં પાટીદાર સમાજનું સંગઠન બન્યું, જેના સંયોજક શ્રી પરશુરામજી હતા, સન ૧૯૬૦માં મન્દસૌર જિલ્લામાં ૧૦ વર્ષીય પ્રથા અનુસાર સામૂહિક બાળલગ્નનું વર્ષ આવ્યું. બાળ-

લગ્નોને અટકાવવા માટે મન્દસૌર જિલ્લામાં શ્રી પરશુરામ પાટીદાર શ્રી રામેશ્વરજી, શ્રી ભંવરલાલજી પિપલીયા (જોધા) અને શ્રી પ્રભુલાલ પટેલ ચિલ્લોદ પિપલીયાના પ્રયત્નોથી "કુર્મી પાટીદાર સંઘ"ની સ્થાપના કરવામાં આવી. શ્રી પરશુરામજીને તેના મંત્રી અને શ્રી પ્રભુલાલ પટેલને તેના અધ્યક્ષ નીમવામાં આવ્યા. બાળલગ્ન અને મૃત્યુ ભોજનોને બંધ કરવા માટે એક આંદોલન ચલાવવામાં આવ્યું. જેમાં મન્દસૌર કલેકટર અને પ્રદેશના મુખ્યમંત્રી શ્રી કૈલાસનાથ કાટજુનો રાજકીય સહયોગ લેવામાં આવ્યો. આનાથી ઘણા બધાં બાળલગ્નો થતાં રહી ગયા અને સામાજિક જાગૃતિ અને ચેતનાની એક જોરદાર લહેર ચાલી. નવયુવાનોએ બાળલગ્નોના વિરોધમાં ઉપવાસ કર્યો અને આનાથી બાળલગ્નોનો ઘેર ઘેર વિરોધ શરૂ થયો. સન ૧૯૬૮માં ગામ રાઉમાં "શ્રી પાટીદાર સમાજ ઈન્દોર", ભાઈ ખેમચંદજીના અને તેના વિસ્તારના સાથી શ્રી કિશનભાઈ, શ્રી રામચન્દ્ર મુકાતી, શ્રી હરિનારાયણ હરણિયા વગેરેના પ્રયત્નોથી "શ્રી પાટીદાર સમાજ ઈન્દોર" સ્થાપવામાં આવ્યું પરંતુ સંસ્થાના નિયમો પસાર કરવા માટે તારીખ ૧.૧૨.૬૮ના રોજ બોલાવવામાં આવેલ બેઠકમાં કાયદાની કલમો અંગે વિવાદ ઉપસ્થિત થવાથી, પછી સંસ્થા એક દિવસ પણ ચાલી નહીં.

તારીખ ૨.૧૦.૧૯૭૪ના રોજ મંદસૌર નગરમાં મંદસૌર જિલ્લાના સામાજિક કાર્યકર્તાઓની બેઠકનું આયોજન થયું. તેમાં "મન્દસૌર જિલ્લા પાટીદાર સમાજ"ની સ્થાપના કરવામાં આવી. સંસ્થાના અધ્યક્ષ શ્રી પરશુરામ પાટીદારને પસંદ કરવામાં આવ્યાં. શ્રી પ્રહલાદ પાટીદાર ઉપાધ્યક્ષ અને શ્રી મોહનલાલ પાટીદારને મંત્રી તરીકે નીમવામાં આવ્યા. સંસ્થાએ પોતાનું પહેલું અધિવેશન સન ૧૯૭૪માં મન્દસૌર નગરમાં જ યોજ્યું અને સંગઠિત થઈને સમાજ સુધારણાનાં બ્યૂગલ વગાડવામાં આવ્યા. કાર્ય-સંકલ્પ કાર્યકર્તાઓએ આગલા વર્ષમાં ગામ પ્રતાપપરા અને પછી નીમચમાં પોતાનું અધિવેશનનું આયોજન કર્યું અને અતિ ઉત્સાહમાં તારીખ ૨.૧૦.૧૯૭૪માં "મન્દસૌર" જિલ્લા પાટીદાર સમાજ સંસ્થાના ઉપક્રમે મધ્યપ્રદેશ પાટીદાર સમાજના બુધ્ધિશાળી કાર્યકર્તાઓના શ્રીરામ મંદિર પર એક સંમેલનનું આયોજન કરાયું. તેમાં પ્રાંત અને રાજસ્થાનના સુદૂર જિલ્લાના પ્રતિનિધિ હાજર થયા અને તારીખ ૨.૧૦.૭૪ના રોજ મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સંગઠનની સ્થાપના કરવામાં આવી. સંગઠનના અધ્યક્ષ શ્રી કિશનભાઈ ગવલી પલાસિયા ઈન્દોર અને પરશુરામ પાટીદાર મન્દસૌરના મંત્રી અને સહમંત્રી તરીકે શ્રી રામનારાયણજી ગામીને નીમવામાં આવ્યા. જિલ્લાવાર કાર્યસમિતિમાં ત્રણ ત્રણ સભ્યો લેવામાં આવ્યા. ત્યારબાદ સંસ્થાના પ્રજાતાંત્રિક નિયમો પસાર કરવામાં આવ્યા. અને તેનાં લક્ષ્યોને અનુરૂપ મધ્યપ્રદેશ પાટીદાર સમાજને સંગઠિત કરવા અને તેની સામાજિક જાગૃતિના સુધારાવાદી કાર્યક્રમોને લાગુ પાડવા માટે ઉજ્જૈનમાં મધ્યપ્રદેશ પાટીદાર સમાજનું પહેલું પ્રાંતીય અધિવેશન બોલાવવામાં આવ્યું, જેમાં દરેક જિલ્લામાંથી બધા સુધારવાદી પાંચ હજાર કાર્યકર્તાઓએ

ભાગ લીધો. આમાં સમાજ સંગઠન અને સુધારાની ક્રાંતિકારી રજૂઆત કરવામાં આવી.

૧. બાળલગ્નની પ્રથા બંધ કરવામાં આવી

૨. દર વર્ષે અખાત્રીજ અને વસંત પંચમી પર પુષ્પવયના સમૂહલગ્નોનું આયોજન કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૩. કડવા લેઉવા ભેદભાવ બંધ કરી લગ્ન સંબંધ સ્થાપવામાં આવે તેવો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૪. મૃત્યુભોજનની પ્રથાને સમાપ્ત કરવામાં આવી અને પ્રેતભોજનના કાગળો નહીં લખવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૫. "શિક્ષણ આપણા સમાજના વિકાસનો મૂળ મંત્ર છે" એ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે દરેક જિલ્લામાં જિલ્લા પાટીદાર સમાજ ટ્રસ્ટ સ્થાપીને છાત્રાલયોના નિર્માણનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અધિવશેનના મુખ્ય અતિથિ ભૂતપૂર્વ શ્રમમંત્રી શ્રી શ્યામસુંદર પાટીદાર, શ્રી કાંતિભાઈ પટેલ (ઈન્દોર) અને શ્રી રાજામણિ પટેલ જે મહેસૂલ મંત્રી હતા ધારાસભ્ય શ્રીમતી શાન્તાબેન પટેલ વિશેષ અતિથિ હતા, અધિવેશનની અધ્યક્ષતા શ્રી કિશનભાઈ પટેલ ગવલી પલાસિયા (ઈન્દોર) અને અધિવેશનની કાર્યવાહીનું સંચાલન મંત્રી શ્રી પરશુરામ પાટીદાર, એડવોકેટ (મન્દસૌર) એ કર્યું. શ્રી છગનલાલજી સ્વાગતાધ્યક્ષએ સ્વાગત પ્રવચન કર્યું. સંમેલનમાં ખેતીને બાદ કરતાં અન્ય ઉદ્યોગો અને વ્યવસાયમાં આર્થિક વિકાસને માટે આહ્‌વાન કરવામાં આવ્યું.

મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સંગઠનના દરેક જિલ્લાવાર જિલ્લા પાટીદાર કાર્ય સમિતિઓની ચૂંટણી કરવામાં આવી અને જિલ્લાવાર અધિવેશન આયોજિત કરીને સંગઠનને મજબૂત બનાવવાનું આહ્‌વાન કરવામાં આવ્યું. અધિવેશન સમાજને સંગઠિત કરવાની દિશામાં ઘણું સફળ રહ્યું.

તરત સન ૧૯૭૮માં મધ્યપ્રદેશ પાટીદાર સમાજના જિલ્લા સ્તરે ચૂંટણી કરવામાં આવી અને કાયદા અનુસાર પ્રાંતીય કાર્ય સમિતિની ચૂંટણી સંપન્ન થઈ. તેમાં શ્રી ખેમચંદભાઈને અધ્યક્ષ અને શ્રી રાજારામ પાટીદારને મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યાં. પ્રથમ અધિવેશના ઠરાવો કાર્યાન્વિત કરવા માટે ઉજ્જૈનમાં જ બીજુ પ્રાંતીય અધિવેશન યોજવામાં આવ્યું. તેમાં મહિલા સંમેલનના પણ શ્રીગણેશ કરવામાં આવ્યા. તથા સમાજ સેવિકાઓ અને પ્રતિભાઓનાં સન્માન અને તેમને પુરસ્કૃત કરવાની પ્રથા જાહેર કરી.

પ્રસિદ્ધ સાહિત્યકાર અને સમાજસેવક શ્રી વિષ્ણુરામજી સનાવદા "સુમનાકર" અને શ્રી રામેશ્વરજી પાટીદાર મુખ્ય સંપાદક "પાટીદાર લોક" અને શ્રી છગનલાલજી વર્માનું સન્માન કરવામાં

આવ્યું. મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સ્મરણિકા પ્રસિધ્ધ કરવામાં આવી. જેનું સંપાદન શ્રી ભંવરલાલજી કુલ્મી, વ્યાખ્યાતાએ કર્યું. સંમેલનમાં ગુજરાતના શ્રી કેશવભાઈ પટેલ, ઉંઝા ટ્રસ્ટના અધ્યક્ષ અને મણિભાઈ પણ હાજર રહ્યા હતા. સંમેલનની અધ્યક્ષતાશ્રી ખેમચંદભાઈએ કરી.

અધિવેશન બાદ સચિવશ્રી રાજારામ પાટીદાર સંગઠન ચલાવવામાં અસમર્થ રહ્યા. અને તેમણે મંત્રીપદેથી રાજીનામું આપી દીધું. તેના ફળસ્વરૂપે શ્રી માંગીલાલ પાટીદાર, વ્યાખ્યાતા - રહેવાસી - કવડિયા (નિમાડ)ને સંગઠનના મંત્રી ચૂંટવામાં આવ્યા. શ્રી માંગીલાલ પાટીદારે મંત્રીપદે રહી, સમાજ સંગઠનની દિશામાં દઢતાપૂર્વક કામ કર્યું. ઈન્દોર જિલ્લા પાટીદાર સમાજના મૂળ ઉદ્દેશ અને આમંત્રણ પર સંગઠનનું તૃતીય અધિવેશન રંગવાસા ગામમાં યોજવામાં આવ્યું. જેમાં નિમાડ અને માળવા પાટીદાર સમાજે ઘણો ઉત્સાહ દર્શાવ્યો અને લગભગ ૪ હજાર પ્રતિનિધિઓએ સામાજિક કુરિવાજોને અટકાવવાનો સંકલ્પ કર્યો. મહિલા સંમેલનમાં ઘુંઘટ પ્રથાને રદ કરવામાં આવી. સમાજમાં ફેલાયેલા છૂટાછેડા (તલાક) વગેરેનાં માઠાં પરિણામો દૂર કરવા માટે પ્રભાવશાળી પગલાં ભરવામાં આવ્યાં.

ઈન્દોરમાં છાત્રાલય બનાવવા માટે એક સમિતિની રચના કરવામાં આવી. શ્રી જગન્નાથજી પટેલ જોશી - ગુરાડિયા શ્રી પુરુષોત્તમ મુકાતી - રંગવાસા; શ્રી ચતુર્ભુજજી - રાઉ, શ્રી રામચંદ્રજી- રંગવાસા; તથા મોટાભાઈએ આ ગામ રંગવાસાની જનતાએ અધિવેશનને સફળ બનાવવામાં અથાગ પરિશ્રમ કર્યો. અધિવેશનની અધ્યક્ષતા શ્રી ખેમચંદ અધ્યક્ષ, મધ્યપ્રદેશ પાટીદાર સમાજે કરી અને મુખ્ય મહેમાન શ્રી પરશુરામ પાટીદાર, એડવોકેટ, અધ્યક્ષ, મન્દસૌર જિલ્લા પાટીદાર સમાજ અને શ્રી રામેશ્વરભાઈ પાટીદાર, અતિથિવિશેષ હતા. શ્રી માંગીલાલ પાટીદાર, મંત્રીએ અધિવેશનની કાર્યવાહીનું સંચાલન સફળતાપૂર્વક કર્યું. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના નિયમાનુસાર ચૂંટણીનો નિર્ણય લેવાઈ ગયો અને તાલુકા કક્ષાએ સમિતિઓની રચના કરી ચૂંટણી યોજવા માટે શ્રી પ્રહ્લાદ પાટીદાર (પ્રાધ્યાપક, ડિગ્રી કૉલેજ, મંદસૌર) ચૂંટણી અધિકારી નીમવામાં આવ્યા, જેમણે સંગઠનની ચૂંટણી તાલુકા કક્ષાએથી પ્રાન્ત કક્ષા સુધી સફળતાપૂર્વક પૂરી કરી.

એપ્રિલ માસ-૧૯૮૧માં પ્રાંતીપ મહાસભાની કાર્યસમિતિની ચૂંટણી નિર્વિવાદ પૂરી થઈ. તેમાં શ્રી પરશુરામ પાટીદાર, એડવોકેટ, મંદસૌર ત્રીજા પ્રાંતીય અધ્યક્ષ અને શ્રી માંગીલાલ પાટીદાર, વ્યાખ્યાતા કવડિયાને મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા.

કાર્ય સમિતિએ શાજાપુર જિલ્લા પાટીદાર સમાજના નિમંત્રણ પર શાજાપુર નગરમાં સંગઠનનું ચોથું અધિવેશન તારીખ ૩૦-૩૧ મે, ૧૯૮૧માં યોજવામાં આવ્યું. જેમાં મધ્યપ્રદેશ અને રાજસ્થાન પાટીદાર સમાજના બધા જિલ્લાના મળીને ૧૦ હજાર પ્રતિનિધિઓએ ભાગ લીધો. અધિવેશનની અધ્યક્ષતા શ્રી પરશુરામ પાટીદાર, અધ્યક્ષ, મધ્યપ્રદેશ પાટીદાર સમાજે કરી. કાર્યવાહીનું સંચાલન શ્રી

માંગીલાલ પાટીદાર, મંત્રીએ કર્યું. મુખ્ય મહેમાન શ્રી કિશનભાઈ તથા ગુજરાત પ્રદેશના ભૂતપૂર્વ મુખ્યમંત્રી શ્રી ચિમનભાઈ પટેલ હતા.

શાજાપુર અધિવેશનમાં યુવા સંમેલન, મહિલા સંમેલન સિવાય, કિસાન સંમેલન અને સાંસ્કૃતિક કાર્યક્રમની નવી યોજનાઓનો પણ પ્રારંભ કરવામાં આવ્યો. અધિવેશનમાં (૧) બાળ લગ્ન (૨) બાળ સંબંધ (૩) મૃત્યુભોજન (૪) લગ્ન - વિચ્છેદ, (૫) અંધ વિશ્વાસ વગેરે કુપ્રથાઓ પર ઉગ્ર ચર્ચાઓ થઈ. અને આની પર પ્રભાવશાળી પ્રતિબંધ લગાડવાનો ઠરાવ પસાર કર્યો. મહેમાનો તથા સમાજ સેવિકાઓનાં સન્માન કરવામાં આવ્યાં. શાજાપુરમાં છાત્રાલય બનાવવા માટે એક લાખ રૂપિયા અને ભૂમિદાનની જાહેરાત પણ કરવામાં આવી.

મધ્યપ્રદેશ પાટીદાર સમાજના રીતરિવાજોના પ્રચાર પ્રસાર કરવા માટે સમાજની પ્રાંતીય કાર્યસમિતિ દ્વારા પત્રિકા છાપવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો અને સંગઠનના કાર્યાલય-ભવનનું નિર્માણ કરવાની દરખાસ્ત પસાર કરવામાં આવી.

અધિવેશનને જિલ્લા પાટીદાર સમાજના અધ્યક્ષ શ્રી ભેરૂસિંહજી દુપાડા, સ્વાગતાધ્યક્ષ, શ્રી લક્ષ્મીચંદજી પટેલ, લાહોરી, શ્રી નિર્ભયસિંહજી બોલાઈ, શ્રી હિંમતસિંહજી, શ્રી ભીમાવત, શ્રી કુલીચંદ, પાટીદાર, વ્યાખ્યાતા, શ્રી મણિશંકર વ્યાખ્યાતા અને શ્રી શિવનારાયણ ઈન્દ્રિયા (એડવોકેટ, શાજાપુર)એ સફળ આયોજન માટે મુખ્ય ભાગ ભજવ્યો.

ગુજરાત અને મધ્યપ્રદેશ પાટીદાર સમાજ દ્વારા અખિલ ભારતીય પાટીદાર સમાજની રચનાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે. ગુજરાત પ્રાંતથી ઉંઝા સંસ્થાનના અધ્યક્ષ શ્રી કેશવલાલ પટેલ, શ્રી મણિભાઈ (મમ્મી), ઈતિહાસવિદ્ ડૉ. મંગુભાઈ પટેલ, શ્રી મણિબેન પટેલ, શ્રી જયંતિભાઈ પટેલ અને તેમના સાથીઓએ મધ્યપ્રદેશથી પ્રવાસ ખેડયો છે. અને ગુજરાત અને મધ્યપ્રદેશ પાટીદાર સમાજની એકતા તથા સંગઠન કાયમ કરવાની ભૂમિકા તૈયાર કરી છે. મધ્યપ્રદેશ અને ગુજરાતના પાટીદાર સમાજના કાર્યકર્તાઓનું એક સંમેલન ઊંઝા ખાતે સને ૧૯૮૭માં યોજવામાં આવ્યું. તેમાં ગુજરાત તથા મધ્યપ્રદેશ સમાજ માટે ઐતિહાસિક એકતા સ્થાપિત કરવાની દિશામાં મંડાણ થયાં છે.

શ્રી ચૈનસિંહની અધ્યક્ષતામાં મંદસૌર જિલ્લાના નીમચ શહેરમાં મ.પ્ર.પાટીદાર સમાજનું પાંચમું અધિવેશન ૨૧મી અને ૨૨મી મે, ૧૯૮૮ના રોજ સફળતાપૂર્વક યોજાયું. તેમાં ૭ હજાર કાર્યકર્તાઓએ ભાગ લીધો. ગુજરાતથી કેશવભાઈ પટેલની આગેવાની હેઠળ પ્રતિનિધિમંડળે ભાગ લીધો અને મુખ્ય અતિથિપદ ગ્રહણ કર્યું. તેનો સંપૂર્ણ અહેવાલ "પાટીદાર જાગૃતિ" 'ધરતી' અને 'ઉમિયા દર્શન' (અમદાવાદ)ના જૂનના અંકોમાં પ્રગટ થયો હતો.[૧૪]

આ પહેલાં મેં પાટીદાર સમાજના પહેલા, બીજા, ત્રીજા, ચોથા અને પાંચમાં અધિવેશનની

કાર્યવાહીની ચર્ચા કરી છે. બીજા અધિવેશન વખતે મ.પ્ર. પાટીદાર સમાજની એક મહત્ત્વની સ્મરણિકા, પ્રગટ કરવાનું ઉત્તમ કાર્ય કરવામાં આવ્યું હતું. તેમાં મ.પ્ર.માં કુલમી સમાજ કેટલાં ગામોમાં વસ્યો છે, તેમના પરિવારની સંખ્યા સહિત જાણકારી આપવામાં આવી છે. આ સ્મરણિકાના સંપાદક-પ્રાધ્યાપક શ્રી ભંવરલાલ કુલમી અને પ્રા. શ્રી બંસીલાલ પાટીદાર અભિનંદનના અધિકારી છે. આ સ્મરણિકા બીજા અધિવેશનના મુકુટમાં ચંદ્ર સમાન છે.

સને ૧૯૭૮ની વસતિ ગણતરીના આધારે પાટીદાર સમાજ અંગે એક દષ્ટિપાત (માળવા - નિમાડ ક્ષેત્ર)

| ક્રમ | જિલ્લો | પ્રદેશ | પાટીદાર ગામોની કુલ સંખ્યા | કડવા પાટીદાર ગામોની સંખ્યા | લેઉવા પાટીદાર ગામોની સંખ્યા | બંને કડવા તથા લેઉવા પાટીદારનાં કુલ ગામોની સંખ્યા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | રાજગઢ | મ.પ્ર. | ૩૧ | ૮ | ૨૨ | ૧ |
| ૨ | શાજાપુર | મ.પ્ર. | ૧૪૨ | ૬૪ | ૭૭ | ૧ |
| ૩ | ઉજ્જૈન | મ.પ્ર. | ૮૮ | ૮૦ | ૬ | ૨ |
| ૪ | ભોપાલ | મ.પ્ર. | ૧૫ | ૪ | ૯ | ૨ |
| ૫ | શિહોર | મ.પ્ર. | ૨૩ | ૧૮ | ૫ | --- |
| ૬ | દેવાસ | મ.પ્ર. | ૫૧ | ૫૧ | --- | --- |
| ૭ | ઈન્દોર | મ.પ્ર. | ૧૯ | ૧૯ | --- | --- |
| ૮ | રતલામ | મ.પ્ર. | ૧૬૯ | ૯૧ | ૬૯ | ૯ |
| ૯ | જાંબુઆ | મ.પ્ર. | ૧૯ | ૪ | ૧૩ | ૨ |
| ૧૦ | ધાર | મ.પ્ર. | ૧૬૩ | ૫૬ | ૧૦૪ | ૩ |
| ૧૧ | ખરગોન | મ.પ્ર. | ૧૬૨ | ૯૦ | ૭૨ | --- |
| ૧૨ | મન્દસૌર | મ.પ્ર. | ૨૫૯ | ૧૮૧ | ૬૬ | ૧૨ |

[૧૫] (જુઓ પરિશિષ્ટ : ૭)

# મધ્યપ્રદેશ પાટીદાર સમાજ

**શ્રી રામ મંદિર હનુમાનગઢી, ઉજ્જૈન, નોંધણી નં.૭૨૭૫**

**તા.૨૮.૧૦.૧૯૭૮**

**ચોથા અધિવેશન (શાજાપૂર) દ્વારા પસાર કરેલ ઠરાવ.**

ઠરાવ :

મ.પ્ર.પાટીદાર સમાજનું ચોથું વિશાળ અને ઐતિહાસિક અધિવેશન તા.૩૦મી અને ૩૧ મી મે ૧૯૮૧ના રોજ શાજાપુરમાં પ્રાંતિક અધ્યક્ષ શ્રી પરશુરામ પાટીદાર, મન્દસૌર માનનીય શ્રી ચીમનભાઈ પટેલ તત્કાલીન મુખ્યમંત્રી, ગુજરાત અને કિશનભાઈ પટેલ ગવલી પલાસિયાના અતિથિવિશેષ પાટીદાર સમાજ, જિલ્લા શાજાપુરના સંયોજન તથા ૧૦ હજાર પ્રતિનિધિઓની હાજરીમાં સંપન્ન થયું. આ અધિવેશન અંતર્ગત જાહેર અધિવેશન યુવા સંમેલન, ખેડૂત સંમેલન, મહિલા સંમેલનો યોજવામાં આવ્યાં. જુદા જુદાં સંમેલનોમાં પસાર કરેલ ઠરાવો પ્રતીક અધ્યક્ષ દ્વારા જાહેર અધિવેશનમાં રજૂ કરાયા. હાજર રહેલ તમામ સભ્યોએ તેમના હાથ ઊંચા કરીને તેનું સમર્થન કર્યું. આમ સર્વાનુમતિથી ઠરાવો પસાર થયા. આ તમામ ઠરાવો હવે નિયમ બની ગયા છે, અને તે તા.૧ લી જૂન ૧૯૮૧ થી મ.પ્ર. પાટીદાર સમાજના તમામ ૧૩ જિલ્લાઓને લાગુ પાડવામાં આવે છે. વિશ્વાસ છે કે તમે સૌ સભ્યો આ નિયમોનું પાલન કરશો અને પોતાનાં ૨ ગામો, તાલુકા અને જિલ્લામાં લાગુ પાડવામાં અને પાલન કરવામાં સાથ સહકાર આપશો.

**૧. સગાઈ :**

(અ) બાળ સંબંધ અથવા બાળ સગાઈ જ બાળ લગ્નની જન્મદાતા છે. તેથી આ ઠરાવ સર્વાનુમતિથી પસાર કરવામાં આવ્યો છે. કે બાળક-બાળકીઓની સગાઈ નક્કી કરવામાં ચાંલ્લાનો રિવાજ લગ્નના ૧ અથવા ૨ વર્ષ પહેલાં જ કરવામાં આવે. તેનું ઉલ્લંઘન કરીને જો કોઈ સગાઈનો રિવાજ પૂરો કરે અને લગ્ન પહેલાં સગાઈ તૂટી જાય તો તેની સુનાવણી ગામ, તાલુકા, જિલ્લા અથવા પ્રદેશ કક્ષાએ કરવામાં આવશે નહીં.

(બ) હિંદુ લગ્ન અધિનિયમના પાલન માટે એવો નિર્ણય લેવામાં આવ્યો છે કે સમાજમાં સગાઈ નક્કી કરતી વખતે છોકરીની ઉંમર કરતાં છોકરાની ઉંમર ઓછામાં ઓછી ૩ વર્ષ વધુ હોવી જોઈએ, જેથી લગ્ન સમયે પોલીસની દખલગીરી કે ફરિયાદથી બચી શકાય.

**૨. લગ્ન**

(અ) સમાજના કોઈ ૨ જિલ્લાઓમાં પ્રચલિત બાળ સંબંધ (સગાઈ) અને બાળલગ્નની

પ્રચલિત પ્રથાઓ બંધ કરવામાં આવે છે. આજથી ભવિષ્યમાં સમાજમાં હિંદુ લગ્ન જ કરવામાં આવશે.

(બ) લગ્નના ખોટા ખર્ચા અને દુર્વ્યય નિવારવા માટે ગામ, તાલુકા, જિલ્લા અને પ્રદેશ સમિતિઓ દ્વારા પુખ્યવયનાં સમૂહલગ્નોનું આયોજન કરવામાં આવે અને સમૂહલગ્નની પ્રથાને પ્રોત્સાહન આપવામાં આવે.

(ક) લગ્નની તિથિ/ તારીખ :

પાટીદારની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ જોતાં મ. પ્ર. પાટીદાર સમાજમાં પુખ્ય વયનાં સમૂહ અથવા અલગ અલગ લગ્નોનું આયોજન દર વર્ષે અખાત્રીજથી પૂનમ સુધીની કોઈ શુભ તિથિએ અથવા વસંતપંચમીની આસપાસની કોઈ શુભ તિથિએ કરવામાં આવે.

<u>(૩) લગ્ન - વિચ્છેદ :</u>

(અ) સર્વાનુમતિથી એવો નિર્ણય લેવામાં આવે છે કે આજથી પુખ્તવયનાં જે અલગ અથવા સમૂહ લગ્ન કરવામાં આવે એવો લગ્ન સંબંધમાં હવે હિંદુ લગ્ન વિચ્છેદ અધિનિયમ કે કાયદા અનુસાર કોર્ટ મારફત અથવા સમાજની સંમતિ મેળવીને લગ્ન વિચ્છેદ કરવામાં આવશે.

આવાં લગ્નનો મન ફાવે તેવી ઈચ્છા મુજબ વિચ્છેદ કરવામાં આવે તેવા કિસ્સામાં સમાજની કોઈ વ્યક્તિ પોતાની પુત્રી તેની સાથે પરણાવશે નહીં અથવા કોઈ એવી વ્યક્તિ સાથે લગ્ન કરવા દેશે નહીં. આ નિયમનું ઉલ્લંઘન કરનાર પક્ષો તથા તેમનાં માતાપિતાનો સામાજિક બહિષ્કાર કરવામાં આવશે. તેમનાં તમામ સામાજિક નિયંત્રણોનો પણ બહિષ્કાર કરવામાં આવશે.

(બ) લગ્ન - વિચ્છેદ કરવા માટે કોઈપણ પક્ષ ગામ, તાલુકા, જિલ્લા અને પ્રાંતિક સમિતિમાં નિયમાનુસાર અનુમતિ મેળવવા અરજી કરી શકશે. આ સમિતિઓ હિંદુ લગ્ન અધિનિયમમાં છૂટાછેડાની જોગવાઈ અનુસાર ન્યાયસંગત રીતે લગ્ન -વિચ્છેદની પરવાનગી આપી શકાશે. સગીર વયનાં લગ્ન કરનાર સભ્યોને આ ઠરાવો હેઠળ કોઈ રક્ષણ મળશે નહીં. આ સંમેલન વિચારપૂર્વક એવા નિર્ણય પર આવ્યું છે કે સમાજમાં પુખ્ત વયનાં લગ્નો થશે તો આણા પ્રથા, તિવારી, શ્રાવણી ચૂંદડી ઓઢાડવી કે પહેરામણી કરવી જેવી પ્રથાઓ બંધ થઈ જશે. તથા સમાજ આ કુરિવાજો પાછળ કરતા ખોટા ખર્ચાઓ અને દુર્વ્યયથી બચી જશે.

<u>૪. પ્રેતભોજન :</u>

(અ) સમાજમાં ચાલતા પ્રેતભોજનની પ્રથા બંધ કરવામાં આવે છે. ભવિષ્યમાં હવે અગિયારમા અને બારમાને દિવસે હાજર રહેવા કુટુંબીજનો અને નજીકના સગા-સંબંધીઓ માટે જ ભોજન રાખવામાં આવશે. હવેથી જ્ઞાતિ-ભોજન કરવામાં આવશે નહીં. અગિયાર-બારમા પરના ભોજનોને પ્રેતભોજન કહેવાશે નહીં.

## પાટીદાર જ્ઞાતિમાં જાગૃતિ લાવનાર મધ્યપ્રદેશના કર્ણધાર

म. प्र. पाटीदार समाजके भूतपूर्व अध्यक्ष

श्री किसनसिंह पटेल



अध्यक्ष : म.प्र. पाटीदार समाज
प्रथम अधिवेशन

प्रो. खेमचंदभाई पाटीदार



अध्यक्ष : द्वितीय-तृतीय
म.प्र. पाटीदार समाज अधिवेशन

श्री परशुराम पाटीदार



म.प्र. पाटीदार समाज चतुर्थ
अधिवेशन अध्यक्ष

श्री चैनसिंहजी पाटीदार



अध्यक्ष : म.प्र. पाटीदार समाज
पंचम अधिवेशन



स्व. श्री छगनलाल वर्मा



अध्यक्ष : कूर्मी क्षत्रिय बंधु संघ (मध्य भारत)

डा. प्रहलाद पाटीदार



वर्तमान अध्यक्ष
म. प्र. पा. समाज, मंदसौर



अध्यक्ष
श्री गोवर्धनलालजी पाटीदार
श्री राममंदिर उज्जैन के अध्यक्ष



सचिव
श्री आत्मारामजी पाटीदार

(બ) લગ્ન અને મૃત્યુ વખતે અપાતાં (ભોજન) જમણવાર બે ટંકથી વધારે હશે નહીં.

**૫ શિક્ષણ :**

(અ) સમાજમાં છોકરા - છોકરીઓના શિક્ષણની સગવડો અને સાધનો પ્રાપ્ત કરવા માટે પ્રત્યેક જિલ્લાના ઉચ્ચ શિક્ષણના યોગ્ય સ્થળે છાત્રાલય ભવનનું નિર્માણ કરવુ.

(બ) છાત્રાલય ભવન અથવા બીજાં સામાજિક ભવનોના નિર્માણ માટે પ્રત્યેક જિલ્લા પાટીદાર સમાજની કાર્યકારી સમિતિ પોતાના જિલ્લાનું પાટીદાર સમાજ ટ્રસ્ટ રચીને તેની નોંધણી ભારતીય નોંધણી અધિનિયમ હેઠળ અનિવાર્યપણે કરાવશે. આ ટ્રસ્ટમાં તે જિલ્લાથી માંડીને શિક્ષણની બધી સુવિધાઓ અને પ્રોત્સાહન આપવાનું કાર્ય હાથ ધરવામાં આવશે.

**૬. સંગઠન :**

મ.પ્ર.પાટીદાર સમાજના દરેક ગામમાં ગ્રામ સમિતિઓની રચના ૧૫મી ઑગસ્ટ ૧૯૮૧ સુધી જિલ્લા કાર્યકારી સમિતિઓની દેખરેખ હેઠળ પૂરી કરવામાં આવશે. ગામ સમિતિમાં એક અધ્યક્ષ, એક ઉપાધ્યક્ષ, એક ખજાનચી, એક મંત્રી, એક સહમંત્રી અને ૬ સભ્યોની ચૂંટણી કરવામાં આવશે. તેની સૂચના પ્રાંતિક સમિતિઓને આપવામાં આવે. મ. પ્ર. પાટીદાર સમાજની સ્મરણિકા આગામી અધિવેશન પહેલાં પ્રગટ કરી દેવાશે. જેમાં તમામ સંગઠનોના હોદ્દેદારોનાં નામ પ્રગટ કરવામાં આવશે. દરેક તાલુકા અને જિલ્લા ચૂંટણી અધિકારીઓ પણ પોતપોતાના ક્ષેત્રની ગામ સમિતિઓની રચના કરવામાં સહયોગ આપશે.

(બ) સમિતિઓની રચના થાય ત્યાં સુધી જેટલા સભ્યોની ફી મળી હોય તેના ૫૦ ટકા પ્રાંતિક સમિતિને અને ૫૦ ટકા જિલ્લા સમિતિને મોકલવી.

(ક) યુવા સંગઠન : મ. પ્ર. પાટીદાર સમાજ હેઠળ યુવક - યુવતી સંગઠનોની રચના કરવી. તેનું નામ "સરદાર પટેલ યુવા સંગઠન" રાખવું. તેનું કાર્ય ગામ, તાલુકા અને જિલ્લા કક્ષાએ શરૂ કરવું. મ.પ્ર. પાટીદાર સમાજની આગામી બેઠકમાં આ યુવા સંગઠનનો કાયદો પસાર કરાવવો અને પછી નિયમાનુસાર ચૂંટણી કરવામાં આવે.

**૭. પ્રાંતિક સમાચારોનું પ્રકાશન :**

પ્રાંતિક પાટીદાર સમાજના એક માસિક પત્રનું પ્રકાશ કરવામાં આવે. તેની બધી વિધિ પ્રાંતિક કાર્ય સમિતિ પોતાના નિર્ણય અનુસાર પૂરી કરશે. સમાચાર પત્રના કાર્ય માટે સ્થાયી ભંડોળ રચવામાં આવે. તેના માટે અનુદાન (ગ્રાન્ટ) અથવા ફાળો એકઠો કરવા માટે પ્રાંતિક સમિતિને અધિકૃત કરવામાં આવે છે.

૮. **કેન્દ્રીય કાર્યાલય :**

સંગઠન અને સામાજિક કાર્યક્રમોના સંચાલન માટે મ.પ્ર.પાટીદાર સમાજના એક કેન્દ્રીય ભવનની અત્યંત આવશ્યકતા છે. મ.પ્ર. પાટીદાર સમાજના પ્રાંતિક ભવનનું કોઈ યોગ્ય સ્થળે નિર્માણ કરવા પરવાનગી પ્રાંતિય સમિતિને આપવામાં આવે છે. આ ભવન માટે ભંડોળ એકઠું કરવા માટે દાન તાલુકા અને જિલ્લા કક્ષાએ સંગઠનોનો પૂરો સહકાર મેળવવામાં આવે.

૯. **આર્થિક ઠરાવ :**

(અ) સર્વાનુમતિથી ઠરાવ પસાર કરીને મ.પ્ર.રાજયને વિનંતી કરવામાં આવી છે કે મધ્ય ભારતમાં ખેતી વિષયક સુવિધાઓ, રાષ્ટ્રીય ઉત્પાદનો વધારવાનાં સાધનો ઉપલબ્ધ કરાવવાના ઉદ્દેશથી ઉજ્જૈનમાં એક કૃષિ વિશ્વવિદ્યાલય સ્થાપવાનો નિર્ણય લેવો.

(બ) રાજયમાં કૃષિ મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોમાં ગ્રામીણ ખેડૂતોના શિક્ષિત વિદ્યાર્થીઓની પ્રતિભાઓને પ્રોત્સાહન આપવા માટે પ્રાથમિકતાના ધોરણે પ્રવેશ આપવા બાબતમાં રાજયને વિનંતી કરવામાં આવે છે.

(ક) મ.પ્ર.પાટીદાર સમાજે રાજયને એવી વિનંતી કરી છે કે જયારે રાજય કૃષિ ઉત્પાદનનું મૂલ્ય નક્કી કરે ત્યારે ખેડૂત -પ્રતિનિધિઓને નિર્ણય પ્રક્રિયામાં યોગ્ય પ્રતિનિધિત્વ આપવામાં આવે. મ.પ્ર.પાટીદાર સમાજ ખરેખર ખેતીપ્રધાન સમાજ છે. તેથી આવી પ્રક્રિયામાં આપણું પ્રતિનિધિત્વ અનિવાર્ય લેવામાં આવે.

(ડ) મ.પ્ર. મહેસૂલ કાયદાની કલમ ૧૬૪માં ૨૦મી એપ્રિલ, ૧૯૮૧ના હુકમથી સુધારો કરવામાં આવ્યો છે. આ સુધારો બિન આદિવાસી ખેડૂતોનાં હિતોની વિરૂધ્ધ છે. તેથી રાજયને નિવેદન આપવા અને પ્રતિનિધિમંડળ મોકલવા માટે શ્રી હરિરામ પાટીદાર એડવોકેટ, રતલામ (અધ્યક્ષ, ખેડૂત સંમેલન), શ્રી આર. સી. મુકાતી, ઈન્દોર, શ્રી દયારામ પાટીદાર એડવોકેટ મનાવર (ધાર), ડૉ.રાજેન્દ્રકુમાર પાટીદાર, કુક્ષી (ધાર) અને શ્રી પરમાનંદજી પટેલ, ઘટવાં (નિમાડ) ને અધિકૃત કરવામાં આવે છે. આ સમિતિને મ.પ્ર.પાટીદાર સમાજના નામથી સંપૂર્ણ કાર્યવાહી કરવા અધિકૃત કરવામાં આવે છે.

૧૦. **મહિલા સમિતિ :**

મહિલા સંમેલનના નિર્ણય મુજબ સમાજમાં પ્રચલિત ઘુંઘટ (લાજ કાઢવાની) પ્રથા બંધ કરવામાં આવે છે. સ્ત્રી શિક્ષણ અને સંગઠનમાં મહિલાઓના સહયોગને પ્રોત્સાહન આપવું.

મ.પ્ર.પાટીદાર સમાજના સઘળા હોદ્દેદારો સ્વાગત સમિતિના, હોદ્દેદારો અને સંયોજન સમિતિ, જિલ્લા શાજાપુરના સમગ્ર હોદ્દેદારોની આજ્ઞાથી મધ્યપ્રદેશના ૧૩ જિલ્લાઓનાં તમામ ગામોમાં

પ્રોત્સાહિત કરવાના હેતુથી મંત્રી મ. પ્ર. પાટીદાર સમાજ દ્વારા પ્રગટ કરીને રવાના કરેલ.[૧૬](જુઓ પરિશિષ્ટ :૮)

પ્રાંતિક પાટીદાર સમાજ, સંયોજક સમિતિ દ્વારા જાહેરખબર આપવામાં આવી કે પાટીદાર સમાજ પ્રાંતિક પાંચમું વિશાળ અધિવેશન તા. ૨૧ અને ૨૨ મે, ૧૯૮૮માં નીમચમાં યોજવામાં આવશે તેમાં દરેક પાટીદાર ભાઈઓએ હાજરી આપવી. તે જાહેરખબર નીચે પ્રમાણે છે.

ભાઈઓ,

આજે આખા વિશ્વમાં લગભગ સઘળા સમાજ સંગઠિત થઈને પોતાનો શૈક્ષણિક અને આર્થિક વિકાસ કરવામાં જોડાયા છે. આપણો સમાજ મુખ્યત્વે ખેતીપ્રધાન સમાજ બનીને ગામડાંઓમાં વસે છે. તેથી તેમનામાં શિક્ષણ અને સંગઠનનો અભાવ છે. તે જ કારણે આપણા લોકો પોતાની સામાજિક અને શૈક્ષણિક સમસ્યાઓ અંગે સામૂહિક રીતે એક જગ્યાએ બેસીને વિચારી શકતા નથી. પોતાની આ ખામીઓના કારણે સમાજ પાછળ રહી ગયો છે. સમાજનો બુદ્ધિશાળી વર્ગ સમાજમાં ચેતના જગાડીને ઠેકઠેકાણે છાત્રાલયનું નિર્માણ વિદ્યાલયોની સ્થાપના, સમૂહલગ્નોનું આયોજન વગેરેની શરૂઆત કરી દીધી છે. પરંતુ સમાજની સામાન્ય વ્યક્તિ અત્યારે નથી આ સંગઠનમાં જોડાઈ શકતી કે નથી સામૂહિક વિકાસનાં કામોમાં સહયોગ આપવાની પ્રવૃત્તિ કરી શકતી. સમાજની દરેક વ્યક્તિમાં સામાજિક ચેતના જગાડવી, સંગઠન મજબૂત બનાવવું, સમાજની પ્રતિભાઓને પ્રોત્સાહન પૂરું પાડવું, શૈક્ષણિક સ્તર ઊંચું લાવવું, મહિલાઓમાં જાગૃતિ પેદા કરવી વગેરે કામો માટે તા. ૨૧મી અને ૨૨મી મે, ૧૯૮૮ના રોજ નીમચમાં એક વિશાળ પ્રાંતિક સંમેલનનું આયોજન કરવામાં આવ્યું છે. તેમાં મ.પ્ર., રાજસ્થાન, મહારાષ્ટ્ર અને ગુજરાતના બુધ્ધિશાળી વિદ્વાનોને નિમંત્રણ આપવામાં આવી રહ્યાં છે. આશા છે કે આ સંમેલનમાં સમાજના વૃદ્ધો, યુવક-યુવતીઓ, મહિલાઓ વગેરે હજારોની સંખ્યામાં ભાગ લેશે અને સંમેલનને સફળ બનાવવાની કૃપા કરશે. ૨૧મી મે એ પ્રતિનિધિ સંમેલનમાં સામેલ થનાર દરેક મહાનુભાવ નક્કી કરેલ ફાળો નોંધાવી સ્વાગત સમિતિના સભ્ય બનશે અને પોતાની સંગઠન શક્તિનો પરિચય આપશે.[૧૭] (જુઓ પરિશિષ્ટ : ૯)

## નીમચ સંમેલન

મધ્યપ્રદેશ, રાજસ્થાન પાટીદાર સમાજનું વિશાળ પાંચમું અધિવેશન મંદસૌર જિલ્લાના નીમચ શહેરમાં પાટીદાર છાત્રાવાસ પ્રાંગણમાં તા.૨૧ તથા ૨૨ મે, ૧૯૮૮ ના રોજ શેઠશ્રી કેશવલાલજી પટેલના મુખ્ય આતિથ્યમાં તથા શ્રી ચૈનસિંહજી પાટીદાર, શાજાપુરની અધ્યક્ષતામાં યોજાયું હતું. એમાં સંપૂર્ણ મધ્યપ્રદેશ, રાજસ્થાન સહિત ગુજરાત તથા શેઠ શ્રી કેશવલાલ પટેલના નેતૃત્વમાં પ્રતિનિધિ

મંડળે ભાગ લીધો હતો. સંમેલનમાં શ્રી કેશવલાલજી પટેલે મુખ્ય અતિથિપદેથી પોતાનું પ્રભાવશાળી લેખિત ભાષણ વાંચ્યું હતું. તેમણે કહ્યું હતું, "પાટીદાર સમાજ એક શક્તિશાળી સમાજ છે." પાટીદાર સમાજ ગુજરાત, મધ્યપ્રદેશ, રાજસ્થાન તથા બીજા પ્રદેશોમાં કોઈ અન્ય સમાજથી પાછળ નથી. પરંતુ પ્રગતિના માર્ગમાં કેટલીક સામાજિક રૂઢિઓ અવરોધ ઉત્પન્ન કરે છે. આપણે ચિંતન-મનન કરીને તેમને દૂર કરવી જોઈએ. ગુજરાત અને મધ્યપ્રદેશનો સંબંધ અતૂટ બની ગયો છે. આપણે સૌ ઘણા નજીક આવી ગયા છીએ. હું માનું છું કે, આપણે સૌ વારંવાર મળતા રહીએ, સંગઠિત થતા રહીએ, આપણા કુરિવાજો પર ચર્ચાઓ કરતા રહીએ, નક્કર નિર્ણય લઈને પરિવર્તન કરવાં જોઈએ. મુખ્ય અતિથિ શ્રી કેશવભાઈ પટેલે પોતાના ભાષણમાં બાળલગ્ન અને સ્ત્રી શિક્ષણ, મરણ ભોજન, કન્યાઓ માટે છાત્રાલય, ઉદ્યોગ-ધંધાઓ વધારવા, સમૂહલગ્નો વગેરે વિષયો પર વિસ્તારપૂર્વક જણાવ્યું. એમની સુધારાવાદી, પ્રતિવાદી તથા પરિવર્તનવાદી વિચારધારાની સંમેલનમાં પ્રશંસા કરવામાં આવી.

ગુજરાત પ્રતિનિધિ મંડળમાં શ્રી મણિભાઈ પટેલ (મમ્મી) ડૉ. મંગુભાઈ પટેલ, "ઉમિયાદર્શન"ના તંત્રી શ્રી જયંતીભાઈ પટેલ, અમદાવાદ, ડૉ. લીલાવતી પટેલ - પ્રાચાર્યા મહિલા ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ - અમદાવાદ, શ્રીમતી પાર્વતી બહેન પટેલ મુખ્યરૂપે સામેલ હતાં. ડૉ. લીલાબહેને મહિલા સંમેલનની અધ્યક્ષતા કરતાં કહ્યું હતું :

"કાળગતિમાં આપણી મહિલાઓ સામાજિકરૂપે પાછળ રહી ગઈ છે. પુરૂષોની જવાબદારી છે કે તે નારીને પોતાની સરખામણીમાં સહભાગી બનાવે." એમણે નારી સમાજને પ્રોત્સાહન કરતાં નારી શિક્ષણને આગળ વધારવા, સ્વયંને દીન-હીન ન સમજવા, તમામ ક્ષેત્રોમાં સમાન અધિકારિણી બનવાની ઉત્તમ સલાહ આપી. એમણે નારીને અબળા નહીં બલ્કે શક્તિ સ્વરૂપા, સિંહવાહિની દુર્ગા, અંબાના રૂપમાં પ્રતિષ્ઠિત થવાની પ્રેરણા આપી. નીમચના વિશાળ પ્રાંતિય સંમેલનના મંચ પર ગુજરાત પાટીદાર સમાજના પ્રતિનિધિ મંડળની ઉપસ્થિતિથી સામાજિક ગૌરવ વધ્યું. આપણે અખિલ ભારતીય સંગઠન બનાવી શકીએ છીએ. એવી ભાવના પ્રબળ બની. શ્રી કેશવલાલજી પટેલે પાટીદાર સમાજ છાત્રાવાસ નીમચ માટે રૂા.૧૧,૦૦૦/- ના દાનની ઘોષણા કરી.[૧૮]

## યુવા જાગૃતિ

સંગઠન સ્વરૂપે સૌ પ્રથમ પાટીદાર સમાજની સ્થાપના સન ૧૯૫૫-૫૬માં ઈન્દોરમાં પાટીદાર યુવક મંડળ-નામની સંસ્થાથી થઈ. તેમાં તે સમયે બહારથી વિદ્યાભ્યાસ માટે આવેલા વિદ્યાર્થીઓ અને ઈન્દોરના થોડા વ્યવસાયી ભાઈઓ સામેલ થયા હતા. તેનો ઉદ્દેશ વિદ્યાર્થીવર્ગની મુશ્કેલીઓ દૂર કરવાનો અને તે વિસ્તારમાં જુદાં જુદાં સ્થળોએ વસેલા સમાજના લોકોને એકબીજાના સંપર્કમાં લાવવાનો

હતો. અગાઉ આપણે જોઈ ચૂકયા છીએ કે તે સંગઠનને શ્રી પરશુરામજી, શ્રી શ્યામ સુંદરજી, ખેમચંદજી, ભવરલાલજી જેવા કાર્યકર્તાઓ મળ્યા હતા. ત્યાર પછી આ સંગઠને મ.પ્ર.પાટીદાર સમાજનું સ્વરૂપ ધારણ કર્યું. નીચે દર્શાવેલ ઉદાહરણમાં આપણને યુવા શક્તિનો પરિચય મળે છે :

૧૯૬૪માં પાક ઉપર વાણિજય વેરો અને સંપત્તિ વેરો લાદવાના વિરોધમાં પાટીદાર યુવક મંડળે સરકારમાં રજૂ કરવા એક નિવેદન તૈયાર કર્યું. તેના પર ગામમાં વસતા પાટીદાર સમાજના જે પૂર્વ અને એક ખેડૂત સમાજ છે તેમના હસ્તાક્ષરો કરાવવામાં આવ્યા, અને તે વખતના શ્રમ મંત્રીશ્રી શ્યામસુંદરજી પાટીદારનો સહયોગ લઈને સરકાર સુધી પોતાનો અવાજ ઉઠાવ્યો. તેના પર સરકારે ઉદાર વલણ દાખવીને સ્થાવર મિલકત પરનો વેરો પાછો ખેંચ્યો.

૧૯૮૮માં ઊંઝા ખાતે ઉમિયા-માતાજી સંસ્થાનના કારભારી ગણપતરામ દસવર્ષીય લગ્નના નામે મુહૂર્ત કાઢવાની અને મોકલવાની બાબતમાં માળવા-નિમાડના પાટીદારોને અંધારામાં રાખતા હતા. અને એ રીતે ધન કમાતા હતા. આ ગણપતરામ ચાણસ્મા, સિધ્ધપુરના બ્રાહ્મણોને માળવા-નિમાડ મોકલતા હતા. બે-ત્રણ મહિના પછી માલપૂડા ખાતે અને પાટીદારો પાસેથી ધન પ્રાપ્ત કરી લેતા હતા. આ અંગે એક યુવકને શંકા જાગી, તે પગે ચાલીને ઊંઝા આવ્યો અને ત્યાંથી મુહૂર્ત લઈ ગયો. કસરાવદના યુવકોએ જયોત માટેની પદયાત્રા કરી. આ રીતે યુવાશક્તિનો પરચો મળે છે.

સરદાર પટેલ જયંતિ મધ્યપ્રદેશનાં યુવક - યુવતીઓ દર વર્ષે ધામધૂમથી ઉજવે છે, છેલ્લાં ચાર વર્ષથી ઉજ્જૈનમાં 'સરદાર યુવા સંગઠન' સ્થાનિક પાટીદાર ધર્મશાળા, કુશળપુરામાં કાર્યરત છે.

મ.પ્ર.પાટીદાર સમાજના અધ્યક્ષ શ્રી સરદાર જયંતિના સમારંભમાં અવારનવાર સંદેશો મોકલતા અને અપીલ કરતા હતા. અહીં એક નમૂનો છે, જે નીચે આપ્યો છે.

<u>યુવકોના નામે અપીલ</u>

મ.પ્ર.પાટીદાર સમાજ અને રાજસ્થાન.

પાટીદાર સમાજ દેશમાં એક વિશાળ સમાજ છે,સમાજમાં અનેક પ્રકારની સમસ્યાઓ છે, જેવી કે બાળલગ્ન, નિરક્ષરતા, દહેજ, પ્રેતભોજન, બાળસગાઈ, લગ્ન-વિચ્છેદ, ખર્ચાળ જમણવારો વગેરે કુરિવાજોથી સમાજની પ્રગતિ રૂંધાય છે. જોકે સમાજને પ્રગતિશીલ બનાવવો હોય તો આ કુરિવાજોનો પૂરજોશથી સામનો કરીને બંધ કરવા જોઈએ.

વલ્લભભાઈ જયંતિના શુભ અવસર પર આપણે હૃદયપૂર્વક અને સોગંદપૂર્વક અંબાજી સમક્ષ પ્રતિજ્ઞા કરીએ કે નીચેની ત્રણેય બાબતોનું આપણે પાલન કરીશું અને બીજાઓ પાસે કરાવીશું.

૧. બાળલગ્ન

૨. બે તિથિઓમાં લગ્ન કરવાં.

૩. પ્રેત ભોજન - બંધ કરાવવાં.

૪. પાટીદાર જાગૃતિ

સંગઠનનું એક માત્ર માસિક "પાટીદાર જાગૃતિ" સમાજરૂપી અંગમાં લોહીભ્રમણનું શક્તિશાળી સાધન બની રહ્યું છે. તેથી પ્રત્યેક ગામ, તાલુકો, જિલ્લો અને પ્રાંતિક સમિતિઓના તમામ હોદ્દેદારોની એ નૈતિક જવાબદારી બને છે કે તે માસિકનું આજીવન સભ્યપદ સ્વીકારે.

આપણો સમાજ ગામડાંઓમાં વસે છે અને ગ્રામીણ સમાજ છે. તેથી જયાં સુધી આપણું સંગઠન તંત્ર ગામડાંઓ સુધી ઊભું થશે નહીં ત્યાં સુધી આપણે પોતાના સુધારાવાદી કાર્યક્રમોમાં સફળ થઈ શકીશું નહીં. તેથી પાટીદાર યુવા-સંગઠને નારાયણગઢમાં તા. ૨૬.૧૨.૮૧ના રોજ પીપલ્યા બજારમાં એક વિશાળ યુવા સંમેલન યોજયું અને જિલ્લા પાટીદાર સમાજની કાર્યસમિતિને વિનંતી કરી કે ૩૦મી જાન્યુઆરી ૧૯૮૨ના રોજ વસંત પંચમીના શુભ પ્રસંગે આખા જિલ્લામાં પાટીદાર સમાજનાં ગામોમાં એક જ દિવસે ગ્રામ સમિતિઓની ચૂંટણીઓ યોજવી.

વસંત પંચમી (૩૦મી જાન્યુઆરી ૧૯૮૨)ની સાંજે ૨૮૦ ગામોમાં ગામ સમિતિઓની ચૂંટણીઓ યોજવાના હેતુથી પ્રત્યેક ગામ માટે એક એક ચૂંટણી અધિકારીની નિમણૂક કરવામાં આવી. આ ગામોમાં જવા આવવાનું કોઈ સાધન નથી, તેમાંય ગ્રામીણ ભાઈઓને ગામ સમિતિના સભ્ય બનાવવા અને ચૂંટણી કરાવવાનું કામ મુશ્કેલ હતું. કારણ કે ભણેલા ગણેલા અને સભ્ય કહેવાતાં શહેરોમાં વસતા સમાજના બુદ્ધિજીવીઓમાં પણ સમાજના સંગઠન અને સુધારણા માટે ત્યાગ અને લગનનો અભાવ હતો. આમ છતાં પાટીદાર વિદ્યાર્થી મંડળ મન્દસૌર, નીમચ, શાજાપુરા અને પાટીદાર યુવા સંગઠન નારાયણગઢના સભ્યોને ચૂંટણી અધિકારી નીમવામાં આવ્યાં. તેમને પાટીદાર સમાજ છાત્રાલય મન્દસૌરમાં અને નારાયણગઢમાં તાલીમ આપવામાં આવી.

૨૦૦ જેટલા ચૂંટણી અધિકારીઓ યુવા જુસ્સા અને ઉત્સાહ સાથે સમાજમાં ક્રાંતિની ઘોષણા કરવા નીકળી પડ્યા. કેટલાંક ગામોમાં તેમનું સ્વાગત કરવામાં આવ્યું. કેટલાંક ગામોમાં આખી રાત રોકાઈને મંદિરો અથવા છાપરામાં પોતાનો રાતવાસો કર્યો.

આ અભિયાનના સુખદ પરિણામનો આ જ જિલ્લામાં અનુભવ થઈ રહ્યો છે. અત્યાર સુધીમાં જિલ્લાનાં ૧૬૨ ગામોમાં વિધિસર ગામ સમિતિઓની રચના થઈ ચૂકી છે. સરદાર પટેલ યુવા સંગઠનના લગભગ ૩૦૦૦ સભ્યો છે. ગામ સમિતિઓની સાથોસાથ સરદાર પટેલ યુવા સંગઠનની પણ ચૂંટણી યોજી શકાય. ગામ સમિતિઓ અને યુવા સંગઠનોના અધ્યક્ષો, મંત્રીઓ અને ચૂંટણી અધિકારીઓનું એક પ્રતિનિધિ સંમેલન જિલ્લા અધ્યક્ષ પ્રો. પ્રહલાદ પાટીદારની અધ્યક્ષતામાં તારીખ ૮ અને ૯ મે ૧૯૮૨ ના રોજ મંદસોરમાં યોજાયું. તેમાં લગભગ ૫૦૦ પ્રતિનિધિઓની હાજરીમાં જિલ્લા પાટીદાર

સમાજની વ્યવહાર સંહિતા પસાર કરવામાં આવી. તેને ૯મી મે ૧૯૮૨થી લાગુ કરવામાં આવી. વ્યવહાર સંહિતાને પ્રગટ કરીને પ્રત્યેક ગામને વહેંચવામાં આવી. યુવકોએ સોગંદપૂર્વક તેનું પાલન કરવાનું વચન આપ્યું.

ભવિષ્યમાં જિલ્લા પાટીદાર સમાજનું લક્ષ્ય બૃહદ સંમેલનોમાં સમય, શક્તિ અને ધનની બરબાદી અને મુશ્કેલીઓથી બચીને ૧૦-૧૫ ગામોમાં પ્રાદેશિક સંમેલનનું આયોજન કરીને યુવક સમાજની સંગઠનાત્મક પ્રગતિશીલ સુધારાવાદી અને ક્રાંતિકારી વિચારધારાને ગામડાંઓમાં વસતા આપણા ભાઈઓ સુધી પહોંચાડવાની છે. આ યુગની એ જ જરૂરિયાત છે અને સમાજની સાચી સેવા છે.

હવે મ.પ્ર.માં પાટીદાર સમાજ સંગઠનની સાથે સાથે સહયોગ માટે 'સરદાર પટેલ સંગઠન' વિધિસર કાર્ય કરી રહ્યું છે. તેના પ્રાંતિક કક્ષાએ હોદ્દેદારો અને સભ્યો ચૂંટવામાં આવે છે. સરદાર પટેલ જયંતિ (૩૧મી ઑક્ટોબર) પ્રસંગે ગામ કક્ષાથી માંડીને પ્રદેશ/પ્રાંતિક કક્ષા સુધી સભાઓ યોજવામાં આવે છે. નવયુવકોમાં નવી ક્રાંતિ અને પ્રેરણા આવી રહી છે. તેઓ સમૂહ-લગ્નો, છાત્રાલય નિર્માણ, આશ્રયો સ્થાપવા, બાલવાડીની સ્થાપના વગેરેમાં મદદગાર થઈ રહ્યા છે. મ.પ્ર. અને રાજસ્થાન પાટીદાર સમાજ પોતાના નવયુવકોને કાર્ય કરવા માટે અવસર ઉપલબ્ધ કરાવે છે. આ રીતે યુવા જાગૃતિની સંભાવનાઓ મ.પ્ર.માં ઘણી વધારે છે. યુવા જાગૃતિમાં ડૉ.જગદીશ પાટીદાર મનાવર તથા શ્રી ગિરીરાજ અંબાબાતિયા શાજાપુર, શ્રી ધૂળજીભાઈ પાટીદાર, ઉજ્જૈનનું યોગદાન પ્રશંસનીય રહ્યું છે.[૧૯]

## નિમાડ-માળવા પ્રદેશ સમૂહ - લગ્નની રમઝટ

આખા મ.પ્ર.માં ખાસ કરીને નિમાડ, ધારા, ઈન્દોર, શાજાપુર, દેવાસ જિલ્લામાં સામૂહિક લગ્નો મોટી સંખ્યામાં થવા લાગ્યાં છે. સૌથી પહેલાં ૧૯૮૦માં (અખાત્રીજ)માં રેવાના પવિત્ર કિનારે રાજઘાટ(બડવાની)માં સમૂહ લગ્નનો શંખનાદ ફૂંકાયો હતો. ત્યાં ડૉક્ટર હીરાલાલ પટેલ (બડવાની) તથા શ્રીઘરભાઈ જોતપુરા (મનાવર) અને તેમના અનેક સાથીઓએ ધૂમધામથી વરકન્યાનાં ૫૧ જોડાનાં સમૂહ-લગ્નો યોજયાં હતાં. પછી તો નિમાડ-માળવા ક્ષેત્રોમાં અખાત્રીજ અને વસંતપંચમી પર સમૂહ-લગ્નની રમઝટ મચી ગઈ. અત્યાર સુધીમાં રાજઘાટ, મનાવર, અંજાડ, કુંક્ષી, ધાર, ધામનોદ, નાન્દ્રા, કરોંદિયા, ગવલીપલાસિયા, કોદરિયા, હરસોલા, ઉમિયાધામ(રાઉરંગવાળા) ખરગોન ક્ષેત્રનાં ૫૨ (બાવન) ગામોમાં, હાટપીપલ્યા (દેવાસ); સારંગ (જાબુઆ), કોદ-બિડવાલ ધાર બિલચાંક ખરસૌંદ કલાં (ઉજ્જૈન), નલખેડા મોહન બડોદિયા, મૈંસોદા (મન્દસૌર) તૂમડા, ખોકરા કલં તથા ગૈલાની (રાજસ્થાન) વગેરે ગામોમાં ૨૧ થી ૧૫૧ વર-કન્યાની જોડીનાં સમૂહ લગ્નોના સમારંભનું આયોજન

સફળતાપૂર્વક થઈ ચૂકયું છે. આ રિવાજ વધારે લોકપ્રિય થઈ રહ્યો છે. સુખ-સુવિધા સમૃદ્ધિના પ્રતીક રૂપે સમૂહ-લગ્ન મ.પ્ર.પાટીદાર સમાજમાં વધારેમાં વધારે અપનાવાશે એવી આશા છે. હાલમાં મ. પ્ર. પાટીદાર સમાજના દરેક જિલ્લામાં સમૂહ-લગ્ન સામાજિક રિવાજનું રૂપ ધારણ કરી રહ્યું છે. આ સમૂહ-લગ્નના અવસર પર જયાં દૂર દૂરથી ઊંઝા ઉમિયા માતાજીને કંકુપત્રિકાઓ અને આમંત્રણ જાય છે, ત્યાં ત્યાં દરેક સમારોહમાં કુળદેવીમા ઉમિયાના આશીર્વાદ સ્વરૂપ પાનેતર (કન્યાઓની સાડીઓ), કંકુ અને માતાજીનો ફોટો મોકલવામાં આવે છે.[૨૦] (જુઓ પરિશિષ્ટ : ૧૦)

**સમાજ સુધારા માટે જાગ્રત મ.પ્ર.પાટીદાર સમાજ :**

મ. પ્ર. પાટીદાર સમાજના સભ્ય હવે કમર કસીને સમાજ સુધારાના મેદાનમાં ઉતરી આવ્યા છે તે હવે કાયદાના નિયમોનું પાલન કરતાં ફાલતું ખર્ચ કરતા અટકયા છે. હવે કોઈ કુરિવાજ, રૂઢિ, અંધ વિશ્વાસ અને દંભ તેમની પ્રગતિમાં બાધક બની શકતાં નથી. પ્રદેશનું સંગઠન અખિલ ભારતીય સંગઠનની સાથે ખભેખભા મેળવીને ચાલવા માટે દૃઢ સંકલ્પ છે.

**નિમાડમાં સમાજ સુધારાનું ઐતિહાસિક વિશ્લેષણ**

**(૧) સામાજિક ક્રાંતિનો શંખનાદ :**

નિમાડમાં સામાજિક ક્રાંતિનો શંખનાદ સર્વપ્રથમ કુવા ગામમાં ફૂંકાયો હતો. ગુજરાતથી "પાટીદાર શુભેચ્છક સમાજ" નામની સંસ્થાના કાર્યકર્તા સન ૧૯૧૬માં કુવા આવ્યા હતા. તેમણે બાળલગ્ન અને પ્રેતભોજન પર પ્રતિબંધ મૂકવા પર ભાર મૂકયો હતો. કુવા ગામના શ્રી હીરાલાલજી રૂંસાત (ઢોલી) અને હીરાલાલજી ચોપડાએ સૌથી પહેલાં સમાજ સુધારાનું બીડું ઝડપ્યું હતું. હીરાલાલજી ઢોલીએ સૌથી પહેલાં પોતાની બે પુત્રીઓને ગુજરાતના આર્ય સમાજ ગુરુકુળમાં શિક્ષણ આપ્યું અને પુખ્ત વયનાં થતાં લગ્ન કર્યાં. તે સમયે પાટીદાર સમાજે હીરાલાલજી રુંસાતનો ભયંકર વિરોધ કર્યો. તેમને જ્ઞાતિ બહાર મૂકી દીધા એટલે સુધી કે પાણી - કૂવા, ચલમ-હોકો, સુદ્ધાં બંધ કર્યાં હતા. લગભગ આ રીતે તેમણે સમાજ સુધારાની દિશામાં જોરદાર ઝૂંબેશ ચલાવી હતી. પરિણામે ૨૫ વર્ષ સુધી સ્વ. હીરાલાલજીએ સામાજિક બહિષ્કારની પીડા ભોગવી હતી. તેનો લાભ આજે નિમાડમાં સર્વત્ર મળી રહ્યો છે. આજે નિમાડ ગર્વથી કહી શકે છે. આપણે ત્યાં બાળ સંબંધ, બાળલગ્ન, ઘુંઘટ પ્રથા, પ્રેતભોજન બિલકુલ અસ્તિત્વમાં નથી.

**(૨) આર્ય સમાજનો પ્રભાવ :**

કુવા ગામમાં આર્ય સમાજની સ્થાપના સન ૧૯૨૫ની આસપાસ થઈ હતી. આર્ય સમાજની અસર હેઠળ કુંવા તથા આસપાસનાં ગામોમાં સમાજ સુધારાનું વાતાવરણ તૈયાર થયું. તે કારણે આ ક્ષેત્રમાં ખેતી, શિક્ષણ, ઉદ્યોગ, વ્યાપારમાં પણ પહેલી પ્રગતિ થઈ. તેની અસર આજે પણ સ્પષ્ટ દેખાય છે.

**(૩) સુન્દ્રેલ ગામમાં સુધારો :**

સન ૧૯૧૬માં ગુજરાતની "પાટીદાર શુભેચ્છક સમાજ" સંસ્થાના સુધારક સુન્દ્રેલ ગામ (જિલ્લા ધાર) પણ આવ્યા હતા. તત્કાલિન ધાર રાજયના પવાર મહારાજા સાહેબ તરફથી તેમના દીવાન સાહેબને મોકલી પાટીદાર સમાજની સભા, પ્રીતિ ભોજન વગેરેની વ્યવસ્થા થઈ હતી. આભડ છેટ, નાતજાતના ભેદભાવ તે સમયે ઘણા પ્રચલિત હતા. ધીરે ધીરે આ કુરિવાજોનો અંત લાવી પાટીદાર સમાજે પ્રગતિનો માર્ગ પકડયો હતો. આજે પણ સુન્દ્રેલ ગામ સમાજ સુધારાનાં કાર્યોમાં આગળ જ રહે છે. આ મુજબ કસરાવદમાં પણ આર્યસમાજની અસરોના કારણે આસપાસનાં ગામોમાં સમાજ સુધારાની દિશામાં કાર્ય શરૂ થયું હતું.

**(૪) જૂના વખતના પ્રયત્નો :**

નિમાડ પાટીદાર સમાજમાં સુધારા માટે પાછલાં ૫૦-૬૦ વર્ષોથી પ્રયત્નો થતા રહ્યા છે. ત્યારે ભારતીય પરંપરા અનુસાર જ્ઞાતિ પંચાયતો હતી. ગામદીઠ, સમૂહદીઠ, પરગણા દીઠ અને સૌથી ઉપર જિલ્લા પંચાયતો હતી, જ્ઞાતિ સમાજની સગાઈ, લગ્ન, છૂટછાટ, નાતરાં છૂટાછેડા (પાવતી-ફારગતી)ખોળે લેવાની, મિલકત સંબંધી વિવાદ અને સામાજિક ગુના જેવા મામલામાં પાટીદાર સમાજના વડીલ આગેવાન ઓટલા પર બેસીને સાર્વજનિક નિર્ણય કરતાં હતા. અને ગુનેગાર તેમના નિર્ણયને માથા પર ચઢાવીને સ્વીકારતા હતા. જીવ હત્યાના મામલામાં સારણી અને તારણી પ્રથા હતી. આ નિયમની પાટીદાર સમાજમાં હજુ પણ લોહીની અસર છે. આજે પણ સમાજ દ્વારા આપેલા નિર્ણયોને ગુનેગાર અને સમાજના લોકો સ્વીકારે છે.

**(૫) હાલમાં સમાજ સુધારો :**

ભારતની રાજનૈતિક સ્વતંત્રતા પછી સામાજિક વાતાવરણમાં નિયમ તોડીને ઉચ્છૃંખલતાનાં લક્ષણો જોવા મળતાં હતાં. એવું લાગવા માંડયું હતું કે પાટીદાર સમાજ દિશાહીન બનીને સામાજિક ગૌરવશાળી પરંપરાઓને છિન્નભિન્ન કરવા લાગ્યા છે. એના પર અંકુશ લાવવા તથા સમાજ સુધારા માટે સમાજના આગેવાનો અને હિતેચ્છુ લોકો પ્રયત્ન કરતા રહ્યા. આજ ઉદ્દેશથી મ.પ્ર.પાટીદાર સમાજ સંસ્થાની વિધિસર સ્થાપના શ્રી રામમંદિર, હનુમાન ગઢી, ઉજ્જૈનમાં થઈ. પરિણામે "પાટીદાર હિતેષી મંડળ" સંસ્થાની સ્થાપના શ્રી બેચરા માતાજી મંદિર, ધામનોદમાં ૧૦ ઑકટોબર ૧૯૭૬માં થઈ. આ સંસ્થાના પ્રથમ અધ્યક્ષ સ્વર્ગવાસી શેઠ ફતુલાલજી પાટીદાર ગામ પથરાડવાળા હતા. તેમણે સમાજ સુધારા માટે તન, મન, ધનથી સહયોગ આપ્યો હતો. તેમના ભગીરથ પ્રયત્નોથી જ ઑંકારેશ્વરમાં પાટીદાર સમાજ ધર્મ શાળાનું નિર્માણ અને શ્રી અમ્બિકા મંદિરની સ્થાપના થઈ છે. પાટીદાર સમાજ જિલ્લા નિમાડના સમાન આચાર-વિચાર, રીત - રિવાજવાળા પાટીદાર સમાજનાં ૧૦૨ ગામો માટે

પોતે ઘડેલા જ્ઞાતિના નિયમોમાં વખતોવખત સુધારો, પરિવર્તન, પરિવર્ધન થતાં રહે છે. આ નિયમોમાં વિશેષ કરીને (૧) બે તિથિઓ વસંત પંચમી અને અખાત્રીજ પર સમૂહ-લગ્ન પર જ વિવાહ (૨) વિચ્છેદ નહીં કરવાવાળા અથવા વિધુર યુવકને કુંવારી છોકરી સાથે વિવાહ કરવા પર પ્રતિબંધ (૩) સગાં-સંબંધીઓને (કપડાંની)આલમેલ પર પ્રતિબંધ (૪) જમણ, કપડાં, ચાંલ્લામાં માત્ર ૧/- રૂપિયો આપવાનો નિયમ વિશેષ રૂપે લાગુ કર્યો છે.

**<u>મ.પ્ર.માં શિક્ષણ વિષયક પ્રગતિ</u>**

**<u>નિમાડ ક્ષેત્રે, શિક્ષણ વિષય પ્રગતિ :</u>**

નિમાડ ક્ષેત્રમાં સામાજિક, શૈક્ષણિક અને આર્થિક પ્રગતિ માટે પ્રયત્ન થયા હતા. સન ૧૯૭૬માં મ.પ્ર.પાટીદાર સમાજની સ્થાપના અને પાટીદાર સમાજ જિલ્લો નિમાડની રચના થયા પછી શિક્ષણ તરફ વિશેષ ધ્યાન આપવામાં આવ્યું. શિક્ષણની પ્રગતિ, યોગ્ય શિક્ષણ, ધાર્મિક ચાપુત્ર વિષયક શારીરિક વિકાસ નૈતિક શિક્ષણના વિકાસ માટે સમાજે પોતાની નીતિ સંસ્થાઓ શરૂ કરી હતી. આમાં શ્રી અમ્બિકા બાલમંદિર - ધામનોદ, શ્રી ઉમિયાબાલ વિધાશ્રમ - સોમાખડી, શ્રી ઉમિયા કન્યા છાત્રાલય, મંડલેશ્વર, સરદાર વલ્લભભાઈ પટેલ પ્રાથમિક વિદ્યાલય કસરાવદ, શ્રી પાટીદાર સમાજ ધર્મશાળા ઓકારેશ્વર વગેરે સંસ્થાઓ અને પ્રતિષ્ઠાનો સ્થાપિત કરી શિક્ષણ ક્ષેત્રે જાગૃતિ અને પ્રગતિના પ્રયત્નો થયા હતા.

**<u>(૧) શ્રી ઉમિયા બાલવિદ્યા આશ્રમ, સોમાખેડી :</u>**

**<u>સ્થાપનાનો ઉદ્દેશ :</u>** મ.પ્ર. પાટીદાર સમાજના આહવાન પર નિમાડ જિલ્લા પાટીદાર સમાજે સામાજિક, શૈક્ષણિક, ખેતી વિષયક ઉન્નતિના પ્રયત્નો શરૂ કર્યા. આ જ ઉદ્દેશથી ગામ સોમાખેડીમાં નિમાડ જિલ્લાનો બુધ્ધિમાન પાટીદાર સભ્યોની મહત્ત્વની સભા થઈ. જેમાં સમાજના છોકરા-છોકરીઓનાં યોગ્ય શિક્ષણની સાથોસાથ તેમની ધાર્મિક, ચાપુત્રવિષયક, શારીરિક, રાષ્ટ્રીય, નૈતિક શિક્ષણની પ્રગતિ અને જીવન જીવવાની કળાઓનો વિકાસ કરવાના ઉદ્દેશથી ગામ સોમાખેડીમાં શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટની રચના કરવામાં આવી તથા ટ્રસ્ટને આધીન શ્રી ઉમિયા બાળવિદ્યા આશ્રમની સ્થાપનાનો નિર્ણય લેવામાં આવ્યો.

**<u>આદર્શ દાન :</u>** આ મહાન ધ્યેયની પૂર્તિનું સઘળું નૈતિક બળ શ્રી માંગીલાલ બેચરજી ભૂત (પાટીદાર) સોમાખેડીવાળાનું છે. તેમણે પોતાની ર.૩૩ એકર (લગભગ) પોણા ચાર વીઘા ખેતીની જમીન દાનમાં આપી શિક્ષણની જયોત જલાવી. તે જ જમીન પર આ આશ્રમ સ્થાપિત કરવામાં આવ્યો.

**<u>સ્થાપના અને શુભ આરંભ :</u>** શિક્ષણની આ જયોતને પ્રગટાવવામાં શ્રી ઉમિયા માતાજી સંસ્થા ઊંઝા(ગુજરાતના) પ્રમુખ શેઠ કેશવલાલજી પટેલે શ્રી ઉમિયા બાળવિદ્યા આશ્રમને ૭૧૦૦૧/- રૂપિયા

રોકડાનું દાન આપવું. આજ ભામાશાહ શ્રી કેશવલાલ પટેલના કર કમળો દ્વારા શ્રી ચૈનસિંહજી પાટીદાર પ્રાંતિક અધ્યક્ષની અધ્યક્ષતામાં તારીખ ૬.૧.૮૭એ આશ્રમનો શિલાન્યાસ વિધિ થયો. મ.પ્ર. ગુજરાતના માનનીય મહાનુભાવોની હાજરીમાં સંસ્થાની સ્થાપના આ સંસ્થાનું ભવન પાટીદાર સમાજના સક્રિય સહયોગથી લગભગ દશ લાખ રૂપિયાના દાનની રકમથી તૈયાર થયું હતું. તારીખ ૨૦.૬.૮૭ એ આ આશ્રમભવનનું ઉદ્‌ઘાટન શ્રી શેઠ કેશવલાલજી પટેલના જ વરદહસ્તે સંપન્ન થયું હતું. આ કાર્યક્રમની અધ્યક્ષતા શ્રી બાબુલાલજી દીપચંદજી પટેલ (અમદાવાદ) એ કરી હતી. આ અવસર પર ગુજરાતથી જાણીતા ભાઈઓ પધાર્યા હતા. સાથે બહેનો પણ પધારી હતી. આથી શિક્ષણની સાથો સાથ સામાજિક સ્તરે એકતા અને સંગઠન મજબૂત થયાં.

**શ્રી ઉમિયા બાલવિદ્યા - આશ્રમની પ્રગતિ :** ઉદ્‌ઘાટન પછી તરત જ તા.૧.૭.૮૭થી સંસ્થામાં ધોરણ ૧ થી ૪ સુધીનું શિક્ષણ શરૂ થઈ ગયું. શરૂઆતનાં વર્ષમાં ૧૨૫ છોકરા - છોકરીઓ અભ્યાસ કરતાં હતા. છાત્રાલયમાં ૧૬ બાળકો રહ્યાં. બીજા વર્ષમાં ૧૬૫ છોકરાઓ અને ૫૮ છોકરીઓએ શિક્ષણ પ્રાપ્ત કર્યું. ત્રીજા વર્ષમાં ૩૫૦ છોકરાં - છોકરીઓ હતી. વર્ષ ૧૯૯૦માં લગભગ ૪૦૦ છોકરા-છોકરીઓ છાત્રાલયમાં હતી. છાત્રાલયમાં ૪૦ છોકરાઓ તથા ૨૦૦ છોકરીઓ હતી.

**શ્રી ઉમિયા કન્યા છાત્રાલયની સ્થાપના :** આ સંસ્થામાં ભણતી છોકરીઓની રહેવાની સુવિધા માટે શ્રી ઉમિયા કન્યા છાત્રાલયની સ્થાપનાનો નિર્ણય સમાજે લીધો. તારીખ ૨૧, ફેબ્રુઆરી ૧૯૮૮એ શ્રી કમલકિશોરજી પાટીદાર (ખલઘાટ)ની અધ્યક્ષતામાં શ્રી ભૈરોસિંહજી પાટીદાર શાજાપુરના અતિથિ વિશેષ શ્રી છગનલાલભાઈ, ગોવિંદભાઈ પાટીદાર માણાવદર જિલ્લો જૂનાગઢ સૌરાષ્ટ્ર (ગુજરાત) ના વરદહસ્તે છાત્રાલય ભવનનો શિલાન્યાસ થયો. આ પ્રસંગે સંસ્થાનું વાર્ષિક ઉત્સવનું પણ આયોજન થયું હતું. છોકરા-છોકરીઓની પ્રગતિથી પ્રસન્ન થઈને સમાજે ભરપૂર દાન આપ્યું.[૨૧]

**<u>શ્રી અંબિકા બાલમંદિર ધામનોદ :</u>**

પાટીદાર સમાજમાં જિલ્લા સંમેલનો, મિટિંગોમાં વારંવાર શિક્ષણના પ્રચાર અને પ્રસાર માટે ઠરાવ પસાર કરાતાં તથા શિક્ષણ પ્રેમી સભ્યો દ્વારા શિક્ષણની જાગૃતિ માટે આહ્‌વાહન કરતા રહેવાથી ધામનોદના ગણમાન્ય સભ્યોના મનમાં શિક્ષણ સંસ્થા શરૂ કરવાની ઈચ્છા જાગી. સૌ પ્રથમ માતાજીના મંદિરમાં બાલવાડીનો શુભ આરંભ થયો. પછી તારીખ ૧.૧.૮૧ના રોજ શ્રી અંબિકા બાલમંદિરની વિધિસર સ્થાપના થઈ.

**<u>શ્રી ઉમિયા કન્યા છાત્રાલય, મંડલેશ્વર :</u>**

**સ્થાપનાનો ઉદ્દેશ :** પાટીદાર સમાજની ઉંમરલાયક છોકરીઓના યોગ્ય શિક્ષણ માટે નિમાડની મિટિંગમાં ઠરાવ પસાર કરીને મંડલેશ્વરમાં કન્યા છાત્રાલયનું નિર્માણ કરવાનો નિર્ણય કર્યો. આ માટે

શ્રી ઉમિયા પાટીદાર સમાજ ટ્રસ્ટની રચના અને નોંધણી કરાવવામાં આવ્યાં.

**આદર્શ આર્થિક સહયોગ :** મંડલેશ્વરમાં છાત્રાલય સ્થાપિત કરવાના હેતુથી નગરના કડવા (પાટીદાર) ભાઈઓએ ૧.૫૦ એકર (લગભગ ૨.૨૫ વીઘા) જમીન દાનમાં આપી છે. છોકરીઓની તાત્કાલિક રહેવાની વ્યવસ્થા માટે એક બનાવેલ પાકું ભવન ખરીદવાની યોજના બનાવી. આ માટે પાટીદાર સમાજના ૩૦ સભ્યોએ ૫-૫ હજાર રૂપિયા ૧ લાખ ૨૫ હજારની કિંમતનું ભવન ખરીદી કન્યા છાત્રાલયનો પ્રારંભ કરવામાં આવ્યો. આ કન્યા છાત્રાલયમાં ધોરણ ૬ થી કૉલેજ કક્ષા સુધીની છાત્રાઓને રહેવા-જમવા અને યોગ્ય માર્ગદર્શનની વ્યવસ્થા કરવામાં આવી હતી.

**શિલાન્યાસ સમારોહ :** મંડલેશ્વરમાં તારીખ ૨૫ મે, ૧૯૮૯ એ ઉમિયા કન્યા છાત્રાલયનો શિલાન્યાસ સમારંભ શેઠ શ્રી કમલ કિશોરજી પાટીદાર ખલઘાટના અધ્યક્ષ શ્રી ચતુર્ભુજજી પાટીદાર ઉપાધ્યક્ષ ઉમિયાધામ રાઉના મુખ્ય મહેમાન પદે તથા મ.પ્ર. ગુજરાતના સામાજિક કાર્યકર્તાઓની હાજરીમાં થયો. દાનમાં મળેલ ૧.૫૦ એકર જમીન ઉપરાંત ખરીદેલી ૩.૫૦ એકર જમીન(કુલ ૫ એકર=૮ વીઘા) પર એક ભવ્ય ભવનની શિલારોપણ વિધિ કરવામાં આવી. આ અવસર પર શેઠ કેશવલાલજી પટેલ, શ્રી કમલકિશોરજી પાટીદાર, શ્રી ઘનશ્યામજી કટારિયા (ખજરાના), શ્રી શંકરલાલ હબ્બૂજી પાટીદાર વિશેષ દાનની ઘોષણાઓથી સમાજને પ્રોત્સાહિત કર્યો.[૨૨]

<u>સરદાર વલ્લભભાઈ પટેલ પ્રાથમિક શાળા, કસરાવદ (પ. નિમાડ)</u>

<u>હેતુ :</u>

આપણા સમાજનાં નાનાં બાળકોને યોગ્ય માર્ગદર્શન આપીને જવાબદાર વ્યક્તિ, સાચા દેશભક્ત અને નાગરિક બનાવવા માટે, તેમના તથા સમાજના ઉજ્જવળ ભવિષ્ય માટે આ વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી છે.

<u>સ્થાપના અને શુભારંભ :</u>

પાટીદાર શિક્ષણ પ્રચાર સમિતિ, કસરાવદ દ્વારા સંચાલિત આ વિદ્યાલયની સ્થાપના કસરાવદ નગરમાં કરવામાં આવી છે. આ વિદ્યાલયની શરૂઆત સને ૧૯૮૬માં કરવામાં આવી છે. દર વર્ષે એક આગળનું ધોરણ શરૂ કરીને ધોરણ-૫ સુધીનું શિક્ષણ આપવામાં આવશે.

આ સંસ્થા કસરાવદ તાલુકા વિસ્તારનાં ગામોમાં શિક્ષણની પ્રગતિ માટે એક આદર્શ માર્ગદર્શન સંસ્થા રૂપે વિકાસ પામી રહી છે.

<u>શ્રી પાટીદાર સમાજ છાત્રાલય અને ધર્મશાળા ખરગોન</u>

<u>(ખરગોન, કસરાવદ, ઉન, સેગાંવ વિસ્તાર)</u>

**હેતુ :**પાટીદાર સમાજના નવયુવકોના ઉચ્ચ શિક્ષણ અને કૉલેજના શિક્ષણના અભ્યાસ માટે

અને તેમના રહેવાની ઉત્તમ - સુગમ સગવડ કરવાના આશયથી તથા સમાજની ધાર્મિક, સામાજિક, ગતિશીલતાને ચલાવવાના આશયથી શ્રી પાટીદાર સમાજ છાત્રાલય અને ધર્મશાળાની સ્થાપના ખરગોન નગરમાં કરવામાં આવી.

**છાત્રાલય વ્યવસ્થા :**

સને ૧૯૮૮ થી છાત્રાલયમાં વિદ્યાર્થીઓને માસિક ફી રૂા.૩૦/- લઈ, રહેવાની સગવડતા આપવામાં આવી હતી.

**બાલવાડીઓનો શુભારંભ :**

મધ્યપ્રદેશમાં પાટીદાર સમાજના નાનાં નાનાં બાળકોના શિક્ષણ માટે બાલમંદિર, બાલવાડીઓ, શિશુમંદિર શરૂ કર્યા હતા. પાટીદાર સમાજ દ્વારા મોટે ભાગે દરેક ગામમાં બાલમંદિર શરૂ કરવાનો લક્ષ્યાંક નક્કી કરવામાં આવ્યો હતો. બાલમંદિરોની સ્થાપનામાં શ્રી કેશવલાલજી પટેલ પ્રમુખ, શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા (ઉત્તર ગુજરાત)વાળાઓ તરફથી પ્રેરણા અને સહકાર મળ્યાં હતા. નિમાડ વિસ્તારમાં નીચે લખ્યા પ્રમાણેનાં બાલ મંદિરો શરૂ થયેલાં છે.

(૧) શ્રી ઉમિયા બાલમંદિર, સોમાખેડી, તાલુકો - મહેશ્વર.

(૨) શ્રી ઉમિયા બાલમંદિર, કવડિયા, તાલુકો - મહેશ્વર

(૩) શ્રી ઉમિયા બાલમંદિર, (૧) કરૌંદિયા, તાલુકો - મહેશ્વર

(૪) શ્રી ઉમિયા બાલમંદિર, ધરગામ, તાલુકો - મહેશ્વર

(૫) શ્રી ઉમિયા બાલમંદિર, સમસપુરા, તાલુકો - મહેશ્વર

(૬) શ્રી ઉમિયા બાલમંદિર, મહેતવાડા, તાલુકો - મહેશ્વર

(૭) શ્રી ઉમિયા બાલમંદિર, બિખરૌન, તાલુકો - ધરમપુરી (ધાર)

એના સિવાય ધાર જિલ્લામાં કુક્ષી તથા મનાવર નગરમાં પણ પાટીદાર સમાજ દ્વારા સંચાલિત શિશુમંદિર અને પ્રાથમિક શાળા ચાલી રહી છે.

**માળવા વિસ્તારમાં શિક્ષણ અંગે પ્રગતિ :-**

માળવા પાટીદાર સમાજમાં શિક્ષણ પ્રત્યે લગાવ શરૂથી જ રહ્યો છે. મોટાં શહેરોનાં સંપર્ક અને પ્રભાવથી ગ્રામીણ વિસ્તારોમાં શિક્ષણની પ્રગતિ માટે પ્રયાસો કરવામાં આવ્યા છે. આમાં કેટલીક આગળ પડતી સંસ્થાઓની વિગતો નીચે મુજબ છે.

**(૧) ગુરૂકુળ ગાયત્રી આશ્રમ, અભયપુર, જિલ્લો : શાજાપુર :**

આ સંસ્થાની સ્થાપના મધ્યપ્રદેશ પાટીદાર સમાજના અગાઉના અધ્યક્ષ અને અનુભવી કર્મનિષ્ઠ કાર્યકર્તા શ્રી ચૈનસિંહજી પાટીદારે સને ૧૯૭૯માં કરી હતી. સંસ્થાના સ્થાપક - સંચાલકની ભાવના

ઊંચી છે. વિશ્વ વિદ્યાલયના પુસ્તકિયા જ્ઞાનથી કંટાળીને તેમણે વ્યવહારિક જ્ઞાન મેળવવા, વિદ્યાર્થીઓમાં સંસ્કાર, નૈતિકતા, જીવન જીવવાની કળાના વિકાસ કરવાના ઉદ્દેશ સાથે આ આદર્શ આશ્રમ તેમજ વિદ્યાપીઠની સ્થાપના કરી હતી. શરૂઆતમાં પ્રાથમિક શિક્ષણ સુધી જ શિક્ષણ વ્યવસ્થા શરૂ કરવામાં આવી હતી. પછી માધ્યમિક સ્તર સુધી અને સને ૧૯૮૯થી હાઈસ્કૂલ સુધીનું શિક્ષણ કરવામાં આવ્યું. એક વ્યક્તિના સાહસ, દૃઢ પ્રતિજ્ઞા અને નિઃસ્વાર્થ સેવાના ફળસ્વરૂપ આ આશ્રમ મધ્યપ્રદેશ પાટીદાર સમાજમાં ગૌરવશાળી સ્થાન મેળવી ચૂકયો છે. અહીં ગુરુકુળમાં ખાસ કરીને શિક્ષા અને દિક્ષાના ક્ષેત્રમા વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ શિક્ષણ, રમત-ગમત અરસ પરસ સ્પર્ધાઓમાં અને શારીરિક પ્રગતિના પંથે ખાસ નોંધપાત્ર સ્થાન મેળવી ચૂકયાં છે. આ આશ્રમના સંચાલનમાં શ્રી લક્ષ્મીનારાયણજી પાટીદાર અભયપુરવાળાનો સક્રિય ફાળો છે. અહીં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ માટે છાત્રાલયની વ્યવસ્થા છે. મકાન વ્યવસ્થા, રમતગમતનું મેદાન, પાણીની વ્યવસ્થા, પ્રાકૃતિક સૌંદર્ય વગેરે ઉલ્લેખનીય અને પ્રશંસાપાત્ર છે. અહીંના વાર્ષિકોત્સવના સમયે નિમાડ, માળવા, ગુજરાત, મહારાષ્ટ્રના નોંધપાત્ર પાટીદાર કાર્યકરો અને હોદ્દેદારો આવતા હોય છે. આ સંસ્થાની પ્રેરણા મેળવી, મધ્યપ્રદેશ પાટીદાર સમાજે બીજાં સ્થળોએ પણ આવા આશ્રમ બનાવ્યાં હતાં.

**(૨) પાટીદાર સમાજ છાત્રાલય હાટ પીપલ્યા (જિલ્લો : દેવાસ)**

**દેવાસ જિલ્લાના પાટીદાર સમાજનો સંક્ષિપ્ત ઈતિહાસ**

**પ્રાચીન સંગઠન :** દેવાસ જિલ્લામાં આવેલા બાગલી તાલુકાનાં ૩૪, ગામો, સોનકચ્છ તાલુકાનાં ૧૨ ગામો, દેવાસ તાલુકાનાં ૧૦ ગામો, એવા કુલ ૫૬ ગામોમાં પાટીદાર સમાજ સુખી છે. એની બાજુના સિહોર જિલ્લાનાં ૩૫ ગામોમાં પાટીદાર સમાજ વસેલો છે. આમ કુલ ૯૧ ગામોમાં એક સામાજિક સંગઠન છે. જિલ્લાના સૌથી મોટા ગામ કરનાવદમાં પાટીદાર સમાજ દ્વારા તૈયાર કરાયેલ શ્રી અંબિકા મંદિર સામાજિક પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે.

પહેલાંના સમયમાં સામાજિક ન્યાય અને પ્રશ્નો કેસોની સુનાવણી માટે પંચ કમિટિ હતી. લગભગ ૪૦ વર્ષ પહેલાં આ ગામ પંચાયતોની ઘણી મોટી પ્રતિષ્ઠા હતી. પરસ્પર બંને પક્ષો પોતાના મુકદ્દમા (કેસ)ની સુનાવણી અને નિર્ણયો માન્ય રાખતા હતા. પંચોનો નિર્ણય સર્વોપરી માનવામાં આવતો હતો. તે વખતે લોકો સમ ખાવા અને જૂઠું બોલવાથી ડરતા હતા.

દેવાસ જિલ્લાના સુધારકોના પ્રયાસથી નીચે દર્શાવેલ પ્રથાઓની લગભગ સમાપ્તિ થઈ ગઈ છે. :

(૧) **મૃત્યુભોજન :-** કાર્યકરોના પ્રયત્નોથી મૃત્યુભોજન સંપૂર્ણપણે બંધ તો થયું નથી, પરંતુ સામાન્યપણે બંધ થતું જાય છે. હવે ફકત એક દિવસ ગામના તેમજ કુટુંબના સભ્યો સગાં જ મૃત્યુભોજનમાં સામેલ થતા હોય છે. આમાં ઘણાં માણસો આવતાં જરૂર હોય છે, પરંતુ મૃત્યુભોજન

લેતા નથી અને એમ જ ચાલી જાય છે. એનાથી સંબંધી ખોટું લગાડતા નથી.

**(૨) બાળલગ્ન અને લગ્ન સમારંભ :**

હવે બાળ-લગ્નો પણ બંધ થઈ ગયાં છે. સમાજે સમૂહલગ્ન પ્રથા ઉત્સાહપૂર્વક સ્વીકારી લીધી છે. એમાં પણ ઉંમરલાયક વર-કન્યાને જ પ્રવેશ આપવામાં આવે છે. જિલ્લાની મુખ્ય શિક્ષણસંસ્થા પાટીદાર સમાજ છાત્રાલય, હાટ પીપલ્યામાં ભવ્ય અને વિશાળ કાર્યક્રમનું આયોજન થયું હતું. સને ૧૯૮૮માં સમૂહ લગ્નો વસંતપંચમી ઉપર એક જ સ્થળે થવા લાગ્યાં હતા. સમૂહલગ્નોથી અગાઉની કમરતોડ ખર્ચાળ પ્રથા બંધ થઈ ગઈ છે. મામા પક્ષને કુટુંબ પહેરામણી, મામેરૂં જેવી રૂઢિવાદી પ્રથાઓમાંથી મુક્તિ મળી છે. નાના-મોટા અને ગરીબ - પૈસાદારના ભેદ દૂર થયા છે.

**(૩) ખેતી :**

દેવાસ જિલ્લો કૃષિ-પ્રધાન છે. પાટીદાર સમાજનો મુખ્ય ધંધો પણ ખેતી છે. અહીં દરેક પ્રકારનો રોકડિયો તેમજ ખાદ્ય અને ઉપયોગી પાક થાય છે. પાટીદાર સમાજે વિશિષ્ટ પધ્ધતિઓથી ખેતીને ઉપયોગી સમજી ઉત્પાદનમાં તેમની પ્રતિષ્ઠા વધારી છે. જિલ્લામાં મોટા ભાગે નવયુવકો વેપાર અને વહીવટી સેવાઓમાં પણ જોડાયા છે.

**(૪) સંગઠન :**

પાટીદાર સમાજમાં ગામ કક્ષાએ, તાલુકા કક્ષાએ અને જિલ્લા કક્ષાએ સંગઠનો છે. જેની ચૂંટણી દર ૩ વર્ષે થઈને મ.પ્ર. પાટીદાર સમાજ સંગઠન સાથે સંકળાયેલા છે.

**(૫) શિક્ષણની પ્રગતિ માટેના પ્રયત્નો :**

સૌ પ્રથમ ૧૯૫૮ માં ગામ-દેહરીયા સાહૂમાં શ્રી આત્મારામ પાટીદારના પ્રયત્નોથી જિલ્લાનું સંમેલન કરવામાં આવ્યું. આ સંમેલનના અધ્યક્ષ શેઠ શ્રી અમરસિંહજી પાટીદાર - કરનાવદ, મુખ્ય અતિથિ શેઠ શ્રી અંબારામજી ગામ-દેવગઢ અને સભાના સંચાલક શ્રી આત્મારામ પાટીદાર બડિયા માન્ડુવાળા હતા. બીજું સંમેલન ગામ-કરનાવદમાં થયું.

ત્રીજું સંમેલન શ્રી આત્મારામ પાટીદારના ખેતી ફાર્મ બડિયા માન્ડુમાં વર્ષ ૧૯૭૬માં થયું. આ સંમેલનોમાં શિક્ષણની પ્રગતિ માટે હાટપીપલ્યામાં છાત્રાલય બનાવવાનો ઠરાવ પ્રસાર થયો. સમાજના દાનવીર સભ્યોએ દાનની રકમ આપવાની શરૂઆત કરી. તારીખ ૨૦-૭-૭૭ના રોજ ૩.૫૫ એકર જમીન ૧૮,૨૦૦ રૂપિયામાં ખરીદ કરી. છાત્રાલય બાંધવાના કામ માટે દાન સમિતિ બનાવવામાં આવી. જેમાં શ્રી નારાયણ પ્રસાદ પાટીદાર, શ્રી જગદીશચંદ્ર પાટીદાર, શ્રી રાધાકિશન પાટીદાર મુખ્ય હતા. ગામ-ચરલાયમાં સૌ પ્રથમ ૧૨,૦૦૦ રૂ.નો ફાળો એકત્રિત થયો.

તારીખ ૮-૯-૮૭ના રોજ ગુજરાત પાટીદાર સમાજના સભ્ય સમાજયાત્રા ઉપર શેઠ

કેશવલાલજી પટેલ, અધ્યક્ષ શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાની આગેવાની હેઠળ જિલ્લામાં પધાર્યા. દેવાસ, નેવરી, ચાપડા, કરનાવદ અને હાટપીપલ્યામાં સંમેલનોમાં ભાગ લીધો. આ સારા પ્રસંગે છાત્રાલયના કાર્યાલયના મકાનનો શિલાન્યાસ શ્રી કેશવલાલજી પટેલના વરદ્‌હસ્તે શેઠ શ્રી અમથાલાલજી પટેલ, મુંબઈના મુખ્ય મહેમાન અને શેઠ શ્રી અમરસિંહજી કરનાવદની અધ્યક્ષતામાં યોજવામાં આવ્યો. સભાનું પ્રભાવશાળી સંચાલન શ્રી આત્મારામ પાટીદારે કર્યું. આ પવિત્ર પ્રસંગે શ્રી કેશવલાલજી પટેલે અને શ્રી અમથાલાલજી પટેલે ૨૫-૨૫ હજાર રૂપિયાનું દાન આપ્યું.

આ સમાજયાત્રાનો દેવાસ જિલ્લાના પાટીદાર સમાજ ઉપર ઘણો પ્રભાવ પડ્યો અને એ વિચારવા તૈયાર થયા કે ગુજરાત, મુંબઈ, ઈન્દોરથી આવીને દાનવીરો અમારાં બાળકો માટે દાન આપે છે, અમારે પણ દાન આપવું જોઈએ, અને હવે જિલ્લાના પાટીદારોમાં દાન આપવાની હરિફાઈ જાગી છે.

છાત્રાલયમાં સમય જતાં, સને ૧૯૮૯-૯૦માં શ્રી ઉમા વિદ્યામંદિર પણ શરૂ કરવામાં આવ્યું છે. પહેલા વર્ષે ધો-૧ થી ૫ સુધીની શિક્ષણની માન્યતા મેળવી ૧૫૦ બાળકોને દાખલ કરવામાં આવ્યા. બાળકોને આરોગ્ય વિષયક સગવડતા પૂરી પાડવામાં આવે છે. મુખ્ય શિક્ષક (આચાર્ય) સહિત ૮ શિક્ષકો, અને ૧૧ રસોઈ સફાઈ, સલામતી, સુરક્ષા માટેના કર્મચારીઓની નિમણૂક કરાઈ છે. સંસ્થાની ભવિષ્યની યોજનાઓ અનુસાર આ વિદ્યાલયને ઈન્ટર કૉલેજ સુધી પહોંચાડવામાં સંસ્થાના કાર્યકરો દૃઢ સંકલ્પ ધરાવે છે. દેવાસ જિલ્લાના પાટીદાર સમાજનું માનવું છે કે શ્રી શેઠ કેશવલાલજી પટેલ અને શ્રી ઉમિયામાતાજી સંસ્થા - ઊંઝા (ઉ.ગુજરાત)ના ભાઈ-બહેનોની સમાજયાત્રાથી મધ્યપ્રદેશમાં શૈક્ષણિક જાગૃતિ આવી છે.

**(૬) દેવાસ જિલ્લાની સંસ્થાઓ :**

પાટીદાર સમાજ, જિલ્લો દેવાસ દ્વારા નીચે દર્શાવેલ સામાજિક સંસ્થાઓ સ્થાપવામાં આવી છે.

**(અ) દેવાલય (મંદિરો) :**

ગામ કરનાવદ, દેહરિયા સાહૂ, ગુરાડિયા કલા, છતરાપુરા, નયાપુરા, ચાંસિયા, લિમ્બોદા, દેવગઢ, બડિયામાંડુ, માનકુંડ, નેવરી, મહુખેડા, નાનુખેડા, કનૌદમીરજી, અરોલ્પા, ભમોરી, ગામોમાં શ્રી રામ મંદિર, હનુમાન મંદિર અને શ્રી અંબિકા મંદિર છે.

**(બ) શાળાઓ :**

હોટપીપલ્યા, કરનાવદ, દૈહરિયાસાઈ, લિમ્બોડા, બડિયા માંન્ડુ, માનકુંડ, મહુખેડા, દત્તોતર, ભમોરીમાં બાલવાડીઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને છાત્રાલય છે.

(ક) **ધર્મશાળાઓ :**

હાટપીપલ્યા, કરનાવદ, દેહરિયા સાહૂ, ગુરાડિયા કલા, છતપુરા, નયાપુરા, લિમ્બોદા, બડિયા માન્ડુ, માનકુંડ, નેવરી, મહુખેડામાં સમાજની ધર્મશાળાઓ છે.

**<u>પાટીદાર સમાજ છાત્રાવાસ, મન્દસૌર</u>**

**<u>પાટીદાર સમાજ ટ્રસ્ટ (ન્યાસ) મન્દસૌર</u>**

(૧) **સ્થાપના અને હેતુ :**

મન્દસૌર જિલ્લાના સંપૂર્ણ પાટીદાર સમાજમાં ઉચ્ચ શિક્ષણના વિકાસ અને સમાજના સાંસ્કૃતિક ઉત્થાનના હેતુથી મન્દસૌરમાં તારીખ ૨ ઑકટોબર, ૧૯૭૫માં અંબિકા વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી. ટ્રસ્ટનું રજીસ્ટ્રેશન નોંધણી તારીખ ૨૬.૮.૭૬ના રોજ કરવામાં આવ્યું.

(૨) **અંબિકા વિદ્યાપીઠની યોજનાઓ અને બાંધકામ કાર્ય :**

મન્દસૌરમાં નવી આબાદી સંજીત રસ્તા પર એક લાખ ચો-ફૂટ જમીન ખરીદ કરવામાં આવી. આ વિદ્યાપીઠની આદર્શ યોજનાઓમાં છાત્રાલય, બેન્ક, દુકાનો, લાઈબ્રેરી, અંબિકા મંદિર, સમાજ માટે સભાગૃહ, ઉત્સવભવન, ભોજનશાળા, હોસ્પિટલ બાંધવાનો વિચાર હતો. છાત્રાલયની સ્થાપના ૨૭ ડિસેમ્બર ૧૯૭૮ના રોજ થઈ ચૂકી હતી.

(૩) **નીમચ છાત્રાલય :**

મન્દસૌર જિલ્લા પાટીદાર સમાજ ટ્રસ્ટનું નીમચમાં પણ છાત્રાલય શરૂ કરવાના આશયથી એક ટ્રસ્ટ બનાવીને ૭૫૦૦૦ ચો.ફૂટ જમીન ખરીદી, અને ત્યાં ૮ પાકા ઓરડાનું છાત્રાલયનું મકાન તથા કંપાઉન્ડ દિવાલ બનાવવામાં આવી હતી. આ જમીન પર ૨૧-૨૨ મે, ૧૯૮૮માં મધ્યપ્રદેશ અને રાજસ્થાન પાટીદાર સમાજનું પાંચમું અધિવેશન થયું હતું.

**<u>પાટીદાર સમાજ દ્વારા સ્થાપેલી અન્ય સંસ્થાઓ:</u>**

(૧) સરદાર પટેલ સરસ્વતી શિશુ મંદિર, અંતરાલિયા, જિલ્લો- શાજાપુર

(૨) શ્રી ઉમા બાલમંદિર હાટ પીપલ્યા, જિલ્લો - દેવાસ

(૩) શ્રી સરસ્વતી શિશુ મંદિર, દતોતર, જિલ્લો - દેવાસ

(૪) શ્રી ઉમા વિદ્યામંદિર, બડિયામાંડૂ, જિલ્લો - દેવાસ

(૫) શ્રી સરસ્વતી બાલ મંદિર દેહરિયા સાડૂ જિલ્લો - દેવાસ

(૬) શ્રી ઉમિયા પાટીદાર વિદ્યામંદિર, તિલમોર ખુર્દ, જિલ્લો - ઈન્દોર

(૭) શ્રી ઉમિયા પાટીદાર વિદ્યામંદિર, રંગવાસા, જિલ્લો - ઈન્દોર

(૮) શ્રી ઉમિયા પાટીદાર વિદ્યામંદિર, આંબાચંદન, જિલ્લો - ઈન્દોર

(૯) શ્રી ઉમિયા પાટીદાર વિદ્યામંદિર, ગવલી પલાસિયા, જિલ્લો - ઈન્દોર

(૧૦) શ્રી ઉમિયા પાટીદાર વિદ્યામંદિર, જામળી, જિલ્લો - ઈન્દોર

(૧૧) શ્રી સરદાર પટેલ વિદ્યામંદિર, ભેસોદા, જિલ્લો - મન્દસૌર

(૧૨) શ્રી સરદાર પટેલ વિદ્યામંદિર, સાંજાલપુર, જિલ્લો - મન્દસૌર

(૧૩) શ્રી સરદાર પટેલ વિદ્યામંદિર, બોરદા, જિલ્લો - મન્દસૌર

(૧૪) શ્રી સરદાર પટેલ વિદ્યામંદિર, બરડિયા અમરા, જિલ્લો - મન્દસૌર.

આ સંચાલિત સંસ્થાઓ સિવાય (૧) રતલામ, (૨) જાવરા(૩) બદનાવર (૪) નીમચ (૫) ઉજ્જૈન (૫) ઉમિયાધામ રાઉ-રંગવાસા, (૭) શાજાપુર (૮) ભોપાલમાં કિશોર - કિશોરીઓ માટે, શૈક્ષણિક સગવડતા માટે છાત્રાલય બાંધવાની યોજનાઓ થઈ હતી.[૨૩] (જુઓ પરિશિષ્ટ : ૧૧)

**અખિલ ભારતીય સંગઠનનું પ્રથમ પગલુ**

શ્રી રામજી મંદિરમાં થયેલ જન્માષ્ટમીની મિટિંગમાં ન્યાસ-મંડળના સભ્યોએ નિર્ણય કર્યો કે આજ સુધી ગુજરાત અને મધ્યપ્રદેશની પાટીદારોના સામાજિક દૃષ્ટિથી મિલન થયું નથી. ત્યાર પછી શ્રી રામ મંદિર ઉજ્જૈનના ટ્રસ્ટીઓ અને શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના ટ્રસ્ટીઓનું મિલન થયું. શ્રી રામજી મંદિરના હોદ્દેદાર ૧૩.૯.૮૬ના રોજ પ્રથમ સમાજયાત્રા ઉપર ગુજરાત (ઊંઝા) પહોંચ્યા, જેમાં અધ્યક્ષ શ્રી ગોવર્ધન લાલજી પાટીદાર, શ્રી રામ મંદિરના સચિવ આત્મારામજી પાટીદાર, ખજાનચી શ્રી બદ્રીનારાયણજી અને અન્ય ક્ષેત્રના ઉપાધ્યક્ષશ્રી શ્રી રાધાકિશનજી, આયોજક શ્રી રતનલાલજી સભ્યસચિવશ્રી માંગીલાલજી, સભ્યસચિવશ્રી પુરુષોત્તમ ઓડિટરશ્રી પુરુષોત્તમજી મુકાતી અને અન્ય સામાજિક કાર્યકરો હતા.

૯.૧.૮૭ના રોજ ઉમિયા માતાજી સંસ્થાના પ્રમુખશ્રી કેશવલાલજી સાથે ઊંઝા ટ્રસ્ટના હોદ્દેદારો સમાજયાત્રા માટે મધ્યપ્રદેશ પહોંચ્યા. તેમનું ભવ્ય સ્વાગત થયું. ગામોમાં ઘણો ઉત્સાહ હતો. આ સમયે શ્રી આત્મારામ પાટીદાર, સચિવ રામમંદિર ટ્રસ્ટ, ઉજ્જૈન, શ્રી રાધાકિશનજી, શ્રી ચૈનસિંહજી - અધ્યક્ષ, મધ્યપ્રદેશ પાટીદાર સમાજ, શ્રી લક્ષ્મીનારાયણજી પાટીદારે આ સાત દિવસ સમાજયાત્રામાં સાથે રહી પરિભ્રમણ કાર્યક્રમનું નેતૃત્વ કર્યું. આથી મધ્યપ્રદેશ અને ગુજરાત પાટીદાર સમાજના મિલનનો શ્રેયશ્રી રામમંદિર, ઉજ્જૈનને છે. આ રામજીમંદિર આજે પણ પાટીદારનું પ્રેરણા સ્ત્રોત છે.

દસ વર્ષના વાર્ષિક લગ્ન બંધ થતાંની સાથે મધ્યપ્રદેશ અને ગુજરાતના સંબંધોમાં રૂકાવટ આવવા લાગી. મધ્યપ્રદેશ અને ગુજરાતને પહેલાંના સમયમાં જોડનારી શક્તિમાં ઉમિયાના આદેશથી થવાવાળાં લગ્નો હતાં.

ઊંઝામાં શ્રી ઉમિયા માતાજી મંદિરનો ૧૮મો શતાબ્દી સમારંભ થયો હતો. તેમાં ભારતમાંથી

પાટીદારોમાં એક નવી હવા, એક નવો ઉમંગ, એકતાની ઉત્કંઠ ભાવનાઓ જાગ્રત થઈ. આખા પાટીદાર સમાજમાં ઉત્સાહ આવી ગયો. આ ઉત્સવથી જે નવી જાગૃતિ આવી, તેનાથી પાટીદાર સમાજમાં સંગઠનની રૂપરેખા બની. ૧૮મી શતાબ્દી સમારંભનું આયોજન અખિલ ભારતીય સંગઠનનું પ્રથમ પગલું હતું.

**મધ્યપ્રદેશ, રાજસ્થાન અને ગુજરાતના કાર્યકરોનો સેમિનાર,**

**૧૪ અને ૧૫ નવેમ્બર ૧૯૮૭**

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા દ્વારા આયોજિત મધ્યપ્રદેશ, રાજસ્થાન અને ગુજરાતના પાટીદાર કાર્યકરોનો સેમિનાર ઊંઝા માતાજીના સભાગૃહમાં શ્રી કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલના અધ્યક્ષ સ્થાને તારીખ ૧૪ અને ૧૫ નવેમ્બર (૧૯૮૭)ના દિવસે યોજવામાં આવ્યો હતો. આ સેમિનારમાં એ ત્રણ દિવસોમાં લગભગ ૭૫૦ કાર્યકરો ઉપસ્થિત રહ્યા હતા, જેમાં ૭૦ બહેનો પણ હતી.

સેમિનારના અધ્યક્ષ મહોદય આદરણીય શેઠ શ્રી કેશવલાલ પટેલે પધારેલ મહેમાનોનું, કાર્યકરોનું, બહેનોનું હૃદયથી સ્વાગત કર્યું હતું. અને શ્રી ઉમિયા માતાજીના ફોટા સમક્ષ દીપ પ્રગટાવી ઉદ્‌ઘાટન કર્યું હતું. સ્વાગત પ્રવચન કરતાં તેમણે જણાવ્યું હતું કે,

"મને આજે ઘણો જ આનંદ થાય છે કે, આજે આપણાં કુળદેવીમાં ઉમિયાજીના સાનિધ્યમાં મધ્યપ્રદેશ અને ગુજરાતના કાર્યકરોનો સેમિનાર થયો છે. પાટીદાર સમાજના ઈતિહાસમાં આ ગૌરવની વાત છે."

મધ્યપ્રદેશમાં અમારો પ્રવાસ થયો ત્યારે તમારા લોકોનો પરિચય થયો. અમને એવું લાગ્યું કે અમારા ભાઈઓ આટલા દૂર છે, દૂર રહે છે આપણે નજીક આવવું જોઈએ. ૧૮ મી શતાબ્દીના શુભ પ્રસંગે એકબીજાને મળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એકબીજાની આર્થિક, સામાજિક પરિસ્થિતિઓ સમજવા માટે આપણે આ સેમિનારનું આયોજન કર્યું. મધ્યપ્રદેશના કાર્યકર ભાઈ-બહેનો ઘણે દૂર દૂરથી આવ્યા છે. આ બધા ભાઈ-બહેનોનું હૃદયપૂર્વક સ્વાગત કરૂં છું.

શ્રી ઉમિયામાતાજી સંસ્થાન ઊંઝાના નગરજનો તરફથી પણ આપનું સ્વાગત કરૂં છું.

ગુજરાત અને મધ્યપ્રદેશ સમાજ વિસ્તારમાં કામ કરવાવાળા કાર્યકરો અહીં ઉપસ્થિત છે. આપ સૌને મારી વિનંતી છે કે આ સેમિનાર પ્રસંગે એવા વિષયોની ચર્ચા કરો. જેના ફળસ્વરૂપે સમાજના લોકોને નવો માર્ગ અને નવી દિશાઓ પ્રાપ્ત થાય.

આજે સમાજમાં પરિવર્તનની જરૂર છે, કારણ કે જગતના બધા સમાજ પરિવર્તન તરફ જઈ રહ્યા છે. બધાંની સાથે કદમ મિલાવવાનું આપણું કર્તવ્ય છે. જો આપણે આપણા ખોટા રિવાજોને છોડીશું નહીં, અથવા મૃત્યુ અને લગ્નના સમયે જરૂરતથી વધુ ખર્ચ કરતા રહીશું, તો આપણે આપણો

વિકાસ નહીં કરી શકીએ. આજે સ્વસ્થ - સુખી સમાજના નિર્માણ કાર્યમાં સ્ત્રીઓને શિક્ષણની અનિવાર્યતા છે. સ્ત્રીઓને ભણાવીશું નહીં તો સમાજનો વિકાસ કેવી રીતે થશે ? આપણે ખેડૂત પણ છીએ. આપણી ખેતી વિષયક પરિસ્થિતિની પણ ચર્ચા કરવી પડશે, સાથે સાથે અખિલ ભારતીય સ્તરે પાટીદાર સમાજની રચના પણ જરૂરી છે. રચના કેવી રીતે કરવી જોઈએ અને સમાજમાં નવું નેતૃત્વ કેવી રીતે પેદા કરી શકાય વગેરે વિષયોની તમે ખુલ્લા દિલથી આ સેમિનારમાં ચર્ચા કરો અને સેમિનારના અંતે સમાજ પરિવર્તનની નવી દિશાઓ આખા પાટીદાર સમાજની સામે રાખીશું, એવી આશા રાખું છું.

ઊંઝા, શ્રી ઉમિયા માતાજી સંસ્થાના મંત્રી શ્રી મણિલાલ નારાયણદાસ પટેલ (ઘટી)એ દસ વર્ષનો સંસ્થાનો પ્રગતિ અહેવાલ આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે "૧૮મી સદીના ઉત્સવ પછી આપણને ઘણો મોટો ફાયદો એ થયો છે કે આપણે બધા ઘણા નજીક આવ્યા. આ પ્રસંગે ૫૦ લાખ રૂપિયા એકઠા થયા. આઠ લાખ મહોત્સવમાં ખર્ચ થયો. બાકી ૪૦ લાખ વધ્યા. તેમાંથી યાત્રીઓ માટે યાત્રાધામ બનાવ્યાં. ૧૦ લાખ રૂપિયાથી માતાજીના મંદિરના દરવાજા બનાવ્યાં. ૧૦ લાખ રૂપિયાથી યજ્ઞવેદી બનાવવામાં આવી છે. આવી યજ્ઞવેદી ગુજરાતમાં કયાંય પણ નથી. પવિત્રધામ અંબાજીમાં ૨૫ લાખનું સુંદર યાત્રીઓ માટે રહેવાનું ભવન બનાવ્યું છે. મંદિરની નજીકમાં દસ વીઘા જમીન રાખી છે, જેની કિંમત આજે ૬ લાખની છે. અમદાવાદમાં ૩૪ લાખની જમીન ખરીદી લીધી છે. જેની પર પાટીદારોના ઉત્કર્ષ માટે સેવા કેન્દ્ર શરૂ કરી રહ્યા છીએ."

માતાજીની કૃપાથી પાટીદાર સમાજ સામાજિક - જાગૃતિ અને સેવાકાર્ય પણ કરી રહ્યો છે. સ્ત્રી શિક્ષણ માટે આજ સુધી અલગ અલગ છાત્રાલયોમાં ૯૦ હજાર રૂપિયા આપ્યા છે. વિધવા સ્ત્રીઓનાં બાળકોને ભણાવવાની ફી માતાજી તરફથી આપવામાં આવે છે. પૂર કે અનાવૃષ્ટિ સમયે પણ મદદ અથવા સહાય કરવામાં આવે છે. પાંચ લાખ રૂપિયા આજ સુધી સહાય તરીકે આપવામાં આવ્યા છે. આ રીતે સમાજ પરિવર્તનનું કાર્ય માતાજી તરફથી નિયમિત રીતે થઈ રહ્યું છે.

આ પછી શ્રી ઉમિયા માતાજી સંસ્થાના પ્રચાર અને પ્રકાશન સમિતિના અધ્યક્ષ શ્રી મણિભાઈ પટેલ મધ્યપ્રદેશના પાટીદારોની સામાજિક, આર્થિક પરિસ્થિતિનું ચિત્ર રજૂ કર્યું. તેના પછી મધ્યપ્રદેશ પાટીદાર સમાજના અધ્યક્ષ ચૈનસિંહજીએ જણાવ્યું હતું કે - વર્ષોથી આપણે આપણી જન્મભૂમિને ભૂલી ગયા છીએ, ઉમિયા માના માર્ગદર્શનમાં આપણે સૌ ભેગા થયા છીએ. ચૈનસિંહજીના પ્રવચન પછી મધ્યપ્રદેશ, રાજસ્થાન અને ગુજરાતના અન્ય જિલ્લાના કાર્યકરોએ પોતાના જિલ્લાની સામાજિક પરિસ્થિતિનું સ્પષ્ટ ચિત્ર રજૂ કર્યું. ઈન્દોરના શ્રી રામચંદ્રજી મુકાતીએ જણાવ્યું હતું કે "સમાજમાં ડૉકટર, એડવોકેટ અથવા એન્જિનિયર થઈ જવાથી પરિવર્તન નહીં આવે, પરિવર્તન લોકોને જાગ્રત કરવાથી જ આવે છે." પશ્ચિમ નિમાડ, (ખરગોન)ના માંગીલાલજી પાટીદારે જણાવ્યું હતું કે નિમાડમાં

ઉમિયા કન્યા છાત્રાલય શરૂ થયું છે. રાષ્ટ્રના નકશા પર અમારું કોઈ નિશાન નથી, એટલે અખિલ ભારતીય પાટીદાર સમાજ બનવો જોઈએ.

શાજાપુર જિલ્લાના કાર્યકર શ્રી રાજમલ ભીમાવતજીએ કહ્યું હતું કે "ભાઈ-ભાઈની વચ્ચે મિલકતના ઝઘડા થઈ રહ્યા છે, અદાલતમાં આપણે ન જવું જોઈએ. તેના માટે પાટીદાર અદાલત હોવી જોઈએ."

તેના સિવાય, પુરૂષોત્તમ મુકાતી, (ઈન્દોર), ઉજ્જૈન રમેશચંદ્ર જુઝારિયા, મધ્યપ્રદેશ પાટીદાર સમાજના સચિવ ડૉ.પ્રહલાદભાઈ પાટીદાર, રાજસ્થાનના દાનેશ્વરજી પાટીદાર (એસડીએમ), સુરત, અમદાવાદ, વડોદરા, ભાવનગરથી કાર્યકરો આવ્યા હતા. ગુજરાતના ડૉ.મંગુભાઈએ ગુજરાત અને મધ્યપ્રદેશના પાટીદારોના સંબંધો અંગે વિદ્વતાપૂર્વક ભાષણ આપ્યું.

**બીજી સભામાં :**

**૧. જન્મ, મૃત્યુ અને લગ્નના પ્રસંગે આપણા સમાજમાં થનાર ખોટા ખર્ચ અને ખોટા રિવાજોના સંબંધમાં શું કરવું જોઈએ ?**

આ વિષયના કન્વીનર રાજસ્થાનના ધનેશ્વરજી પાટીદાર, વડોદરાના શ્રી કેશવલાલ પટેલ, મુંબઈના હર્ષદભાઈ પટેલ હતા. જન્મ, મરણ અને લગ્નના પ્રસંગે ગુજરાત અને મધ્યપ્રદેશનાં ગામોમાં લોકો ઘણો ખર્ચ કરે છે. તે તમામ ખર્ચા ઓછા કરવાના સંબંધમાં ચર્ચા થઈ હતી. અને તેમાં જે ફાલતું ખર્ચ છે તે ખર્ચ બંધ કરવાનો નિર્ણય લેવાયો.

**૨. શિક્ષણ અને ખાસ કરીને સ્ત્રી શિક્ષણનો વિસ્તાર કેવી રીતે વધારી શકાય છે ?**

શ્રી રમેશભાઈ જુઝારિયા, શ્રી પુરુષોત્તમ મુકાતી અને ગુજરાતના પ્રિ.રણછોડભાઈ સાથે હતા. ડૉ.લીલાબહેને સ્ત્રીઓનું શિક્ષણ વધારવા માટે ઘણાં સૂચનો આપ્યાં. છોકરીને ઓછામાં ઓછું એસ. એસ. સી. સુધી ભણાવવી જોઈએ. સાથે સાથે સ્ત્રીઓને ભણવાની સગવડતા કરવી જોઈએ. મધ્યપ્રદેશથી આવેલ બહેનોએ પણ પોતાના વિસ્તારના સ્ત્રી શિક્ષણની પરિસ્થિતિનું વિવરણ કર્યું હતું.

**૩. કૃષિ (ખેતી)ને ધ્યાનમાં રાખી, આર્થિક પરિવર્તન કેવી રીતે લાવી શકાય છે ?**

આ વિષયના કન્વીનર ડૉ. પ્રહલાદભાઈ પાટીદાર મન્દસૌર તથા શ્રી રાજારામજી પાટીદાર હતા. ખેતીની ઘણી સમસ્યાઓ છે. સરકાર તરફથી જે સમસ્યા છે તેનું સરકારના પ્રતિનિધિઓ સાથે બેસીને નિરાકરણ થઈ શકે છે. આર્થિક પરિવર્તન લાવવા માટે સામાજિક રીત રિવાજો પાછળ, લગ્ન અને મૃત્યુના પ્રસંગે પણ ફાલતુ ખર્ચ રોકીને ધન બચાવવું જોઈએ.

**૪. પાટીદાર સમાજમાં ફેલાયેલી ખોટી અંધશ્રધ્ધાઓ, વહેમો અને જડ રૂઢિઓને અટકાવી, બદલાયેલા યુગ સાથે કદમ મેળવવાનો શું ઉપાય છે ?**

આ વિષયમાં કન્વીનર શ્રી હરીરામ પાટીદાર, રતલામવાળા હતા. ગુજરાતમાં પ્રેતભોજન, બાળલગ્ન, બાળ સંબંધ, ખોળો ભરવો, સગાઈ, બાળકનો જન્મ વગેરે પ્રસંગે થોડો ઘણો ખર્ચ કરવામાં આવે છે. વિધવા વિવાહ ગુજરાતમાં છે. ગોળ પ્રથા અને આમને-સામને વિવાહ(સાટા પધ્ધતિ)ની પ્રથા છે. મધ્યપ્રદેશના રતલામ, મંદસૌર, માળવા વિસ્તારમાં બાળલગ્ન, બાળસંબંધ પણ થાય છે. રતલામ જિલ્લામાં પ્રેતભોજન છે. બીજા જિલ્લાઓમાં ઓછું થયું છે. વહેમ, જાદુમંત્ર વગેરે પણ મધ્યપ્રદેશમાં ઓછા થઈ ગયા છે. ગુજરાત અને મધ્યપ્રદેશમાં લગભગ સમાનતા છે.

આ બધા કુરિવાજો બંધ કરવા જોઈએ. સાથે સાથે સ્ત્રી શિક્ષણ વધવું જોઈએ. દર વર્ષે પાટીદાર સમાજનું સંમેલન થવું જોઈએ. નવયુવકોએ મા ઉમિયાજીની સામે ભેગા કરી, સમાજ સુધારવાની પ્રતિજ્ઞાઓ લેવી જોઈએ, પોતાના ગોત્રમાં લગ્ન કરવાં જોઈએ નહીં.

**૫. અખિલ ભારતીય કક્ષાએ પાટીદાર સમાજનું સંગઠન કેવી રીતે કરવામાં આવે અને સમાજમાં નવું નેતૃત્વ કેવી રીતે ઊભું કરવામાં આવે ?**

આ વિષયના કન્વીનર ડૉ.મંગુભાઈ પટેલ, શ્રી ખેમચંદભાઈ પાટીદાર અને પરશુરામ પાટીદાર હતા. અખિલ ભારતીય કક્ષાએ પાટીદાર સમાજનું સંગઠન કરવાનો નિર્ણય લેવામાં આવ્યો, અને નવા નેતૃત્વ આખા સમાજમાં ઊભું કરવા માટે અન્ય પ્રકારનાં સૂચનો રજૂ કરવામાં આવ્યા. તાલુકા, જિલ્લા કક્ષાએ સંગઠન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો.

આ રીતે પાંચ વિષયો ઉપર સુંદર ચર્ચાઓ થઈ.

બીજા દિવસે રવિવારે સવારે ૮.૩૦ થી ૧.૦૦ વાગ્યા સુધી કન્વીનરોએ પોતાના વિભાગનો અહેવાલ રજૂ કર્યો.

**<u>સેમિનારથી નવી એકતા : "અમે પાટીદાર છીએ."</u> ની ભાવના**

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાએ અદ્ભુત કામ એ કર્યું, કે મધ્યપ્રદેશ અને ગુજરાતના આગેવાન કાર્યકરોને સેમિનારમાં આમંત્રિત કર્યા. રાજસ્થાન અને મધ્યપ્રદેશની સાથે ગુજરાતના કાર્યકરો નજીક આવ્યા. એકબીજાની પરંપરા, રૂઢિઓ અને રીતરિવાજોની જાણકારી મળી. સાથે સાથે એ પણ સમજમાં આવ્યું કે, ત્રણેય પ્રદેશના લોકો કેવી રીતે પોતાનો વિકાસ કરી રહ્યા છે. અને કેવા રસ્તા પર આગળ વધી રહ્યા છે.

મધ્યપ્રદેશની વિશેષતા એ રહી કે, રાજનીતિમાં આપણી એવી કોઈ વ્યક્તિ નથી કે જેનો અવાજ રાજય સુધી પહોંચી શકે. ૧૨૫૦ ગામોમાં મધ્યપ્રદેશ અને રાજસ્થાન સમાજ ફેલાયેલો છે. તે

બધા એકબીજાની સાથે લગ્ન વ્યવહાર કરે છે. ત્યાં કોઈ બંધન નથી, ગોળ પ્રથા પણ નથી.

ગુજરાતની પ્રચલિત ગોળપ્રથાથી મધ્યપ્રદેશના કાર્યકરો આશ્ચર્યમૂઢ બની ગયા છે.તેમણે વારંવાર આ પ્રશ્ન ઉઠાવ્યો અને "ગોળપ્રથા" જાણવાનો પ્રયત્ન કર્યો. ગોળપ્રથાના કારણે બાળલગ્ન, બાળસંબંધ અને સામ-સામે લગ્ન થાય છે આ તેમને સમજાયું.

મધ્યપ્રદેશ અને રાજસ્થાનથી આવેલા સૌ કાર્યકરોની એક જ વાત હતી કે "કડવા" "લેઉવા" શબ્દોનો ઉપયોગ / પ્રયોગ ના કરો. પાટીદાર શબ્દનો પ્રયોગ કરો, પાટીદાર બનો. ગોળ પ્રથા આપણા વિકાસમાં નડતરરૂપ છે. એટલા માટે ગોળપ્રથા તોડો અને આખા ભારતના પાટીદાર એક બનો. એવું નહીં કરો ત્યાં સુધી પરિણામ નહીં મળે, આ રહસ્ય જાણી લો.

ડૉ.પ્રહલાદ પાટીદાર શ્રી પરશુરામજી અને અન્ય મધ્યપ્રદેશના કાર્યકરોનો સ્પષ્ટ મત હતો કે આ સંમેલનમાં લેઉવા પાટીદારોને મોટી સંખ્યામાં આમંત્રણ આપવું જોઈએ. મધ્યપ્રદેશ જેવા કડવા-લેઉવાનું સંગઠન ગુજરાતમાં શકય નથી. પરિવર્તન થવા લાગ્યું છે. લગ્નો પણ અરસ-પરસ વધી રહ્યાં છે. મધ્યપ્રદેશમાં પણ કડવા-લેઉવામાં લગ્નો થાય છે, પરંતુ મોટી સંખ્યામાં નહીં.

**<u>શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા</u>**

ઉંઝા માતાજીના ૧૮મી શતાબ્દી મહોત્સવના શતાબ્દી વર્ષને મહિલા જાગૃતિ વર્ષ તરીકે મનાવવા માટે સમાજકલ્યાણી દેવી જગદમ્બા ઉમિયાનો બહેનોને ૧૦ મુદ્દાનો સંદેશ

૧. દીકરા દીકરી વચ્ચે ભેદ ન રાખીએ.

૨. પુત્રવધૂને દીકરી સમાન ગણીએ.

૩. બાળલગ્નો નામે બંધ કરીએ.

૪. વિધવા-ત્યકતા બહેનોનાં પુનઃ લગ્ન માટે સમજ કેળવીએ.

૫. બહેનોને કન્યા કેળવણીની સાથે ગૃહજીવનને ઉપયોગી શિક્ષણ આપીએ.

૬. અંધશ્રધ્ધા, વહેમ અને રૂઢિચુસ્તતામાંથી બહાર આવી સાચા અર્થમાં શક્તિ સ્વરૂપ મા ઉમાના પૂજકો બનીએ.

૭. સમયના પરિવર્તન સાથે આપણા સામાજિક રીત-રિવાજોને પણ બદલીએ.

૮. આપણા સામાજિક પ્રશ્નો અદાલતોમાં ન લઈ જતાં સમાજ દ્વારા ઉકેલીએ.

૯. દિવસમાં એકવાર કુટુંબ સાથે જમીએ અને પ્રાર્થના કરીએ.

૧૦. ગામે ગામ ઉમા મહિલા મંડળોની સ્થાપના કરીએ.[૨૪]

આ રીતે અખિલ ભારતીય પાટીદાર સેમિનારમાં પાટીદાર જ્ઞાતિમાં સુધારા લાવવા માટેના નિયમો થયા હતા અને તેમાં મધ્યપ્રદેશ, ગુજરાત અને રાજસ્થાન પ્રાંતના પ્રતિનિધિઓએ ભાગ લીધો

હતો. આ સેમિનારમાં એવો પણ નિર્ણય લેવાયો હતો કે અખિલ ભારતીય કક્ષાએ પાટીદાર સમાજનું એક સંગઠન બનાવવામાં આવે અને જે પ્રાન્તમાં પ્રાંતીય સંગઠન નથી. આ બધા પ્રાંતીય સંગઠન તૈયાર કરવામાં આવે. આ બધા પ્રાંતીય સંગઠનોનો સંબંધ અખિલ ભારતીય પાટીદાર સમાજ સંગઠન સાથે રહેશે એવું નક્કી થયું હતું.

માળવા-નિમાડની પ્રજામાં ઉમિયા માતાજી પ્રત્યે જે ભક્તિભાવ હતો તેને કારણે મધ્યપ્રદેશમાં ઉમિયા માતાજીના મંદિરના સ્થાપના કરવામાં આવી તેમજ સુધારા માટે વિવિધ સંમેલનો દ્વારા નિયમો અને આચાર-સંહિતા નક્કી થઈ તેમજ શિક્ષણ ક્ષેત્રે સારી એવી પ્રગતિ પણ થઈ હતી જે, સ્પષ્ટ બતાવે છે કે મધ્યપ્રદેશના પ્રતિનિધિઓએ ૧૮મી શતાબ્દીમાં શ્રી ઉમિયા માતાજી મહોત્સવની ઉજવણી કરી જ્ઞાતિના હિતચિંતકોએ કરેલ આ પ્રયત્નોને કારણે પ્રજામાં પરિવર્તન આવવા પામ્યું છે.



## પાદનોંધ :

૧. ટાઈમ્સ ઓફ ઈંડિયા, તા.-૧૩-૧-૧૮૮૩
૨. પટેલ ઈશ્વરભાઈ, 'શ્રી ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ', ઊંઝા, ૧૯૮૩, પૃ-૯૦-૯૩
૩. ડૉ. પટેલ મંગુભાઈ, 'કુલમી ક્ષત્રિય પાટીદારોનો ઈતિહાસ', અમદાવાદ, ૧૯૯૧, પૃ-૨૯૫-૨૯૯
૪. પ્રા. પાટીદાર માંગીલાલ, 'ગુજરાત-મધ્યપ્રદેશની સમાજયાત્રાઓનો પાટીદાર સમાજ પર પ્રભાવ-૨', અમદાવાદ, ૧૯૯૭,
૫. શ્રી ૧૦૮ મહન્ત રામકૃષ્ણજી, 'કુલમી કૂલભૂષણ', ભાગ-૧, ઉજ્જૈન, ૧૯૪૧, જુઓ પરિશિષ્ટ-૬.
૬. એજન
૭. મધ્યપ્રદેશના લેઉવા પાટીદાર સમાજે સંવત ૧૯૯૮માં છપાવેલ પુસ્તકના આધારે
૮. લેઉવા પાટીદાર સમાજ વિક્રમ સંવત ૨૦૨૫ની પુસ્તિકાને આધારે.
૯. પાટીદાર હિતૈષી મંડળના અધ્યક્ષ દ્વારા પારિત પ્રસ્તાવના આધારે.
૧૦. પાટીદાર સમાજ જિલ્લો સિહોર (મ.પ્ર)ના મંત્રી દ્વારા પ્રગટ થયેલ માહિતીને આધારે.
૧૧. મંદસૌર જિલ્લા પાટીદાર સમાજ, આચાર સંહિતા, સને-૧૯૮૨ને આધારે.
૧૨. કૂર્મી-ક્ષત્રિય બંધુ સંઘ મધ્યભારત પ્રકાશન નકલની ફાઈલ શ્રી છગનલાલ વર્માજીના પરિવારમાંથી પ્રાપ્ત થયેલ માહિતીને આધારે.
૧૩. એજન
૧૪. શ્રી પરશુરામ પાટીદાર એડવોકેટ (મંદસૌર) આપેલી માહિતીને આધારે.
૧૫. મધ્યપ્રદેશ પાટીદાર સમાજ સ્મારિકા, ૧૯૭૮, જુઓ પરિશિષ્ટ-૭
૧૬. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના મંત્રી દ્વારા પ્રગટ કરેલ માહિતીને આધારે, જુઓ પરિશિષ્ટ-૮
૧૭. મધ્યપ્રદેશ પાટીદાર સમાજ, સ્વાગત અને સંયોજન સમિતિના જુઓ પરિશિષ્ટ-૯
૧૮. ગુજરાત-મધ્યપ્રદેશની સમાજયાત્રાઓને પાટીદાર સમાજ પર પ્રભાવ-૨, ઉપર્યુક્ત
૧૯. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના મંત્રી પ્રહલાદ પાટીદારની માહિતીને આધારે.
૨૦. શ્રી માંગીલાલ પાટીદાર પ્રાધ્યાપક ગામ કંવેડિયા દ્વારા મળેલી માહિતીને આધારે પરિશિષ્ટ- ૧૦.

૨૧. ગુજરાત- મધ્યપ્રદેશની સમાજ યાત્રાઓનો પાટીદાર સમાજ પર પ્રભાવ-૨, ઉપર્યુક્ત, પૃ-૨૧-૨૨.

૨૨. એજન, પૃ-૨૩ થી ૨૪.

૨૩. એજન, પૃ- ૨૯-૩૯, પરિશિષ્ટ-૧૧

૨૪. પ્રચાર અને પ્રકાશન સમિતિ લિખિત ૧૮મી શતાબ્દી મહોત્સવ શતાબ્દી વર્ષ, શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા.



conclusion

# ઉપસંહાર

કૂર્મીઓની ઉત્પત્તિ, તેમનું સ્થળાંતર, તેના આંતરિક ગુણો અને વિશિષ્ટતાઓની ચર્ચા પછી હું એવા નિષ્કર્ષ પર આવી છું કે પાટીદાર મૂળમાં ક્ષત્રિય છે. ભારતભરમાં રહેતી વિવિધ શાખાઓના ક્ષત્રિય એક જ જાતિના હતા. અતિ લાંબા કાળક્રમે તેમનું સ્થળાંતર થતાં અને વ્યવસાય બદલાતાં તેનાં કુળ અને રહેણીકરણીમાં લગાતાર પરિવર્તન આવતું રહ્યું છે. આ કૂર્મીઓ સમગ્ર ભારતમાં જુદા જુદા પ્રાંતોમાં વસવાટ કરતા હતા અને જુદા જુદા ઉપનામોથી ઓળખાતા હતા.

૧૯મી સદીમાં જે ઝડપી પરિવર્તનો આવ્યા હતાં તેનો સ્વીકાર કરવા આ પાટીદાર કોમ તૈયાર ન હતી. પરંતુ કેટલાક અંગ્રેજ અમલદારોએ આ સમાજના પ્રખર સુધારક અને આગેવાન રાવબહાદુર બેચરદાસ લશ્કરીની મદદથી કેટલાક સામાજિક સુધારાઓ કરવાનું સાહસ કરી તેનું અમલીકરણ પણ કર્યું હતું. એ સમયના મોટામાં મોટા બે કુરિવાજો પૈકી એક બાળકીને દૂધ પીતી કરવાનો રિવાજ ઇ.સ.૧૮૭૦નો એક્ટ ઘડી દૂર કરવામાં આવ્યો અને બીજો શ્રી સયાજીરાવ ગાયકવાડે બાળલગ્ન પ્રતિબંધ એક્ટ કરી પાટીદારોમાં બાળ લગ્નો થતાં અટકાવ્યાં તેમજ તેમણે જ્ઞાતિ બહિષ્કારની સામે પણ 'જ્ઞાતિ ત્રાસ નિવારણ'નો કાયદો કર્યો. પાટડીના દરબારશ્રી જોરાવરસિંહજીએ દીકરી રક્ષણ સારૂં ઇ.સ.૧૮૬૫માં કેટલાક નીતિ નિયમો પસાર કર્યા. ત્યારબાદ ઇ.સ.૧૯૦૫ પછી દરબાર શ્રી સૂર્યમલસિંહજીએ ઊંઝાથી નીકળતા એક તિથિના લગ્નમાં સુધારો લાવવાનો પ્રયાસ કર્યો. જેને કારણે આ સમસ્ત સમાજને કુરિવાજોના બંધીયાર વાતાવરણમાંથી પ્રગતિશીલ અને સુધારક સમાજ ઘડતરની દુર્લભ તક મળી.

ગુજરાત અને મધ્યપ્રદેશના પાટીદારોમાં ઘણો આત્મીય સંબંધ છે. માળવામાં કણબી પાટીદારો 'દશ', 'કરાડ' અને 'ખેતહાર' નામે પણ ઓળખાય છે. માળવા-નિમાડના પાટીદારોના રીત-રિવાજો ગુજરાતના પાટીદારોને મળતા આવે છે.

પાટડી દરબારના સંબંધીઓએ સામાજિક પ્રશ્નોની બાબતમાં જયારે પણ પાટીદાર જાતિની સભાઓ બોલાવી ત્યારે તેનાં નિમંત્રણો માળવા-નિમાડ ખાનદેશ, યેવલા અને બરહાનપુર સુધી મોકલ્યાની સાબિતી મળે છે. આ પ્રદેશમાંથી ઇ.સ.૧૮૬૫ની સભામાં પ્રતિનિધિઓ આવ્યા હતા. એટલું જ નહીં પણ ગુજરાતમાં જયારે જયારે કડવા અને આંજણા પાટીદાર પરિષદો બોલાવવામાં આવી તેમાં અયોધ્યા, મધ્યપ્રદેશ અને રાજસ્થાનના પ્રતિનિધિઓએ હાજરી આપ્યાનો ઉલ્લેખ છે. ગુજરાતમાં કડવા પાટીદાર સમાજના ઉત્કર્ષ માટે મળેલી વિવિધ પરિષદોમાં મધ્યપ્રદેશના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને તેમને આ પરિષદોના સભ્યપદે નીમવામાં આવ્યા હતા.

અખિલ ભારતીય સમગ્ર કૂર્મી અધિવેશનોમાં બારાબાંકી, આગ્રા, પીલીભીંતી, અમદાવાદ અને લખનૌમાં ગુજરાતના શ્રેષ્ઠ નરવીરોએ પ્રમુખપદ સ્વીકારીને વિશિષ્ટ નેતૃત્વ પુરું પાડ્યું હતું. મધ્યપ્રદેશના માળવા-નિમાડના કુંવા અને સુંદેલ સ્થળે જયારે સભા મળી હતી ત્યારે ગુજરાતના પ્રતિનિધિઓ સામેલ હતા તેનો પણ અત્રે ઉલ્લેખ કરેલ છે.

આજે પણ મધ્યપ્રદેશના જ્ઞાતિજનોમાં શિક્ષણનું પ્રમાણ ઘણું ઓછું છે. ગુજરાતના પાટીદારોની કન્યાઓ એન્જિનિયર, ડૉકટર, વકીલ અને આઈ.એ. એસ.ની ડિગ્રી હાંસલ કરી ચૂકી છે જયારે મધ્યપ્રદેશના પાટીદારો આ દિશામાં હજી શરૂઆત કરી રહ્યા છે. અહીં બાળલગ્નનું પ્રમાણ ઊંચું છે અને ખેતી એ જ એકમાત્ર વ્યવસાય હોવાથી શિક્ષણની દિશામાં ઉદાસીનતા સેવાઈ રહી છે. બીજી બાજુ જાતિ-સંબંધોની બાબતમાં કન્યાની લેવડ-દેવડ અંગે રોટી-બેટી વ્યવહારમાં મધ્યપ્રદેશનો પાટીદાર સમાજ, ગુજરાતના પાટીદાર સમાજની સરખામણીએ બહુ આગળ રહ્યો છે કેમકે સમગ્ર મધ્યપ્રદેશ આ વ્યવહારોનું કાર્યક્ષેત્ર છે જયારે ગુજરાતની ગોળ (જૂથ) પદ્ધતિ અથવા સાટાં અને તેખડાં જેવી પ્રથા મધ્યપ્રદેશમા જોવા મળતી નથી. ગુજરાતના પાટીદારોમાં સતી થયાનો પાળિયો મળતો નથી જયારે મધ્યપ્રદેશમાં મહાસતી દેવી નંદાબાઈ (સંવત ૧૯૫૭)ના પાળિયાનો ઉલ્લેખ છે. આ પાળિયાના સ્થળે મેળો ભરાય છે.

ખાસ નોંધનીય બાબત એ છે કે ગુજરાતમાં અંજાર બાજુ અને ગાંધીધામ બાજુ ગૌ રક્ષા માટે શહીદ થયા હોય એવા આ સમાજના નવયુવકોના અનેક પાળિયા છે. જયારે સ્ત્રી સતી થઈ હોય તેવું માત્ર મધ્યપ્રદેશમાં જ જોવા મળે છે. જોકે મધ્યપ્રદેશનો સમાજ વ્યસનોથી મુક્ત છે. વિનય અને વિવેકમાં પણ ખૂબ ઉદાર છે છતાં પ્રેતભોજનની બાબતમાં વધુ સુધારો કરી શકાયો નથી જે કરવો જરૂરી જણાય છે.

કડવા-લેઉવા પાટીદાર એકતાની બાબતમાં મધ્યપ્રદેશ પાટીદાર સમાજ ગુજરાત કરતાં ઘણો આગળ છે. 'પાટીદાર એટલે પાટીદાર' એમ કહેવા માટે તેઓ હકદાર છે. તેમની સામાજિક સંગઠન

વ્યવસ્થા અજોડ છે. તે સંગઠનનો ઉપયોગ રાજકીય કક્ષાએ કરવો જોઈએ. સમૂહ-લગ્નની બાબતમાં શાજાપુર અને નીમચને બાદ કરતાં આખો મધ્યપ્રદેશનો પાટીદાર સમાજ વિકાસશીલ છે. જયારે ગુજરાતમાં આ પરિસ્થિતિ કપરી છે. માળવા-નિમાડમાં વસંતપંચમી અને અખાત્રીજ વચ્ચે જ સમૂહલગ્નનો દિવસ નિયત કરવામાં આવ્યો છે. તેથી આ વિસ્તારોમાં સમૂહ લગ્નનું પ્રમાણ અધિક જોવા મળે છે. અને તે સ્વાભાવિક છે; કારણ કે તેઓ માને છે કે કોઈપણ મહિનામાં લગ્નની છૂટ આપવાથી ખેતી પર વિપરીત અસર પડે છે.

નોકરી ધંધા અર્થે ગુજરાતમાંથી વિદેશોમાં જઈને સ્થિર થયેલા પાટીદારોની સંખ્યા ઘણી બધી છે જયારે મધ્યપ્રદેશના પાટીદારોનું આ દિશામાં બિલકુલ લક્ષ્ય નથી. શિક્ષણનો અભાવ તે તેનું કારણ હોઈ શકે છે. માળવાની અપેક્ષાએ નિમાડમાં પ્રગતિ અને પરિવર્તન ઝડપથી આવી રહ્યાં છે. માળવાના પરિવારોમાં સંકુચિતતા, લાજપ્રથા અને કુલન શાહીનાં કેટલાંક લક્ષણો પ્રચલિત છે. તેમાં પરિવર્તન લાવવાનું અત્યંત જરૂરી છે. મધ્યપ્રદેશના પાટીદાર સમાજમાં દહેજનું દૂષણ જોવા મળતું નથી. પણ તેનો મહિલા વર્ગ ગુજરાતના પાટીદાર મહિલા વર્ગ કરતાં ઘણી ઓછી છૂટ અને સ્વતંત્રતા લેતો નજરે પડે છે. તેનું મુખ્ય કારણ કદાચ શિક્ષણનો અભાવ હોય તેમ જણાય છે. આ બધામાં વિશેષ ધ્યાનાકર્ષક બાબત જોઈએ તો ગુજરાત અને મધ્યપ્રદેશના પાટીદાર સમાજને જોડનારું કોઈ તત્ત્વ હોય તો તે છે ઉમિયા માતાજી સંસ્થા- ઊંઝા.તેનો અત્રે સ્વીકાર કરવામાં આવ્યો છે.

મધ્યપ્રદેશ પાટીદાર સમાજની સંરચનાના આધારસ્તંભ એવા 'કૂલમી કૂલભૂષણ'ના રચયિતા શ્રી રામકૃષ્ણદાસજીએ પણ પોતાના ઉપદેશ અને લખાણમાં ગુજરાતના પાટીદારોના પ્રગતિ અને તેમાં આવેલાં પરિવર્તનો સ્વીકારવા માટે વારંવાર માળવા-નિમાડના પાટીદારોને વિનંતી કરી હતી. તેનો અત્રે યોગ્ય અભ્યાસ તેમજ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

એજ રીતે ૧૮મી સદીનો ઉમિયા માતાજી મહોત્સવ આ બન્ને પ્રાંતોમાં પાટીદારોને જોડનારું એક વધુ પ્રેરક બળ પુરવાર થયું છે. આ સત્યનો આપણે ઈન્કાર કરી શકીએ તેમ નથી. બંને પ્રાંતોના સમાજમાં અરસપરસ કેટલીય સમાજ યાત્રાઓ યોજાઈ ગઈ છે અને તેના ફળસ્વરૂપે જ બંધુતા અને આત્મીયતા જન્મી છે.

મધ્યપ્રદેશના કૂર્મી પાટીદારોમાં ધાર્મિક ચેતના આવી. કરોંદિયા ગામના નવયુવકોએ ઊંઝા (ઉ.ગુ) ઉમિયા માતાજીની અખંડ દિવ્ય જયોત મધ્યપ્રદેશમાં પદયાત્રા દ્વારા લાવવાનું સાહસ કર્યું હતું અને ત્યાર પછી મધ્યપ્રદેશના વિવિધ સ્થળોએ ઉમિયા માતાજીના મંદિરની સ્થાપના કરવામાં આવી હતી. આ ઉપરાંત સામાજિક કુરિવાજો દૂર થાય તે માટે મધ્યપ્રદેશમાં જુદા જુદા જિલ્લાના સંગઠનોએ સગાઈ બાબતે, પહેરામણી બાબતે, છૂટાછેડા બાબતે, વ્યસન મુક્તિ બાબતે, પુનઃ વિવાહ સહિત

અનેક રિવાજો માટે જ્ઞાતિ બંધારણ નક્કી કર્યું હતું. ગુજરાત અને મધ્યપ્રદેશના સ્વજ્ઞાતિજનોના તલસ્પર્શી અભ્યાસને અંતે કહી શકાય કે મધ્યપ્રદેશમાં જ્ઞાતિ બંધારણની કડકાઈ ગુજરાતના જ્ઞાતિ બંધારણ કરતાં ચુસ્ત છે અને તેનું અમલીકરણ કડક રીતે થાય છે. જેને કારણે સામાજિક ગુનાઓ ઓછા બને છે. અહીંનો યુવાવર્ગ આ પ્રદેશમાં અફીણ પાકતું હોવા છતાં અને દારુબંધીની છૂટ હોવા છતાં સામાજિક બંધારણને કારણે તેમજ સંસ્કારને કારણે વ્યસનથી મુક્ત છે. જોકે બહેચરદાસ લશ્કરી ચીન સાથે અફીણનો વેપાર કરતાં તેમજ હઠીસીંગ અને બહેચરદાસ લશ્કરીનો વેપાર સાથે ચાલતો. ઉપરાંત નીમચ એ બહેચરદાસ લશ્કરીનું અફીણ ખરીદવા માટેનું કેન્દ્ર હતું તેમ છતાં સ્થાનિક સ્વજ્ઞાતિજનો પર આ વ્યસનનો વિશેષ પ્રભાવ પડ્યો નથી. જયારે બહારના અન્ય પ્રદેશોના પાટીદારો વ્યસનગ્રસ્ત હાલતમાં જણાય છે. વળી કેળવણીની જાગૃતતાને કારણે ગુજરાતના પાટીદારો લગભગ પ્રત્યેક ક્ષેત્રે નોંધપાત્ર એવી પ્રગતિ હાંસલ કરી શક્યા છે. વિદેશોમાં પણ લગભગ દરેક દેશમાં પાટીદાર યુવક-યુવતીઓ પહોંચી ગઈ છે. એટલું જ નહીં પણ તેના સામાજિક અને સાંસ્કૃતિક જનજીવનનો એક નોંધપાત્ર અને અમૂલ્ય હિસ્સો બની ચૂકી છે. એ જોતાં સમસ્ત પાટીદાર જ્ઞાતિ પરસ્પર સુમેળ અને સંપ કેળવી ખભે ખભા મિલાવી આગળ વધતાં સમગ્ર રાષ્ટ્રની સુરત બદલાઈ જતાં વાર લાગે તેમ જણાતું નથી.

માળવા-નિમાડમાં પ્રાથમિકથી શરૂ કરી માધ્યમિક શિક્ષણ સુધીની અનેક શિક્ષણ સંસ્થાઓની સ્થાપના કરવામાં આવી છે. સાથે સાથે વિદ્યાર્થીઓને રહેવા છાત્રાલયોની પણ સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. ગાયત્રી આશ્રમ અભયપુરમાં તો સાક્ષરી જ્ઞાનની સાથે સાથે વ્યાવહારિક જ્ઞાન, નૈતિકતા, સંસ્કારના પાઠ શીખવવામાં આવે છે. આ આશ્રમ મધ્યપ્રદેશ પાટીદાર સમાજમાં ગૌરવશાળી સ્થાન મેળવી સામાજિક વિકાસનું પ્રતિક બની ચૂક્યો છે.

આ વિશાળ પરિપ્રેક્ષમાં માળવા અને ગુજરાતના ઘણા લાંબા સમયથી ચાલ્યા આવતા આંતર સંબંધોની બાબતે એક અત્યંત લોકપ્રિય એવું ફિલ્મ ગીત આપણને એકતાનો સંદેશો આપે છે જેની એક ઝલક આ પ્રમાણે છે.

"મેંદી તો વાવી માળવે એનો રંગ ગયો ગુજરાત રે.
મેંદી રંગ લાગ્યો રે......."

પ્રસ્તુત ગીતમાં મુખ્યત્વે ગીતકાર દ્વારા એક સમાન જ્ઞાતિ લક્ષણો ધરાવવા લોકોનું પુનઃમિલન થયું હોય તેમ લાગે છે. જે સ્વજ્ઞાતિ એકતાનું સર્જન કરવામાં મહામૂલુ ઘટક બનેલું જણાય છે.

અસ્તુ...

Bibliography



## BIBLIOGRAPHY

1. ALTEKAR- INDIAN POLITICS.
2. BHATTACHARYA J.N. CASTES HINDU AND SEETS, 1896 REP 1973
3. BOMBAY GAZETTER : PART-9
4. BOMBAY GAZETTER :POONA VOL-XVIII PART-1
5. BOMBAY GAZETTER VOL-9 PART-1, 1911
6. BOMBAY GOVERNMENT GAZETTER PART-4
7. BOMBAY GAZETTER PART-2
8. BOMBAY GAZETTER PART-4 AHMEDABAD.
9. CAMBELL G. ETHNOLOGY OF INDIA
10. DALTON, ETHNOTOGY OF BENGAL.
11. DESAI MAHEDAVBHAI, - 'THE STORY OF BARDOLI', AHMEDABAD, NAVJIWAN 1929.
12. ENCYCLOPEDIA OF BRITANICA- VOLUME-13, FIRST EDITION-1929
13. ENTHOVEN R.E,"THE TRIBES AND CASTES OF BOMBAY", VOL-II (BOMBAY, (1922)
14. E.G. JENEKSON- ACQUIRED DISTRICT. COMMISSIONER AND SETTLEMENT ADHIKARI (OFFICER)- 20 APRIL 1866 WRITE UP FELLOW ON THE CASTES PREVALILNG IN THE DISTRICT OF JHANSI.
15. PROF. G.V. PERT, "ORIGINAL INHABITANTS OF BHARATVARSH"- PART-2
16. HISTORY OF THE REDDY KINGDOM HYDERABAD- 1940
17. HUTTON J.H., CASTES IN INDIA
18. IMPERIAL GAZATTER OF INDIA, HYDRABAD, 1998

19. CARNEY'S RACES, TRIBES AND CASTES OF OUDH.

20. MAMBER FOR LAW AND JUSTICE CERTIFICATE OF GWALIOR STATE.

21. POCOCK, DAVID, KANBI AND PATIDAR : A STUDY OF THE PATIDAR COMMUNITY OF GUJARAT (OXFORD, 1972)

22. SHERRING, M.A, HINDU TRIBES AND CASTES : 3 VOLS, (CULCUTTA, 187-2-79)

23. WILSON J., INDIAN CASTES.





# સંદર્ભ સૂચિ (ગુજરાતી)


૧. કડવા કણબી ટ્રસ્ટ, પાટડી દરબારની જોરાવરસિંગ કુબેરસંગજી, "કડવા કણબી જ્ઞાતિમાં દીકરીઓનો સમરક્ષણ સારુ નિયમ", (બે પુસ્તકમાં), અમદાવાદ, ૧૮૬૯

૨. કલ્યાણચંદ શોભાગચંદ, "મૃત્યુ પાછળ જમણવાર કરવાના હાનિકારક ચાલ વિશે નિબંધ", (મુંબઈ-૧૯૧૦)

૩. કિશોરલાલ મશરૂવાળા, "સ્વામી સહજાનંદ", નવજીવન પ્રકાશન, અમદાવાદ.

૪. કેશવલાલ મોતીલાલ, "ભોજન વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર અથવા રોટી ત્યાં બેટી", અમદાવાદ ૧૮૯૩

૫. ગિરજાશંકર કાશીરામ દ્વિવેદી, "ભારતવર્ષની યાત્રા", મુંબઈ -૧૯૦૬

૬. ડૉ. ચંદ્રબાળા દુધકિયા, "કડવા પાટીદાર પરિષદોમાં સ્ત્રી પ્રશ્નો પ્રત્યેનો અભિગમ", પીએચ.ડી.શોધ નિબંધ, અમદાવાદ-૨૦૦૦

૭. પ્રો. જેઠાલાલ ચીમનલાલ, "સ્વામિનારાયણ ગોળ પદ્ધતિ".

૮. તૈત્તરિક આરણ્યક

૯. દલપતરામ ડાહ્યાભાઈ, "જ્ઞાતિનિબંધ", અમદાવાદ -૧૮૫૭

૧૦. દેસાઈ ગોપાળજી હરિભાઈ, "વિધવાવિવાહ અને કન્યાવિક્રય", અમદાવાદ : ૧૯૦૮

૧૧. દેસાઈ અમરસિંહ દેસાઈભાઈ, "માધાના પિતાનું પ્રેતભોજન અને કરજ કહાણી", વિરમગામ- ૧૯૨૩

૧૨. નારાયણ હેમચંદ્ર, "પુર્ન વિવાહ શાસ્ત્ર સંમત છે", અમદાવાદ -૧૮૮૬

૧૩. નિલકંઠ વિનોદીની, "ગુજરાતી અટકોનો ઈતિહાસ", અમદાવાદ -૧૯૪૨

૧૪. પટેલ જેસંગદાસ ત્રિકમલાલ, "વિધવાની અરજી સધવાને", અમદાવાદ-૧૮૮૧

૧૫. પટેલ નારાયણભાઈ રામજીભાઈ, "પીરાણા સતપંથની પોલ અને સત્યપ્રકાશ", ભાગ-૧, કચ્છ, ૧૯૨૬

૧૬. પટેલ ભાઈલાલભાઈ ડાહ્યાભાઈ, "ગુજરાતના પાટીદારો", વલ્લભવિદ્યાનગર -૧૯૭૧

૧૭. પટેલ મણિભાઈ દોલતરામ, "લગ્નગીતો",

૧૮. પટેલ મંગુભાઈ, "પાટીદારોની ગૌરવગાથા", પાટીદાર સંશોધન અને પ્રકાશન કેન્દ્ર, અમદાવાદ - ૧૯૯૪

૧૯. પટેલ મંગુભાઈ, "પ્રગતિ અને પરિવર્તન", અમદાવાદ,

૨૦. પટેલ મંગુભાઈ, "બેચરદાસ અંબાઈદાસ લશ્કરી" (ઇ.સ. ૧૮૧૮- ૧૮૮૯)

૨૧. પટેલ હઠેસીંગ હરગોવનદાસ, "કડવા પાટીદાર સુધારક પત્ર", અમદાવાદ, ૧૮૯૨

૨૨. પટેલ હિરાલાલ વસંતદાસ, "કડવા પાટીદારના લગ્નનું સાહિત્ય અને મુર્ખાઈ પ્રદર્શન", અમદાવાદ ૧૯૨૩

૨૩. પ્રો. પાટીદાર માંગીલાલ, "ગુજરાત-મધ્યપ્રદેશની સમાજયાત્રાઓનો પાટીદાર સમાજ પર પ્રભાવ-૨"

૨૪. પરીખ દ્વારકાદાસ એમ., "બાળલગ્ન ઈતિહાસ", અમદાવાદ -૧૯૦૦

૨૫. પરીખ પુરુષોત્તમ લલ્લુભાઈ, "કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ", વિરમગામ, ૧૯૧૨, બીજી આવૃત્તિ

૨૬. પંડ્યા કૃપાશંકર ઝીણાભાઈ, "કન્યાવિક્રય ક્રુરતા", અમદાવાદ

૨૭. પંડ્યા કૃપાશંકર ઝીણાભાઈ, "બાળલગ્ન નિષેધ", વડોદરા(૧૯૦૧)

૨૮. પંડિતા જમનાબાઈ, "સ્ત્રી પોકાર અથવા અડધી દુનિયા સામે લડત", અમદાવાદ-૧૯૦૭

૨૯. પદ્મ પુરાણ,સ્વર્ગખંડ

૩૦. ડૉ. બર્જેસ પ્રવાસ નોંધ ૧૮૬૯

૩૧. ભગવત્ ગીતા, ૧૮-૪૩

૩૨. ભટ્ટ ગણપતરામ, "બાળલગ્નથી થતી હાનિ", ૧૯૧૦

૩૩. ભોજક ઇચ્છારામ ભાઈચંદ, "ફટાણા વિષે નિબંધ", અમદાવાદ-૧૮૮૮

૩૪. મધ્યપ્રદેશ પાટીદાર સમાજ, સ્મારિકા, ૧૯૭૮

૩૫. મગન વખતચંદ કૃત કથનાવલી, અમદાવાદ-૧૮૫૧

૩૬. મનુસ્મૃતિ ૧-૨૧-૨૩

૩૭. મહાભારત, ભીષ્મપર્વ ૬-૧૧

૩૮. મહાભારત, શાંતિપર્વ ૨૩-૪૬

૩૯. મહાભારતના આદિપર્વ ૬૫-૧૦-૧૧

૪૦. મહેતા પાર્વતીનો "રોવા કુટવાના ચાલ વિષે નિબંધ", નડિયાદ ૧૯૧૩

૪૧. ડૉ. મુકરજી રાધાકુમુદ, "હિન્દુ સિવિલિઝેશનના ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલ દ્વારા કરેલ અનુવાદિત ગ્રંથ" (હિંદુ સભ્યતા)

૪૨. રાવ બહાદુર બેચરદાસ લશ્કરી, "સામાજિક અને ઔદ્યોગિક નેતા", ગુ.યુનિ. અમદાવાદ

૪૩. ડૉ. રાઘેય રાઘવ, "પ્રાચીન ભારતીય પરંપરા અને ઇતિહાસ".

૪૪. શતપથ બ્રાહ્મણ -૭-૫-૧-૬

૪૫. શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી, "ભરતખંડનો પ્રવાસ", અમદાવાદ ૧૮૯૨

૪૬. ઉમિયા માતાજીના સંસ્થાન ઊંઝામાં સચવાયેલા કેટલાક ચોપડાઓને આધારે.

૪૭. અનામી, "પાટીદાર જ્ઞાતિના સાંસારિક રીતરિવાજોનું એકીકરણ", વડોદરા, ૧૯૧૦

૪૮. અનામી, "પુનર્વિવાહ પ્રબંધ નિબંધ", અમદાવાદ, ૧૮૯૯.

૪૯. એજન, પંચના ચોપડા



## संदर्भसूचि ( हिन्दी )

१. कनोजिया हरिसिंह, "मध्यप्रदेश कूर्मी क्षत्रिय समाज परिचय निर्देशिका", उज्जैन, १९८३

२. कूर्मी क्षत्रिय हितैषी १९१२

३. "कैार्मिवंशावली" : लखनौ

४. जे. पी. कनोजिया : "कुर्मी क्षत्रिय जागरण", जान्यु-फेब्रु, कानपुर-१९९२

५. डॉ. दिलावरसिंह जयस्वार, "कूर्मी जाति अतीत से आज तक एक विहंगम् दृष्टि", दिल्ही १९९३

६. डॉ. दिलावरसिंह जयस्वार, "कुरमी चेतना के सौ वर्ष", गीतांजली प्रकाशन, नइ दिल्ही, १९९४

७. दीपनारायणसिंह, "कूर्मी क्षत्रियत्थ निर्णय", १९०९

८. देवीप्रसादसिंह, "क्षत्रकुलादर्श", द्वितीय आवृत्ति, लखनौ, १९७८

९. नारायण शेठ, "क्षत्रियकुलावर्ष", लखनौ, १८८४

१०. पटेल मंगुभाई, "कुलमी क्षत्रिय पाटीदार का इतिहास", पाटीदार संशोधन और प्रकाशन ट्रस्ट, अहमदावाद- १९९१

११. रामकृष्णदासजी, "कुलमी कूलभूषण", भाग-१, श्री पंच कमेटी, उज्जैन मंदिर, हनुमानगठी- १९४१

१२. रामदेवप्रसादसिंह, "अभिनव कूर्म क्षत्रिय इतिहास", भाग-१, बिहार १९९४.

१३. रामदेवप्रसादसिंह, "अखिल भारतीय कूर्म क्षत्रिय परिचय प्रदीपिका", सतना, मध्यप्रदेश

१४. डॉ. रामसियासिंह, "कूर्मवंशी क्षत्रिय कीर्तिकथा", १९११, सतना (मध्यप्रदेश)



# સામયિકો

કડવા વિજય,૧૯૦૨

કડવા વિજય,૧૯૦૩

કડવા વિજય,૧૯૦૫

કડવા વિજય,૧૯૦૯

કડવા વિજય,૧૯૧૦

કડવા વિજય,૧૯૧૪

કડવા વિજય,૧૯૧૫

કડવા વિજય,૧૯૧૬

કડવા વિજય,૧૯૧૭

કડવા વિજય,૧૯૧૮

કડવા વિજય,૧૯૨૦

કડવા વિજય,૧૯૨૬

કડવા વિજય, સ્વ. પુરુષોત્તમ પરીખ વિશેષાંક, ૧૯૧૮

ચેતન, ૧૯૩૦

ચેતન, ૧૯૩૧

પટેલ -૧૯૩૭

પાટીદાર ૧૯૧૮

પાટીદાર જાગૃતિ- ૧૯૮૩

પાટીદાર જાગૃતિ-૧૯૯૨

પાટીદાર લોક-૧૯૧૮

પ્રજા મિત્ર- ૧૯૩૨ (પાટણ)

બુદ્ધિપ્રકાશ- મે ૧૮૭૧ અમદાવાદ

મુંબઈ કડવાની દેવી બોલી (ગુજરાતી અઠવાડિક પત્ર)

વિજય -૧૯૦૨

ઉમિયા દર્શન ૧૯૮૭

ઉમિયા દર્શન-૧૯૯૩,

ઉમિયા દર્શન-૧૯૯૯

## મધ્યપ્રદેશ પાટીદાર જ્ઞાતિનાં પુસ્તકો

★ શ્રી પાટીદાર કડવા કુલમી સમાજ માળવા ટ્રસ્ટ, કુશલપુર ઉજ્જૈનના પ્રગતિ- વિવરણને આધારે.

★ નાયક નટવરલાલ લાલજીભાઈ (કડી- ગુજરાત) અને ગંગાગુરુ સુન્દરલાલ સૌરોની પોથીના આધારે.

★ પાટીદાર સમાજ જિલ્લા સિહોર મધ્યપ્રદેશના મંત્રી દ્વારા પ્રગટ થયેલ અહેવાલને આધારે

★ પાટીદાર હિતૈષી મંડળના અધ્યક્ષ દ્વારા પારિત પ્રસ્તાવના આધારે.

★ લેઉવા પાટીદાર સમાજ વિક્રમ સંવત ૨૦૨૫ની પુસ્તિકાને આધારે.

★ મધ્યપ્રદેશના લેઉવા પાટીદાર સમાજે સંવત ૧૯૯૮માં છપાયેલ પુસ્તકના આધારે.

★ મંદસૌર જિલ્લા પાટીદાર સમાજ, આચાર-સંહિતા સને- ૧૯૮૨ને આધારે.

## ગ્રંથ

૧. પટેલ ઈશ્વરભાઈ, ઉમિયામાતાજી અઢારમી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ, ઊંઝા, ૧૯૮૩

૨. મેરુંતંગે લખેલ વિસ્તૃત વૃતાંત.

૩. વિક્રમ સંવત ૧૨૦૮ વડનગર પ્રશસ્થિત ગ્રંથ, હેમચંદ્રાચાર્યનો ગ્રંથ



Appendices.

# પરિશિષ્ટો

૧. HINDU CASTES AND TRIBES OF GUJARAT

૨. પાટીદાર જાગૃતિ (માસિક મુખપત્ર) મધ્યપ્રદેશ

૩. કૂર્મિ ક્ષત્રિય જાગરણ માસિક, કાનપુર

૪. નિમાડી- લોકોક્તિઓ

૫. ગુજરાતના પાટીદાર જ્ઞાતિના મુખપત્રો

૬. કુલમ્બી કૂલભૂષણ પુસ્તક, ઉજ્જૈન

૭. મધ્યપ્રદેશ પાટીદાર સમાજ, દ્વિતીય સંમેલન-૧૯૭૮, સ્મારિકા.

૮. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના ચોથા અધિવેશનના ફોટોકોપી

- મધ્યપ્રદેશ પાટીદાર સમાજના ચતુર્થ અધિવેશ દ્વારા થયેલ પારિત પ્રસ્તાવ.

૯. મધ્યપ્રદેશ પાટીદાર સમાજના પાંચમા અધિવેશનું નિમંત્રણ પત્ર

- મધ્યપ્રદેશ પાટીદાર સમાજના પાંચમા અધિવેશન માટેની જાહેરખબર

૧૦. મધ્યપ્રદેશના પાટીદાર જ્ઞાતિમાં થયેલ સમૂહલગ્નની પત્રિકા.

૧૧. પાટીદાર સમાજ છાત્રાલય અને શ્રી ઉમા વિદ્યામંદિર માધ્યમિક વિદ્યાલય, હાટપીપલ્યા, (દેવાસ)નું ચિત્ર.

- ગાયત્રી ગુરુકુલ આશ્રમ.
- પ્રાપ્ત થયેલ હિન્દી પુસ્તકોનો ખ્યાલ
- ગુજરાત બહારના પાટીદાર જ્ઞાતિના મુખપત્રો અને પાટીદાર જ્ઞાતિના મહત્ત્વપૂર્ણ હિન્દી પુસ્તકોની યાદી.



## પરિશિષ્ટ-૧

# HINDU CASTES AND TRIBES OF GUJARAT

Compiled by

Bhimbhai Kirparam

Edited by

James M. Campbell

Vol. I



VINTAGE BOOKS
1988

परिशिष्ट-3

# कूर्मि क्षत्रिय जागरण




जब तक सूर्य प्रकाशित होगा इस विशाल नभ मन्डल में।
तब तक तेरा सुयश गान हम गायेंगे भूमण्डल में॥



अवतरण : 31 अक्टूबर 1875 महाप्रयाण : 15 दिसम्बर 1950

वर्ष 35 अंक 11 नवम्बर 94 प्रधान सम्पादक : पटेल जे० पी० कनौजिया

# परिशिष्ट-४



श्री

नीमाड़ी - लोकोक्तियाँ

संग्रहकर्ता :-

श्री० विष्णुराम सनावद्या "सुमनाकर"

ऊन, पश्चिम नीमाड़, म० प्र०

प्रकाशक :-

माधव – पुस्तकमाला

ऊन, [ म० प्र० ]

सन् १९६१ ई.

( १४ )

राँड की राँड गई, न सोळ हाथ लुगड़ो ।

( १५ )

सौ ऊँदरा खाई, न मीनू बाई तप पर वठी ।

( १६ )

अंधो कुकड़ो, घट्टी भवतो ।

( १७ )

रिकामो नाबी, पाटला मूँड ।

( १८ )

नाख कोठी वाट, न निकळ सैणाँ वाट ।

( १९ )

लाड़ा क लाढ़ी प्यारी, न वराती क भात

( २० )

लाल्यो बेटो वरात जाय, न पान सुपारी घर की खाय

( २१ )

काणो मन म स्याणो ।

२२

रिकामो भाट, मंगळ गाव ।

( २३ )

खीर म, मूळो ।

( २४ )

जसो बाप, तसो बेटो ।

( २५ )

खाटला सी उठ्यो, न पाटला बठ्यो ।

( २६ )

गाय की पूँछ धोई क, कुतरा क पाव णूँ

# પરિશિષ્ટ-૫

Registered No. B. 703.

॥ श्री उमादेव्याः कृपया ॥

## કડવા વિજય.

પુસ્તક ૧૧ મું. જાન્યુ. ફેબ્રુ. માર્ચ, ૧૯૧૮. અંક ૧-૨-૩

परिवर्तिनि संसारे मृतः को वा न जायते।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम्॥

પરિવર્તન પામતા સંસારમાં મૃત્યુ પામેલો કોણ જન્મતો નથી,
તેજ ખરો જન્મે છે કે જેના જન્મથી સ્વવંશ-જાતિ-
ઉન્નતિને પામે છે.

અધિપતિ,
પટેલ મોતીલાલ કાળીદાસ,
શ્રી સત્યનારાયણ પ્રી. પ્રેસના માલીક—અમદાવાદ.

પ્રકાશક,
પટેલ મોતીલાલ કાળીદાસ
શ્રી સત્યનારાયણ પ્રી. પ્રેસના માલીક—અમદાવાદ.

પત્રવ્યવહારનું ઠેકાણું—
મેનેજર "કડવા વિજય" આફીસ.
વીરમગામ.

વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧-૪-૦.

Printed by the Editor at his Satyanarayan Printing Press.
Near Hospital, Panabhai's Vadi—AHMEDABAD.

Regd. No. B. 3946





| | | |
|---|---|---|
| વર્ષ ૧ લું | "પટેલ" કાર્યાલય | અષાઢ |
| અંક ૩ જો | એલિસબ્રીજ-અમદાવાદ. | ૧૯૮૩ |


આપણા સામાજિક દોષો પાણીથી કે શબ્દોથી ધોવાય તેવા નથી. આપણા પરસેવાથી તે ધોવા પડશે, અને આજે તેમ નહિ કરીએ તો કાલે લોહીથી ધોવા પડશે.

—કાકાસાહેબ.


તંત્રી:
મગનલાલ રણછોડદાસ પટેલ,
પટેલ સોસાયટી,
એલીસબ્રીજ-અમદાવાદ.



વાર્ષિક લવાજમ દોઢ રૂપિયો. પરદેશમાં બે રૂપિયા
છુટક નકલ અઢી આના.

